# મોહબ્બત કે મુસીબત!

રચનાર—મી૦ ફીરોઝશાહ જહાંગીર મરઝબાન,
એમ. એ., જે. પી.

તે "કોચીનો સાહુકાર," "વારેસે ના-કબુલ," "અંગ્રેમેન્યુસ
સાથ એગ્રીમેંટ," "નસીબની લીલી," "ઘડી-ચપકો,"
"માસીનો માકો," "જીવપર જોરાવરી," "હેન્ડસમ
બ્લેકગાર્ડ," "કુફીઆઇ સાસુનું કોનફેસાઉ,"
"અફલાતુન," "માઝનદ્રાન," "આઇતાંપર
કોઇતું," "ખેમાન સંગ્રહ,"
ઇત્યાદી ઇત્યાદીના કર્તા.




આ પુસ્તક મી૦ ફીરોઝશાહ જહાંગીરે મરઝબાને જામે જમશેદ
ઓફીસ કોટ-મુંબઈમાં રચ્યું છે, અને એ પુસ્તક
મી૦ દીનશા એદલજી કરકરીઆએ પોતાને માટે
'માણેક પ્રીન્ટીંગ પ્રેસ' (ગ્રાંટરોડ મુંબઈમાં)
છાપ્યું છે તેમજ ત્યાંથીજ પ્રગટ કર્યું છે.

મારી મ્હોબતમાં અને મારી મુસીબતમાં

હરહંમેશ મને હીમત, સલાહ અને દીલાસો દેનાર

મારા માનવંત વાહલા

## કૈકોબાદ કાકા!

હું તમને શું નામથી બોલાઉં?—તમને મારા

કાકા કહું, ધર્મપીતા કહું કે

ઉસ્તાદ કહું?

મારા બચપણમાં હું તમારી કેડે રમ્યો છું—મારી છોકરવન વયે
હું તમારી સ્કુલમાં શીખ્યો છું—મારી કોલેજ લાઇફમાં હું
તમારી અંગત કાળજી તળે કેળવાયો છું—મારા સંસારમાં
તમારીજ પીતા તોલની માયા, અને પાસબાની તળે
આજની ઘડી તથા કાલના દાહડા સુધી હું સુખીછું.

આ સર્વે માટે મારા જીગરમાં આજ વર્ષો થયાં
ઉભરાતી મુંગી લાગણીની એક અદના
નીશાન તરીકે—

**મેહરબાન કાકાજી કૈકોબાદ મરઝબાન—**

આ મારી "મ્હોબત કે મુસીબત" હું તમને
સાચ્ચા પ્યાર સાથે અર્પણ કરૂં છું.

લા૦ તમારો હેતવતો ભત્રીજો.

## સેવકને અસ્તક પબલીશડ થયલું ૩૭મું પુસ્તક.



ઘણીખરી પતેતીનાં શુભ હીંગામ ઉપર મી૰ પીજામની વાર્તાની ચોપડીઓ પ્રગટ થાય છે, કેમકે નવાં વર્ષની ખુશાલીમાં જરથોસ્તી જીગરો જે વખતે ખુશાલીમાં હોય છે તે વખતે ચોપડીઓ પ્રગટ કરવાથી એવડી તક સચવાય છે. જેમ વાંચનારો વર્ગ નવાં વર્ષની ખુશાલીથી લીન થાય છે તેમજ લેખક અને પ્રગટ કરનાર બન્ને પણ એ અવસરો માટે ઘણા ઉમંગથી કામ લે છે. જીવપર જોરાવરી, ઘડી-ચપકો, આઇતાંપર કોઇતું, ખેમાન સંગ્રહ વિગેરે વાર્તાઓ હમોએ પ્રગટ કીધી છે, તેના કરતાં આ વાર્તા પછવાડે મી૰ પીજામની જીવતોડ મેહનત કંઇ જેવી તેવી સમજતાં નાં-કેમકે આ વાર્તાનાં ૩૪ ચિત્રો મી૰ જાગીર તારાપોરવાલાની હુન્નરમદીનો ખરેજ એક નમુનો છે. વાર્તા પણ બહુ વખાણવા જેવીજ છે અને સઘળી રીતે આ ચોપડી-પતેતીનાં નવાં સાલને દરેક રીતે બંધબેસ્તી છે.

મારા પુરાણા દોસ્ત રહીકે ભાઇ સાહેબ પીજામની વાર્તાની ચોપડીનો દીબાચો લખીને કંઇ જેવી તેવી સેવા બજાવી નથી (!). એ ભાઇને ચોપડીનો દીબાચો લખવા આપેલો હતો કે મી૰ દીનશા કરકરયાનો માસ્તર થવા કહેલું હતું? દીબાચામાં લખાયલા દીનશા કરકરયાને માટેના 'રદન પાટલા'નો જવાબ ભાઇ પીજામ આપશે એવી હું આશા રાખું છું-કેમકે દીનશા કરકરયો પોતાના કામની પોતેજ તારીફ કરીને 'વાહવાહ' કરાવવા માગતો નથી.

લા૰ હુવાગો સેવક,

દીનશા એ. કરકરયા

મુંબઇ, તા૰ ૨૫-૮-૨૨

# "મોહબ્બત કે મુસીબત!"

## (પ્રસ્તાવના)

કાંઇક મુદ્દત થઇ કાને ભણકારા આવ્યાજ કરતા હતા કે "રફીક, મારી 'મોહબ્બત કે મુસીબત'નો દીબાચો તમારે લખવો પડશે" અને તે અંતે ખરૂંજ પડયું છે. એક દીવસ ભાઇ પીજામને તેવણુની જામેની આફીસમાં ઉડતી મુલાકાત આપતાં જેવો એક દલદાર પોથો મારા હાથમાં ધબ કરતોકે મુકી દીધો કે તેનું તો કદજ જોઇને હું હેબતાઇ ગયો! લગભગ ૬૦૦ પાનાં! એ વાંચતાં અને એ પુરાં કરતાં કોણ જાણે કેવીએક જીવપર જબરી કરવી પડશે એવો વિચારતો આવ્યો ખરો, પણ તે પછી એકાદ બે દીવસમાં તે વાંચવાની શરૂઆત કરતાંજ મારો તે વિચાર ખોટો નિવડયો! ભાઇ પીજામની આ નવી નોવેલનો પ્રસ્તાવના લખવાનું મારા જેવા એક અદના લખનારને સોંપી મારાથી કાંઇક વધુ શીખવાની યા કાંઇક વધુ સમજ મેળવવાની ઉમેદ ભાઇ પીજામે રાખી હોય તો એ મારા મેહેરબાન દોસ્તને એટલુંજ કહીશ કે 'ભાઇ તું રસ્તો ભુલ્યો છે!' પણ એ ભાઇએ તો પહેલેથીજ મને રોકડું પરખાવી દીધું કે 'રફીક, હું મારો પોતાનો રીવ્યુ તમારાથી માંગતો નથી; મારે વાસ્તે બોલવાનું કે લખવાનું સેસમાંજ રાખજો; માત્ર મારી આ વારતા પહેલેથી છેલ્લે સુધી વાંચજો, અને જે ઇંગ્રેજી નોવેલને આધારે મેં મારી વારતા

રચી છે તે તમેજ મને આપેલી હોવાથી એની રચનામાં હું ફત્તેહમંદ ઉતર્યો છું કે નહીં તે તમે પોતેજ ઘણી બેહેતર રવેશે કહી શકશો. મેહેરબાની કરીને એટલું કરજો કે એ વીશે તમારૂં પ્રમાણીક-મત લખી મોકલજો—મારી ખાંમીઓ-પર ધ્યાન ખેંચતાં સહેજબી ઓસકાતાં ના' એવી ભાઇ પીજામની મને તાકીદ હતી.

મેં એ નોવેલ પ્હેલે તો એક વાંચનાર તરીકે વાંચી, અને પછી તે વિશે એક લખનાર પોતે શું વિચારે તે નિર્ણયપર આવવા ખાતર તેને બીજી વખત એક લખનાર તરીકે વાંચી. વારતાઓ વાંચવાનો શોખ ધરાવનારને મનસે એક રસીલી નોવેલ વાંચવા જેવી બીજી મોજ અલબત કોઇ નથી; અને તેવી કોઇ આશાથી વારતા વાંચવાનો શોખ ધરાવ-નાર ભાઇ પીજામની આ નોવેલ જો હાથમાં લઇને બેસે તો તેની તે આશા સંપુર્ણ પાર પડે એમ હું ખાતરીથી માનું છું. જો બેચાર લીટીમાંજ એ વારતા વિશેનું મારૂં પ્રમાણીક મત આટોપી દેવાની ભાઇ પીજામ તરફથી મને છુટ હોય તો પોતાની આ વારતાના નાયક સુલતાનની એક નોવેલ "ડામીજનો ડાહમ" વિશે ભાઇ પીજામે—જે લખ્યું છે તેજ બોલેબોલ ભાઇ પીજામની એ નોવેલ માટે લખીને કલમ બાજુ મુકી દેઉ કે

"એક લેખકનો બધો અલંકાર એક નોવેલીશ્ટની દરેક કુશળતા, એક જવાંમર્દનો તામમ જુસ્સો "પીજામ" પોતીકી આ વારતામાં આમેજ કરી ચુકયો છે."

અને એ ખરૂંજ છે, જુવો જઇરી અને જુવાન વચ્ચેનો

સૌથી મોટો ફરક શું છે તે પોતાનાં વાંચનારાંઓને 'પીજામ' કેમ સમજાવે છે?

"પહેલી (એટલે જઇફી) જ્યારે શાંત, 'સ્ટેડી' અને સંતોશી છે, ત્યારે બીજી (એટલે જવાની) આકળી, અધીરી, ઉતાવલી છે. આવતી કાલ આજનીજ માફક પસાર થાય એ વિચાર જવાન જીવને ઓછો રૂચતો નથી. જે એકાંત નચીંતાઇમાં સાઠ વર્ષનું એક બુઝોર્ગ માણસ મજાહ માને છે, તે સત્તર વર્ષનાં એક ઉધરતાં બચાને મનથી જીંદગીનો જુલમ છે."

અને એવું એવું તો એ વારતામાં એવું બીજું ઘણું છે જે બેશક સાબેત કરી આપે છે કે 'પીજામ' એક ખરો હુનરમંદ લેખક છે. એક માહાન લેખક ખાનદાનનો એક લેખક નબીરો, તેણે મેળવેલી ઉંચી કેળવણીનાં જોર અને પ્રતાપે પીજામ જેવો જવાન વારતાનાં સાહિત્યમાં જો આ રીતની કમાલ નહીં કરી બતાવે તો તેમાં ખરેખરજ અજબ થવા જેવું છે. આવી એક જોશદાર રસીલા પ્લોટની વારતા લખવાની ખરેખરી મોજ તો જે એક નોવેલીસ્ટની જીંદગીએ જીવતો હોય તેજ જાણે.

એ ખરી વાત છે કે જે ઇંગ્રેજી વારતાને આધારે આ વારતા ભાઇ પીજામે ઉપજાવી કાઢી છે, તે ઇંગ્રેજી વારતા એ ભાઇની અરજને માન આપી મેં એવણને આપી હતી. પણ ભાઇ પીજામની આ 'મોહબત કે મુસીબત' વાંચવા પછી હું વીશમય પામ્યો કે તે અસલ ઇંગ્રેજી વારતા કયાં અને પીજામની કલમથી લખાયલું તેનું આ પારસી સ્વરૂપ કયાં? તે ઇંગ્રેજી અસલ વારતા એક નામાંકીત નોવેલીસ્ટની લખેલી હતી જેને, હું જોઇને ખુશી છેઉં કે, આ નામાકીત પારસી

નોવેલીસ્ટે ખરેખર જોખ આપી છે. ભાઇ પીજામ એક 'નોવેલીસ્ટ' કરતાં એક 'રોમાનસીસ્ટ' વધારે છે. તેને 'બાઇ બેઠાં અને બુ ઉઠયાં' જેવું સાદું સંસારી ચીત્ર ભાવતુંજ નથી. એ પોતે સાફસાફ તમોને કહી દેય છે. કે તેવું જો લખ્યે તો વારતા શું કહેવાય? અને જેટલી વારતાઓ એ ભાઇએ લખી છે તે દરેકમાં તેણે પોતાની એ માન્યતાને ખરી પાડી આપી છે. જો કે એની આગલી બધીજ નોવેલોએ ફતેહમંદ દેખાવ રજુ કીધો છે અને ભવિષ્યની એની કોશેશ કદાચ ઘણી વધારે ફતેહ સાથે રજુ થાય—છતાં મને કહેવાને કશીજ આંચકી લાગતી નથી કે મારી તપાસ હેઠળની આ વારતા તે બધીઓમાં સરસાઇ ભોગવતી જાવેદાન સુધી ખડી રહેશે.

એ ભાઇ કોમેડીનો મોટો હીમાયતી છે. ત્રાજેડીની એને કાંઇ અજબ સુગ છે—એ ભાઇ માને છે કે ત્રાજેડીઓના લખનારા અંતે અને આખરે મગજથી એ સગજ થઇ દેવાનશાળામાં મરણ પામે છે! તો એની આ વારતામાં વાંચનારાંઓને હસાવીને તેઓના કલેજાં ઉઠલાવી નાખવા જેવું મારા જોવામાં તો કશું આવ્યું નથી. તેથીજ ઉલટું આ વારતા વાંચનાર તો એમજ સમજે કે એક ત્રાજીક વળાંને ઇનસાફ આપવામાં એ ભાઇએ અજબ કમાલ કીધી છે. એની કલમનો ટચકો એનો પોતાનોજ છે. આગળ થઇ ગયલા અને હાલના નામાંકીત પારસી વારતા લખનારાઓમાંના કોઇની પણ સાથે એની લખવાની સ્ટાઇલજ તદન ન્યારી અને જુદીજ કીસમની છે. એ ભાઇની કલમની સરખામણી કોઇ સાથે થઇ શકે તેમ નથી. અને 'કેરેકટરો' દોરવાની એની શકિત અનુપમ છે, પોતાની વારતા માંની 'કેરેકટરો'ને એ એવું રંગ રૂપ આપે છે કે તેઓ

હુબહુ જીવતા જાગતા આકારમાં વાંચનારાંઓની સનમુખ આવી ઉભાં રહે છે.

એ આખી નોવેલ વાંચતાં મારૂં જીગર એક ભાઇબંધ લેખક તે આ કીસમની કમાલ કરતો જોઇ મગરૂરીથી છલાછલ ભરાઇ ગયું, અને તેજ વખતે અફસોસના એક આંચકા સમેત મારાં મનને મેં સવાલ પુછયો કે પારસી ગુજરાતી સાહીત્યને શોભા આપનારાં હજી બીજાં વધુ પુસ્તકોની નવાજેશ એ ભાઇ કરી શકશે કે? પીજામની હાલની ઓહોળી રોકાણોનો ખ્યાલ કરતાં મને નહીં લાગતું કે એ ભાઇનો એ સાહિત્ય પ્રત્યેનો ઉમંગ વધુવાર ચાલુ રહે. એક મોટાં વગવાળાં પેપરના જોખમદાર અધિપતી તરીકે એ ભાઇને ચાલુ રોકાણો તો હતીજ; પણ તેમાં વળી એક 'લોકોપ્યોગી શહેરી' થવાનો એ ભાઇનાં મગજમાં કીડો ચવડયો અને તેણે જાહેર હીલચાલોમાં ઝીપલાવ્યું—અને ખુદાએ તેને બક્ષેલી ચંચળ ઝેણના પ્રતાપે હાલ તો એ તેમાં એવો ઉંધે મસ્તક ઝીપલાયો છે કે તેમાંથી ડોક ઉંચકીને ઉપર જોવાની પણ એને હાલ તુરત ફુરસદ નથી. ગુજરાતી વારતાઓનાં વાંચનારાંઓને એ રીતે ગળે લગાડી ગરદન મારવાનો આ દાખલો બીજો છે. પ્હેલો આપણા લાયકીવાલા એકટીંગ મ્યુનીસલ કમીશનરે પુરો પાડયો છે. એ ભાઇને એક પારસી સંસારી વારતા સાથે દેખાવ કરતાં જોઇ તે વખતે એ સાહિત્ય માટે મેં ઘણું સારૂં ભવિષ્ય ભાખ્યું હતું; પણ એવણ શેઠબી સેહેર્જમાં તે ઉપરનો ભાવ ઉતારી નાંખ્યો અને પોતાનાં કામની ઓહોળી રોકાણોને લીધે એવણને પણ પોતાની એ કલમને કાટ ખાતી બાજુએ નાંખી મુકવી પડી.

જયારે એ સાહીત્યને ઘણી—ઘણીજ અગત્ય છે એવા કેળ-વાયલા કાબેલ લખનારાઓની ત્યારેજ એ સાહીત્યને આ કીસમે વાંઝયું થતું જોઇ મને ખરે મને દલગીરી ઉપજે છે.

પણ, ઓજન્દ ! આતો પીજામ ભાઇની ખુદની પોતાની પરીક્ષા કરવાની સખ્ત તાકીદછતાં મારીથી એવોજ કેઠો થોડો ઘણો રીવ્યુ લખાઇ ગયો ! હવે ? પણ કોલસાની ખાણમાં નીચે ઉતરનાર જેમ કાળો થઇને આવ્યા વગર રહે નહીં તો પીજામની નોવેલની તપાસ લેનાર, પીજામને માટેના એ બોલ લખ્યા વગર કાંઇ રહે ?

ઇંગ્રેજી નોવેલોપરથી ઉપજાવીને લખેલી પારસી સંસારી વારતાઓ મેં અસંખ્ય વાંચી છે. એમાંની ઘણીક નોવેલો એ મને ઘણો સંતોશ આપ્યો છે. સ્ત્રી બોધમાં ચાલતી મરહુમ શેઠ કેખુશરો કાબરાજીની યાદગાર વારતાઓનો તો હું બેશક એક પુંજારીજ હતો, અને તે પછીથી બીજી અનેક જોરાવર વારતાઓ પ્રત્યેનાં મારાં માનમાં સેહેજબી ફેરક પડયો નથી. તે પછી મને જો એક સરખી રીતે કોઇનીબી વારતા-ઓએ ખુશી કીધો હોય તો તે આજની મારી તપાસ હેઠ-ળની વારતાનો લખનાર 'પીજામ' છે. અલબત એ વારતામાં ઘણી ખુબીઓ સાથે કેટલીક ખામી પણ છે, મગર તે એવી છે કે જે ઉપર લખનારનું ખાસ ધ્યાન ખેંચવાની કંઇ અગત્ય નથી. કેટલીક વાર કેટલીક ખામીઓ ખુદ તે લખ-નારનાં ગોયા લોહીમાંજ આમેજ થયલી હોય છે, અને તે લખનાર ઘણીકવારે લખવામાં એવો લીન્ન થઇ જાય છે કે તે ખામીઓ તેને યાદ આવતીજ નથી અને તે સુધારવાની તેને જોગવાઇ થતીજ નથી. ફાયદોજ શું ત્યારે ? આજથી લગભગ

દશ વર્ષની વાત ઉપર એજ લખનારની પ્રગટ થયલી નોવેલ નામે "નસીબની લીલી"નો પ્રસ્તાવના લખતાં તેના લખનાર કવી દાદી તારાપોરવાલાએ જે ચોકકસ ખામીઓ ઉપર 'પીજાપ્રમ'નું ખાસ ધ્યાન ખેંચ્યું હતું તેવીજ લગભગ તેને મલતીજ ખામીઓ તેની એક દાહેકા પછી બાહાર પડતી આ વારતામાં નજરે પડે છે—એજ વાત મારૂં ઉપલું કહેવું સીદ્ધ કરી આપે છે કે કેટલીક ખામીઓ એવી હોય છે કે જેઓ એક લખનારનાં લોહીમાં આમેજ થયલી હોય છે, અને વળી કેટલીક ખામીઓ એવી હોય છે કે તેઓ ખરેખર ખામીજ કહેવાય કે નહી તે વિશે બે જુદા લખનારાઓ ભાગ્યેજ એકમત થઇ શકે છે.

આ કીસમની તપાસ લેનારા ઘણાકો તે વારતાનો પ્લોટ પ્રસ્તાવનામાં કહી સંભળાવવાનું પસંદ કરે છે. તેઓની એ પસંદગીની હું વિરૂદ્ધ છું. પ્રસ્તાવનામાંજ તે વારતાનો પ્લોટ આપ્યો પછી ખાસ 'મોહબ્બત કે મુસીબત' જેવી પેચદાર વળાંની વારતા વાંચનારાંઓ માટે, આખી વારતા વાંચવાની રહેજ શું ? એ તો તેઓની એ ખાસ મોજ ખુંચવી લીધેલી કહેવાય, અને એ બાબે મેં ઘણાંક વાંચનારાંઓને ફડફડતાં સાંભળ્યાં છે. આ વારતાનાં પ્હેલાંજ પ્રકરણમાં કુમી ખંબાતા અને જામી મોદીનો ઘણાજ કમનસીબ સંજોગ વચ્ચે જે મેળાપ થાય છે તે આયંદેહ વારતાની આખેરીમાં એ કમનસીબી સદાની કમનસીબી રહે છે કે કોઇ કુદરતી સંજોગને આધીન થઇ ખુશ નસીબીમાં ફેરવાઇ જાય છે તે જાણવાની અધિરાઇ તે એ વારતા વાંચનારની પોતાની ખાનગી મીરાસ છે; તેની એ અધિરાઇ તમે ભાંગો તો તેની તે ખાનગી

મીરાસ તમે લુટી એમજ સમજવું. એ મારૂં ચોક્કસ મત છે અને તેથી એ વારતાનો ધીમે ધીમે ખુલ્લો થતો પ્લોટ તે વાંચનારાંઓની પોતાની નજરનેજ માટે રહેવા દેવાતું હું ઘણું પસંદ કરૂં છું.

ઇંગ્રેજી અસલ વારતા પોતે ઘણાજ જોરદાર પ્લોટ અને પેચવણ વળાંની હતી—અને મારી તો ખાતરી છે કે કોઇ નબળો પોચો લખનાર તેને પારસી સંસારમાં ઉતારવાનું હારી ખાઇ તેનાં અસલ ઇંગ્રેજીજ રૂપમાં પોતાનાં ગુજરાતી વાંચનારાંઓ સનમુખ તેને રજુ કરવાનું વધુ સહેલું અને વધુ બહેતર વિચારતે. પણ લેખક તરીકે પીજામનું ખમીર એવો સેહેલો સુતરો રસ્તો સાંખી તે કયાંથીજ શકે? તેણે તો મને લાગે છે કે એકાદ બે બીજી ઇંગ્રેજી વારતાઓની મદદ સાથે એવું તો એક જોરાવર રસીલું પારસી સંસારી સ્વરૂપ પોતાનાં વાંચનારાંઓ સનમુખ રજુ કીધું છે કે મારી ખાતરી છે કે એકવાર એ વારતા વાંચવા હાથમાં લીધા પછી તેને પુરી કીધા વગર વાંચનારેથી તે બાજુ મુકી શકાવાની નથી.

વારતાની મુખ્ય ખુબી તેમાં આપેલાં ચિત્રોની છે. મને જ્યારે એ ચીત્રો દેખાડવામાં આવ્યાં ત્યારેજ મેં મનસે વિચાર્યું કે તેઓને લગતી જહેમત પીજામ બેરાદરજ ઉઠાવી શકે. ઇંગ્રેજી અસલ વારતામાં પીકચરો તો અલબત કાંઇ હતાંજ નહીં; એટલે વાંચનારાઓ જે પોતાની સનમુખ રજુ થયલું જોશે તે ભાઇ પીજામનીજ કલ્પના શક્તિનું પરિણામ સમજવું; હવે ભાઇ પિજામની કલ્પના શક્તિ સાથે પેલા ચુનંદા આરટીસ્ટ ફોટોગ્રાફર તારાપોરવાલાની હુન્નરમંદી મલી તો પછી કેવું ફાંકડું અને આંખોને ઉડી વળગે તેવું પરિણામ

આવે તે વિસ્તારીને વર્ણવાની કાંઇ જરૂર છે? આટલું વાંચ્યા પછી તમારા જમણા હાથ તરફના પાનાં ફેરવી જોશો તો મારાં આ લખવાની તમોને સાચી સાબેતી ઝટ મળશે. એવાં પીકચરો એક બે નથી પણ ૩૪ છે! એટલે તમારા હાથમાં લગભગ સવા છસો પાનાનો દલદાર પોથો મુકવામાં આવશે; અને તેમજ છે તો ભાઇ પીજામને હું ભલામણ કરૂં છું કે ખાસ કરીને તેની આ નોવેલની બાઇન્ડીંગમાં ઘણી વધારે સંભાળ લેવાની જરૂર છે, કેમકે, એ ભાઇની આગલી નોવેલોના જેવી બાઇન્ડીંગમાં જો આ ચોપડી બંધાઇ તો તે વાંચવા હાથમાં લીધા પછી અરધીજ વંચાતા તેના ફારમો બંધમાંથી છુટી જઇ હાથમાં આવી જવાનાજ!

મી૦ પીજામનું આ પુસ્તક પેલા બુલંદ તાલેના અથોરનાન મેકમીલન સાહેબ શેઠ દીનશા કરકરયાને હસ્તક પ્રગટ કરનાર છે, એટલે એ માલેતુજાર માતબર પબ્લીશર એ ચોપડીનાં ગેટ-અપના સંબંધમાં કશી કચાસ તો નથીજ કરવાના એમ વાંચનારાંઓને હું ખાતરી આપી શકું છું-પણ, પોતાને હસ્તક પ્રગટ થતી આવી હીરાને તોલની નોવેલોના પ્રુફો જરા વધારે સંભાળથી કરેકટ કરવાની એ શેઠ ભવિષ્યમાં વધારે કાળજી કરશે તો તે નોવેલોના લખનારાઓ અને વાંચનારાઓ ઉપર એ શેઠે એક કરમ મેહેરબાની કીધેલી ગણાશે. જ્યારે આવા ચુનંદા અને નામાંકીત લખનારાઓએ એવણનો હાથ ઝાલ

એવણુ જ્યાં હતા ત્યાંથી બાહાર ખેંચી કાઢી એવણુને વંચ-નારની બોહોળી પ્રજા સનમુખ આવા સારા આકારમાં રજુ કીધા છે તો મેં સુચવેલી એટલી વધારાની મેહેનત અને કાળજી એવણુ શેઠને માટે યોગ્યજ ગણાશે—પણ, મેં ઉપર જણાવ્યું તેમ એ ખામી વળી એ અશો અથોરનાન જાહાની રગેરગમાં પચી ગઇ હશે કે શું તે આગળ અનેકવાર એવણુ શેઠનું ધ્યાન ખેંચવામાં આંવ્યા છતાં આ ખામી ખુબીમાં હજી ફેરવાઇ ગઇ નથી.

તા૦ ૨૧-૯-૨૨. { 'રફીક' ડોસાભાઇ ફ૰ લંગરાના.

# નવમું નંબર !



નંબર ૯ ! ખુદાનું ચાહવું છે તો આ કમતરીન કલમનો ખડખડ પાચમ ખટારો બાર વર્ષે અઢાઇ કોષ ગબડયો જાય છે. મોહબત અને મુસીબતની ભેગી પાઠશાળામાં વર્ષો સુધી પોતે જાતે ટીપાઇ સેવક આ નવમું પુસ્તક તમારા હંમેશના કદરદાન હાથોમાં કાંઇક સંતોષ સાથે આજે મેલે છે. "ત્રીસ વોલ્યુમો"નો લોભી સ્વપનો હજી તો ગાઉના ગાઉ દુર છે—છતાં પચીસસો જાતની રોજીંદી બીજી ત્રીજી જંજાલો વચ્ચે આટલુંબી હુસુક હુસુક આગળ વધી શકાય છે એજ હું તે કેરેદેગારની કરમ બક્ષેશ સમજું છું. મારા રફીક અઝીઝ ભાઇ ડોસાભાઇ લંગરાના પોતાના દીબાચામાં ધાસ્તી બતાવે છે કે પીજામ (દુશમેન)ની સુખડપેનનું હવે બસ આવી બન્યું—હવે એ લાંબા કાંદા નહીં કાહડે ! છટ-છટ ! હજી તો બીજાં ઘણાં વર્ષો જીવવાનો મારો વીચાર છે—અને જો જીવતો રહીશ તો, ખાત્રી રાખજો, જીંદગીભરની મારી બીજી માશુક—મારી કલમ-ને હું હરગેઝ બેવફા નીવડવાનો નથી.

મોહબતનો દીબાચો શું હોય—મુસીબતની પ્રસ્તાવના તે કેવી હોય ? હું ખુદાને હાજર નાજર જાણીને મારૂં સાચ્ચું મત ઓચરૂં છું કે જેણે આ જીંદગીમાં સાચ્ચી મોહબતની મુસીબત બીલકુલ અનુભવીજ નથી તેનો ફેરો આ દુન્યામાં સરીયામ અકારત ગયલો છે. માનો યા ન

માનો! હું તો આગળ વધીને એટલુંબી કહેવા તૈયાર છું કે મુસીબત વગરની મોહબત સંપુર્ણ હોઇ શકતીજ નથી! પણ, લે ચાલો—કદાપી તમને અવાચી આવી જશે!

આ કથામાં મોહબતની સાઇકોલોજી (Psychology) ની એક નાની સ્ટડી ઉપજાવવાની મેં કાંઇક કોશેશ કરી જોઇ છે. પ્યાર—પ્રીત--પ્રેમ—વાહલ—હેત—ના જુદા જુદા તબકકાઓ, જુદા જુદા આકારો, જુદા જુદા રંગ ઢંગો, જુદાં જુદાં સ્વરૂપોનો હું એક ઉલટમંદ અભ્યાસી છું. અને એજ મારી વર્ષોની મુંગી 'સ્ટડી'નો કાંઇક સરવાળો આ વાર્તામાં મેં જામી, કુમી, જાલુ, દાદી, નવાબ, માનેકની કેરેકટરોમાં ઉપજાવવાની વેતરણ કરી જોઇ છે. મારા વાંચનારાંઓમાંથી જેઓનેબી—હમણા કે વર્ષો અગાઉ—મોહબતની મુસીબતનો ચમટો તુટયો હશે તેઓ આ મારાં દોરેલાં જુદાં જુદાં પીક-ચરોની કદર બીજાંઓ કરતાં બેશક વધારેજ કરી શકશે. જે કમભાગ્ય આસામીઓએ ખુદ પોતે આખી જીંદગીમાં મોહબતને જોણી નથી—પારકાંઓની મોહબતને પીછાણી નથી—તેઓ માટે આ વાર્તા મેં લખીજ નથી.

અને એક ગ્રહસ્થનાં સુખન ઉપર હું તમને ગંભીર ખાત્રી આપવાની આ તક લઉં છું કે આ મારી નવમી નોવેલબી "ઓરીજીનલ" નથી, નહી—ખચીત નથી! ભલા ભાઇ 'રફીક' તમને સાચ્ચું કહે છે કે એઓએ કાંઇક વર્ષો ઉપર એક ઇંગ્રેજી ચોપડી મારા હાથમાં 'એડેપટેશન' માટે મેલી હતી. તેવણે ડાચું કુમળાવી, પાનસેરયું ધુંણાવી મને ખોલ્લી ચેતવણી તે વારે આપી હતી કે તે અસલ ઇંગ્રેજી કથાને ગુજરાતી 'લાઇફ' માં ફેરવવાની મુરખાઇ મારે કરવી નહીં. મેં તેટલુંજ ખાટકું

કાચું કરીને 'રફીક' શેઠની શીખામણ એક કાને સાંભલી બીજે કાને પાછી કાહડી નાખી—અને આ રહયું તેનું પરીણામ! અલબતાં મારી કફોડી આદત પ્રમાણે અંદર એક બીજી ઇંગ્રેજી કેતાબના વળાંને મેં લપેટી લીધું છે—અને—અને હવે જે છે તે એ છે! ખુદાનું નામ લઇને ફકત એકવાર તો ખાલી અમસ્થાં રમુજને ખાતર વાંચી જજોજી: કદાપી ભાઇ 'રફીક' બીહીક રાખતા હતા તેટલું છેક છબ્બર મારે હાથે નહી થઇ ગયલું હશે! જો તમે ધારતા હોવ કે હું મારી કથાઓનો સ્ટાનડર્ડ જાળવવામાં આ વખતમી ફાવ્યો છું તો—તો ચોકકસ માનજો કે—તે વાહીયાત "ઓરીજીનલ" વાર્તાઓ નહીંજ લખવાના મેં લીધેલા સપતના પ્રતાપે છે!

મી૦ 'રફીક'ની પ્રસ્તાવનામાં હું કાંઇક થોડાંક મરચાંની અને થોડાક સરકાની ગણત્રીમાં હતો. પણ ભલા આદમીએ મારો બરડો સારી પેઠે પખોડવાને બદલે જયાં જુવો ત્યાં 'મરકા'નો ઠેપરો લગાડી દઇ મને નાસીપાસ કર્યો છે. હવે હું એ મારા 'ક્રીટીક'ને જવાબ તે શું આપું? એવણ ભાઇ સાહેબ ગળાં ઉપર હાથ મેલી તમને કહેવા માગે છે કે આ 'મહોબત કે મુસીબત' મારી (પીઆમની) સઉથી સરસ ચોપડી છે! વેલ—એવણને એવણનું મત મુબારક છે. મારો વિચાર પુછશો ના! સમજો કે જો મારાં નવ બચ્ચાંઓ હોય—(ખુદા ન કરે!)—તો હું તેમાંથી કોઇબી એકની તરફ આંગળી બતાવી હરગેઝ એમ નહીં કહું કે "આ રહયું મારૂં સર્વથી ઉત્તમ બાળક!" પણ એટલું તો ખરૂં છે કે આ કથાની મુળ બાબદે મારાં પોતાનાં જીગરના તારોને જેટલા ગણગણાવ્યા છે તેટલા

બીજી કોઇએ મારી વાર્તાએ ગણગણાવ્યા નથી તમારો હવે શું અભીપ્રાય છે તેતો હું કયાંથી જાણવા આવીશ?

આગળી ઘણી ખરી મારી નોવેલોમાં Impersonation—ખરાં માણસને બદલે ઠસી બેસનારાં ભલતાંજ આસામીઓની દાગાબાજી—તમે જોતાં આવ્યાં છો. આ વાર્તામાં તેવું કશું નથી. એક 'સ્વીટ સેવનટીન'નો નાદાન નીરદોશ જુસ્સો, બે ઠરેલ ડાહયાં જવાન જીવોની અઠાગ મુંગી જાનફેસાની, એક લટખટ લફંગાનો હવસી હાંફરો, એક બુધ્ધા બુખખની ઇડીયોટીક ઇશ્કબાઝી—આ સઘળા રંગોનો છુટથી ઉપ્યોગ કરી અહીં મેં માત્ર પારસી સંસારનું એક સાદું ચીત્ર દોરવાનો પ્રયાસ કર્યો છે. જયારે એ કથા હફતે હફતે 'ગપસપ'માં હું લખતો હતો ત્યારે શરૂઆતમાં એક મારા ભણેલા લેખક મીત્રે રશીક ભાઇની માફકજ કોઠાં કરીને મને કેમ બીચકાવ્યો હતો તે મને બોલે બોલ હજી યાદ છે!—

> 'પીજામ, એક પારસીની છોકરી એક ખોજાની સાથે પ્યારમાં પડે એ વીચારજ એબસર્ડ છે! એવી જાતનો તાણી તોડીને ઉભો કરેલો પ્લોટ પારસી 'લાઈફ'ને કભ્ભી બંધ બેસેજ નહીં. પારસી લાઈફમાં એવો બનાવ કોઈ દહડે બનેજ નહીં!"

કભ્ભી નહીં બને? મેં ત્યારેજ કપાલ ઉપર કરચલી વાળી પાછું ને પાછું તે મારા ખેરખાહ દોસ્તને પુછયું હતું કે "શું પારસીની છોકરી એક ખોજા સાથ પ્યારમાં પડી ને પરણી જવા માગે એ **કભ્ભી** નહી બને?"—અને—! શું બોલું, અને શું લખું? એટલુંજ કહેવા માંગું છું કે એવો કોઈબી આજે બનાવ નથી કે જે યુરોપીયન 'લાઇફ'માં

બનવાજોગ હોય તે પારસી 'લાઇફ'ને બંધબેસ્તો નહીંજ થઇ શકે. કાંઇ ખુદા ખુદા કરોજી!

આ કથા બાબે હું જરાક જોઇયે તે કરતાં વધારે પીજન પાટલો કરૂં છું ખરો? બસ હવે એકજ પોઇન્ટ પકડી હું એ મારી મોહબત કે મુસીબત તમારા અભીપ્રાય માટે એકદમ છોડી દઇશ. મી૦ 'રફીક' મને તાણો મારે છે કે "કેમ, એઇ કાકા! તમે તો ત્રાજીડીને નામે એકદમ જરા જરામાં છીંક ખાઇ પડો છો, ને ત્યારે આ શું? આ 'મોહબત કે મુસીબત'નો ત્રાજીક કીસ્સો આટલો જુસ્સાથી તમે કેમ ચીતરયો? એમાં તમારી ફરમાશુ કોમીડી કયાં છે?" હું તેનો જવાબ દઇશ. રે બાપુઓ—"મોહબત કે મુસીબત" એક ત્રાજીડી છેજ નહીં! જે કથામાં નેકી જીતે અને બદી હારે—જે કથામાં ભલાંઓ આષીષો પામે અને બુરાંઓને તેમનો નતીજો મળે—તે કથા 'ત્રાજીડી' નહીં પણ 'કોમીડી' હોય છે. મી૦ મશરેકે પણ એકવાર એવોજ કાંઇ છબરડો કર્યો હતો; અને 'ત્રાજીડી' એટલે શું તથા 'કોમીડી' એટલે શું તે સમજવા વગર મને એ ભાઇ વ્હારી ખાવા નીકળ્યો હતો કે હું તો કકડધસ ત્રાજીડીઓ લખું છું તોબી અમથો ચીબો થાઉ છું! રફીક ભાઇ જેવા એક કેળવાયલા વડીલલેખક ભાઇબંધ તરફથી એવી કચુંબરની મેં આશા રાખી નહીં હતી. તમે એક વાર્તામાં ઠારઠાર ગમગીન, ગંભીર, શોકાતુર બનાવો ચીતારો—તેથીજ તે કાંઇ ત્રાજીડી થતી નથી; તેમજ તે વાર્તામાં તમે જગેજગ હસવાના ભાવતાઓ આમેજ કરી સેવટે બધાંનું કત્લેહામ કરી મેલો તેથી તે કાંઇ કોમીડી બની જતી નથી. શું સમજયા? આશા છે કે હવે વળી ફરીથી આવી જાતની

કંટાલો ઉપજાવનારી તકરારમાં ઉતરવાની કોઇ મને ફરજ પાડશે નહીં. હું ત્રાજીડી તો મરી જતાંબી લખવાનો નથી. ફરીથી ગાઇ વજાડીને આપોકાર ખુલ્લે ખુલ્લી મારી મકકમ માન્યતા અહીં જાહેર કરૂં છું કે ત્રાજીડી લખનારાઓ ઉપર કુદરતનો—સીધો નહીં તો આડકત્રો—હંમેશ કરડો શ્રાપ ઉતરે છે. મને! પ્લીઝ, વધારે બોલાવશો નહીં!

ચાલો—હવે આપણે કાંઇ બીજી વાત કર્યે!

આ વોલ્યુમને હીમતવાન અને હીસાબી બીરાદર દીનશાજી કરકરયાએ પોતાના "માનેક પ્રીનટીંગ પ્રેસ"માં પોતાની સદાની લીટરરી ઉલટ અને કાળજીથી કેવા ઠેકેરા સાથ બાહેર પાડી છે તે તો તમે પોતે એક તડાકે જોઇ શકશો. ભાઇ 'રફીક' મારા આ 'નામદાર કરકરયા'ની ઉપર જરા ખાટ્ટા મારી ગયલા લાગે છે. કારણ હું જાણતો નથી—પણ એટલું જાણું છું કે 'રફીક' શેઠે કરેલા એઓ માટેના ટીકા વાજબી નથીજ. આ પુસ્તક પછવાડે ભાઇ દીનશા કરકરયા કેમ પછડાઇ ગયા—તેના પ્રુફો માટે કેમ છરીની ધાર ઉપર આખો વખત રહયા—તેની પછવાડે મુથ્થા ભરીને રૂપીયા કેમ કહાડી આપ્યા—તે હું નહીં જાણું તો બીજો કોણ જાણે? જરાબી શક વગર આ મારી નવમી નોવેલ બાહેર પાડી મી૦ કરકરયાએ ગુજરાતી સાહીત્યમાં એક બીજો સીકકો બનાવ્યો છે. ૧૦૦ પુસ્તકોના પબલીશર થવાનો એમનો વખાણવાજોગ લોભ મને બહુજ અપીલ કરે છે. ખુદા એ મારા દીલાવર દીલના અથોરનાન 'મેકમીલન'ને એમની ઉમેદમાં જશ આપો!

અને પછી, જહાંગીર! મારો પુરાણો દોસ્ત જહાંગીર તારાપોર!! આ રૂડા ભાઇની સારી તરફની મોહબતવંતી

લાગણીનું માપજ મારેથી થઇ શકતું નથી. આ ચોપડી માહેલાં ૩૪ ચીત્રો જુવો! વધારે બોલવાની જરૂરજ શું રહે છે? લાગટ દીવસો સુધી પોતાનાં આલીશાન સ્ટુડીઓમાં આટલા બધા ફોટોગ્રાફો પોતાના નવા 'ફ્લેશ-લાઇટ' પ્રોસેસથી લેતાં જે મુસીબત જહાંગીરે વેઠી છે તે યાદ કરતાં હમણાબી મારી આંખ્યોમાં મોહબતના આંસુ ઉભરે છે. સાહીત્ય દેવીના ચરણે શોખની સેવા બજાવવાના હરખમાં આર્ટના આ સાચ્ચા આશકે ખડે પગે—પસીને ગરકાવ થઇ—કલાકોના કલાકો લાગટ દીવસો સુધી શું રંજ ખેંચી છે, દીલ લગાડી શું મેહનત કરી છે, તેનું વરણન કેમ આપું? એના કેમેરાએ અને મારી કલમે આ ચોઠીવાર જે ભેગું પરીણામ ગુજરાતી સાહીત્યને અપર્ણ કર્યું છે તેણે અમો બંનેની એકમેક તરફની અરસપરસ સાચ્ચી મોહબતને ઓરબી વધારે મજબુત બનાવી મુકી છે એજ અમારો બંનેનો બદલો છે. મારાં દીલની લાગણી જહાંગીર તારાપોરની સમક્ષ હું ખાનગીમાં ખાલી કરી ચુકયો છું—પણ અહીં, કાગળની સપાટી ઉપર, ફકત બેજ બોલ લખી જવાની મારી ફરજ છે—કે જો મારી સોડે આ પંકાયલા હુન્નરમંદ ગ્રાડયુએટ આર્ટીસ્ટ પોતાના એજમતી કેમેરા સાથ ઉભો નહીં હોતે તો કદાપી આ મારી વાર્તા હાલના તેના પુસ્તક આકારમાં દુન્યાની રોશની જોવા પામતે નહીં. પરવર મારા એ મીત્રને સુખી અને જીવતો રાખે.

જે દીલસોજ મીત્રો—બાનુએ તેમજ ગ્રહસ્થો—એ આ મારી ચોપડીનાં ચીત્રો માટે મને કીમતી મદદ કરી છે તેઓનો હું સામટો ખરાં અંતકરણથી ઉપકાર માનું છું.

આ ફેરી મારાં પીકચરોમાં બનતાં સુધી કુદરતી (Natural) બનવાની મેં કોશેશ કરી છે. પારસી, મહામેદન 'લાઇફ'ને બરના પીકચરો મારી નોવેલોમાં લાવવાની મારી વર્ષોની હોંશ આ વખત થોડે અંશેબી પાર પડી છે કે નહીં તે બાબે 'વરડીક્ટ' આવવાનું હવે તમારૂં કામ છે.

પીકચરોના બ્લોકસ જાણીતી એક્ષસેલસીયોર ઝીંકો બ્લોકસ બનાવવાની કુંપનીએ તૈયાર કર્યા છે—અને તે લક્ષ્મી આર્ટ પ્રીન્ટીંગ વર્કમાં છપાયા છે.

ચાલો! હું તમને વધારેવાર હવે રોકવા ચાહતો નથી. બેસ્તું સાલ તમને મુબારક હોજો!

ખુદા હાફેઝ!

લા૦ દુવાગો ભાઇ,

**ફીરોઝશાહ જાંહગીર મરઝબાન.**

રાશીદ બીલ્ડીંગ,
ન્યુ ચરની રોડ,
તા૦ ૨૬ મી આગષ્ટ ૧૯૨૨,

# મહોબત કે મુસીબત!

## પ્રકરણ ૧ લું.

—:o:—

### એ! નસીબ! તું એક ડગલું આગળને આગળજ છે!

"ચુપ! ચુપ! બ્રાઉની! મુંગો રેહ—શાનો ભોંસ્યા કરેછ?"

તે વફાદાર નાના ટેરીયરે પોતાના કાનો ઉંચા કરી પોતીકી લાડકી જવાન શેઠાણી ગમ જોયું—પણ બીજીજ પળે વળી પાછું તેણે પહેલા માળની વરંડાની રેલીંગમાં મુડું ખોસી દઇ ઘુરકવા માંડયું.

"બ્રાઉન! નહીં સમજતો કે?—કમ હીયર, સર!"

પણ નહીં ભુરા ધાબાંવાળા તે ચમકરી સરખા ફોક્ષ—ટેરીયરનો મીજાજ દેખપ્તી રીતે બીગડી ગયલો હતો. આજે તો કુમીનેબી તેણે મચક આપી નહીં—અને પાછું જોરમાં ભોંસવા માંડયું.

નીચે અગ્યારીના કમપાઉંન્ડમાં કાંઇબી જણ જાનવર કે અણજાણ્યું માણસ દાખલ થયલું હોવુંજ જોઇયે—નહીં તો વગર કારણે બ્રાઉની એમ છેક રાતના સુવાની વખતે રોણું કરે એવો ગાવડી નહીં હતો.

બુઝોર્ગ પંથકી—મી૦ બરજોરજી ખમબાતા—રોજ રાતના ૯ વાગે ખાઇને સુઇ જતા હતા. તેવણુની ઉંઘ બાઉનીના રોખરાંથી ઉડી જાય એ બનવા જોગ હતું. પોતીકા હીરા મોતીના આ વહાલા બાવાજીના સુખ અને ચેન માટે તેમની આ એક પુરી બેટી ખરેખરી કાળજીમંદ હતી. ઘેરમાં બીજું તો કોઇ હતું નહીં. બરજોરજીનો એક પુરો દીકરો માનેક ખમબાતા છેલ્લાં બે વર્ષ થયાં બારીસ્ટરનો અભ્યાસ કરવા ઇંગ્લાંડ ગયલો હતો—અને કુમીના માયજી તો આજે આઠ વર્ષ થયાં ગુજરી ગયલાં હતાં.

અમદાવાદ શેહરની નવેમ્બરની ઠંડીનો કાંઇ ખ્યાલ તો તમને હશેજ. બાહેર મધરાતની કકડતી ગુલેગુલાબ ઠંડકમાં અગયારીનો તે કુશાદે બગીચો સુમસામ અને વાએજાન શાંત હતો. ઘરના નોકર માણુસો બધાં કયારનાં પોતાની પા ઉંઘ ખેંચી કાહડી ઢોરની માફક ઘોરતાં ભોંયતળીએ વગે સગે થઇ ચુકેલાં હતાં. બરજોરજી ખમબાતાને ત્યાં "આયા" જેવું કોઇ જનાવર હજી સુધી રાખવામાં આવ્યું હતુંજ નહીં—કેમજે એકલ ડોકલ બાપ દીકરી માટે અગયારીના મકાનમાં બીજાં ત્રીજાં ચાકર નફ્રો પુરતાં હતાં. બાવીસ વર્ષની તંદરોસ્ત ઘેર રાખું, રાંધી સીવી જાણુતી અને પોતાની દરેક સંભાળ લઇ શકનારી એક ડાહી છોકરીને "આયા"ના ચીબાટની કાંઇ ખાસ જરૂર હોય એવું બરજોરદારૂનું મત નહીં હતું.

બાઉનીને તેણીએ પટાવ્યો, પસવાર્યો, ધમકાવ્યો, માર્યો-ફોકટ ! તેના ભેંજામાં આજે કોણુ જાણે શું બી વાહરં આવ્યું હતું. અંતે જ્યારે કુમીએ તેને જબરીથી ગળાં માંહેલા પટા

મારફતે ઘસડીને અંદર ઓરડામાં સાંકળથી બાંધ્યો અને વરંડા ઉપરનું બારણું ધાંક્યું ત્યારે તે જરા ડપટ પડયો.

સારે નસીબે 'બરજોરદાર' જરા કાને "ઉંચા" હતા. બાઉનીને ઓરડામાં અંદરથી સાંકળ વડે બાંધી ને તેને ગરમ બંદુસ ઉપર ગોઠવ્યા છતાં તેનું ઘુરકવાનું હજી સમાપ્ત થયું નહીં હતું. કુમીએ હવે પોતીકાં રાતના પેહડી સુવાનાં કપડાં બદલવાં માંડયાં. તેણીએ કસ્તી કરી લીધી અને પછી ઓરડામાં બળતી કેરોસીન બત્તી ઘણીજ ધીમી કરી ઉંઘાડી રહી ગયલી બારી બંધ કરવા ગઇ-પણ——!

એકાએક તેણી ત્યાં અચકી ને ઉભી રહી ગઇ. બારીનાં ફાલકાં ને એક હાથે પકડી રાખી કુમી નીચે કમપાઉંડમાં ઉંઘાડે ડોળે ટગર ટગર જોતી થંભ થઇ ઉભી. એ ત્યાં કોઇ ભુરા રંગનાં કપડામાં માણસ, કોણ હતું ! બેશક-બાઉની કયારનો ચીચવાઇને ઘુમાઘુમ કરતો હતો તેનું ત્યારે કાંઇ કારણ ખરેખર હતુંજ. કુમીની આંખ્યો ઘણી ચોકકસ અને તિક્ષણ હતી. ધારી ધારીને થોડોવાર તે છોકરી ત્યાં નીચે બગમાં થોડેક છેટે એક ઝાડીમાં આસ્તેથી સંતાઇ જતા એક અણજાણ્યા આકાર ગમ જોતી ઉભી.

ઓ સાયરે ! હવે?—કોઇ મુવો ચોરતો નહીં હોય ? બીચારા બાવાજીને ઉંઘમાંથી જગાડવા કે કેમ ? કુમી આજ કાલની એકાદ આપણી ઘણીઇઇઇજ નાજુક અને ઘણીઇઇઇજ બીહીકણ છોકરી નહી હતી. તેણીની રગોમાં ઉંચું અથોરનાન લોહી દોડતું હતું. દેહની સુખી—ઉંચી અને સોટા જેવી સીધી—આ જવાન "ગોરાણી" એ પોતાની અત્યાર ગુલીકની સાદી જીંદગી મુંબાઇની તમારી કેહવાતી "ફેશનેબલ સોસા-

ચરી''ના કશાએ મરડાટ મોરાટ વગર, પોતાના મુરબ્બી પેદરના વાહલ અને દેખરેખ તળે, પહેલાં કેટલાંક વર્ષ ખમબાતમાં અને ત્યાર પછી અમદાવાદમાં ગુજારેલી હતી. બામદાદે સકાળે ઉઠીને કુવામાંથી પાણી કાહડનારી—કામ પડે ત્યારે ઘરનું બધું રાંધવા સીધવાનું પોતે હાથે જાતે કરી શકનારી—આયા દાયાઓના રીશીયારીખોર અધ્યાસીપણા વગરે પોતાની બાવીસ વર્ષની ઉમર વેર એક ખડતળ, સાદી, સ્વચ્છ, નીતીમાન જીંદગી ગુજારનારી આ મોબેદની દીકરી બગીચામાં કોઇ અણજાણ્યા માણસને ભરાયલું જોઇને ચીસાચીસ પાડી મુકે એવું તો તમે પોતે ધાર્યું નહીં હશે.

ના—શું કરવું તે કુમીએ તુર્ત જીવ સાથે નકકી કર્યું. ઘણુંજ આસ્તેથી પાછું પોતાનું બારણું તેણીએ ખોલ્યું અને માથાં પર એક શયાલ લપેટી લઇ—વરંડા ઉપરનું 'હરીકેન લેમ્પ' એક હાથે ઉચકી—તે હીમતી છોકરી અતીષ્ય ધીમેથી નીચે ગઇ. નીચે ઓટલા ઉપર ઘરનો બબરચી પેસ્તન ઘરોઘર ઘોરતો પડેલો હતો—પણ તેને જગાડવાની કુમીએ કશી અગત્ય જોઇ નહી.

બીહીક !—બીહીક એ શું ચીજ છે? નીરદોશપણાંને બીહીક હોયજ શેની? જે કુમળાં ખાલેસ જીગરમાંથી અત્યાર તુલીકની આખી ઉમર દરમ્યાન એક અડધી મીનીટની કાંઇ ખોટો નાલાયક વિચાર આરપાર પસાર થઇ જવા પામેલોજ નહી—જે નીતીમાન દસ્તુર પેદરનાં નીતીમાન બચ્ચાંએ જીંદગાનીની સીહા બાજુનો સેહજબી પડછાયો હજી સુધી જોયલો વટીક નહી—જે ખીલતી ગુલાબની સુગંધી કળી ઉપર ઇતરાટખોરી મતલબી, જુઠી શેહરી જીંદગીનો એક છાંટોબી

અત્યાર લગન પડેલો નહીં—જે ખાલેસ હઇયાંની, હસતાં મ્હોડાંની, ઉછળતાં જોબનની ગામડયન બચગીથીજ હાથમાં જાડી ડાંગ સાથ ગાય, બલદ કે ભેંસોની પછવાડે દોડી તેઓને પોતીકા બગીચામાંથી હંકારતી આવેલી—ને રાતના અગ્યાર વાગે કોઇ પારકાં માણસને કમપાઉંડમાં દાખલ થયલું જોઇને હેબતાઇ જશે, બેશુદ્ધ થઇ જશે યા કલાબકોર કરીને સારૂં ઘર જગાડશે એવો ખ્યાલ રાખશો નહીં સંસારના સીહા સફાઓ જોઇ ચુકેલાં–દગાખોર દુન્યાનો અનુભવ મેળવી ચુકેલાં–સોફાકોચ ઉપર લેટીને શકમંદ ફ્રેન્ચ નોવલો વાંચતાં પાકટ ઉમરના આસામીઓની શરમીલી આંખ્યો સામે એ બીહીકનો બાહુ જેટલો જલદી આવી ઉભો રહે છે તેટલો ગરગામડેનાં એક ગુણવંતાં બચ્ચાંની નીરદોશ, નખાલસ ચશ્મો સામે આવતો નથી.

ભોલી અને ભલી કુમી ! જરાબી જીગરમાં દગદગો કે ખતરો રાખવા વગર સાબુત કદમે તેણી ઓટલાનાં પગડીયાંઓ પરથી નીચે બાગમાં ઉતરી અને હાથમાં ફાનુસ ધરેલું રાખી પેલી ઝાડી ભણી આગળ વધી. તેણીને ડર હોયજ શેનો ? પેલો સંતાયલો માણસ એકબાર્ગી ચોર પણ હોય તો તે શું કરનાર હતો ? કુમીના ગજવામાં હતું શું કે તે લુટી લે ? ઘણું થાય તો માત્ર એકજ બુમ—અને ઓટલા પરજ સુનેલા પેસ્તનને જાગી ઉઠતાં કેટલી વાર ? પાહડ જેવા "બાવાજી" માળ પર પોહડેલા હતા, એટલે કુમી ને મનથી સારી દુન્યાના પોલીસ રામોશીઓની હીમત હતી.

ખચ્ચીત ! ત્યાં ઝાડીનાં ઓઠામાં કોઇ છુપાઇને બેઠેલુંજ હતું. પોતાનાં હરીકેનને એક હાથે ઉચું પકડીને કુમી થોડાંક

કદમ આગળ વધી અને ચારો ગમ જોવા પડી. ખાકી રંગનાં કાંઇ ટુકાં વારકુટ અને સુરવાળમાં કોઇ પુરૂષ ત્યાં એક ઉધા મેળેલા કુડાં ઉપર બેઠેલો હતો. તેણે આ ઘરની જવાન શેઠાણીને ત્યાં આટલી નજદીકમાં આવીને ઉભી રહેલી જોઇ નહીંજ હશે—કેમજે તે જરાબી હીલ્યા કે ચાલ્યા વગર પોતાના બે ઘુંટણો ઉપર બંને હાથની કોણીઓ ટેકવી—બેઉ હાથમાં પોતાનું માથું ખોસી દઇ—નીચી મુડીએ બેસીજ રહયો હતો.

કુમીએ અડધી મીનીટ પોતાના કાળા ભમ્મર ડોળા ઉંધાડીને એકકી ટગરે તેની ગમ જોયાજ કર્યું. તે કોઇ જુવાન શખ્સ હતો—ગરીબ બીચારો ! ત્યાં બેઠો બેઠો નીચી ડોકે એટલો તો જોરમાં હાંફતો હતો કે આટલે તફાવતેબી કુમીને તેનો મુશકેલ શ્વાસોશ્વાસ સંભળાતો હતો.

આ સોવામણા જુવાન સખ્શના ચેહરા ઉપરથી હવે કુમીની નજર તેના કપડાં ઉપર દોડી તેણી સેહજ ચોંકી. તે માણસના દીલમાં તો એક સાધારણ કેદીના ખાકી કપડાં પેહડેલાં હતાં ! કુમીએ બે ત્રણ વાર પોતીકા પીનાની સાથે સાબરમતી તુરંગની મુલાકાત લીધી હતી અને ત્યાં બધા બંધવાઓ કેવાં કપડા પેહડતા હતા તે તેણીને બરાબર માલમ હતું. અને સાબરમતી જેલના એક કેદીના કપડાંમાં સજ થયલો આ પુરૂષ અહીં ?—તેણીનાં કમ્પાઉન્ડમાં !

કોઇ નાહસી તો નહીં આવ્યો હોય ? હવે શું કરવું ? આસ્તેથી જઇને પેસ્તનને જગાડીને આ બંધવાને——

નહીં ! કુમી એક નેક દસ્તુર પીતાનું દયાવંતું ભલું ફરજંદ હતું. રહેમ, દયા, દીલસોજી—આ ફરેસ્તાઇ સદગુણોનો અંશ પરમેશ્વરે એક મર્દની ધાડી છાતીના કરતાં એક

ઔરતનાં કુમળાં જીગરમાં વધારે મેળેલો છે. કુમીની આખી જીંદગીજ એક રેહમી માયાળુ બાપની તરબીયત તળે એક દયાળુ દીલસોઝ છોકરી તરીકે પસાર થયલી હતી બે વાર સાબરમતી જેલ જોઇ આવ્યા પછી આ કુમળાં હઇયાવાળી ગામડેની ગોરીએ બંને વખત કેટલા દાહડા સુધી ત્યાંનાં હીણ ભાગ્ય બંધવાઓ માટે પોતાનું જીવ બાળી ને બરાબર ખાધુ પીધુંબી નહીં હતું. ત્યાં સુરંગમાં કેટલાક કેદીઓનાં દયામણાં મ્હોડાં જોઇ—તેમને થયલી લાંબી ભયાનક સજાની હકિકત સાંભળી—કેટલીક નાની વયનાં બંધવાઓની જુવાની અને જીંદગી આમ બરબાદ થઇ જતી જોઇને ટેક ખસલત ભોલી કુમીની આંખોમા ઝળઝળ્યાં ભરાઇ આવ્યાં હતાં.

"બાવાજી," તેણી જ્યારે ત્યારે પોતીકા પીતા સાથે તકરાર કરતી, "જે લોકો ખરેખરા ગુનેહગાર ને ખુની હોય તે લોકને સારૂં હું નહીં કેહતી—પણ બીચારા જે લોક નીરદોશ ને બેગુનાહ હોશે તે લોકને આય એમ પાંચ પાંચ ને સાત સાત વરસ જેલમાં સબરીયા કરવું પડતું હોશે તે લોકને બીચારાઓને કેવું લાગતું હોશે !"

બરજોરદારૂ ખમબાતા હંમેશ પોતીકાં પ્યારાં બચ્ચાનું આવું નરમ દીલ જોઇ મનમાં ખુશી થતા——

"કુમી–દીકરી–બેગુનાહ હોય તે લોકને આવી મોટી સજા થાયબી વારૂં ?"

"થાયબી વરી ! મેં બે તણ ચોપરીઓમાં વાંચ્યુંછ કે મુવાં દુન્યાના કેટલાંક લોકો એવાં ખરાબને કપટી હોયછ કે બીચારાં નીરદોશ માણસો ને ફસાવીને પોતે બચી જાયછ. બાવાજી—તે દાહરે જેલમાં બીચારા જુવાન જમાન છોકરા-

ઓને કેદીઓના કપરાંમાં જોઇને મારો જીવતો જાણે બરીઇઇઇ ગીયો! કાંય નહીં તે લોકમાંથી કોઇ બીચારો ખરેખર બેગુનાહ હોય ને અમસ્થો ફસી ગીયેલો હોય?"

અને અહીંબી હવે કુમીની આંખ્યો સામે કેદીના કપડામાં એક જુવાન પુરૂપ બેઠેલો હતો! કુદરતનાં કાંઇ ગુપ્ત કેહણુને આધીન થઇ કુમી આસ્તેથી ચાલી આ મસ્તક નમાવી બેઠેલા શખ્સની વધારે નજદીક ગઇ

તેણીના પગલાંનો અવાજ સમજી ને તે જુવાન પુરૂપ એક બાઘેલાં સસલાંની પેઠે ચોંકયો—અને ઉઠી ઉભો થયો. પોતાના ભુરા ડોળાઓ ફાડીને તે આમ અચબુચ જમીનમાંથી જાણે ફુટી નીકળેલી સુંદરી ગમ ટગર ટગર ટીકવા પડયો. અરેરે!! બીચારો કેટલો જુવાન! કેટલો સોવામણો!——

બસ! કુમીનાં દીલમાંનો વસવસો એકજ પળમાં દફે થઇ ગયો. જઇને પેસ્તનને જગાડવાનો મનસુબો તો મગજમાંથી બેમાલુમજ થઇ ગયો. પેલો કેદી તો હજી જોરમાં કઠણાઇથી દમ ખેંચતો ત્યાં અકડીજ ઉભો હતો. આટલી મોડી રાતે હાથમાં ફાણુસ સાથે એક જુવાન ખુબસુરત પારસણ બાઇને આમ દેવીની પેઠે પોતાની સામે એકાએક ઉભેલી જોવાને દેખઇતી રીતે તેણે વકી રાખી નહીં હતી. તે કાંઇજ બોલ્યો નહીં. કુમી કેટલીક સેકંડ ચુપ ઉભી તોયે તે સખ્સના હોઠ ઉપડયા નહીં. પોતાની સામેના નાજુક આકાર ને જોઇને જાણે તેનો દમજ રૂંધાઇ ગયલો હતો. તેના સોભઇતા ગોરા ચેહરા ઉપર નિરાશી, ગભરાટ, અચરતી, શરમીંદગી ખુલ્લે ખુલ્લી પ્રગટી નીકળી હતી.

"તમે કોણ છેઓ?"—અંતે કુમીએજ આસ્તેથી પુછ્યું.

આહ! કેવો નરમાશ ભર્યો અવાજ! પેલા આદમીના જીવમાં નવો જીવ આવ્યો. આ જુવાન બાઇ તે બદબખ્ત ને ફસાવીને પાછો પોલીસના હાથમાં આપે એવી નીશાની દેખાતી તો નહીંજ હતી—પછી તો કોણ જાણે!

"જી હું એક કમનસીબ માણસ છેઉં!" તેણે આખરે ઘણાજ નસોસ જીવે ધપ કરતો કે પાછો કુડાં ઉપર ઠપકાઇ બેસતાં કહયું—અને પાછું બેઉ હાથોથી પોતાનું મ્હોડું ઢાંકયું.

"બસ—ખલાસ! થઇ ચુકું!" તેણે ગળગળતા નખાઇ ગયલા સાદે એક હાય મારી.

કુમી સેહજ તેની નજદીક એક કદમ ગઇ—અને વાંકુ વળી તેના ચેહરા ઉપર ફાણસની રોશની ફેંકી——

"પણ તમે કોણ છેઓ? કાંહથી આયા?" તેણીએ ધીમેથી પુછયું.

પેલાએ ડોકુ ઉંચકી આ દયાવંતી છોકરી ગમ ભીની આંખ્યોએ જોયું. હા—તે શખ્સના ગાલપર આંસુનાં બે ટીપાં હતાં——

"હું એક નસીબનો ફુટેલો જંરથોસ્તી છેઉં, બાઇ." તેણે એક દયાજનક નિસાસો નાખીને કહયું, "હમણાજ હું જેલમાંથી છુટીને અહી જીવ નાખતો નાહસી આયો—પણ મારૂં કીસમત એક ડગલું આગળનું આગલજ છે. પાંચ પાંચ વર્ષ તાંહ વગર વાંકે હું સબરીયા કીધો, ને અંતે જાહરે આજે છટકવા પામ્યો તાહરે——આહ!——"

બે હાથો વચ્ચે પોતાના ખોળામાં માથું નામી દઇ તે અભાગ્યો પુરૂષ એક બચ્ચાંની માફક હવે ડચકાં ખાવા લાગ્યો.

આશરે અઠાવીસ કે ત્રીસેક વર્ષનો તે એક ખરેખરો હેંડસમ ઉચો, કદાવર નવ જવાન હશે. પણ પોતાના સઘળાં જવાનીનાં જોમ છતાં તે તકદીરની તાસીરથી આજેજ બની આ વળી નવા સીતમના મારા આગળ હવે ભાંગી પડયો હતો.

કુમીનાં નરમ હરૂદયમા જાણે એક નહીં સમજ પડે તેવી દયાનો ભુક પકડી આવ્યો. "વગર વાંકે પાંચ પાંચ વર્ષ જેલમાં સબડયો!" અરેરે અફસોસ! આવો જુવાન—આવો શોભઇતો—આવો કદાવર—અને વળી એક જરથોસ્તી! તે અશરાફ દસ્તુરઝાદીનું દીલ દગદગી ગયું. પોતાની સામે દીઓ તાણતા બેઠેલા નવજુવાન પારસીને આમ પછડાઇ ગયલો તેણીથી દેખી શકાયો નહીં.

તેણીએ માયાથી પોતાનો એક હાથ તેના ખભાં પર મુકયો—

"ભઇ-તમે રરો ના! ખોદા સઉ સારૂં કરશે."

પેલા ધણીએ વાસ્કુટની એક બોંહેથી પોતાની ભીણી આંખ્યો નુછી નાખી. સીતમગાર નસીબાના હુકમને આધીન થવા તે હવે જાણે પાછો તૈયાર થઇ ગયો હતો.

"મારેથી બોલાતું નથી—હું થાકી ગીયોચ્છ. મારેથી ઉઠાતું નથી-મને માફ કરજો-હું જેલમાંથી-ઓહ! તણ માઇલ અહીં દોડી આયોચ્છ-મારૂં ગરૂં સુકાઇ જાયછ."

"જરાક અહીં ઉભા રેહશો? તમારે વાસ્તે હમણા હું કંઇ પાણી કે ખાવાનું હોય તો લઇ આઉં!"

તે નાહસી આવેલા કેદીને જવાબ દેવાનો કાંઇબી વખત આપ્યા વગર હાથમાંનું ફાણુસ ત્યાંજ ભોંયપર મેળીને

કુમી પોતાના ઘર તરફ દોડી. અલગે પગળે તેણી સાબુત દોડી! ભુખે પ્યાસે તવળતા અને ઠાકીને લોઠપોઠ થયલા બીચારા તે જુવાન હમદીનને કાંઇબી ખાવાનુ પીવાનુ આપવાને માટે તેણી બની શકતી ઝડપે અંદર ગઇ. પેલો કેદી જરથોસ્તી તો ભખરાયલી આંખ્યોએ તેણીને પછવાડેથી જોતો બેસીજ રહયો !

નીચેજ જમવાનો ઓરડો હતો. ખાવાની ટેબલ પર બીજું તો કાંઇ નહીં હતું—પણ બાજુ પરની "સાઇડ બોર્ડ" પર એક નાનું કાચનું જગ દુધથી ભરેલું હતું. બાવાજી રોજ રાતે ખાધા પછી એક પ્યાલું નીતરૂં દુધ પીને સુઇ જતા હતા—આજે રાતે તેવણે પેટ ભારી હોવાથી ફરયાદ કરી તે દુધ પીધેલુ નહીં હોવાથી તે ત્યાં જગમાં ઢંકાઇને એમનું એમ પડેલુ હતું. તે ખાસ્સું અરધો સેર દુધ હશે. તરાપ મારી ને કુમીએ તે જગ ઉચકયું અને હોઠ બીડીને પાછી કમપાઉન્ડમાં ઉતરી. પેસ્તનની ઉમ્રને ખુદા સલામત રાખે–તે મુરબ્બી તો હજી ખુરરરર ખુરરરરર કરતા મજેહથી ઘોરતા હતા.

કુમી પેલા કેદીની આગળ ગઇ. તે જેમનો તેમ–ડઘાયલો જેવો–ત્યાં કુંડા ઉપર હજી બેસીજ રહેલો હતો. કુમીની ગેરહાજરીનો લાભ લઇ તે ન્હાસી ગયો નહીં હતો. ના— તેના પગ લાકડાં જેવા જડ થઇ ગયા હતા. શું અણદીઠ શકતીથી તે ત્યાં પોતે કુંડા ઉપર ચીટકી રહયો હતો તે આ જવાન પોતે જાણતો નહીં હતો.

પણ કુમીને હવે પોતાની ગમ આવતી જોઇ તે ઉઠીને ઉભો થયો.

"લેઓ, આય તાજું દુધ છે-પી જાઓ. પાણીને બદલે એ હું લાવીછ. તમે જગમાંથી પી શકશો કેની?"

જગમાંથીજ પી શકશો કેની? કેવો વીચીત્ર સવાલ! તે પારસીએ જગ પોતાના હાથમાં લીધું-લગભગ ખુંચવી લીધું-અને ધચધચ એકકી ટાંસે તેનાં છેલ્લાં ટીપે ટીપાં સુધી બધું પી ગયો. ઓહ-તરસથી જે ધણીનો જીવ સુકાઇ જાય તેને પુછવાનું કેવું કે જગમાંથીજ પી શકશો કે નહીં?

દુધ બધું પી રહીને તેણે એક શંતોપનો ઉંડો દમ ખેંચ્યો—અને પાછા પોતીકા ભુરા ડોળા ઉંચકી કુમી ગમ જોયું. અરેરે, તે એકજ નજરમાં કેવા અથાગ ઉંડા આભારની—કેવી અનંત અજાયબીની—લાગણી હતી! તે શું કુમીની આંખ્યો જોઇ શકી નહીં હતી!

"જીવતાં રેહો બાઇ, ખોદા તમારૂં ભલું કરો!" તે દબાઇ જતે જીગરે બોલ્યો, "તમે એક મરતાં માણસનો જીવ હમણા બચાવ્યોછ. તરસે મારૂં ગળું ચીપટાઇ જતું'તું—પણ હવે હું મારી સરજતને તાબે થવા તઇયાર છેઉં. હું હવે પાછો જેલમાં જવશ—પણ તમારૂં પનોતુ નામ મારી જીંદગીના છેરા સુધી યાદ કરશ. બોલાવો પોલીસને, બાઇ, પણ-પણ—તે અગાઉ તમારૂં મુબારક નામ મને કહેશો?—"

"મારૂં નામ કુમી! હું અહીં આય અગ્યારીના પંથકી બરજોરજી ખમબાતાની છોકરી થાઉં!"

"સુખી રેહો—કુમી—કુંવરબાઇજી! પરવરદેગાર તમારૂં ભલું કરો! તમે ખરેખરાં એક ફરેસ્તાજ છેઓ. તમે હવે તમારી ફરજ બજાવો, જાઓ—માણસોને બોલાવી મને પાછો પકડાવો. બીહો ના—હું નાહસી નહીં જવશ——"

છેઉં. તમારાં માણુસો બોલાવી મને પોલીસના હાથમાં આપો. હું મુવો હવે ! નાહસી નાહસીને હવે આય અવતારમાં—ગજવામાં એક પૈ વગર—હું જવાનોબી કાંહ છેઉં !"

કુમીની આંખ્યોમાં પાણી ભરાઇ આવ્યાં. આ સાચ્ચો જવાન દેખાઇતી રીતે એક શુધો ગ્રહસ્થ હતો. કુમીનું અંતકરણ કેહતું હતું કે તે તદન બીનગુનાહ હતો. અને તેણી તે એક બાઇ માણસને કઢંગી હાલતમાં મેળવાના કરતાં પોતે પાછો તુરંગમાં દટાવા જવા તઇયાર થયો હતો. કેવો ભલો—કેવો સાચ્ચો !

તણીએ પાછો પોતાનો નાજુક હાથ તેના ખભાં પર મેલ્યો.

"ભઇ—તમે નાહસી જાઓ ! તમે પાછા જેલમાં ના જાઓ. હું કોઇને કેહવશ નહીં !"



## પ્રકરણ ૨ જું.

—:o:—

"અરે, તું એક સાધારણ છોકરી છે કે બીનાઇ જહાનનો કોઈ રક્ષક ફેરેસ્તો છે !"

પોતાની સામે ઉભેલી નાજુક નાર જાણે એક સાધારણ કોમળ જુવાન પારસણ છોકરી નહીં—પણ આકાશમાંથી ઉતરી આવેલી કોઇ તીલસમાની મુરતી હોય તેમ અને

ડોળા- ઉઘાડીને આમાસ્પ મોદી કુમી ખમબાતા ગમ ટીકવા પડયો. પાંચેંક સેંકડ તો તેનાથી કાંઇ બોલીબી શકાયું નહીં.

"ખરેખર ?—તમે મને નહી ફસાવશો ? ખરૂં કેહોછ ? તમે કોઇને કેહેશો નહીં ?" તેણે આખરે દબાયલે ગળગળતે અવાજે પુછ્યું.

"નહીં-હું શું કામ ફસાઉ ? બલા જાણે મારી ! પણ તમે હવે કાંહ જશો ?"

"કાંહ જવશ ! રાત છે તેટલાં-જોઉં-અહીં તહીં ભમું ને કોઇ ખેતરમાં પેલા કાગરા ઉડારવાને વાસ્તે ખોટું ઠીઠું ફાટોતુટો ડગલો પાટલુન પેહરાવીને ઉભું કરેછ તે શોધી કાહડૂં. તેવાં કપરાં મારે નસીબે મલે તો હું આય તુરંગનો અવતાર બદલી નાખું-પછી જરાબી ચાન્સ છે; બાકી આવી હાલતમાં તો છટકવાની સેહજબી આશા નથી."

કુમીએ એક ખરેખરો નામુરાદીનો નીસાસો નાખ્યો. પેલા કેદીએ પોતીકું સર નમાવીને પોતાના કેદખાનાના અંગરખા અને સુરવાળ ગમ જોયું અને તેનું સોવામણું મ્હોંડુ પાછું કરમાઇ ગયું.

"હું તમુને ડગલો પાટલુન લાવી આપું-પેહરશો ?"

"તમે ! ડગલો પાટલુંન !!"

"હા-મારા ભઇની કબટમાંથી ઓય કાહરી લાઉં. બધાં એના કપરાં પરયાં પરયા ઉધઇ ખાઇ જાયછ. માનેક હમણા અહીં નથી-વેલાત સધાવેલો છે-પણ તેનો એકુ જુનો ડગલો પાટલુન હોશે. એક મોગલ કેપબી લાવશ-જરા ઉભા રેહજો. જો જતા ના રેહતા, અંકે ? પાંચ મીનીટમાં આઉંછ."

તે માયાળુ દીલસોઝ છોકરી જીવ નાખતી પાછી અંદર દોડી. જુવાન તંદરોસ્તી અને ખાલેસ મનદરોસ્તીમાં ખીલતી આ પ્યારી અથોરનાનઝાદી કોઇનું બી ભલું કરવાના ખુશ ખ્યાલમાં—એક બીચારા નીરદોશ જુવાન સોવામણા હમજાત પારસીને બંચાવવાની હરખભેર અધીરાઇમાં—રબરના દડાની પેઠે ઉછળતી પોતાના મકાન ભણી પાછી ગઇ.

જામી મોદી તુર્તવેળા પોતાનું દુઃખ—પોતાની જફા—બધું ભુલી ગયો. એક ખીલતાં ગુલાબની આવી પમરતી કળી જોઇને તે તો મુઢ બની ત્યાં જડ જેવો ઉભોજ રહયો હતો. અરે, તે ઉંઘતો હતો કે જાગતો ? આ ગેબી ફરેસ્તો—અણદીઠ મદદગાર—કોણ—કયાંથી ફુટી નીકળી ? અરે કેવી ભલી—કેવી ભોલી ! કેટલી લાગણીવાલી—કેટલી દયાળું ! કુમી ખમબાતા—કેવું મીઠું મધુર નામ ! એ છોકરીનો ચેહરોજ કેટલોક નીરદોશ, હેતવંતો, ખુબસુરત હતો ! ! આહ—જામીની જુવાન છાતીમાં એ સુંદરી માટે તે ઘડીએ વખાણ, હેશાન, માનની શું લાગણી ઉભરાતી હતી તે કોણ વાંચવા ગયું હતું !

ત્રણ ચાર મીનીટ વધુ, અને તે છોકરી પાછી આવી—લગભગ દોડતી આવી. તેણીના હાથમાં કાંઇ ખાંડીબંધ કપચર હતું.

"લેઓ—આય કપરાં માનેકનાં છે. તમે બદલી નાખજો. તમારા કરતાં જરા એ સેહજ ઠીગણો છે—પણ તમુને હાલ તરત તો ચાલશે કેની ? આય એના જુના બુટબી લેતી આવીછ. આય મોજાંબી છે, અંકે—ને આય સોગલ કેપ જોવની, તમુને આવેછ કે ?"

પણ જામી મોદી તે કાળો લાંબો ડગલો પાટલુન, બુટ

મોજાં તથા મોગલ કેપ જોવાને બદલે આ અદ્દભુત છોકરીના ચેહરા ગમજ ક્યારનો ડઘાઇને જોયા કરતો હતો. અરે—આ પોરી તે બીચારાની કંઇ મશ્કેરી તો નહીં કરતી હોય?

નહી–નહીં! તે ઘટમદાર મુખડા પર અંતરની ખરી લાગણી સ્પષ્ટ વંચાતી હતી. એક ગમ રીતમથી ઘેરાયલા, આફતમાં સીકડાયલા હીણભાગ્ય દુખ્યારાની ઠઠ્ઠા મજાખ કરે કરે એવી તે બે કાળી ભમ્મર આંખ્યો હતીજ નહી. જામીના ડોળાઓમાંથી પાછાં ટપટપ આંસુઓ ટપકાઇ પડયાં.

"ખુદા તમુને એનો બદલો આપો!" તેણે અતીશય ધીમા પણ લાગણી ભર્યા ધુજતા અવાજે કેહયું—'તમે મને નવે જીવે આજે જીવાર્યોછ આય કપરાં નહીં હોતે તો મારૂં આવી બન્યું'તું. કોઇ—કોઓઓઇ–એમ નહી કરે! એક સગી બેહનબી નહી કરે! તમારી આજની ભલઇ હું મરશ તાંહ સુધી નહીં ભુલશ."

કુમીએ તે શોકાતુર સોહવામણા ચેહરા પર આંખ ઠેરવીને જોયું—અને તેણીના ગાલો પર સેહજ, ઘણોજ સેહજ, રતાશ ધાઇ આવ્યો. આ મુસીબતનો મારેલો જરથોસ્તી જવાન દેખઇતો કોઇ ખાનદાની આદમી હતો. તેની બોલવાની અને વાત કરવાની ઢપછપ ઉપરથી તે ઇંચેઇંચ એક ગ્રહસ્થ માણસ તદન જણાઇ આવતો હતો. સીધા સોટા સરખો, ઉંચો, ભુરી આંખ્યોવાળો આ તેણીનો કેદી વગર તકરારે એક હેંડસમ નવજવાન હતો. પણ તેના ગોરા દેખાવળા ચેહરાના કરતાં તેની નરમાશભરી, ગ્રહસ્થાઇ ભરી વાતચીત કરવાની રીતભાતમાં ખુબશુરતી વધારે હતી. તેના સેહજ લંબાયા મ્હોંડા પર એક મજાની ભરાવદાર મુછ અને દાઢડી

હતી. કુમીના પોતાનાં કરતાં તો તે ખાસ્સો ચાર પાંચ ઇંચ વધારે ઉંચો હતો. તેણે પેલો ડગલો, પાટલુન, બુટ મોજાં તથા ટોપી બધું પોતાની બગલમાં માર્યું.—

"માય– કુંવરબઇ—હું હવે જાઉ ?'

"સધાવો !—પણ—પણ—ભઇ———"

"જી ?"

"તમે ખુન કરવાના વાંકસર જેલમાં ઉતા ?"

"નહીં—નહીં ! ખુદા મારો સાહેદ છે. તમે મારૂં કદાચ માનશો નહીં—એક મોટી પેહડીના ઘોંટાળામાં હું તદ્દન નાહક સંડોવઇ ગીયો ! મારી બેવકુફાઇ–મારી ભોલાઇનો બીજાઓએ લાભ લીધો. હું બીલકુલ બેગુનાહ ફસી ગીયો–મારૂં નીરદોશપણું હું સાબીત કરી શકયો નહીં. ફોરજરીનો કાલો કંલક મારાં કપાલ પર વગર કારણે ચોંટયો–ને મારી જીંદગીનું, મારી આશાઓનું નખોદ વળી ગીયું. 'થાકોરદાસ, મોદી'ની મોટી પેહડી મુંબઇમાં ભાંગીને પોણા બે કરોડ રૂપીયાનો ઘોંટાળો નીકલ્યો તે તમે પેપરોમાં નહીં વાંચ્યું ?–"

"હા–હા–હવે કંઇ યાદ આવેછ–પણ તેને તો ઘણાં વરસ થઇ ગીયાં ? તેરે તો હું ઘણી નાહલ્લી ઉતી !"

"હા, તેને પાંચ વરસ–કંગાલ નેહસ્ત કેદખાનાનાં પાંચ વરસ થઇ ગીયાંછ ! મારા બાવાને દસ વરસ અને મને સાત વરસની ટેંપ મલી. થાકોરદાસે તો તેજ વખતે આપઘાત કીધો. બસ ! તે ગમખાર યાદ પાછી ના દેવારો–મારી જુવાની ઉપર, મારી યુનીવરસીટી ડીગરીપર તે બનાવથી પાણી ફરી વલ્યું———"

"તમારી યુનીવરસીટીની ડીગરી !!"

"જી—હું મુંબઇ યુનીવરસીટીનો માસ્ટર ઓફ આર્ટસ છેઉં. હું એમ. એ. માં પાસ થયો કે બીજેજ-વરશે મારાં માથાંપર આય આફત તુટી પડી, પણ બેહન—અહી કેથે એવી જગા છે કે જાંહ આય મારાં તુરંગના કપડાં હું—"

"તમે આય જમવાનો ઓટલો છે તાંહ જઇને કપરાં બદલી નાખો. ને તમારાં આય કપરાં મને આપી જજો-હું આસ્તે આસ્તે તેને બારી નાખશ."

અગ્યારીના કમપાઉંડમાંજ એક એલાહેદો જમવાનો ઓટલો હતો. કુમીએ તેની તરફ આંગળી બતાવી—

"જાઓ-તાંહ જઇને કપરાં બદલી આવો—વખત નાં ખોવો; હું અહીં ઉભી રેહુંછ. બીહો ના-તાંહ કોઇ નથી."

જામી પોતાની છાતીપર સર ઝુંકાવી તે ઓટલા ભણી દોડયો. અરેરે—એકવાર પોતાના બદનપરના વસ્ત્ર તે બદલી શકે તો ભવીષ્ય—આખું આશાવંતું ભવીષ્ય—ઉઘાડાં બારણા સાથ તેની સામે પાછું આવી ઉભું રહે! એક વખત જો અમદાવાદ તે છોડી જઇ શકે તો તેને આશરો આપનારા તેના ઘણા દોસ્તદારો બીજી ત્રીજી દુરદરાઝ જગ્યાઓમાં પડેલા હતા. જે શખસ પાંચ પાંચ વરસ કેદખાનામાં સબડેલો—જે શખ્સે પોતાની જીંદગીનો સઉથી અમુલ્ય અંતર સાબરમતી જેલની બીહામણી દેવાલો વચ્ચે બરબાદ કરેલો—જે શખ્સે છુટાપણા માટે એક જીવ સટોસટ 'બીડ' કરેલી—તે સખ્શ હવે એક આબરૂદાર પારસીના પોશાકમાં સજ થઇ, તુરંગના કપડાંઓનો સલામત રીતે દારવાટલો કરી, કોઇનુંબી ધ્યાન ખેંચવા વીના કેડે છટકી જઇ શકવાનો લાગ મળેલો જુવે ત્યારે તેનાં અંતઃકરણ શું થતું હશે ?—વીચાર કરો !

જોરમાં પોતાનો હોઠ કરડેલો રાખી જામી તે ઓટલાપરના એક ખાલી ઉંધાડા ઓરડામાં ભરાયો. કુમી–તેનો રક્ષક ફરેસ્તો–બાહેરજ ઉભી હતી !

બે મીનીટમાં જામી પાછો બાહેર આવ્યો. તે ખચીત પારસી લેબાશમાં ઘણોજ શોભીનો લાગતો હતો. પોતાના હાથોમાં તુરંગના કપડાંનું બંડલ પકડી તે બાહેર કુમી આગળ આવ્યો. તેનાં દસેદસ આંગળાં ઠર ઠર ઠર ધ્રુજતાં હતાં–

“ હું હવે જાઉંછ ! બેહેન ! મારેથી વધારે હમણા કંઇ બોલાતું નથી. મને માફ કરજો—તમારો ઉપકાર હું પાછો વાળી તો કાંહથીજ શકશ—પણ રોજ મારી બંદગીમાં હું તમારૂં નામ લેશ હું રજા લેઉંછ–જીવતો હોવશ તો મારી જીંદગીની મોટાંમાં મોટી ઉમેદ તમુને પાછાં જોવાની રેહશે. સાહેબજી !

કુમીએ મુંગે મ્હોડે જામીના હાથમાંથી પેલા જેલનાં કપડાંનું પોટલું લીધું.

“ ભઇ–તમુને–તમુને હું એક ચીજ આપું તે લેશો ?”

“ તમે આપો તે નહી લેઉ ? તમે મને ગરીબને શરમાવોછ, બેહન ?—”

“ પણ તમે ગુસ્સે તો નહીં થાઓ ? મનમાં ઓછું તો નહીં લેઓ ?”

જામીએ નાસીપાસીથી–લાઇલાજીથી–મ્હોં કુમલાવ્યું: “ અરે તમારી સાથે ગુસ્સે થાઉં ? એ શું બોલોછ ?—”

“ તાહરે–લેઓ આયે ! તમુને ખરચવાને વાસ્તે જોઇશે ! નહીં–મારા સમ ! તમે નહી લેશો તો હું ઘણીજ દલગીર

થવશે. બસ એ મારે ખાતર લેઓ—જોઇયે તો કોઇ વખત પાછા આપજો—પણ હમણાતો એટલા લેઓ, જો વગી?"

આટલુ કહી કુમીએ જબરદસ્તીથી જામીના ધ્રુજતા હાથોમાં પાચ સુનાની ગીનીઓ મુકી!

જામી તો એટલો બેબાખરો બની ગયો હતો કે તેણે કાંઇ બોલવા માંગ્યું—પણ તેનાં ગળાંમાંથી સાદ નીકળી શકયો નહી. ધબ કરતો કે તે કુમીનાં પગ આગળ ગુહેણ પર ફસડાઇ પડયો, અને તેણીનો એક હાથ લઇ પોતાની ભીગ્ની આંખ્યોમાં ચાંપ્યો———

"તમારો—હું—બાઇ———"

તે વધુ કાંઇ શબ્દો ઓચરીજ શકયો નહીં. ઉપકારથી ઉભાઇ જતું તેનું જીગર તેને કોઇબી અવાજ કાહાડનાં અટકાવતું હતું.

"બસ—ઉઠો—ભઇ! હવે તમે જાઓ. હું અંદર જાઉંછ! આય કપરાંને વાસ્તે ફીકર ના કરતા—પણ તમે સંભાળીને અહીંથી જતા રેહજો—ખોદા તમારો નીગેહબાન થાય!—સાહેબજી!"

જામીને ત્યાંજ ભોંયપર પછડાયલો મેળી કુમી વેહલી વેહલી મકાનમાં અંદર દોડી ગઇ.

હા—તેણી ઝડપથી ત્યાંથી જતી રહી. આ જામારૂપ મોદી એમ એ. આગળથી—પોતાના કેદી આગળથી—ધક ધક ધક થતાં જીગરે આ પવીત્ર પુટલી પોતાના ઓરડામાં નાહસી ગઇ હતી.

તેણીનો વાહલો આકાર આંખ્યો આગલથી બે માલુમ થયો ત્યાં સુધી એક પથ્થરનાં બાવલાંની પેઠે ત્યાં જમીનપર

એમનો એમ સ્થીર પડી રહી જામીએ અગ્યારીની ઇમારત ગમ ભખરાઇને જોયાજ કર્યું. પછી આસ્તેથી તે ઉઠયો-બે હાથ જોડી, આસ્માન ગમ ડોળા ઉંચકી, તે પેદા કરનાર સાહેબની રૂબરૂમાં જાનોનીસાર જીગરથી માત્ર એકજ દોઆ માંગી—

"ઓ પરવર ! મારા સરખા કમીના માણસના અંતરનો અવાજ જો તારી માનોઇ ખલકમાં પુગી કાંઇબી અસર ઉપજાવી શકતો હોય તો-દાદાર અહુરમઝદ !—આય ફરેસ્તા સમાન છોકરીને સદા હસ્તી રમતી ને સુખી રાખજે !"

એક ઉંડો દમ ખેંચી જામી બીજી પળે ત્યાંથી ભારી પગલે પસાર થઇ ગયો.



## પ્રકરણ ૩ જું.

—:o:—

### મમલાંજીની જાલુ.

"મમલાં—અં કહોની ? આજે આપરે બેંડમેનના નાટકમાં જઇશું કે ? જો-વરી ! આજે "ધી ડોલર પ્રીનસેસ" છે-ને આવતી કાલે તો એ લોક ઉપરી જશે."

બડી પટામણી લુચ્ચી છોકરી ! તેણીએ પોતીકાં મમઇજીનાં ગળાં આસપાસ હાથ વીંટાળીને એવા તો કાલાવાલા કર્યા કે આખરે તેવણને કંટાલીને હા કહેવુંજ પડયું.

"જાલુ ! એ તુને નાટકનું શું હમણા બરીયું ચેટક લાગુછ ! આય સુધ્ધાં પંદર કહાડામાં ત્રણ વખત તો તું

જઈ આવી. તારા જેટલી હું નાહલ્લી ઉતી તાહરે નાટક ફાટક શું તેબી હું સમજતી'તી નહીં. જા બા-તું તો હમણા હમણા વરી છેકજ અનેરૂં કરેછ ! એમ બબે દાહરે નાટક શું બર્યાંછ—ચાલ, ખીસ !"

મેહરબઇ જસાવાળાએ આમ કહી જરા નાખુશીથી પોતાની બેહેસ્ત દીકરીની એક પુરી આ છોકરીનો હાથ પોતાની ગરદનપરથી ખીસાડવા માંગ્યો. પણ નાહલ્લી જરૂએ પોતાની મમઇને ઓળખતાં ઓળખતાં પોતાની સત્તર વરસની ઉમર કાહડી હતી. તેણી ઓરબી વધારે જોરથી મેહેરબાઇને કોટી કરવા લાગી—

"નહીં—મમલાં—જો વરી ! બસ આજે છેલ્લી વખત ! મુઇ અહીં જંગબારમાં એવી સરસ કંપનીઓ દસ પંદર વરસે એક વખત આવેછ. એવો ઘરી ઘરી કાંહ ચાન્સ મલેછ ? જો કેહોની—સાંજે ફરવા જતી વખત આપરે થીએટરપરથી બે ટીકીટો લેતાં જઇશું કેની ?"

"ઉંહુંહુંહું ! આયબી કંઇ ઢુકતી છે ! પણ રાંન ઘેલી—તું એમ પગે સાવરણી બાંધીને બધેબધ દોરતી ફરે તેથી હુંબી તારી સાથ ઘસરાયા કરૂં કે ? બા, મારેથી અરધી રાત વેર એમ ઉજાગરા નથી થતા—હા, સાફ કેહુંછ !"

"પણ મમઇજી—તમે કંઇ મને આયા સાથ એખલી જવા દેવાનાં ઉતાં ?—"

"હા—તોઓઓઓ ! ભરૂસે રેહજો !"

"અં તાહરે—તમે મમલાંજી નહી આવો તો હું બધું એવું જોવા વગર રેહી જાઉં કેની ? આપરાં ઘેરમાં કોઇ



મહેરબાઈ
જશાવાળા

માટીડોબી નથી કે તેની સાથ જાઉં! જો, બધી મરી જાઉં—બસ આજે આવો—ફરીથી કુબ્બી નહીં કેહું."

"જો હવે પછી નહીં—અં? પાછી એમ મને કંટાલો આપવા આવશે તો હુ ખરે મને છેરાવશ જો?"

"હા—હા—મમલાં! બસ ફરીથી નહીં! મારાં કેવાં મજાનાં મમઇજી છે!'

જરીએ બે હાથે જોરથી બીચારાં ઘરડાં મેહરબાઇનું માથું પોતાના પાસામાં લઇ બધું ભચડી નાખ્યું—અને બચ કરતી કે તેવણના કપાલપર કીસ લીધી.

બસ થઇ ચુકયું—પોરી અંતે પાછી જીતી હતી. આ પ્યારાં બચ્ચાંની કોટી અને કીસ તે ઘરડી મમઇને આજેજ કરવાને માટે હંમેશ એક જબરૂં અફલાતુન હથીયાર હતું!

મેહરબાઇજી અલબત ચીરડાયાં-બુમ મારી-પણ આ નાનકડી જાનું તેવણને ગળે જ્યારેબી વળગતી હતી ત્યારે તેવણ અંદરખાનેથી ઘણાંજ ખુશ ખુશ થતાં હતાં. અરે—તેવણની બેહસ્ત દીકરી ધનામાય આજે સત્તર વર્ષની વાત ઉપર સુવાવડમાં ગુજરી ત્યારથી તેવણે આ જરૂને પોતાના પાસાંમાં લીધેલી હતી. હવે આજે તેવણની જઇફીમાં આ ખીલતી કળી સીવાય બીજાં શાનો તેવણને સધયારો હતો? ધનામાય બે બચ્ચાંઓ મેલીને ગુજરી હતી—એક તો દાદી (જરનો વડો ભાઇ) અને બીજી આ કુદકા ભુસ્કા મારતી ખુશમીજાજી હસમુખી જાલુ. ધનમાયના મરણ પામવા સાથ મેહરબાઇએ તેની નમાયી બુચીને પોતાને સ્વાધીન લીધી હતી—નાહલ્લા ત્રણ વર્ષના બાબા દાદીને તેના બાપ પેસ્તનજી દુબાશેજ રાખ્યો હતો.

મેહરબાઇ જસાવાળાના વર નવરોજી જસાવાળાએ જંગબારના વેપારમાં સારૂં નાણું એકઠું કર્યું હતું. તેવણને ગુજરી જવાને નહી તોબી આજે પચીસ ત્રીસ વર્ષો થઇ ગયાં હશે. મેહરબાઇ રંડાયાં ત્યારે તેવણને વાસ્તે ખાસ્સી છ સાત લાખ રૂપીયાની પુંજી નવરોજી મેલી ગયા હતા. એક એકલડોકલ વીધવા પોતાની એકપુરી દીકરી ધનમાય સાથ ખરચી ખરચીને કેટલું ખરચે? ધનામાયને પરણાવવા સારૂં મહેરબાઇ જ્યારે મુંબઇ આવ્યાં ત્યારે એ "ચીચોડાવાળાં સધ્ધર બીલ્લુ" ને માટે લાયક "છોકરા" એનો તોટો નહીં હતો. ધનમાય અને તેના વરના નામ પર મેહરબાઇ જશાવાળા પચાસ હજારનું ત્રસ્ટ કરી આપવા માગેછે એ ખબર પડતાંજ આપણા પેસ્તનજી દુબાશ બાહેર કુદી પડયા અને લુમકો જીતી ગયા. પણ સાસુ જમઇને પહેલેથીજ બાઝતું નહી હતું. પેસી દુબાશ ચાલ ચલણનો પાધરો નહીં હતો—તેનામાં એક નહીં પણ એક ડજન દુરગુણો હતા. ધનામાયના પૈસા પરજ પોતે પરણેલો—એટલે તે બીચારીનો સંસાર સુખી તો કયાંથીજ હોઇ શકે? પણ ધના મુંગે મોહડેની સમજુ છોકરી હતી.

ત્રણ વર્ષ આમ રડાકુટામાં ગાડું ગબડયું. મેહરબાઇ જશાવાળા તેટલો વખત મુંબઇમાં પોતાની દીકરી આગળજ હતાં. પણ પેસીને નામે તેવણને સદાનું ભડકણ હતુ—અને તે નેકનામની ચોકકસ "બાબદો"થી તેવણ બરાબર વાકેફ હોવાને લીધે હંમેશ તેને પોતાથી દુરનો દુર રાખતાં.

અંતે જાલુની સુવાવડ વખતે ધનામાય ને 'પ્યુરપરલ ફીવર' લાગુ પડી અને તેણી બે બચ્ચાંઓને પોતાની પાછળ

મેળી મરણ પામી. વરસી વીતાં મેહરબઇ નાહલ્લી જાલુને પોતાના હાથમાં લઇ જંગબાર પાછાં આવી ઠરીઠામ થયાં—તે આજની ઘડી અને કાલના દાહડા સુધી! જંગબારમાં તેવણુની ઘણીક એસ્ટેટો હતી. ત્યાંનો તેવણુનો મોટો જસાવાલા હોલ" બંગલો તો જંગબારની થોડીક જાણીતી રોણકદાર ઇમારતો માંહેલો એક ગણાતો હતો.

પેસ્તનજીની સાથે દાદી રહયો—તે બુચાનેબી પોતાની મમઇને સોંપી દેવા પેસીએ સાફ ઘસીને ના પાડી.

બીજાં બે વર્ષમાં પેસીબા પાછા બીજે કોઇ ઠેકાણે પરણી જવાની ખબર મેહબઇ જસાવાળાને મળી ત્યારે તેવણના ખળભળાટ અને બડબડાટનો શું પાર! બસ તે દાહડાથી તેવણે આ પેસીનું નામજ બાળી મુકયું હતું. તેવણુને મનથી હવે સારી દુન્યા આ દાહડે દાહડે ખીલતી જતી, ગોરી ઘટમારી, માંજરા ડોળાવાળી પઉત્રીસાં આવી રહી હતી.

પેસી તો કોઇ દહાડેબી પોતાની સાસુ પર કે દીકરીપર કાગજ પત્ર લખતો નહી હતો. માત્ર દાદી અવાર નવાર બે મહીને ત્રણ મહીને પોતીકાં મમઇજીને અને બહેનને કાગળો લખતો—પણ જયારેબી હોય ત્યારે બસ પઇસા માંગવાનીજ વાત! મેહેરબઇ તેને કોઇ કોઇ વખત પાંચસો હજાર રૂપીયાની હુંડી મોકલતાં—પણ હમેંશ તે પોરીયાને ખુબ ખખરાવીને લખતાં કે એવાં ઉડાઉપણાંને ઉતેજન આપવા તેવણ બીલકુલ રાજી નથી—દાદીના બાપે તેને બગાડીને છેક કોરીનો કરી નાખ્યો છે, વગેરે વગેરે.

દાદીને મમઇ "ઘાંખરી"નાં એવાં લેકચરોની હવે તો ટેવજ પડી ગઇ હતી. ડોસીના પઇસા આવ્યા જાય—પછી

મુરદાં બેહેસ્ત જાઓ કે દોજખ ! બચીત-લગભગ એકવીસ વરસની વયે દાદી દહાડે દહાડે તદન રદબાતલ થતો જતો હતો. એક બેદરકાર બેફદર બાપ અને એક કફોડી સાવકીની તરબીયત તળે ઉધરેલા છોકરા તરફથી તમે વધુની શી વકી રાખી શકો ?

પણ જાલુ ? તેનું કેમ ?

ખરેજ ! સત્તર વર્ષના જોબનનાં બાહારમાં ઉછળી રહેલી, પાતળાં આંગની આ ખુબસુરત ગોરી જાલુ ખરેજ નસીબવંતી હતી. મમઇજીની લાડકી આ રૂપાળી ચમકરી સરખી છોકરી જયારે હશે ત્યારે લગભગ બાર તેર લાખ રૂપીયાની વારસ થશે એમ સર્વે કોઇ જાણતું હતું.

મમઇજીનો આ તેમના એકપુરાં બચ્ચાં ઉપર કુદરતી જીવજાન હતો. જાલુને બચગી'થી તેવણે દરેક લાડ અને સુખમાં ઉધારી હતી. જંગબાર જેવી જગ્યાએથી નાહુલ્લી જરૂની કેળવણી માટે અને મોજશોખ માટે, તેણીના ફાંટા માટે અને તેણીના ડ્રેસો માટે, જયાં રૂપીયો ખરચવો ઘટે ત્યાં મેહરબઇએ સોનાની ગીની ખરચી હતી. મોટા પગારની ગવરનેસો, ભારી પગારવાળી પ્યાનો શીખાડ-નારી મડમ—બે સફેદ ટટુઓની ખાસ જાલુ માટે જુદી હાથે હાંકવાની ગાડી—એક ખાસ તેની પોતાની મોટર ! બસ "ભીસીબાબા"નો પડતો બોલ આ સીતેરની ભરતીમાં આવેલી તવંગર મમઇએ અત્યાર સુધી ઉંચકી લેયા કીધો હતો.

અરે-દહાડે દહાડે જાલુ આબાદ જાણે પોતાની મરનાર માય જેવી થતી જતી હતી ! તેમ તેમ તે નાજુક જીવડો બુઝોર્ગ મેહેરબાઇના હૈયાં આસપાસ વધારે વધારે મજબુતીથી વળગતો ચાલ્યો હતો.

દાદીને માટે કોણ જાણે અજબ રીતે મેહેરબાઇને પહેલે-થીજ ઝાઝી લાગણી નહીં હતી-પણ આ હસમુખી છોકરી પર તેવણનો બધો જાન પ્રાણ હતો. એક વખત પેસીએ જાલુને મુંબઇ થોડા દહાડા તેડી તે મેહરબાઇએ સાફ ધસીને તેણીને ત્યાં મોકલવાની ના પાડી.

જાલુ અલબત મોટા લાડમાં ઉછરી હતી-પણ તોબી, વાંચનાર, તેણીએ મુંબાઇ શહેરની બીગડેલી વાતાવરણથી દુરદરાઝ આટલી ઉમર કહાડેલી હોવાથી તેણી એક હેનવંતી પણ ખબરદાર મમઇની ચોંપ તળે ખરેખરી એક સમજુ અને શ્યાની છોકરી થવા પામી હતી.



## પ્રકરણ ૪ થું.



### ઓ—મારા દીકરા !

ઘડીયાલે રાતના સાડા નવનો ટકોરો વગાડયો—અને ડોસીબાઇએ પોતાના હાથમાંનો સીવવાનો સદરો ઘડી વાળીને બાજુએ મુકયો.

મેહમના બજાર આગળ આવેલાં એક બેઠાં નાનાં ઘરને પેહેલે માળે રહેતી આ બચારી એકલડોકલ અઢોર બાઇના શોકાતુર મુખડા ગમ નજર કર—ઓ રફીક ! તકદીરની તાસીર જો કેથેબી ઘણા જાલમ રૂપમાં પ્રદરશીત થઇ હોય તો આ કમનસીબ ડોસીબઇ મોદીના બાબમાં હતી ! અરેરે—કીસમત ! પાંચ છ વર્ષની વાત ઉપર લાખ્ખો રૂપીયાની રૈલ છેલમાં ચમન કરતી—વાડી, ગાડી અને લાડીએ લેહર કરતી—

મુંબઇનાં તવંગર પારસી નાણુશાસ્ત્રીની નસીબવંતી મોહરદાર નો હવે આ શો હાલ? ચઢતીના શીખરે પુગી પડતી ના મારા તળે કચડાયલી—માલેતોઝારીમાંથી મુફલેશીમાં પાયમાલ બનેલી—આ હીણભાગ્ય સ્ત્રીનો ચેહરોજ તેણીની વીચીત્ર જીંદગીનો કરૂણારસ ઇતીહાસ કહી આપતો હતો.

પાંચ વર્ષો! પાંચ વર્ષોના પેટાંમાં બધો બદકીસ્મતીનો સામાન સામટોજ તેણીને ફાળે આવી ગયો હતો. પૈસા ગયા—ટકા ગયા—આબરૂ હોરમતની ધુણધાણી થઇ! ભરથારની ધીકતી પેહડીએ દીવાળું ફુકયું—અને આહ, અફસોસ! ત્યાર પછી શું આફતના ડુંગરો માથાંપર તુટી પડયા તેનો ખ્યાલ કરતાં આજેબી ડોસીબઇની છાતીમાં દર્દ મારી આવતું હતું!

પેહડીમાં લગભગ કરોડ રૂપીયાનો ધોંટાળો નીકલ્યો, નીઝામ સરકારને અસ્તકનો લગભગ નવ લાખ રૂપીયાનો એક નેકલેસ પેહડીની તીજોરીમાંથી એક દીવસ અચાનક તફરગે થઇ ગયો—ડોસીબાઇના ધણી પીરોજશાહ ઉપર લાખ્ખો રૂપીયા ગેરકાયદાસર રીતે ઉચાપત કરવાની તવાઇ આવી—પેહડીના બીજા ભાગ્યા ઠાકોરદાસે પોતીકાં માથાંમાં પીસ્તોલ મારી આપઘાત કીધો—પીરોજશાનું નીરદોશપણું પુરવાર કરનારાં તમામ ઓચ્ચર્યાંઓબી કાંઇ અજબ રીતે પેહડીની રાક્ષશી તીજોરીમાંથી બે માલુમ થઇ ગયાં—ફોરજરીના ભયાનક ફોજદારી ગુનાહનો કાળો ટીલો પીરોજશાહને કપાલે ચોંટયો—અને તેવણ સાથે—

અરે અરે! પીરોજશાહની સાથે જુવાન ખીલતો આશાવંતો જામી—વાહલો હેતવંતો જામાસ—બી બધા નહી

સમજ પડે એવા સ્પુચકકર ઘોંટાળામાં સંડોવઇ ગયો! ઓ તે માતાની એકપુરી આશા, ડોસીબઇનો જીવન ગાળો, હસ્તો રમતો હેતવંતો કદરવંતો જામીમી ફીરજરીનો કલંક તદન વગર કારણે માથે વ્હોરી લઇ પોતાના પીતા સાથ રૂરંગમાં ગયો!—

હાય નસીબ! આંખના પલકારામાં એ બધું શું થઇ ગયું! સીતમના ઝાડ ડોસીબઇને માથે તુટી પડયાં. બોલ બોલતામાં બાપ દીકરાની તપાસ ચાલી—પીરોજશા અને જામી બેઉ જણા પેલાં અગત્ય જોગાં ઓચર્યાઓ ચોરઇ જવાથી એક સીહા દગાના ભોગ થઇ પડયા. પીરોજશાહને સાત વર્ષ અને જામીને પાંચ વર્ષની ટેંપ મળી. એકલી અટુલી ડોસીબઇ ને તરંગરીના સુખવાસી આસાન પરથી હેઠે ગબડાવી પાડી—લાચાર, નીર-ધાર દમડી વગરની હાલતમાં તવળતી મેલી—ને ભલો ભરથાર અને હીરા જેવો દીકરો તદન બીનગુનાહ કાળાં પાણી ગયા!

તેને આજે પાંચ વર્ષ—જાલમ હેબતનાક પાંચ વર્ષ—થઇ ગયાં હતાં. આજેબી તે હકીકત બધી પાછી યાદ કરતાં કેરોસીન દીવાની ઝુકતી રોશનીમાં સદરો સીવતી જઇ બીચારી ડોસીબઇ આંખપાણી કરતી હતી. તેણીના દીલમાં કોર વગરની કાળી સાડી હતી. હા-પીરોજશાહ તો કેદખાનેજ આજે બે વર્ષની વાત પર ગુજરી ગયા હતા. અફસોસ! પોતાના ધણીને પાછી મળવાની આશા પર જીવતી આ અભાગણી સ્ત્રીનું હૃદય જાણે હવે સીસાં જેવું જડ બની ગયું હતું. જામીને હવે. કોઇ દાહડે પાછો પોતાને ગળે લગાડવાની એકલી ઉમેદપર તેણી જીવતી

હતી. જામી—તે શીખેલો કેળવાયલો જામી—મુંબઇ યુનીવરસીટીનો માસ્ટર ઑફ આર્ટ્સ—જ્યારે પેહડીમાં બાપનો જમણો હાથ થઇ પડવા માડતો હતો, જ્યારે એક અચ્છા ઇંગ્રેજી લેખક તરીકે તેણે બે ચાર ચોપડીઓ પ્રગટ કરી નામ કાહડયું હતું, જ્યારે 'ટાઇમ્સ ઑફ ઇંડયા'માં તેનાં આવતાં લખાણો એક મોહડે વાખવાખી પામવા લાગ્યાં હતાં—અરે, જ્યારે તેને પરણવા અદરાવાના હરખમાં આ માતાનું મ્હોં રોજનું હસ્તુ રેહતું હતું—ત્યારેજ—ત્યારેજ જામીને ડોસીબઇનાં આ એકપુરાં બચ્ચાંને, તેણીની ગોદમાંથી ખુંચવી નસીબે ક્રૂર હાથે નામોશીના સીહા ગારમાં ફેંકી બેઠો હતો !

પાંચ વર્ષ લગભગ તે વાતને થઇ ગયાં. બીજા સવા પાંચ મહીના હવે જામીના છુટકારા માટે બાકી હતાં. ડોસીબઇ હવે દહાડાઓ નહીં—પણ કલાકો આંગળી પર ગણતી હતી. ધીરજ—સબુરી—આ બે ચીજ ડોસીબાઇની જીંદગીનો હવે જાણે મુદ્રાલેખ થઇ પડયો હતો,

કીસ્મતકી ગરીબી કો સૈયાદ કયા કરે ?
સીર પે ગીરા પ્હાડ—તો ફર્યાદ કયા કરે ?

બચ્ચીત—ડોસીબાઇ ફર્યાદબી કોણ આગળ કરે ? નહીં સગું વાહલું, નહીં દોસ્ત આસ્નાવ હવે તેણીને માટે કોઇ બાકી રહયું હતું. જે ખુશામદયાં સગાં વાહલાંઓ—જે ડોળ ઘાલુ મીત્રો—તેણીના સારા વખતમાં તેણીને સાતમે આસ્માનસે ચઢાવતાં હતાં તેઓ હવે—અરે હવે કયાં હતાં ? એક ડામીજની બઇરી, એક ડામીજની માતા ! પાસે હવે ફુટી બદામ નહીં ! હવે લોકોને અને સગાંઓને તેણીની શું જરૂર હતી ? સઉ કોઇ આઘાં—પાછાં થઇ ગયલાં હતાં. ડોસીબઇ

એક સાચ્ચી ઓરત હતી. પોતાના વરના માંગનારાઓને તેણીએ પોતાની પાસેની તમામ જર જણુસ કપડાં લત્તાં, ફરનીચર—બધું—બધું અણીથી પણી સુધી સપુરદ કરી દીધું હતું સારે નસીબે માત્ર હવે તેણીની પાસે પોતાના બાપ તરફથી લગન વખતે મળેલા રૂપીયા દસ હજારની રકમ હતી; જે ટ્રસ્ટમાં મેલાયલી હોવાથી ડોસાબઇ તેનો બી દારવાટલો કરી શકી નહીં હતી. અને આ દસ હજારના ૪ ટકે મળતાં માસીક રૂપીયા ૩૩ ઉપર તેણી અડધી રોટલી અને દાળ ખાઇ. મેહમના એકાંત એક નાના માળપર રૂપીયા ૭ ભાડું ભરી એકલી—વાયેજાન એખલી—રેહતી હતી. બસ દગલબાજ દુન્યાને તેણીએ અકારી કરી મેલી હતી. પૈસાની જાહોજલાલીથી તેણી ધરાઇ ગઇ હતી. મતલબી સગાંઓથી તેણી કમકમીને દુર નાહસતી રહેતી હતી. ફક્ત એકજ કારણસર તેણી જીવતી હતી—જામી! તેનો જો ખ્યાલ નહીં હતે તો—

છાતીમાં હૃદય નહીં—પણ એક જાતનો વજનદાર પથ્થરનો ટુકડો બંધાઇ ગયો હોય તેમ ભારી જીગર સાથ ડોસીબાઇએ હાથમાનું સીવવાનું કપડું બાજુએ મેલ્યું. કસ્તી કરી, નમસ્કાર કરીને પોતાની રાબેતાની દોઆ મનમાં માંગવા દીવાની સામે બે હાથ જોડી તેણી શોકાતુર ગંભીર ચેહરે ઉભી.

હજી તો પોતાની દોઆઓનો છેલ્લો વાકય બોલીને બતીને તેણી ઓવારણાં લેવા જાય છે કે ઓરડાના બંધ બારણા ઉપર આસ્તેથી ત્રણ ટકોરા વાગતા સંભળાયા.

આવી વખતે રાત પડી કોણ આવ્યું હશે? ડોસી તદન એખલી રહેતી હતી—એટલે કુદરતી તેણીને આ

મોડી વીઝીટથી બીહીક તો લાગી. પણ તોબી તેણી બારણા આગળ ગઇ.

"કોણ ?" તેણીએ બારણું ઉઘાડવા વગર વીનીશન સેહજ ખોલીને ધીમે સાદે પુછ્યું.

"ડોસીબાઇ મોદી અહીં રહે છે જી."

"હા કેમ ?"

"જરા તમારી સાથે બે મીનીટ કામ છે—બારણું ખોલશો ?"

ડોસીબાઇ તો હવે ખરે મને બીહધી. બાહેર ઉભેલો પુરૂશ કોઇ મુસલમાન હતો. માથે ગોલ કસબી પાઘડી મેલેલી હતી અને દીલમાં લાંબો કાળો ડગલો હતો.

"તમે શું માંગોછ? રાત પરી શું કામ છે ? જાઓ સહવારના આવજો." તેણીએ જેમ તેમ હીમત રાખીને કહ્યું—અને વીનીશન પાછું થોડું બંધ કીધું.

પણ પેલો શખ્શ ત્યાંથી ખસ્યો નહીં.

"તમે અહીં એખલાંજ છેઓ કે ?—જરા બારણું ઉઘાડો—"

એક એકલવાઇ ઓરત ઘસરાય તેમાં નવાઇ નહીં હતી—પણ ડોસીબાઇ કંઇ નાહતું બચ્યું નહીં હતી.

"ઓ વાગ ! એ શું કેહવાય ? હા, હું તદન એખલી છેઉ. જાઓ અહીંથી—નહીં તો બુમ મારીને આસપાસનાંઓને બોલાવશ."

"માય ! એ તો હું છેઉ ! મારો સાદ નહીં ઓળખતાં ?" પેલો બાહેરનો માણસ જરા હવે મોટેથી પરગરે અવાજે બોલ્યો.

ડોસીબાઇના હાથે હાથ ધ્રુજી પડયા. અરે—પોતીકા પેટ જણ્યા એક પુરા દીકરાનો અવાજ ઓળખતાં એક તવળતી માતાને કેટલો વાર લાગે ! તેણીએ પોર પરાક વીનીશન પાછું ઉંઘાડયું અને ધારી ધારીને અડધી મીનીટ તે બાહેર ઉભેલા શખ્સ ગમ જોયું.

બીજી પળે એક નાની બુમ સમેત સાંકળ ઉઘાડી નાખી તેણીએ બારણું ઝડપમાં ઉંઘાડયું અને———

"જામી !"

તેણીની દબાઇ જતી છાતીમાંથી માત્ર બસ આટલું નાસ બાહેર પડી શકયું. પોતાના વાહલા દીકરાના હાથમાં ગરીબ બીચારી આ દુખી મા બેભાણ ઢગલો થઇને તુટી પડી હતી.

* * * *



## પ્રકરણ ૫ મું.

—:o:—

### "જો તું મારો દીકરો હોય તો એ સુવા નવાબપર વેર લેજે !"

એક કલાક ખાસ્સો નીકલી ગયો હતો.

પોતીકી પ્યારી માતાને આમ અંતરના ઉભરાથી આજેજ બની ગયલી જોઇ જામીની આંખ્યોમાંથી તડતડ આંસુઓ ટપકાઇ પડયાં. ડોસીબાઇને બેભાણ હાલતમાંજ પલંગપર સુવાડી તે જવાન બેટો તેણીની આગળ એક

હઇયાં સરસે દાબી રાખી તેણીએ પાંચેક મીનીટ ચુપચુપ દીબો તાણ્યા કર્યો.

"માયજી—હવે બસ કરોની તો ! ઘણું થયું !"

"જામી—પણ તું—મકું એટલો વેહલો કાંહથી આયો ? હજુ તો તુને બીજા પાંચ મહીના ને ચાર દહાડા ઉપર——"

"બસ—એ વાત પછી હું કરશ. હું આ,ય ખોજાના અવતારમાં અહીં આયોછ—પણ, માય, અહીં કંઇ મારેથી રેહવાય તેમ નથી. હું તુરંગમાંથી નાહસી આયોછ—"

"ઓ માય ! તાહરે ?"

"આપુને અહીથી જેમ બને તેમ જલ્દી કેઠે દુર નીકલી જવું પડશે. અહીં તમારી સાથે હું મુસલમાન તરીકે રેહું તે કંઇ ઠીક નહીં લાગે—અને તેવો જોખમ ખેંચવામાં ફાયદોબી નથી."

"ઓ વાય ! તાહરે તું શું આય આવો સોજ લઇને હવેથી ફરવાનો છે ?"

"હા માયજી-હાલ તરત હું એક ખોજા તરીકે મને ઓળખાવા માંગુંછ. ને જોવ સાંભળો—પરમ દહાડે બપોરના સ્ટીમરમાં હું જંગબાર ઉપડી જાઉંછ !"

"નહીં—નહીં દીકરા———"

"માય, ધીરાં પરો. હું તાંહ જઇને સેટલ થાઉ, તમારે વાસ્તે કંઇ બરાબર જુદુ મકાન મારી પાસેજ કેથે સોધી કાહડું ને પછી તમેબી તાહ આવજો—"

"પણ મરે ! છેક ચાલ્યાં ચાલ્યાં જંગબાર કાંહ જો ? જરા અહીં કેથે નજીકમાંજ આપરે જઇયે—જો મરી જાઉ !"

"નહી માય ! તમે સમજતાં નથી. તમુને મારે વાસ્તે

જો જરાબી લાગણી હોય તો બસ હું કેહુંછ તેમ કરો. હું પાછો પકરાઇ જાઉ તે શું તમુને ગમેછ? તમુને નહીંજ જંગબાર આવવા ગમે તો પછી હું એખલો–"

"નહી–મારા દીકરા ! એમ ના બોલ ! ચાલ તું કહેશે તેમ કરશ. તારા વગર હું એખલી રહીને શું કરૂં? પણ જામી-કંઇ જમ્યો કે ?"

"હા માય, હું ખાઇને આયોછ. આજની રાત હું અહીં રેહુંછ. સહવારના સકકારેથી જતો રેહવશ. માયજી— તમારૂં મ્હોતું કેટલું ઉતરી ગીયુંછ."

આમ કરી જામીએ પાછી પેતીકી માતાને ઘણીજ લાગણી સાથ કોટી કીધી.

"અં માયજી કેહોની ? આટલો વખત એખલાંજ રેહયાં કે ? આપરે કેટલે વખતે મલ્યાં !—પુઅર ડીયર મધર !"

"શું કરૂં, દીકરા ! એખલી નહીં તો વરી બીજા કોણની સાથે રેહું ? તમે લોક મને મુકીને ગીયા પછી મારા દાહરાઓ મેં કેમ પસાર કીધાછ તે મારો જીવ અને મારો ખોદાયજ જાણેછ. મરે મુવા પેલાઓ એમના એમ ! આપરાં બધાં સુખનો કચરઘાણ કાહરી નાખ્યો ! મુવા પેલા નવાબ શેહરીયારજંગ મુવાને તો મારી રાત દીવસની હાય લાગશે ! મુવાએ પોતીકા કોઇ નસાંબંદા મલત્યાની સાથે મલીને મારૂં ઘેર ભાંજી નાખ્યું !"

"માય—બસ રાત પરી ઉસ્કેરાવો ના ! આપરે પછી બીજી વખત એ વાત –"

"અરે શું મને મુગી રાખેછ, જામી ! મારૂં લોહી

ઉકરેછ. મારી એકકે એક હાય એ મુવા ભસ્તેગીયા નવાબને ને તેની આલ ઓલાદને લાગશે. મુવાના પૈસામાં કીરા પડશે, જામી——"

જામીએ નાખુશીથી ડોકું ધુણાવ્યું.

"નહીં—તમે એવા અપશબ્દો ના બોલો. કેમ જાણ્યું ? વખતે નવાબ શેહરીયાર નીરદોશગી હોય——"

"નિરદોશ ! મરી ગીયા મુવાએ કોઇ પેસ્તનજી દુબાશ નામના પારસી કલાર્કની પાસે તારા બાપની તીજોરીમાંથી પેલો નેકલેસ ચોરાવ્યો ને બધાં કાગજ્યાં તફરગે કરાવ્યાં—"

"અરે પણ તેમાં નવાબ શેહેરીયારનોજ હાથ ઉતો તેમ આપરે કેમ ચોકકસ કેહી શકયે ?"

"જામી—તું મારો જીવ વધારે ના ઉકરાવ ! એ મુવા નવાબની સાથે બેહસ્તી પીરોશા કાગજ પતર લખે તે હું વાંચતી'તી કેની ? તું તો અસ્તો તરતનો પેહડીમાં ગેયલો. એ શેહેરીયારજંગ તાંહ નીજામનાં રાજમાં કંઇ તરાં ઝટક થયો હોશે તે આપરી પેહડીપર નીજામ સરકારનો એક દસ લાખનો નેકલેસ વેચવા વાસ્તે મોકલ્યો—ને અસ્તો પીરોશાહને ઠાકોરદાસ તેની કંઇ વ્યવસ્થા કરે તેટલામાં તે તીજોરીમાંથી ચોરાઇ ગીયો ! વરી એ નવાબપર પેહડીતું સાડાસાત લાખનુ માગતું નીકલતુ'તું–તેબી ઓચરયાં બધાં પાર એજ મુવાએ કરાવ્યાં. જામી, આય નવાબ સીવાય બીજા કોણને પરી કે કાગજયાંબી સાથે ચોરાવે ? પીરોશા તો એવા ને એવા તે ભોલાઇમાં એ નવાબ જેમ લખે તેમ જોયા જાણ્યા વગર એક બે દસ્તાવેજ પર સહી કરી આપી–ને એક કાગજ પર તો એજ મુવાએ પીરોશાને અશટમ પશટમ સમજાવી તેવણુ

પાસ નવાબ શેહરીયારની પોતાની સહી ચીત્રાવી. પછી ફારજરીનો વાંક મુવો લઇ આયો—"

"એ બધું હું જાણુંછ–મને પાછું કેહીને શું કરોછ ?"

ડોસીબઇ બીછાણાનાં પરથી ઉઠીને ઉભી થઇ. તેણીના ડોળા ચકચક થતા હતા.

"જામી ! જો તું મારો પોતાનો દીકરો હોય તો મને હવે વચન આપ કે તું આય તમારા લોકના મુદઇઓની પર પુરેપુરો કીનો લેશે."

"બસ માયજી–હવે હું ઘણે વર્ષે આયો ત્યારે બીજી ત્રીજી મજાની વાત કરવાને બદલે એ શું રડન પાટલો લઇ બેઠાં ?"

"દીકરા, હું કંઇ એ પાછો કુઠલો નથી કરવા માગતી. પણ તું હવે અખ્ખઇ રેહયો પાછો આયોછ તેહરે મારા દીલની મોટામાં મોટી ઉમેદ એવી છે કે એ મુવા નાપાક નવાબની ફેંટ પકડીને બધું ખરૂં નરૂં તું શોધી કાહર—એ મુવા પાપીઓને તે લોકને ફેજે પુગાર—ને તારા બેહસ્તી બાવાનું વેર લે ! તમારે માથે અમસ્થો ખુટટો લાગોછ તે શું એમનો એમ રેહવા દઇ ચલાવ્યાજ કરશે ?"

"નહી માયજી ! હું મારા મરહુમ બાવાજીના સોગંદ ખાઇને કેહુંછ કે હું હવે મારી જીંદગી એ બધી બાબદની સચ્ચાઇ શોધી કાહડી અમારા બેઉના નામ પરનો કલંક દુર કરવા પાછળ પટકી નાખશ. નવાબ શેહેરીયાર જંગનો આ બધા કારસ્તાનમાં કેટલો હાથ છે તે હું કંઇ કેહી શકતો નથી—પણ હું પાક પરવરદેગારને હાજર નાજર જાણીને કહુંછ કે હું મારા બાવાજીનું ને મારૂં નખોદ વાલનાર જેબી

કોઇ હોશે તેની પર મારૂં વેર લેવા વગર જંપીને બેસશ નહીં! પણ ચાલો- બસ હવે! એ વાત વધારે કરવા હું માગતો નથી."

"પણ જામી—તું જંગબાર છેક લંકાને નાકે જઇને બેસવા માંગેછ, તાહરે—"

"મારી પર ભરૂશો રાખો! મેં તમુને વચન આપ્યુંછ ને તે હું બજાવશ. બસ હમણાં તો આય હીંદુસ્થાન થોડો વખત છોડી જવા વગર બીજો છુટકોજ નથી."



## પ્રકરણ ૬ ઠું.



### નસીબ દેવીનું એક લાડકું બચ્ચું.

"ઓવાય—જાલુ! શું છે? એમ અવાચીઓ શાની ખાયા કરેછ? કાંય—આજે પીઆનો બીઆનો પ્રેકટીસ નથી કરવાનો કે?"

ડ્રોઇંગ રૂમમાં એક પ્રરાગાત સોફા પર લાંબી થઇને લેટી પડેલી પોતીકી પઉત્રી ગમ મેહરબાઇ જસાવાલાએ સીવતાં સીવતાં ચશ્માની ધાર ઉપરથી જોયું. હંમેશની વળવળની તે દુકતી આજે ત્યાં અરડાઇ પડી ને ખાંડીમુડીની અવાચી ઓજ ખાયા કરતી હતી.

"મમલાંજી-આજે તો પ્રેકટીસ નહીં કરતી. આજે મીસીસ બેક્ષટર નથી આવવાની. ગેઇ કાલના ઉજાગરાથી જીવને જરા થાક જેવી લાગેછ!"

"હા! હજુન જરા નાટકોમાં ને પાર્ટીઓમાં અરધી અરધી રાત વેર રખરોની!"

જાલુએ સહેજ મહોંડુ કુમળાવ્યું,

"તમે એમ શું બોલ્યા કરોછ, મમઇજી! આ મહીનામાં હું કાંહ ઘણી બાહેર ફરીછ હરીછ જે? પેલા બેન્ડમેનમાં ગેઇ તેને તો પંદર દાહડા થયા–ને ગેઇ કાલે મીસીસ બાટલી-બોઇની પાર્ટીમાં જઇ આવી. મમલાં–મારા જેટલી છોકરીઓ તો મુંબઇમાં રોજ કાંહ કાંહ લેડીઝ જીમખાનામાં ને અહીં ને તહીં મજાહ કરેછ, ને અહીં હું—"

"ચાલ! વરી એકતું એક ભેજું ખાધું? એ બરીયાં મુંબઇના લેડીઝ જીમખાનાએ તારૂં ઘણું ભેજું ચેરવી મુકયુંછ!"

જર જીણી સાદે હસી પડી.

"મરે–'જામે'માં એ જીમખાનાની બાબદ આવેછ તાહરે મને ઘણું વાંચવા ગમેછ. મમલાં, રોજ સાંજે તાંહ કેહુજે બઇરાંઓ જાય ને દર અઠવાડયે બે વખત બધા માટી-ડાઓબી આવે! ગમત પરતી હોશે, અં? દાદીનું કાગજ કાલે આયું તેમાં લખેછ કે એક દાહરો પોતીકી ઓરખીતી સાથ એબી તાંહ ગેયલો——"

"એ હરવાયા દુકતાને બીજું કંઇ લખવાનું મલતુંજ નથી કેની તે તુને એવું એવું લખવા બેસેછ. ઉભી રેહ, એને આવતા મેલમાં હું ખખરાવીને લખુછ કે ફરીથી તારી પર એવો એવો જીમખાના શીમખાનાનો કુડલો નહીં લખે!—"

જાલુ હવે સોફાપર ઉઠીને ખડી બેઠી—

"મમઇજી—દાદીનું તમારી પર ગેઇ કાલે કંઇ કાગજ નહીં આયું કે ?"

"નહીં. એણાણે છેલ્લી વખત વરી મારી પાસે પાનસો રૂપીયા મંગાવ્યા તે મેં ખુબ તરેહથી ઝારીને પાછું લખ્યું કે એવા ઉડાઉ ને ખરાબ છોકરાને હું એક દોહરયુંબી નથી આપવાની; તેનું ભરકણ ભરાયું હોશે તે આય વખત મને લખ્યુંજ નહીં. કાંય તુને કંઇ લખેછ કે, જાલુ ?"

"અરે હારે ! આય વખત તો એનું કાગજ ઘણું લામબુ ને હસું આવે તેવું છે ! બાવા ને પેલી સાવકી રોજ કેમ પીખાયછ તેનો લંબાણ હેવાલ એણે લખ્યોછ, તે વાંચવાની ઘણી ગમ્મત પરી ! કાગજ લાઉં—મમલાં—તમે વાંચોછ ?"

"નહીં ! મારે કંઇ વાંચવું નથી ! એ કારમખો દુકતો શું પોતાના બાપનીબી મશકેરી કરેછ ?"—

જાલુ ખુશ ગેલથી પાછી હસી પડી—

"નહીંરે, કેહજે બે જણા કોઇ વખત મરાયછ તાહરે ઘેરના માણસોબી હબતી જાયછ ! દાદી લખેછ કે પેસ્તનજી રોજ રાતના છાકટા થાય તાહરે—"

"બસ ! એ કુઠલો મારી આગળ ના કર ! દાદીએ એવી બાબદ તારા જેવી નાદાન છોકરીને લખવીજ નહીં જોઇયે !"

"મમલાં—બીચારા દાદીથી એ લોક સાથ કેમ નીભાતું હોશે ! મરે—એ લખેછ કે પેલી સાવકી સુનાબાઇ તો એવી મીજાજની દાહાડાબરી છે કે——"

"તુને ના કેહુંછતી, પોરી, કે એ નસાબંદાંઓની વાત મારી આગળ ના કર !"

"પણ તાહરે, મમઇ,—બીચારા દાદીભઇનું શુ? તમે એ બીચારા સાથ એમ શું કરોછ જો?"

"બીચારો? જાલુ—તુને તારા ભઇની ઘણી કદર લાગેછ; પણ એ પોરીયોબી એના રદબાતલ બાપ અને પેલી મુઇ સાવકીની સોબતમાં બગરી ને કેવો ધુર થઇ ગીયોછ તે તુને માલમ નથી. જાંહ ઘેરમાં એક છાકટો ને હરામખોર માટીડો અને એક લુટરીને ખરાબ બઇરી હોય તાંહ દાદી જેવો એક નાદાન છોકરો વીખરી નહીં જાય તો વરી બીજું શું થાય?"

"નહીં—નહીં—મમલાં—તમે——"

"ચપ! સામબે ના બોલ! એ દાદીને મેં હમણા સુધીમાં કેટલા ખોબા ભરીને રૂપીયા મોકલ્યા તેનું એને શું કીધું? એ કંઇ જરા ધક લગારીને શીખેછ—કે એને મદદ કરવાની મને ઉલટબી થાય? બસ આય કલબ ફલબમાં કેહજે રખડતો ફરેંછ—તાંહ ખરાબ દોસદારો સાથ જુગાર રમેછ ને ઘોરાની સરતનું અસતક લાગુછ! બસ આની મેર રૂપીયા મોકલ્યા કે ખાઇ પીને દારવાટસો કીધેલોજ છે!"

"પણ તમુને એ બધું કાંહથી ખબર પરયું!"

"જાલુ—તું શું એમ સમજેછ કે અહીં બેઠી બેઠી હું કંઇ એની ખબર રાખતીજ નથી? જેવી મારી બેહસ્તણુ દીકરીનું તું બચ્ચું તેવું એ દાદીબી બચ્ચું! જો સાંભળ મુંબઇના આપરા એજંટ છે તેને તો તું ઓરખેછ કેની?"

"હા—નાનાભાઇ પાવરી! તેવણુનું શું?"

"તેવણુ ને મેં એ કામ સોંપીજ રાખ્યુંછ કે દર મેલે મને દાદીની બધી અણીથી પણી સુધીની ખબર ચુપચુપ

પોંહચાર્યાં કરે. તેવણ મને દર વખત તારા ભઇને વાસ્તે શું લખેછ તે વાંચવું છ?"

"શું લખેછ, મમઇ?"

"કે હું જણાવવા ઘણોજ દલગીર છેઉં કે દાદાભાઇ દાહડે દાહડે વધારે ને વધારે બગરતો જાયછ. નાનાભાઇ ઘણા ખબરદાર ભરૂસેદાર માણસ છે. પુરેપુરી ખાત્રી કર્યાં વગર મને કબીબી એમ લખે નહીં. જો જોલુ, એવણ છુપા છુપ દાદીની બધી બાતમી કાહડતાજ રેહછ ને—ધ્રુજતી ના— કેહછ કે દાદીએ મોટું કરજ કરી નાખ્યુંછ. હમણે હમણે વરી દારૂ ઘણો પીવા માંડયોછ—ને ઉંહ—શું બોલું? મારો જીવ ઘણો રંજીદા થઇ જાયછ——"

"ને શું મમલાં—મને કેહોની?"

"કેહછ કે ઘણીજ ખરાબ સોબતમાં પર્યોછ ને કોરીનો થઇ ગીયોછ. બસ મને વધારે ના પુછ!"

"પણ તમે એને અહીં કાંય નહીં બોલાવતાં?——"

"નહી! અંહી આવીને વરી શું કાંદાની ન્યાત જમારે? ને એ ગરંધીઓ પોતાની કલબ ને સોભીતા દર દોસદારો છોરીને અહીં આવેબી કે વરી! જોની પ્રીવીયસમાં એ તણ વખત ફેલ થયો! જરા બીજા તીજા લખમાંથી ધક ખસારે તો પાસ થાય કે? મેં તો એને ઘણુંજ ખરી ખંખારીને એ તણ વખત લખેલું છે કે જો એ એમનો એમ ચાલ્યા કરશે તો હું એનુ નામ મારા વીલમાંથી તદન કાહરી નાખશ ને એક દોહરીયુંબી આપી નહીં જવશ."

"નહીં, મમઇ, એમ ના કરતાં–એ આગળ ચાલનાં કદાચ સુધરી જશે."

"એ સુધર્યો! મને એ પોર્યાને વાસ્તે કંઇ સારૂં નથી ભાસ્તું. પણ લે ચાલ—હવે મારો જીવ ના કુહરાવઃ કંઇ બીજી વાત કર. ગેઇ કાલની પાર્ટીમાં પછી શું શું થયું? કોણ કોણ ઉતાં—તેની તો તેં વાતજ નથી કીધી."

"મમલાં—તમે નહીં આયાં! મજાનો વખત પસાર થઇ ગીયો. ઘણાં યુરોપીયન ને ખોજા લેડીઓબી ઉતાં. કોનસર્ટ થયો તેમાં બામજીની ગુલાંએ કંઇ પીઆના પર ગાયું—ને મીસ ફાતીમાંએ દીલરૂબા વજાર્યો. ખરેખર ઘણોજ સરસ દીલરૂબા વજાર્યો જો! એનકોરબી થયો. મરે—મને દીલરૂબા વજારતાં શીખવા ઘણુંજ ગમેછ!"

"લે જા! મુવું વરી એ અસ્તક હવે અધુરૂં ઉતું!"

"નહી જો વરી—મમલાં! આય પીયાના પર તો મુવું બે વરસ થયાં માથાંકુખણ કરૂંછ પણ જાંહની તાંહ; ને દીલરૂબા તો કેહજે છ મહીનામાં ઘણો મજેનો વજારતાં આવરી જાય. જો એક માસ્ટરને આપરે રાખ્યે———"

મેહેરબાઇ સેહજ હસ્યાં. આ લાડકી જાલુનો કોઇબી વાજબી શોખ, ઘટીત માંગણી આજ દીન સુધી તેવણે ના પાડી નહીં હતી. જયારેબી જાલુને કાંઇ ચીજ જોઇતી તો બસ તેણીના બોલવાનીજ ખોટી! એક નવું ટટુ, એક નવી સાઇકલ કે પછી એક નવી મોટર કાં નહીં હોય—ઘરડાં મગઇને ગળે વળગીને આ લુચ્ચી છોકરીએ પટામણા માત્ર પાંચજ મીનીટ કર્યાં કે તે ચીજ આવીને હાજર થયલીજ છે!

નાની જર ખરેજ એક હસ્તુ રમતું, જીંદગીના જોબનમાં ગેલથી ગીતો ગાતું, રમત્યાળ નીરદોશ બચ્ચું હતું. જનમથીજ એશ આરામના પાસામાં ઉછરેલી—એક શ્રીમંત

મસઇના દરેક લાડમાં ઉધરેલી—માત્ર સત્તર ચોમાસાં જોઇ વળેલી આ હસ્સુખી બાળકીને મનથી જીંદગીની જંજાલો તે શુ હોય—સંસારના સંતાપો તે શું હોય,—અને મોહબતની મુસીબતો તે શું હોય ? બસ જ્યારે જોઇએ ત્યારે વળવળતી—અહીંથી તહીં ભુસ્કા મારતી–ઘડીમાં સાઇકલીંગ કરતી, ઘડીમાં મોટર હાંકતી, ઘડીમાં દરીયે કીનારે બોટીગમાં લેહેર કરતી—જાલુ ખચીત સુખ સંતોષ અને જવાન તંદરોસ્તીનું એક દીલપસંદ પીકચર હતું.

આ છોકરી ને તરેહવાર વેહજાં હતાં—અને તેમાં એક સઉથી મોટી તેણીની "હોબી" કોઇ કોઇ વાર સાંજના પોતાના બંગલાની સામેજ આવેલા દરીયાને કીનારે ભરતી ને વખત પોતાની એક ખાસ માનીતી નાની બોટમાં બેસી મેહેરબાઇના વીસવાશું બુઢા ખલાસી નોકર બનસીલાલ સાથે "બોટીંગ" કરવાની હતી ! બનસીલાલ છેક બેહસ્તી નવરોજીના વખતથીજ આ કુટુંબની નોકરીમાં હતો. 'જસાવાળા હોલ' બરાબર દરીયે કીનારેજ આવેલો હોવાથી નવરોજીએ પોતાની એકાદ બે જાલી બોટો તેમજ બંદર બોટો રાખેલી હતી–અને અવારનવાર પોતાના દોસ્તો સાથે દરીયાની પીકનીકે જતા હતા. નવરોજીના ગુજરવા પછી મેરબાઇએ જાની બોટો તથા બંદર બોટોને તો રૂખસદ આપી હતી—પણ જાલુની બોહસથી આજેજ થઇ તેવણે એક નાની બોટ રેહવા દીધી હતી. બુઢા બનસીલાલે તો જાલુ ને કેડ ઉપર ઉંચકી ને રમાડેલી—એટલે આ નાનકડી બાઇ ઉપર તેનો જીવ પ્રાણ હતો. જ્યારે બી જાલુ બોટમાં ફરવા આવતી ત્યારે તેણીની સાથ એલાર પેલાર સટાકા હાકતા જઇ હલેસાં મારતા

બનસી ને મનથી તેના જેવુ સુખી માણસ બીજું કોઇ નહીં હતું. તેણે જાલુને સુકાન ફેરવતાં શીખાડયું હતું—અને કોઇ કોઇ વાર જરા બે ચાર મીનીટ તે ચવીત્રી છોકરીને (મમલાંજીની હરૂસે) હલેસાંબી મારવા આપતો હતો.

જાલુને આ બોટીંગનું અસ્તક લાગ્યું હતું તે મેહરબાઇને મુદલ ગમતું નહીં હતું. સ્વભાવે તેવણ એક તો હંમેશનાં બીહીકણાં—તેમાં આ હુલડ અને ઉછાછળી પોરીને એમ એક નાનાં કોટીયાંની અંદર મજેહથી ઉંડાં પાણીમાં અહીં તહીં ડમકતી જોઇને તેવણ ધણાંજ ધ્રુજતાં હતાં. પણ દરીયામાં પોતાનો આખો જનમારો કાહડી ચુકેલા બનસી ઉપર તેવણનો પુરેપુરો વીશ્વાશ હતો. કોઇ વખત જયારે 'જસાવાળા હોલ'ની અગાસી ઉપરથી તેવણ જાલુને હલેસાં મારતી એતેફાક જોતાં તો તેવણ બહુજ નારાજ થઇ તેણીને ધમકાવી બુમાબુમ કરી મેલતાં—બનસીને ભખી ખાતાં. પણ બીચારા બનસીનું કે ધરડી મમઇનું આ નસીબ દેવીની લાડકી જરૂ આગળ શું ચાલે? તેણી પાંચ મીનીટ જરા થોબરો ચહડાવી પાછી પોતીકી મમઇને કોટી કરી દેતી કે—ખલાસ!

"જો જાલુ, તું કોઇ દાહરે ખતા ખાશે, અં પોરી! કાંય તું મારાં ધરડે ધડપણ હવે હાડ ધ્રુજાવેછ? તુને મેં ના કેહયુંની સો વખત કે તારે હલેસાં નહીં મારવાના? એક સારી પેહરતી છોકરી એમ હલેસાં મારે તે કંઇ સારૂં લાગેછ કે?"

"મમલીજી—તમે તો ઘણાંજ બીહકણ છેઓ! બનસી મારી સાથે હોયછ પછી શાના બીહોછ? એ કંઇ મને ડુબી જવા દેવાનો છે!"

"ઓવારૂ! જોતે જોતે ના બોલ! તું એવી હુજતી કેમ રેહી ગેઇ, દુકતી? એમ તો બરજોરજી ભઇની કુમીબી છેની! તારા કરતાં સેહજ વરી હોશે—પણ કેહજે કેવી મજાની ડાહી ને કેહયાસરની છોકરી હવે થઇછ."

નાની જરૂ વળી પાછી ખડખડ હસવા લાગી—

"મમઇજી—એ કુમી બીચારી દરાનને મલીદો કરતાં પરવારે તો એવું એવું કરવાનો એને વખત મળે કે?"

"વરી?—વરી એવી ટેંહેકરઇ કીધી? એમ આપરાં ગરીબ સગાંઓને હીણીયે નહીં, જાનુ."

"નહીં મમલાં—હું કુમી ને હીણુતી નહીં. આજે કેટલાં વરસ થયાં આપુને એ મલી નથી—પણ મને મહીને બે મહીને કાગજ લખેછ ને હું બી એને અહીંની બધી વાત લખુંછ. મજાની ગરીબ છોકરી છે, નહીં—મમઇજી?"

"હા—બરજોરજી ભઇબી અમદાવાદથી લખેછ કે એ છોકરી ઘણી મજેની ડાહીને સ્યાણી નીકલીછ એનો ભઇ માનેક તો અબ્બઇ રહયો બાલીસ્ટર થવા કહેજે વેલાત ગીયોછ. એ નાહલ્લો પાંચ વરસનો બાબા ઉતો, ને કુમી ફ્રોક પર નાહલ્લી છોકરી ઉતી, તાહરે મેં એ લોકને જોયલાં. ત્યાર પછી બીચારા બરજોરજીભાઇ અમદાવાદમાં અગ્યારીના પંથકી થયા ને હું નવરોજી સાથ અહીં આવી એટલે એકમેકને કાહથી મલ્યે?"

"મમલાં, એ બરજોરજી તમારા નહાલ્લા ભઇ થાય, નહી?"

"હા દીકરા—સઉથી વરા શેહેરીયારજંગ, ગુલબરગે

નવાબ છે. તે પછી હું-ને બરજોરજી અમારા ત્રણુડોમાં સઉથી નાહલ્લા ભઇ."

"ને તમુ લોકની ઓખર શું ?"

"ખમબાતા. ઓવાય—તારી મમઇની ઓખરબી હજુન નથી જાણુતી કે ? શુ થયુ ?"

"ને નવાબ શેહરીયાર જંગના કંઇ છોકરાં નથી કે—મમઇ ?"

"નહીં—એવણુ પણીયાછજ કાંહ જે ? લગભગ પાંસઠ છાસઠ વરસના થયા હોશે—પણુ પણુતાજ નહીં."

"પણુ કાંય—પણુતા કાંય નહી ?"

"ઓવાય ! તે હું શું જાણું ? જઇને એવણુનેજ પુછની ? પાસે ખાતાં ખવાય નહીં એટલી દોલત છે જો ! તારો કે કુમીનો કોઇ બીજો એકુ નાહલ્લો ભઇ હોતે કેની તો એ શેહેરીયાર ભઇ તેને પોતાનો દીકરો ને વારેસ કરી લેતે."

"ને હવે—મમલાં ?"

"હવે તો એવણુ પાસે જે કંઇ છે તે તુને, દાદીને, માનેક ને અને કુમીનેજ જાહરે હોશે ત્યારે મળશે. લે ચાલ એક નાહલ્લી જાહેર ખબર લખી કાહર ને 'જંગબાર સમાચાર'પર ટપાલમાં મોકલ, કે એક દીલરૂબા શીખવા સારૂં કોઇ હુશીયાર માસ્ટર જોઇયેછ. અઠવાડયાંમાં બે ત્રણુ વખત રોજ સહવારના આવીને શીખવી જાય એવો કોઇ હોશે તો સારો પગાર આપશું. તું આય પેના પર ટામ ટામ કર્યાં

કરીને મારું માથું દુઃખવેછ તેનાં કરતાં તો ખરેખર દીલરૂબા વજારશે તો તે મનેબી વધારે ગમશે."

## પ્રકરણ ૭ મું.

### "ડામીજનો ડાહ્યામ"

જંગબારના વીશાળ દરીયાની સામે દમામદાર ઉભેલા "જસાવાળા હોલ"ની પડોસમાંજ એક નાનું ખોપટાં જેવું બેઠ્ઠું—માત્ર બે નાહની ઓરડી અને એકાદ નાહનીવાળું—મકાન કોઇ ખોજાએ રૂપીયા વીસને માસીક ભાડે છેલ્લા દસેક દીવસ થયા લીધું હતું. આ નાનકડું "જર કોટેજ" અલબત મેહેરબાઇનીજ માલેકીનું હતું. અસલ નવરોજીના વખતમાં તો એ બેઠ્ઠાં છાપડામાં તેવણુનો કારભારી એદલ રહેતો હતો—પણ એદલ મરી ગયો, અને નવરોજીબી ગુજરી ગયા, પછી મેહરબાઇએ તેને ભાડે આપવા કાહડયું હતું.

તે એક રમકડાં સરખું—સાદું પણ સુખવાસી—કોટેજ હતું. ઘણું ઘણું તો 'જસાવાળા હોલ'થી સો દોઢેસો વાર દુર હશે. એનો નવો ભાડુત કોઇ મી૦ સુલતાન ફાઝલભાઇ કરીમ નામનો એક ખોજો હતો. મેહરબાઇ એ તેને હજી દીઠો પણ નહી હતો—પણ જંગબારનાં ન્યુસપેપરમાં આવેલી જાહેર ખબર પરથી તેણે એ મકાન રૂ. ૨૦ ને માસીક ભાડે લેવાની ખુશી બાઇ મેહરબાઇ જસાવાલા પર લખી મોકલી, અને પહેલા મહીનાનું ભાડુંબી આંગ પર મોકલવા માગ્યું, એટલે મેહરબાઇએ તે ગોઠવણ હા પાડી—અને—

આ એકલવાયો મુસલમાન ગુપચુપ એ 'જર કોટેજ'

માં આવી ને ગોઠવાયો હતો. તે કોણ હતો—તેના બચ્ચાં છોકરાં હતાં કે નહીં—તેની સાથ મેહરબાઇને કામબી શું હતું ? માત્ર તેવણે એટલુંજ જાણ્યું હતું કે તે તદન એખલો મુંબાઇથી આવીને જંગબારમાં જાથુકનો વસવા માંગતો હતો.

વાંચનાર આ જવાન સુલતાનના હેંડસમ શોકાતુર ગોરાં મ્હોડાં ગમ જરા ધ્યાનથી જો ! તે ચેહરો તને ઓળખાણમાં આવેછે. હા—કોટેજની બાહેર ખુશકારક ઠંડી લેહકીમાં રાતની ચાંદની વખતે એક કેનવાસની ' ડેક ચેર ' પર અઢેલાઇ પડેલો એ ગમગીન જવાન—આપણો જામી મોદી—આસમાન ગમ ઉંચું જોઇએ કોણ જાણે શું વીચારોમાં મશગુલ છે !

પોતીકી વાહલી માને મુબઇ છોડી—બધી દલદર યાદગીરીઓને પાછળ મુકી–જીવપર જોરાવરી સાથ તેણે જંગબાર સુધીની મુસાફરીનો ભારી ખરચ માથે ઉંચકયો હતો. ઓરડામાં નાહલ્લી ખાટલી તળે પડેલી તેની ત્રંકમાં હવે બસ ફકત ૧૮૦ રૂપીયા બાકી હતા ! કંઇક થોડું ખપ જેગું—ઘણુંજ થોડું–સેકંડ હેંડ ફરનીચર, એક પેટી માંહેલાં થોડાં કપડાં અને આ રૂ ૧૮૦ ! માત્ર એજ આજ ને કાલ આ મુસીબતના મારેલા જામીની દુનીયાઇ દોલત હતી. તે ઉપરજ તમામ જીંદગીના ભવીષ્યનો પાસો એકવાર ફરીથી નવેસર ફેંકી જેવાને આટલે દુર દરાઝ તે દોડી આવ્યો હતો. મુંબાઇ–બદબખ્ત મુંબઇ–તેના નંખોદતું મુકામ તેને અકારૂં ઝેર થઇ પડયું હતું. મુંબાઇ શું–ખુદ હીંદુસ્તાનમાં બી તે રહેવા માંગતો નહીં હતો. હીંદુસ્થાન–તેના હીણભાગ્યનો દેશ–તેને મનથી એક નેહેસ્ત દેવસ્થાન હતું.

જામી એક ખોજાના લેબાશમાં-માથે ગોલ કસબી પાઘડી સાથ, જુઠાં નામ તળે, એખલો જખમાયલાં જીગરે જંગબાર આવતો રહયો હતો. સાથે તેની ત્રંકમાં માત્ર થોડીક તેની માનીતી ઈંગ્રેજી ચોપડીઓ હતી. અસલથીજ તે એક અથંગ વાંચનાર હતો. નોવેલોના કુથલા નહીં—પણ સંગીન સાહીત્ય, તવારીખ, ફીલસુફી તેમજ મુસાફરીના ગ્રંથો તેણે પોતાની કોલેજ કારકીરદીમાં કાંઇ બે શુમાર વાંચી નાખ્યા હતા. એક સીહા કાલા કલંકને તે તુર્ત વેળા તો હઝારો કોશ દુર મુકીને નાહસી આવ્યો હતો ખરો-પણ તેજ હેબ-તનાક સીતમગાર યાદનો ભારી પથરો તેના હૃદયપર હમણા બી દબાઇને પડેલો હતો. રાતે સુકકુ પાકકું ભોજન જમી લઇને તે ચાંદરણીમાં બેઠો હતો ત્યારે-અરે !—જઇ ગુજરી ગમખાર યાદગારીઓ કેવી તેની છાતીએ ધાઇ આવતી હતી ! શોકાતુર મોહડે આસ્માન ગમ જોતાં તેને તેની વાહલી માતા કેવી હઇયે ચઢી આવી ! અરેરે-તેને જીવતદાન બક્ષનાર પેલી અમદાવાદની દયાની દેવી કેવી તેના તાતેલાં મગજની તખતી પર જીવતી જાગતી આવીને પાછી ઉભી !

કુમી !—ઓ બેહસ્તનાં પવીત્ર બચ્ચાં !-જામીનું જુવાન હાર્ટ આ પ્યારૂં નામ યાદ કરતાંજ ઠડક ઠડક થવા માંડતું હતું. તેની ચશ્મોમાંથી તે પ્યારો માયાવંતો ચેહરો બસ કેમે કરીને ખસતોજ નહીં હતો. રોજ રાતના સુતી વખત બંદગીમાં જામી એક સરખી નીયમીત રીતે આ વાહલી કુમીનુ નામ પોતાની જબાનપર લેતો. અને તે છોકરીને દરેક સુખ આપવા માટે દાદાર કને આજીજી કરીને સાચ્ચાં જીગરે દોઆ ગુજારતો હતો.

આજેબી જ્યારે તે બાહેર તારા સેતારાઓને ખ્યાલી આંખ્યોએ ટીકતો ત્યાં પડેલો હતો ત્યારે કુમીની યાદ ઉભરી આવતાં તેના જમના હાથમાં ધરેલી વાજીંત્રની "બો" એક બાજુએ પડી ગઇ. તેના નસોસ ડાવા હાથમાં પકડેલો દીલરૂબા તેના ગુંઠણપર લપસી પડયો. રોજ રાતના જમીને જામી બાહેર ખોલ્લી હવામાં આ પોતાનું માનીતું વાજીંત્ર કલાક અરધો કલાક વજાડતો હતો. નાહનો હતો ત્યારથીજ જામીનો "મ્યુઝીકલ ઇયર" ઘણો તિક્ષણ હતો—અને તેમાં ખાસ કરી દીલરૂબાપર તો તેનો કાબુ મુંબાઇના તેના મીત્ર મંડળમાંબી વખણાતો હતો. વળી જામીનો હલક પણ સારો હતો. જ્યારે જીવ ઘણોજ રંજીદા હોય, યા બહુજ પોતે થાકી ગયો હોય. ત્યારે જામીની મોટામાં મોટી મજાહ આ દીલરૂબા સાથ થોડીક પોતાની "ફેવુરીટ" રાગરાગણીઓ ધીમે સાદે લલકારવાની હતી.

પણ આજે તો તેના ઉચાટ જીવને તાઝગી બક્ષવા દીલરૂબા બી ગોયા નકામો થઇ પડયો હતો. તે હાંરી હુંરીને જંગબાર ભાગી આવ્યો તો ખરો—પણ હવે ખાશે કોણને? બીચારી ડોસીબાઇ મા પોતે જેમ તેમ પોતાનું નીભાવી શકે ત્યાં આ જામીનું પુરૂં કયાંથી કરી શકશે?

નહીં! જામીના જીવમાં જુવાનીનો જુસ્સો હજી મોજુદ હતો. ઉંચી કેળવણીનું તેનામાં પાણી હતુ—તેની કલમમાં જોર હતું. તેણે કસમ લીધા હતા કે પોતાની બાજુ પરજ મુસ્તાક રહીને એક મર્દ બચ્ચાની માફક પાછું સરજતની સીડીએ ચઢવું—નહીં તો સદાની શાંતીમાં ઝોકાવી પોતાની નકામી નીશફળ જીંદગીને નીસ્તીમાં મોકલાવી દેવી.

બીજા ચાર મહીના—બસ માત્ર ચાર મહીના વધુ તેણે સબુરી ધરી હતે તો તે પુર હકસાઇ સાથ તુરંગમાંથી છુટો થયો હતે. તેના કેદખાનાની ટેંપ પુરી થવાને ફકત પાંચજ મહીના બાકી હતા—જેમાંથી જામીની સારી ચાલ લીધે એક મહીનો તો તુરંગના સતાવાળાઓએ કાપી આપ્યો હતો. પણ જવાન જામીની સબુરી તુરંગની દીવાલો વચ્ચે ખામોશ રહી નહી હતી. તેને લાગ મલ્યો, અને તે નાહસી આવ્યો. ભયાનક બંદીખાનામાં પાંચ વર્ષ બીન ગુનાહ સબડી ને જીવથી કંટાળી ગયલો એક ઉછળતો જીવ એવા સંજોગો વચ્ચે આગળી પાછની ગણત્રી કરવા કયાંથી ઉભો રહી શકે? ના—ઉસ્કેરાયલા જીવે ઝનુનના આંધળા આવેશમાં જામીએ પોતાની જીંદગીમાં પહેલી વાર પોતાનુ સઘલુ સમતોલપણું ખોહી દીધું હતું. બસ જુલમગાર જંજીરમાંથી છુટો થવાની અધીરાઇમાં તે છેલ્લે છેલ્લે મેડ જેવો થઇ ગયો હતો. લાગ મલ્યો—અને ફકત ચાર મહીના ને ખાતર તેણે બદનામી, જણુન સીતમગારી પાછી માથે વ્હોરી લીધી. હવેજ શાંતીની આ પળોમાં જામીને પોતાના ઉતાવલ્યાં પગલાંનો વીચાર આવ્યો! હવે વળી પાછો કાયદાની ચુંગાલમાં આવ્યો તો નખ્ખોદ!

જે બન્યું તે બન્યું! હવે તો એક બાહદુર સીપાહ બચ્ચાની માફક તેણે એખલે હાથે પોતાની જુલમગાર તક-દીર સામે લડવાના સોગંદ ખાધા હતા. તેને હજી તો પોતાની માને પાળવાની હતી—બાપનો કીનો લેવાનો હતો.

આજે દસ દહાડા થયા તે આવ્યો—અને સહવારથી સાંજ સુધી તે કલમ, સાહી અને કાગળ સાથ ગચ્ચઇ વકીતરૂં

કરતો હતો. ઇંગ્રેજી આર્ટીકલો તેણે હીંદુસ્તાનના જુદાં જુદાં આગેવાન પત્રોપર મોકલી આપી હતી—અને મોટે ભાગે તેઓ દરેક તરફથી કંઇ સારો ચેક મળવાની તેની ખાત્રી હતી. વળી તેણે એક ગુજરાતી પુસ્તક "ડામીજનો ડાહમ" લખવાનું શરૂ કરયું હતું. દરેક રીતે હાડકાં રગડોળી, મગજ કસીને તે પ્રમાણીક રોટી પેદા કરવા દાંત પીસીને મથયો હતો. પછી તો——!

## પ્રકરણ ૮ મું.

—:o:—

### જાલુનો દીલરૂબા-ટીચર.

"જાલુ-આજે તારો પેલો નવો દીલરૂબા માસ્તર આવવાનો છે, નહીં?"

"હા—મમલાં. અસ્તો સવા નવ ને પાંચ થઇ. તે તો દસ વાગે આવવાનો છે."

"મરે—આટલા દાહરા જાહેર ખબર આપી તેનો ધમ્મ દઇને મુવો એક જવાબ આયો. અઠવાડયાંમાં ત્રણ દહારા એકેક કલાક સવારના આવવાના તીસ રૂપીયા માંગેછ, ધુર નાખી આપશું—પણ કોઇ સારો હુશીયાર હોય તો સારૂં!"

કોણ જાણે શું સબબ સર મેહરબાઇ જસાવાળા પોતીકી પઉત્રી ને પ્યાનાફોર્ટ, પેનટીંગ, સીંગીંગ કે એવુંજ કોઇ ફેશનેબલ "એકોમપ્લીશમેંટ" અપાવવાના કરતાં તેણીને દીલરૂબા વજાડતાં શીખવવા ઘણાં હવે ઇંતેજોર થઇ રહયાં હતાં.

તેવણુના વર બેહસ્તી નવરોજી પોતે આ દેશી 'ઇનસ્ત્રુમેંટ' ઘણું અચ્છું વજાડતા હતા—એટલે નાહની જરણી પ્યાના પર વગર અર્થનું ભેજાં દુખણુ કરે તે કરતાં એક મધુર દીલરૂબા પર તેવણુનાં કંઇક માનીતાં ગીતો મીઠા હલકે ગાઇને વજાડે તે જોવા મેહરબાઇ ને ઘણું ગમતું હતું. અને એ દીલરૂબાનો ખ્યાલ જાલુએ પોતેજ તેવણુનાં ભેજાંમાં આપ્યો હતો.

".મમલાંજી—એ માસ્તરનું નામ શું ? એ મુસલમાનના નામો તો બરીયાં યાદજ નહીં રહેતાં."

"કોઇ મી૦ સુલતાન કરીમ કરીને તો કેહછ. કાંય—નામ સાથે શું કામ છે?"

"બા—મને તો મુસલમાનોને જોઇને બીહીકજ લાગેછ. એક પારસી હોતે તો કેવું મજેનું—મમલાં! જરા મહોનું ઉઘાડીને વાતચીતબી થતે. જોજોની વરી કોઇ ઠીંગણો ઠબ્બુસ દાહરીવારો એવો અબુ જારૂસ નીકલી આવશે કે સુવું શીખવાગી નહીં ગમશે."

"ઓ વાય! ઠીંગણો હોય છે કે લાંબો હોય તે સાથ આપુને શું કામ છે! ઘેલાં ના કાહર, પોરી. પારસી હોય કે યાહુદી હોય—તુને તો દીલરૂબા શીખવા સાથે કામ!"

"હા—પણ એક મજેના ઉચા ને સોભાઇતા માસ્તર હોય તો વધારે ઉલટથી શીખવા ગમે. હું માટીડાઓનીજ વાત નથી કરતી—જોવની, મારી પ્યાનો ટીચર મીસ બેક્ષટર મજેની જુવાન રમકડાં જેવી ને હસમુખી છે તો .મને એની પાસે લેસન લેવા કેવું ગમેછ. કોઇ બુઉઉઉધીને બોખી ડોહી હોતે તો હું કંટાલીને પાંચ દાહરામાં પ્યાના શીખવાનું મુકી

દેતે. મમલીજી—રખે ને આય મી૦ કરીમણી કોઇ મુવા ઘરડા ધુવર હોય !"

"જા—જા ! રાન એવા ને એવા ધખારામાં ચરી જશે. જરી, તું સત્તર વરષની થઇ પણ હજુર તદન નાદાન બચ્ચુંજ રેહી ગેઇ જો !"

"મમઇજી—મને હમણાથીજ મોટાં અઇભજી બનાવીને શું કરવા માંગોછ? વખત આવશે તાહરે પોતીકી મેલે હું ડાહી કાગરી થઇ જવશ. હમણાં મારો રમવાનો ને ફરવા હરવાનો ને લાઇફ એનજોય કરવાનો વખત છે. પછી પરણી જવશને પોરીયાં તોરીયાં આવશે તાહરે હું મજાહ કરવાની છેઉં કે ?"

"ઓવાય મરે—આય દુકતીનું તો બધું ધક ધ્યાન પણવામાં ને પણવામાં છે ! જાણું, તું આય મુઇ અંગ્રેજી નોવલોના ચીઠરાં વાંચી વાંચીને ઘણી બગરી ગેઇછ."

"બગરી ગેઇછ ? મમલાં—એમ કાંય બોલોછ ? શું હું મુંબઇની કેટલીક છોકરીઓના જેવી ચકાસેલી છેઉં ? બીજાં-ઓની કાની ચીબાં થતાં મને આવરતું નથી. હું તો મારા પેટમાં જે હોય તે ભટ દઇને કેહી દેઉ ! બા—આપુને કેટલાંક બઇરાંઓની કાની ઢોંગ કરતાં નહીં આવરે. હા વરી, કોઇ મજેનો કદાવર ને શોભઇતો ને ખુબસુરત વર મલે તો મને પણવા ગમેછ."

"વારૂં ચાલ હોશે. કંઇ બીજી વાત કરો—નહીં તો માથું એમાં ને એમાં ખીસી જશે ! કદાવર ને ખુબસુરત ને સોભઇતોજ વર લેવા જશો કેની તો કોઇ દાહરે—"

"નહીં મમલાં—એખલો કદાવર ને સોભઇતોજ નહીં,

પણ સાથે ચાલ ચલણમાંગી મજેનો જોઇએજ તો !"

"હા—તોઓઓ ! તેવાઓ ગલીએ ગલી આજે રખડેછ કેની તે તારે વરે આજ સુધી દાંતમાં આંગળાં ખોસીને બધા જણા બેસી રહયાછ."

"હું કાંહ કેહુંછ કે બેસી રહયાછ ? હું તો કેહુંછ કે એવો કોઇ મલે, અને ગુણુને ખાસીયતમાં આપરૂં દીલ જીતી લે તેવો મલે, તોજ તેને પણવું નહીં—તો કુમારી જીંદગીમાં આપરે કાંહ દુખી છેઇયે ? પણ મમલાં—એતો રેહયું, મારા મનમાં એક વાત છે તે ખરેખર કેહી દેઉં !"

"વરી તેરા કુત્તા મેરી કોડાલી કરતી આવી ?"

"મમલીજી—આપરે આય ગંધાર જેવા ઘેરમા બે અડકુ ને મડકુ બઇરાંઓ તદન એખલાં પડી ગીયાંછ—"

"ઉ ! ને તેથી ?"

"તમે મમલાંજીથી હવે ઘેરનાં કામકાજ પર, હીસાબ કેતાબપર, ધ્યાન નહીં અપાતું. બધાં મુવા માણસોને ફાવીતું પાયછ—ને આપરા પેસ્તન બબરચીથી, માલીઓથી, તે ઘોરાવાળાઓ સઉ દરેક જણ જેમ ફાવે તેમ ચાંસ મારેછ——"

"મરેરે ! આય દુઃખ જોયાં ! વારૂં તેથી શું કેહવા માંગેછ ?"

"એટલુંજ કે—મમલાં—આપરે તાંહ એક કોઇ 'રીસપેક-ટેબલ' જેન્ટલીમેનને મેનેજર તરીકે રાખવો જોઇયે. મકુંજે કોઇ સાદો ખાનાદાની પ્રાઇવેટ સેક્રેટરી હોયની—"

"બસ બસ જાલું ! તું તો આય તારી હેણુ જેવી

ચોપરીઓ વાંચી વાંચીને ઘણા એવા ધખારાઓ લઇ આવીછ! બસ કર હવે! મારા જેવી ઘરડીને તું ગુડણ જેટલી દુકતી વરી શીખામણ દેવા નીકરી! કોઇ ચાંસ ની નથી મારતુંને કોઇ ફાંસણી નથી મારતું!—કેમ, હમાલ, કોણ હય?"

ઘરના દરવાજા પરનો પરદેશી હમાલ ઉંબર પર આવી ઉભો હતો.

- "કોઇ મુસલમાન હય, બાઇ! આપકુ મીલને ચાહને. અંદર બોલાઇયે?"

"હા, બોલાવ ઉસ્કે. જાલુ—લે તારો માસ્તર આયો!"

સોફાપર અબેટાયલી જાલુ હજી તો ઉઠીને ખડી બેસે તે અગાઉ એક જવાન સીધો સોટા જેવો ટટણખાર ગોરો હેંડસમ મુસલમાન ગ્રહસ્થ ડ્રૉઇંગ રૂમમાં દાખલ થયો અને નરમાશથી બંને બાનુઓને સલામ કરી.

સુલતાન કરીમનું 'કલીન શેવ' કરેલું સોહામણું ગંભીર મ્હોડું—તેની શોકાતુર આંખ્યો— તેનો માથાંથી પગ સુધીનો ગ્રહસ્થાઇ ભર્યો લેબાશ—એ બધું મેહરબાઇને પહેલીજ નજરે ખાત્રી કરવાને પુરતું હતું કે આ મુસલમાન માસ્તર કોઇ ખરેખરો આબરૂદાર સારો માણસ હતો.

"આવોજી—તમે—તમે દીલરૂબાના માસ્તર—"

"જી હા, તમારી ચીઠી પરમાણે હું આયોછ."

"બેસો ભઇ બેસો—તમારૂં નામ શું?"

"જી બાઇ, મારૂં નામ સુલતાન ફાઝલ ભાઇ કરીમ છે."

"તમે તમારો દીલરૂબા સાથે લાયાછ?"

"હા બાઇજી—બાહેર ઓટલા પર છે."

જાલુ તો પોતાની એ માંજરી આંખ્યો પપૂરડાંની માફક ખોલી ને આ કદાવર શોભઈતા સુલતાનના ગોરાં મ્હોડાં ગમ એકકી ટગરે ટીકતીજ બેઠી હતી.

સુલતાન પોતાના ગાયનમાં એવો ચકચુર હતો કે તેણે એકવારબી હજી સુધી પોતાની ભવીષ્યની ચેલી ગમ નજર ફેંકી હતી નહીં—નહીં તો તે જોઇ શકતે કે ગઝલ ચાલુ રહી તેટલાં જાલુના ચેહરાપર શું ફેરફાર થઇ જતા હતા!

આહ! તે ફેરફારો જોવા માટે, વાંચનાર, એક મેગની-ફાઇંગ ગ્લાસની જરૂર તો હતીજ નહીં.

(જુવો સફો ૬૧ મો.)

"જરા મંગાવોની અંદર. હમાલ! ઓ શેઠકા બાજા અંદર લે કર આવ."

દીલરૂબા અંદર આવ્યો કે સુલતાન કરીમે તેને ટયુન કર્યો—અને મેહેરબાઇની રજા પુછીને તેણે ગત વજાડવા માંડી. પછી ઠંડા મીઠા સાદે તેણે 'બેડી હય દલગીર કયું? તેરા દીલરૂબા આ જાયગા!' ની ગઝલ દીલરૂબાના સરોદ સાથે ગાઇ. ગઝલ હતી તો પુરાણી—પણ સુલતાનનાં સુરીલા ગળાં અને ધ્રુજતાં આંગલાંઓએ કમાલ કરી.

જાલુ તો પોતાની બે માંજરી આંખ્યો પપરડાની માફક ખોલી ને આ કદાવર શોભઇતા સુલતાનના ગોરાં મ્હોડાં ગમ એકકી ટગરે ટીકતીજ બેઠી હતી.

સુલતાન પોતાના ગાયનમાં એવો ચકચુર હતો કે તેણે એકવારબી હજી સુધી પોતાની ભવીષ્યની ચેલી ગમ નજર ફેંકી હતી નહીં—નહીં તો તે જોઇ શકતે કે ગઝલ ચાલુ રહી તેટલાં જાલુના ચેહરાપર શું ફેરફાર થઇ જતા હતા!

આહ! તે ફેરફારો જોવા માટે, વાંચનાર, એક મેગની-ફાઇંગ ગ્લાસની જરૂર તો હતીજ નહીં.



## પ્રકરણ ૯ સું.

—:o:—

## નીરદોષપણાનાં કાન ઉપર કુદરતનો એક અવાજ.

સહવારના ૯ વાગ્યા હશે.

બરજોરજી ખમબાતાએ 'જામે'માંથી ડોકું કહાડી સામે સોફાપર પડી પડી કાંઇ કાગળ વાંચતી પોતાની દીકરી ગમ

'તું કેહશે, કુમી, કે એક મુસલમાનમાં તે એટલું બધું શું વખાણવાનું? પણ હું તુને ખરૂં કેહુંછ, સોગન ખાઈને કેહુંછ, કે એ મી૦ સુલતાન જેવો મજેનો ખુબ સુરત માટીડો મેં તો કેઠે નથી જોયો.–આ મને તો જે લાગેછ તે કેહુંછ. હુંબી પેહેલ્લે એમજ ધારતી કે મુસલમાનો તો બધાજ દાહરૂસને બાવા ભાખરા જેવા એબીયલ હોય–પણ આય એવણ તો ઉંચા સીદ્ધા ને મજેના કદાવર છે ને રંગે ગોરા અંગરેજ જેવા છે. ને એવણના બેઉ ભુરા ડોળા એવા સરસ છે કે મરે મારેથી તેવણની સામબે જોવાતુંજ નહીં—ને શરમજ લાગેછ. દાહરી બાહરી કંઈ નથી–મજેની સરખી મોટી મુછ છે. તદન નકરો જાણે પારસી લાગેછ. પારસી માટીડાઓની કાનીજ લાંબો ડગલો, પાટલુન ને મોગલ કેપ પેહરેછ. કોઈ અણ જાણું એને રસ્તામાંથી જતાં તો કબ્બી કબ્બી માને નહીં કે એવણ મુસલમાન છે. એવું તો સરસ વજારેછ, કુમી, એવું તો સરસ વજારેછ—ને એવું મજેનું ગાયછ કે બસ સાંભલ્યાજ કરીયે. મને આટલા દોહર મહીનામાં તો નવ ગીત શીખવયાંબી! અમારી પાસેજ કોટેજમાં રેહછ. મમલાંજીબી ઘણાંજ એ મી૦ સુલતાનપર ખુશ ખુશ છે–કેમકે ઘણોજ નમાનો ને ઘણોજ લાયકીવાળો છે. ને એટલો હુશીયાર છે કે હું શું લખું! કેહજે એમ. એ. થયલો છે ને ઘણું સરસ લખી શકેછ."

"લે ચાલ–હવે માથું દુ:ખી આયું!" બરજોરજી સેહેજ હસીને બોલી ઉઠયા, "આય પોરી જરા હુલ્લર દેખાયછ. એક અણજાણ્યા મુસલમાન માસ્ટરને વરે એમ તે કંઈ લખ-

વાનું હોય ! મેહેરબાઇજી કંઇ એની પર ધારવા મેલે બરાબર દેખરેખ નહી રાખતાં ! આવું આવું લખે તાહરે કોઇ શું ધારે ?"

કુમી જીણે સાદે ખડખડ હસી પડી.

"એના કાગજો તો બસ એમજ ઘેલાં ગાંડા ઘર પુછરાં વગરના હોયછ. પણ એ જાલુ છોકરી ભોલી ને તદન નીરદોશ છે જો, બાવાજી—એના મનમાં કંઇ નહીં. આય દીલરૂબા માસ્તર જરા શોભીતો ને હુશીયાર હોશે તેથી એ એટલી ખુશીમાં આવી ગેઇ કે મારીપર આવું આવું ચીતરી કાહડયું."

બરજોરજી થોડો વાર ગુપચુપ આંખ ઢાંકીને ઇઝીચેરપર પડી રહયા.

"શું વીચાર કરોછ. બાવાજી ? અંઘોરતા નહીં કે ?"

"કુંમી—એ જાલુને જાહરે હોશે તાહરે મેહરબઇ સારૂં આપી જશે. એનો ભાઇ દાદી મુંબઇમાં છે તે પોરીયો જરા કેહજો લટખટ છે—પણ શેહેરીયાર ભઇનો વીચાર પેહલ્લેથીજ એવો છે કે તારૂં એ દાદી સાથે ને જાલુનું આપરા માનેક સાથ કરી આપી ને તમારા લોકને વાસ્તે સારી જેવી રકમ ત્રસ્ટમાં મુકી જવી. તું જાણેછ કેની કે તારા કાકા શેહેરીયાર જંગ પાસ આજે નહીં તો બી નાંખી દેતાં દશથી બાર લાખ રૂપીયા હોશે—ને બચ્ચાં છોકરાં કંઇ નથી."

"નથી તો હવે થશે કેની ? હમણા શેહેરયાર કાકા પણવા નીકળ્યાછ—"

"એ હવે બચ્ચાં થયાં ! કાશી બનારસમાં ! ૬૫ વરશની ઉમર તો થવા આવી ! પણ ઘરડે ઘડપણ હવે .એ શું ભલા માણસને સુજ પરીયું હોશે !—તે દાહરે એનું ગુલ-

બરગેથી કાગજ આયું તે વાંચીને મારો જીવ એટલો ખાટટો મારી ગીયો કે કેટલા દાહરા મને જાણે ખાવા પીવાણી નહીં ગમ્યું! દખમે જવાનો વખત થયો ત્યારે જુવાન બઇરી પણવા નીકળ્યોછ! અને તેબી વરી દુરવંદ ઓરત સાથ! અવાખશે પશેમાન!"

"કોઇ મુસલ્લમાની બેગમ છે!—નહીં બાવાજી?"

"અરે, બેગમ કોણુના બાવાની લાવે! મેં ખબર કાહરી તો જણાયછ કે કોઇ ઘણાં હલકાં ખાનદાનની જુદદીન અસતરી છે. જરા રંગ, રૂપ હોશે—એટલે શેહેરીયારતું ભેજુ ચકાસી ગીયું!"

"પણ તેમાં આપરૂં શું જાયછ?"

"આપરૂં શું જાયછ! એ તે કંઇ રીત છે? આપરા કટમને ખરાબ લગારીયું! હવે એને પાછું પણવાની શું જરૂર ઉતી? ૬૫ વરસનો થઇને કોઇ બાવીસ વરસની મુસલમાની સાથ પણવા બેસવાનો છે! એને કંઇ આળસ નહીં આવી હોશે?"

"બાવાજી—એવણના પૈસાપર કોઇ મુઇ લલચાઇ આવી હોશે!"

"હાસ્તો! પણ પણવાજ બેઠો તો કોઇ આપરી જાતવાળી પારસણ નહીં મળતી'તી? મેં તો એવું ખબરાવીને લખ્યુંછ કે હું ધારૂંછ કે મારી સાથ તો હમણા થોબરામાંજ હોશે!"

"પણ તમે, બાવાજી, ગુલબરગે આવતે મહીને લગન ખાવા જશો કેની?"

"મને ઘણુંજ એણે કરગરીને લખ્યુંછ કે જરૂર તુને ને

માનેકને લઇને આવવું—પણ હું કંઇ જવાનો નથી. પંદરેક દાહરામાં માનેક હવે આવી લાગશે—પછી તું તેની સાથે જજે——"

"નહી બા—હું કંઇ તમે નહી આવશો તો જવાની બવાની નથી."

"નહી કુમા દીકરા—તમે બેઉ જણાતો જજોજ. થોરાંને ખાતર એની સાથ તદનજ પંચાતી કરવા હું માંગતો નથી. એ શેહરીયાર ભઇ તમુને બેઉ જણુને પોતાના બચ્ચાં ગણીને તમુને—"

"બાવાજી એમ શું બોલ્યા કરોછ? એવણના પૈસા વગર આપરે કંઇ બેસી રેહયાંછ કે શું?"

"બેસી તો નથી રેહ્યાં—પણ કુમી, વગર કારણે હાથે કરીને એ તમારા કાકા સાથ તમે લોકોએ બગાડ શું કરવા કરવો? નહીં-જજો. માણેકને હું મોકલવાનોજ છેઉં. તાંહ તારાં મેહરાં ફુઇ ને જાલુબી આવવાનાં છે. શેહેરીયાર લખતોતો કે તે લોકનેબી ગુલબરગા આવવાનું ઇજન કીધુંછ. મોટી ધામધુમ છે-ને એનો ગુલબરગાનો "રોશન માહાલ" ગાજવાજી રેહવાનો છે. તેં દાદીબાને કેટલાંક વરસો થયાં જોયો નથી તે આય તક છે—એબી તાંહ આવશેજ તો !"

કુમી બે મીનીટ ડોકુ નમાવીને મુગી મતર કાંઇ ઉંડા વીચારમાં બેસી રહી. તેણી પોતાની સાડીની કોર આંગળાં-ઓમાં ફેરવ્યાજ કરતી હતી. અચબુચ તેણીએ ડોકું ઉંચક્યું. તેણીના ચહેરાપરનો હસમુખો છાપ ઉડી ગયો હતો—અને મ્હોડું હવે તદન ગંભીર ટેકવાળું બન્યું હતું.

"બાવાજી—તમે બે વખત આજે એની એ વાત

કાહરી. હું આજ સુધી કંઇ બોલી નહીં-પણ હવે તમુને એક ખરેખરી મારા મનમાંની વાત કેહી દેઉ-તમે મારીપર ગુસ્સે તો નહીં થાઓ ?"

બરજોરજીબાએ ભવાં ઉચકી અજાયબીથી પોતાની પુત્રીના મહોડાં ગમ જોયું. કુમી કોઇ દહાડેબી આમ આટલી બધી દ્રઢતાથી કાંઇ બોલતી નહીં હતી.

"કુમા-શું છે ? મારી ખાત્રી છે કે તું મને કદીબી એવું કંઇ કહેશે નહીં કે જેથી હું ગુસ્સે થાઉ."

"બાવાજી—તમે મને કહેશો તે હું બધું કરશ, મારી આંખોને જોરે કરશ-પણ-પણ-"

"પણ શું ? બોલની ?"

"આય તમારા દાદીબાદી સાથ હું કદીબી પણવાની નથી. તમે ને શેહરીયારજંગ કાકા તમારે ગમે તેમ મનસાંજ અમુને અદરાવોછ ને મનમાંજ પણનાવોછ—પણ તમે લોકે કેમ જાણ્યું કે દાદીબા મને પસંદ કરશે ?"

"નહી પસંદ કરે તો અહીં કોણ દાંતમાં આંગળાં ઘાલીને બેસી રેહયુંછ ? સો વખત ગરજે તુને પગે પરતો આવશે. કુમી, કેહજે એ પોરીયો મુંબઇ હાલમાં તો એના બાપ સાથ કંઇ ગરીબ અવસ્થામાં છે—પણ એની મમઇ તરફથી એને સારી આશા છે ને જો તારી સાથ પરણે તો શેહેરીયાર ભાઇ એને—"

"હા-પણ એમ શેહેરીયારકાકાના પૈસાની લાલચે મારી સાથ એ પણવા માંગે તે મારે કબુલ નથી. જો બાવાજી, તમે કાકાજીના પેહલેથીજ ખરી ખંખારીને કાન

બોલજો અં કે—પછી વરી મને ઠપકો નાં આપતા કે મેં તમુ લોકને પેહલાંથી ચેતાવ્યા નહીં!"

"પણ ઘેલી! તેં દાદીને જોયોછ? એ છોકરો વખતે મજેનો સ્યાનો સમજુણી હોય–કેમ જાણ્યું? આપરાંજ ખાનદાનનું બચ્ચું એટલે એને સુધરી જતાં વાર નહીં લાગશે. આપુને એમ આકરાં પરી જવાનું નથી. તું જાણેછ કે શેહેરીયાર ભઇની ખુશી છે——"

"અરે પણ શેહેરીયાર ભઇ કોણ થાયછ જો! બાવાજી, તમે એમ શું કરોછ? હું બસ ગમે તેબી થાય તોબી એ દાદીબા સાથ પણવાની નથી. જોઇયે તો માનેક ભઇને ગમે તો આય જાલુ સાથ પરણે."

"કેમ?—કોઇ દાહરે નહીં ને આજે એકાએક એ શું ફીટો આવી ગીયો?"

"આજે જાહરે વાત નીકલી તાહરે કેહુંછ. તમે પોતેજ હમણા બોલ્યા કે એ દાદીની ચાલ ચલણ પાધરી નથી. પણ ગમે તેબી હોય—ગમે તો ફરેસ્તોબી કાંય નહીં હોય—મારે એની સાથ પણવું નથી. હું સાફ કેહી મુકુંછ. એમ જાણ્યા જોયા વગર લાકરે માકરૂં ગોઠવી દેવાની તમારા લોકની રીત સામબે મને ઘણો ધીકકાર છે!"

કુમી એ પોતાના જનમમાં પહેલી વાર આ પ્રમાણે પોતાના પીતા સાથ આટલી હદ સુધી રોંહશો કર્યો હતો. બરજોરજી સ્વભાવે ઘણા ગરીબ અને રાંક હતા. કુમીને આજે આમ ખરે મને કચવાયલી જોઇ તેવણ ગુંગેટાઇ ગયા.

"વારૂં ચાલ—દીકરા—નહીં તો નહીં! એમ જીવ ના કુહવરાવ. પણ કુમી—"

"જી ?"

"મને ખરૂં કેહ—તારો કંઇ બીજે કેઠે વીચાર છે ?"

"બાવાજી, બીજે કેઠે વીચાર કાંહ હોય ? ખરી વાત એ છે કે હાલ થોરાં વરશ પણવાનોજ મારો વીચાર નથી. તમે અબ્બઇ રહયા મારે સાથે વાસે છેઓ એટલે બસ. મને અહીં તમારી સાથે શું દુઃખ છે જે ? હું પરણી જાઉ તો તમારી બરદાસ્ત કોણ કરે ? નહીં—બા, મારે કઇ હમણા પણવું નથી !"

આમ બોલી કુમી સપાટામા બીજા ઓરડામાં ચાલી ગઇ.



## પ્રકરણ ૧૦ સું.

—:o:—

## "સ્વીટ સેવનટીન" નો જીવ સટોસટ સમો.

તવંગીરી અને એશઆરામની ગોદમાં ઉધરી, એક માયાળુ હેતવંતી મમઇના લાડ અને વાહલમાં ઉછરી, તનની અને મનની સુખાકારીમાં નાની જરૂએ હજી સુધી મોહબતની મુસીબત એ શું ચીજ છે. તે બીલકુલ જાણ્યું નહીં હતું. ખુશનુમાં જંગલમાં બેધડક અહીંથી તહી ગેલ કરતી એક મેના મીસાલ આ છુટાપણા અને નીરદોશપણાનું કુમળું બચ્ચું પોતે બોલ બોલતામાં સત્તર વર્ષનું એક ખીલતું ગુલાબ થઇ ચુકયું હતું. પણ તેનું તેણીને પોતાને ભાણ હતું નહીં ! સંસારની મુઝવણોનો સંસારો—જીંદગીની જંજાલોનો એશારો—તે ક્રોક પર કુદકા ને ભુસકા મારતાં બચ્ચાંને

કાને આવીજ કયાંથી શકે ? ફ્રોક જઇને આજ ત્રણ વર્ષો થયાં સાડી આવી ચુકી હતી—પણ હજી જાલુના કુદકા ને ભુસ્કા તો જયાંના ત્યાંજ રહી ગયા હતા !

તેણીની એકલવાઇ મમઇ મેહરબાઇને માટે આ હસ્તુ રમતું—તુફાન કરતું—જીદ કરતું—ગમ્મત કરતું રમકડું તેણીની જઇફીનો સધ્યારો, તેણીના ઘડપણનો શંતોષ, એહ-રતન દીકરીની મીઠી વાહલી યાદ હતી. તે ગંધાર જેવા ઘરનો આ છોકરી વાજતો ઘુંઘરો હતો. જાલુના ચેહરા પર ગમ-ગીનીનો એક છાંટોપી મેહરબાઇએ પડેલો આજ દીન સુધી જોયો નહીં હતો—તે મોટાં દીલની અશરાફ મમાઇએ પોતાનાં આ પ્યારાં બચ્ચાં પર તેવો છાંટો પડવાજ દીધો હતો નહીં. અલબત જાલુએ ગુજરાતી અને ઇંગ્રેજી નોવેલોમાં પ્યારની કાહણીઓ, નીતીના દાસ્તાનો, બદીના કારસ્તાનો વાંચ્યાં હતાં—પણ જયાં સુધી એ ચીજો સાથ અંગત સમાગમમાં આવો નહીં ત્યાં સુધી હઝારો મોહબતના કીસ્સાઓ, વફાની જફાના લાખ્ખો પોથાઓ વાંચેલા વ્યર્થ છે. જાલુએ કાંઇ બસોએક ત્રાજેડીઓ વાંચી હશે—છતાં તેણીના ખાલેસ મુખડા પરથી હજી જીંદગીની ખરી ત્રાજેડીનો ઓળો પસાર ગઇ જવા પામ્યો નહીં હતો. તેણી સદાનું હસ્તું પુતલું હતું—કોઇ વેળા આંગમાં ૧૦૨ બોખાર હોય ત્યારેબી તે ખુશાલ ચેહરો બસ હસ્તોજ રહેતો. અને જેમ આ પ્યારી પઉત્રી હસ્તી રહેતી તેમ તેમ તેણી એક નાજુક વેળા મીસાલ મેહરબાઇના હરૂદયની આસપાસ વધારે જડ થઇને વીટલાતી જતી !

લાગટ આમ સત્તર વર્ષ વેર ચાલ્યું, "આંકોશ"—એ શું શબ્દ છે તેનો જાલુને ઝાંખો ખ્યાલબી નહીં હતો.

આંક્રોશ એટલે શું—તે એક સાધારણ અકલવાળી સમજુ સ્યાની છોકરીને શાને માટે જોઇયે—અને કંઇ ચોકસ હદ ઓલંગી જવાથી એ આંક્રોશની જરૂર પડે છે તે જર દુબાશના નીરદોશ મગજમાં મુદલ ઉતરી શકતું નહીં હતું. દીલમાં જે હોય તે ભટ કરતું બોલી દેવાની તેણીને બચપણથીજ છુટ મલી હતી—અને દીલમાં જે હોય તે ચટ કરતું માંગી લેવાનીબી તેણીને જન્મથીજ તમેહ પડી ગઇ હતી. કોઇથી પણ ડરી જવાને, કોઇથી પણ હારી ખાઇ જવાને, કોઇથી પણ લજવાઇ જવાંને આજની ઘડી સુધી તેણીની સરજતે આ છોકરીને શીખાડયું હતું નહીં. પારકાંઓની હાજરીમાં તેણી સદાની નફકરી, હંમેશની હીમતી, બોલીદરાઝ ટકોરબાજ રહેતી. માટીડાઓની હાજરીમાં શરમાઇને લાલ થઇ જતાં તેણીને આવડતું હતું નહીં. પણ——

પણ શું?

છેલ્લા બે માસ થયા એજ હસ્તી બોલની નાચતી કુદતી જાલુમાં એક જબરદસ્ત ફેરફાર થઇ જવા પામ્યો હતો. અરે—ખુદ પોતાને શું થયું છે તે જાલુ સમજી શકી નહીં હતી. આ છોકરીમાં કોઇ નહી સમજી શકે તેવો અસાધારણ ફેર પડી ગયલો જોઇ મેહરબાઇબી ગુંચવાતાં હતાં.

શું થયું હતું? શું જાલુ એકદમ ગંભીર ઘુવડ બની ગઇ હતી? ના—તેણી અસલના જેવીજ ખુશાલ હતી-પણ તેણીનું હસવું બોલવું એક ભુસ્કા મારતી ચેડી છોકરીનું હવે ન હતું; તે હવે એક ઘરખમ સમજદાર પાકટ ઓરતનું બન્યું હતું. અગાઉ છઇરા પીકરા બાલ રાખી ગમે ત્યાં અને ગમે ત્યારે ઉંઘાડે માથે દોડતી કુદતી જાલુ એક ડાહપાં બઇરાંજી મીસાલ

જ્યારે જુવો ત્યારે ઠાવી ઠોવી થઈને ફરતી! તેણીની વાત ચીતની લઢણ, તેણીના બોલવા ચાલવાની રીતભાતમાં અગાઉ કરતાં હવે આસ્માન જમીનનો ફેર પડી ગયો હતો!!

વાંચનાર—અગાઉ ભલા ધનેતરની ઠઠ્ઠા મશ્કરી કરનારી આ છોકરી હવે પોતાના દીલરૂબા–ટીચર મી૦ સુલતાનની હાજરીમાં સેહજની અંદર શરમથી લાલ લાઇ બનીને "બ્લશ" થતી! માસ્તર આવવાનો હોય તેની કલાક અગાઉથી તે પોતાંના ડ્રેસ પાછળ પછાડા મારતી–કાંઇ અજબ હરખથી દીલરૂબાનું લેસન પ્રેકટીસ કરતી–અને—

ઓ–કુદરત! કુદરત!!

હવેજ પહેલીવાર તેણીને માલમ પડયું કે કોઇ કોઇ વાર ઘણી અજબ જેવી રીતે મી૦ સુલતાન આવવાનો વખત થતાંજ તેણીની છાતી ઠઠક ઠડક થતી હતી!

એ કુદરતનો અવાજ હતો—બીજું શું હોય? પણ તે અવાજ સ્પષ્ટ પોતે સાંભળવા છતાં જાલુ તેનો અર્થ બીલકુલ સમજી શકતી નહીં હતી.

* * *

જઇફી અને જવાની વચ્ચે સઉથી મોટો ફરક શું છે? પહેલી જયારે શાંત, 'સ્ટેડી' અને સંતોશી છે—ત્યારે બીજી આકુળી, અધીરી, ઉતાવળી છે. આવતી કાલ આજનીજ માફક પસાર થાય એ વીચાર જવાન જીવને ઝાઝો રૂચતો નથી. જે એકાંત નચીંતાઇમાં સાઠ વર્ષનું એક બુઝોર્ગ માણસ મજાહ માને છે તે સત્તર વર્ષનાં એક ઉધરતાં બચ્ચાંને મનથી જીંદગીનો જુલમ છે.

મેહેરબાઇ જસાવાળા અને તેમની પોત્રી જાલુ વચ્ચે

આવોજ તફાવત હતો. ધન દોલતનાં દરેક અમન ચમન છતાં તે છોકરીને બસ હજી કાંઇ જાણે ઓછુંજ પડતું હતું. સત્તર વરસની એક ખીલતી કુમારીકાનું મન સહેલાઇથી સંતોષ પામતું નથી–તે હંમેશ કાંઇ નવું નવુંજ માંગે છે. કોઇબી જુની ચીજ તેણીને બસ થોડા વારમાંજ અકારી પડી જાય છે. કોઇબી નવો—કાંઇબી જુદો—બનાવ બનવા માટે, કાંઇ પણ નહીં ધારેલું નહીં સમજેલું જાણવા માટે, તે ઉછળતો જીવ તળપાપડ રહે છે. "સ્વીટ સેવનટીન"— આ વય એક છોકરી માટે એક જીવ સટોસટ સમો છે. તે વખતે તેણી નવાં કપડાંઓ માટે, નવી અજાયબીઓ માટે, નવી ઉશ્કેરણીઓ માટે, નવા ચહેરાઓ માટે દીવસના ચોવીસે ચોવીસ કલાક જાણે હાંફળી ફાંફળી રહે છે.

જંગબાર જેવી જગ્યામાં એવું રોજને રોજ "નવું-નવું" તે ક્યાંથી મળી શકે? જે અડધોએક ડજન પારસી કુટુંબો—પૈસાવાળાં, મધ્યમ વર્ગનાં કે ગરીબ—ત્યાં હતાં તેઓ સર્વે સાથ મેહેરબાઇએ ઓળખાણ પીછાણ રાખી હતી. વળી જંગબારનાં કેટલાંક યુરોપીયન કુટુંબો સાથબી મેહેરબાઇ તથા જરને સારી દોસ્તી પડી હતી—અને અવાર નવાર એકમેકને ત્યાં આવવું જવું ચાલુજ હતું. પણ નાની જાલુના વળવળતા જીવને સંતોષ આપવા તે પુરતુ નહીં હતું. તેણીનો મોટામાં મોટો રોજીંદો રડનપાટલો એજ હતો કે મમલાંજીએ તેણીનેબી પોતાની સાથે જંગબાર જેવાં મુવાં એક જંગલ વેરાનમાં ગોંધી રાખેલી હતી!

જાલુની થોડીક સહીઓ જંગબારમાં હતી–પણ તેઓ સાથ રોજ એકના એક સાડી અને પોલકા અને લેસની

ફેશનના કુથળા કરતાં કરતાં એ છોકરી ખરે મને કંટાળી ગઇ હતી. ત્યાંના કેટલાક પારસી ગ્રહસ્થો—સોવામણા કુમારા જરથોસ્તી જવાનો—સાથ જાલુને મીત્રાચારી હતી; તેઓ સાથ તેણી ટેનીસ રમતી—સાઇકલીંગ કરતી—પણ તેમ કરતાંમી કોઇ કોઇ વાર એ જર દુખાશ પોતાની અવાચીઓ અટકાવી શકતી હતી નહીં.

વીચીત્ર છોકરી! તેણી પોતાની સહીમીનીઓ સાથ હસ્તી બોલતી—જંગબાર છીમખાનામાં બીચારા ગપ્પુ જેવા માટીડાઓની અસેમસે મશકેરીઓ કરતી—બ્રી રીતે જ્યારે જુવો ત્યારે દોડતી ધામતી તુફાન કરતી હતી; પણ તે છતાં તેણીને કાઇ નવું જોઇતું હતું—કાંઇ ચોંકાવનારૂં, કાંઇ "ડ્રામાટીક" તેણીને જોઇતું હતું.

"જાલુ, તું તો રાન ચકરમ છે!" મેહરબાઇ હંમેશ તે છોકરી સાથ મરાતાં હતાં; "અહીં તુને શું ઓછું પરેછ કે જાહરે હોય તાહરે 'મુંબઇ ચાલો, મુંબઇ ચાલો' કરીયા કરેછ ? આટલાં બધાં ઓરખીતાં પારખીતાં છે—આટલું બધું ફેરવા હરવાનું છે—ને બધાં તુને હંમેશ પીકનીકે ને પાર્ટીએ બોલાવ બોલાવ કરેછ તોબી તું બબરીયા કરેછ કે તુને સોહવાતું નથી!"

"હા મમલાં" જરાં મીજાજમાં પોતીકાં નેણ ચઢ-ડાવીને જવાબ દેતી, "એ લોક મને બોલાવ બોલાવ કરેછ કાંય જે તે લોક સુજમાં રોજા ખોલેછ કે કદાચ હું એઓના કોઇ અલ્લુ પારા જેવા છોકરા સાથ પરણી જવશ! ને એ લોક જાણેછ કે તમે મને ઘણા પૈસા આપી જવાના છેઓ! મમઇજી, તમેણી પોતે બધું મનમાં બરાબર સમજોછ ને એમ ચીબાં ના થાઓ!"

જર ને બસ પોતાની હાલની જીંદગીનો રાહધાટ ગમ-તોજ નહીં હતો. મમઇજીએ તેણીની સુચના મુજબ કોઇ પારસી કારભારી રાખ્યો—પણ તેબી એવો કાંસતો કરાંજતો કોઇ પંચાવન વરસનો વક્ટલેન -વંડોરૂ નીકળ્યો કે દોહડ મહીનામાં પંદર દહાડા તો રૂમેટીઝમથી અડીને ખાટલે પડયો—અને મેહુરબાઇએ અંતે તેને પાછી રૂખસદ આપી. જાલુ તો ફ્રૂડી ચટકીને અડધી થઇ ગઇ કે "મુવા એવા માંદી મરઘી જેવા મેનેજરને જોઇને આપુનેબી તાપ ચડરે, તેના કરતાં તો હજુન ઘેરનાં માણુસોથી લુટઇએ તે પરવરે!"

* * *

આજે મીસીબાબાની દાળ બળી ગયલી હતી. બનસીને તાવ આવવાથી તે ખાટલે પડયો હતો અને "નાહ્લીબાઇ"ને સાંજે બોટીંગમાં લઇ જનારૂં કોઇ હતું નહીં. જાલુ જો કે પોતે હવે સેહજસાજ હલેશાં મારી જાણતી હતી–પણ મેહુર-બાઇ તેણીને બનસી વગર બોટમાં ફરવા જવા દેવાની સાફ ના પાડતાં હતાં.

ચાર વાગી ગયા હતા. સાંજની ચાહેબી પીવાને જાલુમાયે ખભરાટમાં ના પાડી હતી! ચેડી છોકરી! બનસી સીક પડી ગયો તેમાં બીચારાં ધરડાં મમઇનો શું વાંક?—જાલુને મનથી તેઅણુનો નહીં માફ થઇ શકે તેવો કસુર એજ હતો કે મમલાં તેણીને જરા પંદર મીનીટબી એખલી બોટીંગ કરી આવવા દેવા મકકમપણે નાજ કેહતાં હતાં.

"જો જાલુ! હું તુને સાફ કેહુંછ—એખલી તો તુને હું મરી જવશ તોબી જવા દેવાની નથી—"

."પણ મમલાં, હમણાં ભરતી છેની! હું બસ ફક્ત પા કલાક જરા આગળને આગળથી—"

"નહીં—બસ તુને એક વખત ના કહયું કેની ? એવું જીદનું ખોરીયું કે'દાહડરથી થઇ ગેઇ ? જા—પેલા એદલ બેહરામની માકીએ તુને "ક્રોકે" રમવા બોલાવીછ તાંહ—"

"હું કંઇ તાંહ જવા બવાની નથી !" એકદમ રોંહસાં સમેત ખુચીમાય છેડઇ પડયાં અને સોફા ઉપર રૂસઇને કોરવાળી સુઇ ગયાં !

"નહીં જતાં તો ઓછી પીરા !" મેહરબાઇ બી ખભરીને ચસ્મો ચઢાવી પોતાનું સીવવાનું લઇને બેઠાં. તેવણ આ લાડકી છોકરીને બધો દરેક લાહરો આપવા તઇયાર હતાં, પણ બનસી વગર તે પોરીને દરીયામાં જવા દેવા તેવણ કદી બી હીમત કરી શકતાં હતાં નહીં—પછી એ નાદાન દુકતી બે દહાડા બી રૂસઇ જઇને ભુખી રહે તો શું થયું ?

દસેક મીનીટ આંખ પર હાથ ધાંકીને થોભરો ચહડાવી જરબાઇમાય સુઇજ રહયાં—પણ સાંજની વખત એમ સુઇ રહેવા આવાં એક બચ્ચાંને કાંઇ ગમે ? આખરે તેવણ ઉઠયાં—જરા અહી તહી ડમકયાં—અને પછી પોતાના ઓરડામાં જઇ "ડ્રેસ" કરી આવ્યાં. મેહરબાઇ બાડે બાડે ડોળે ચસ્માની ધાર પરથી ગુપચુપ બધું જોયાં કરતાં હતાં.

જાલુ તેવણની આગળ આવી—

"હું જરા બાહેર ફેરી આઉછ."

"કાંહ જાઓછ ?"

"જરા દરીયે કીનારે અમથી ફરૂંછ. અંદર ઘેરમાં ગોંધઇ રેહી શું કરૂં ?"

"હા—જા. પણ બોટીંગમાં ના જતી—અં ! જો ખબરદાર !"

"નહીં—નહી—તમે એકનું એક નાં બોલ્યા કરો ! હું નહીં જવશ મમલાં, તમે કોઇ વખત મુનું લોકોનાં દેખતાંબી મને એવું ખરાબ લગારોછ કે બસ નહીં—"

"ઓવાય ! લોકોના દેખતાં વરી કાહરે મેં કેહયું ?—"

"હા વરી ! તે દાહરે મી૦ સુલતાન આગળબી તમે એમજ બોલ્યાં કે 'હું તો બા જાલુને એખલી બોટમાં ફરવા નહીં જવા દેઉ ?' બરીયું મને એવું ખસીયાણું લાગું ! એવણે મારે વાસ્તે શુંબી ધાર્યું હોશે !"

"મરેરે ! આય દુઃખ થોરાં છે ? જા—જા—ઘેલી ! એ સુલતાનમાં ને સુલતાનમાં રાત ચરી ગેઇછ ! જરા થાય તો 'મી૦ સુલતાન'—કંઇ કશું થાય તો 'મી૦ સુલતાન'—એ શું તેં હમણાં હમણાં ઢણુક માંડીયાંછ ! તારૂં કંઇ માથું બાથું ગીયુંછ કે શું, દુકતી ? તે દાહરે બોટીંગની વાત નીકલી ને મેં જરા અમસ્થું કેહયું કે તુને એખલી મોકલતાં બીહીક લાગેછ તેમાં ખોટું શું કીધું ? જા હવે જતી હોય તો—તારી સાથ મારૂં તો માથુંબી ફરી આયું !"

જાલુ સેહજ હસી. પોટ્ટી બડી પકકી અને લુચ્ચી હતી ! ચપ દેતી કે તેણી મેહેરબાઇને ગળે બેઉ હાથ વીટાળી કોટી કરી પડી.

"મમલાં ! તારે તમુને શું એમ પેટમાં હેબત પડીછ કે હું આય મુસલમાન માસ્તરની સાથે પ્યારમાં પડી જઇને કોઇ દાહરે મોટરમાં બેસી નાહસી જવશ ?"

"જોયું કેની ! બસ આય મુઇ અકચ જેવી ચોપરીઓ વાંચી વાંચીને આવા આવા ઘેલાંગાંડા વીચારો સઉ કશામાં મગજમાં ભરીયાછ ! લે ચાલ હવે ખીસ—મને સીવવા દે !"

"પણ તાહરે હું જાઉં કે—મમલાં—અં કેહોની ?"

"હું તુને કબ્બી એખલી બોટીંગમાં—"

"નહીં મમલાંજી, પણ હું મી૦ સુલતાન સાથ જરા દશ મીનીટ નજીકમાંજ "રો" કરી આવશ ! જો વરી-મમલાં ઉંડાં પાણીમાં હું નહીં જવશ."

"ઉહુંહુંહું ! આયબ્બી કંઇ છોકરી છે ! પણ હમણા સુલતાન કોટેજમાં હોશે કે ?"

"હા-એવણ આય વખતે તો રોજ કોટેજમાં હોયછ. હું તાંહ જઇને એવણને મારી સાથ જરા બોટમાં આવવાની 'રીકવેસ્ટ' કરશ તો ના નહીં કેહશે."

મેહરબાઇએ મ્હોં કુમળાવ્યું. આ છોકરી તો તેવણના ઘરડા જીવ પર એક જાતની જાણે જબરીજ કરતી હતી ! એવે પટામણે મ્હોંડે તે લુચ્ચીએ મમઇજી ગમ જોયું કે અતે ઘરડી દુરઅંદેશી ઉપર નાદાન હુલ્લડાઇ ફાવી. હજી તો મેહરબાઇ કંઇ બોલે તે અગાઉ બચ કરતી તેવણનાં ગાલ ઉપર એક કીસ કરી નાહલ્લી જાલુ છલાંગ મારતી કે ત્યાંથી વહ્રી ગેઇ—અને ધરધર કરતી દાદર ઉતરી બંગલામાંથી બાહેર પડી.

*  *  *



## પ્રકરણ ૧૧ મું.



## નવે જન્મે જન્મ તેણીને બચાવનાર તેણીનો "માસ્ટર."

"મારા દીકરા—તારાં છેલ્લાં કાગજ ઉપર મેં કંઇ થોડો ગંભીર વીચાર કીધો નથી. તું લખેછ કે પેલા સુવા નવાબ સાથ તેની બેહન જે છેક લ કાને નાકે જંગબાર પડેલી તેને શું લાગે વળગે? પણ એ બધાં નસાંબંદાઓ એકના એકજ. તું એ મેહરબઇને તાંહ તેની છોકરીની છોકરીને દીલરૂબા શીખવયા જાયછ તે તારેથી પહેલે જાણીને મારો જીવ ઘણોજ કચવાયો— પણ તું વાહલો દીકરો કહેછ તેણી ખરૂં છે કે એવી રીતે એ લોકની સાથે સમાગમમાં આવવાથી બધા રપુચકકર ધોંટાલાનો કદાચ કંઇ પત્તો મળશે. તું મારા હીરાની સારી સમજપર મને વીશ્વાસ છે. એ લોકની સાથ જોઇયે તે કરતાં વધારે ભેલાતો ના. ઝેરી નાગોથી જેમ દુર નાહસે તેમ એ લોકથી દુરનો દુર રહેજે— તારા બેહસ્તી બાવાની યાદગારી જો તુને વાહલી હોય તો તુને હું મારા સમ આપીને કેહુંછ કે એ કટમથી કમકમીને દુરજ રેહજે."

સુલતાન કરીમે ગંભીર ચેહેરે તે દીવસના મેલમાં આવેલાં કાગજનો ઉપલો ભાગ ચોડી વખ્તત ચીપી ચીપી ને વાંચ્યો અને પછી એક નીસાશો ખેંચી તે કાગળ ઘડી વાળી પોતાના ડગલાના ગજવામાં મુકયું.

"પુઅર ઓલ્ડ મધર!" તે પોતાની કેનવાસની ડેક—ચેર પર અઢેલાઇને બડબડયો, "બીચારાં ખરેખર 'ફીલ' કરે છ. પણ આય 'જોબ' મારે છોડી દેવો નથી. એમાંથી કંઇબી નવું જુનુ નીકળી આવશે!"

સુલતાન પોતાના કોટેજની બાહેર લીલાં ઘાસ ઉપર પોતાની ફોલડીંગ ડેક—ચેર મેળીને રોજ સાંજે કલાક બે કલાક સામે અડોઅડ પડેલા માહસાગરના ઉછળતાં પાણીને નીહાળતો જઇ—તે ખુશનુમા દરીયા કીનારાની ઠંડી લેહરી ઘોરતો જઇ—હાથમાં કાંઇ વાંચવાનું લઇને યા તો પોતાનો દીલરૂબા લઇને બેસ્તો હતો. જંગબાર આવ્યા પછી દુન્યા સાથે તેણે કીટ્ટી કરી કુદરત સાથે દોસ્તી બાંધી હતી. આજે ખસુસ કરીને તેનું મન વધારે ઉચટ હતું. તેની માયાવંતી મા ડોસીબઇનું લંબાણ કાગળ પાછું અને પાછું વાંચતાં તે આ જુદા સંસાર સાથ વધારે રીશે ભરાયો હતો. પોતાની નવી ચાલુ વાર્તા "ડાબીજનો ડાહમ"નાં બે જોશદાર પ્રકરણો તેણે તે બપોરેજ ચીત્રી કાહડયાં હતાં—અને તેમાં જુલ્લમગાર તકદીરના જાલમ ગેરઇનસાફનો કાંઇક જોરેમંદ ચીતાર રજુ કર્યો હતો. આથી સુલતાનનો મીજાજ આજે હંમેશ મુજબ મીઠ્ઠો તો હતોજ નહી.

ચુંચી આંખ્યો કરી તેણે બોહળા માહસાગરનાં ફીણ ફીણ થતાં પાણી ગમ જોયું. ભરતી ખલાસ થઇને ઓટ શરૂ થવાની અણીપર હતી.

"આજે દોહર મહીનો થયો હું એ લોકને તાંહ રોજ જાઉં છ," તે જીવ સાથ પાછો બોલવા લાગ્યો—"પણ મારી મકસદમાં એક તસુબી હું આગળ વધ્યો નથી. મેહરબઇ

બીચારાં અસરાફ લેડી છે—ને આય જાલુ તો એક નાહલ્લુ નીરદોશ રમકડું જ છે. મારીપર એ લોકની દેખઇતી મેહરબાની છે—પણ આજ સુધી મારા બાવાના બનાવ સંબંધી એક તુકારોબી એ લોક તરફથી નીકલ્યો નથી. શું એ લોક એ વાત બીલકુલ જાણતાંજ નહીં હોશે? તે કેમ બને? વોટ આ પીટી—એ લોક છેક અહી જંગબાર પરેલાં છે! એમ તો પંદર વરસેબી કાંઇ પત્તો મળવાનો નથી પણ હમણા બીજું વધારે કરીબી શું શકાય?—"

"સાહેબજી, મી૦ સુલતાન!"

સુલતાન ચમકીને ખડો બેઠો. પછવાડે જાલુ હસ્તે મ્હોડે હાથમાં એક 'પેરેસોલ' લઇને આવી ઉભી હતી.

"સાહેબજી! તમે આજે અહીં, જરબઇ?"

"જરા ઘેરમાં સોહવાયું નહીં તેથી મમઇજીને કેહીને અહીં ફરતી ફરતી આવી. કેમ શું કરોછ?—અહીં બેસીને દરીયાના મોજા સાથ વાત કરોછ કે?"

"ખાલી હવા ધોરતો હતો. બેસોની?"

સુલતાને ઝટ કોટેજમાંથી એક ખુરસી લાવી આપી. જર તે પર ગોઠવાઇ.

"બનસી આજે સીક છે." તેણીએ ચલાવ્યું, "ને મમઇજી મને એખલી બોટમાં જવા દેતાં બીહેછ. જાણે હું કંઇ નાહલ્લું બાવાજીનું બુચું હોઉની! મને હલેસાં મારતાં આવરેછ તે એવણ જાણેછ જો-તોબી બસ અમથાં ધ્રુજયાં કરેછ. જાણે હું કંઇ બલુનમાં ઉડવા માગતી હોઉં તેમ કંઇ કરેછ! સુવું અહીં નાકના દાંડા આગળ જરા "રો" કરૂં તેમાં બીહવાનું શું?"

"પુઅર ઓલ્ડ મધર!" તે પોતાની કેનવાસની ડેક—ચેર પર અઢેલાઇને બડબડ્યો, "બીચારાં ખરેખર 'ફીલ' કરેછ. પણ આય 'જોબ' મારે છોડી દેવો નથી. એમાંથી કંઇબી નવું જુનુ નીકળી આવશે!"

સુલતાન પોતાના કોટેજની બાહેર લીલાં ઘાસ ઉપર પોતાની ફોલડીંગ ડેક—ચેર મેળીને રોજ સાંજે કલાક બે કલાક સામે અડોઅડ પડેલા માહસાગરના ઉછળતાં પાણીને નીહાળતો જઇ—તે ખુશનુમા દરીયા કીનારાની ઠંડી લેહકી ઘોરતો જઇ—હાથમાં કાંઇ વાંચવાનું લઇને યા તો પોતાનો દીલરૂબા લઇને બેસતો હતો. જંગબાર આવ્યા પછી દુન્યા સાથે તેણે કીટ્ટી કરી કુદરત સાથે દોસ્તી બાંધી હતી. આજે ખસુસ કરીને તેનું મન વધારે ઉચટ હતું. તેની માયાવંતી મા ડોસીબઇનું લંબાણ કાગળ પાછું અને પાછું વાંચતાં તે આ જુદા સંસાર સાથ વધારે રીશે ભરાયો હતો. પોતાની નવી ચાલુ વાર્તા "ડાબીજનો ડાહમ"નાં બે જોશદાર પ્રકરણો તેણે તે બપોરેજ ચીત્રી કાહડયાં હતાં—અને તેમાં જુલમગાર તકદીરના જાલમ ગેરઇનસાફનો કાંઇક જોરેમંદ ચીતાર રજુ કર્યો હતો. આથી સુલતાનનો મીજાજ આજે હંમેશ મુજબ મીઠ્ઠો તો હતોજ નહીં.

ચુંચી આંખ્યો કરી તેણે બોહળા માહસાગરનાં ફીણ ફીણ થતાં પાણી ગમ જોયું. ભરતી ખલાસ થઇને ઓટ શરૂ થવાની અણીપર હતી.

"આજે દોહર મહીનો થયો હું એ લોકને તાંહ રોજ જાઉંછ," તે જીવ સાથ પાછો બોલવા લાગ્યો—"પણ મારી મકસદમાં એક તસુબી હું આગળ વધ્યો નથી. મેહરબાઇ

બીચારાં અસરાફ લેડી છે—ને આય જાલુ તો એક નાહલ્લુ નીરદોશ રમકડું જ છે. મારીપર એ લોકની દેખઇતી મેહરબાની છે—પણ આજ સુધી મારા બાવાના બનાવ સંબંધી એક તુકારોબી એ લોક તરફથી નીકલ્યો નથી. શું એ લોક એ વાત બીલકુલ જાણતાંજ નહીં હોશે? તે કેમ બને? વોટ આ પીટી—એ લોક છેક અહીં જંગબાર પરેલાં છે! એમ તો પંદર વરસેબી કાંઇ પત્તો મળવાનો નથી પણ હમણા બીજું વધારે કરીબી શું શકાય?—"

"સાહેબજી, મી૰ સુલતાન!"

સુલતાન ચમકીને ખડો બેઠો. પછવાડે જાલુ હસ્તે મ્હોડે હાથમાં એક 'પેરેસોલ' લઇને આવી ઉભી હતી.

"સાહેબજી! તમે આજે અહીં, જરબઇ?"

"જરા ઘેરમાં સોહવાયું નહીં તેથી મમઇજીને કહીંને અહીં ફરતી ફરતી આવી. કેમ શું કરોછ?—અહીં બેસીને દરીયાના મોજા સાથ વાત કરોછ કે?"

"ખાલી હવા ઘોરતો હતો. બેસોની?"

સુલતાને ઝટ કોટેજમાંથી એક ખુરસી લાવી આપી. જર તે પર ગોઠવાઇ.

"બનસી આજે રીક છે." તેણીએ ચલાવ્યું, "ને મમઇજી મને એખલી બોટમાં જવા દેતાં બીહેછ. જાણે હું કંઇ નાહલ્લું બાવાજીનું બુચું હોઉંની! મને હલેસાં મારતાં આવરેછ તે એવણ જાણેછ જો-તોબી બસ અમથાં ધ્રુજ્યાં કરેછ. જાણે હું કંઇ બલુનમાં ઉડવા માગતી હોઉ તેમ કંઇ કરેછ! સુવું અહીં નાકના દાંડા આગળ જરા "રો" કરૂં તેમાં બીહવાનું શું?"

સુલતાન મુછમાં સેહજ હસ્યો—આ તેની ચબરાક ચેલીના પટપટારાથી તેને હંમેશ રમુજ મળતી હતી.

"તમારાં મમઇજીનો એટલો તમારીપર ચાહ દેખારેછ. એવણુની મરજી નહીં હોય તો શું કામ એવણુને જરાને ખાતર રંજીદા કરોછ ?"

"એ બુઢ્ઢાં બઇરાંઓ તો એમજ બીહ્યા કરે—તેથી શું આપરેબી બીહીકણાં થઇને આપરી મોજ મજાહ ગુમાવ્યે કે ? તમેબી શું, મી૦ સુલતાન !"

સુલતાન કાંઇ બોલ્યો નહીં. અડધી મીનીટ ચુપચાપ ગઇ. પાછું જરેજ ચલાવ્યું—

"તમુને 'રો' કરતાં આવરેછ કે ?"

"હા—અમારી 'રોઇંગ' કલબ મુંબઇનાં હતી ત્યારે હું લગભગ રોજ સાંજે જતો'તો."

"તાહરે તો તમુને સારૂં તરતાંબી આવરતું હોશે !"

"હાજી. વર્ષો સુધી મારી સઉથી ફેવરીટ એક્ષરસાઇઝ સ્વીમીંગજ હતી—"

"મરે—તમે પણ બધાંમાંજ હુશીયાર ? એકબી બાબદમાં મેં તમારે મોહનેથી એમ નથી સાંભળ્યું કે તેમાં તમે પછાત હોવ !"

સુલતાન સેહજ પાછો હસ્યો. દેખઇતી રીતે આ તેની તાલેવંત ચેલી પોતીકા માસ્ટરનાં "એકોમપ્લીશમેંટસ" માટે કાંઇ ઘણોજ અસાધારણ ઉંચો વીચાર ધરાવતી હતી.

વળી એકાદ મીનીટ મુંગી મંતર ગઇ. જાલુ પોતીકી છત્રીની અણી વડે નીચે ઘાસમાં લીસોટા પાડની નીચી મુડીએ બેઠેલી હતી. અચણુચ તેણીએ ડોકું ઉચકયું—

"મી૦ સુલતાન, અમે તમુને કેટલા દાહરા થયા પુછવા માંગતાંતી—મકુ, તમે—તમારૂં ફેમીલી કાંહ છે ?"

"મારાં માતાજી મુંબાઇમાં છેજી."

"ને તમારાં ધણીયાણી ?"

"મારાં ધણીયાણી નથી."

"તમે પરણેલા નથી ?—હજુન કુમારા છેઓ ?"

"જી–હા."

"તે કાંય પણુતા કાંયે નહીં ? માફ કરજો અં તમારી સાથ એવી છુટથી વાત કરૂંછ તે—પણ મને તમારા ખોજા લોકને લગતી બાબદો જાણવા ઘણી ગમેછ. તમારી જાતના બઇરાં-ઓનો ધટમ તો ઘણો મજેનો સોહવામનો ને ખુબસુરત રહેછ. તમે આવા હુશીયાર ને શીખેલા છેઓ તે તમુને તો માંગો તેવી કોઇબી છોકરી મલે. મી૦ સુલતાન, મારૂં માનો ને હવે પરણી જાઓ."

સુલતાને રૂમાલ વડે પોતાનું ભીણું કપાલ લુછયું. આ તો વળી કાંઇ નવાઇ જેવી ચેલી નીકળી !

"જી–હાલ તુરત મારો શાદી કરવાનો વીચાર નથી."

જાલુએ પોતીકા માંજરા ડોળા દરીયાપર ઠેરવ્યા—

"મેં મમઇજીનેબી કેહયું કે મરે તમે ખોજા જેન્ટલી-મેનો દેખાવમાં કેટલા પારસીઓને મલતા આવોછ ! તમે માનશો—તમે જો તમારી કસબી પાઘરીને બદલે ફેંટો પેહરો તો કબ્બી કોઇ નહીં કેહ કે તમે પારસી નથી. પણ લે ચાલો—મી૦ સુલતાન, હું તો તમુને એક અરજ કરવા આવીછ."

"યસ—શું છે ?"

"જરા હમણા મારી સાથ બોટીંગ કરવા આવશો ?"

"હમણાં ?—હવે તો ઓટ થવા માંડી—હું નહીં ધારતો કે હવે બોટીંગ કરવી સલાહકારક હોય. કેહો તો કાલે આપરે જઇશું."

"નહી—આજેજ આવો ! તમેબી શું મમઇજીની કાની ધ્રુજરા થઇ જાઓછ ?"

"એમાં ધ્રુજવાનો સવાલ નથી. હું જાણુંછ કે હવે દસ મીનીટમાં પાણી એકદમ હટવા માંડશે ને પછી—આપણુને કીનારે પાછું આવવાનું તદન મુશ્કેલ થઇ પડશે ?"

"તે હું કંઇ સમજતી નથી તમુને આજે આવવુંજ પડશે."

"નહીજી—મને માફ કરો ! હું જાણી જોઇને તમુને 'ડેનજર'માં લાવવા ઇચ્છતો નથી."

આ એક રોકડો જવાબ હતો. જાલુના ગોરાં મ્હોં ઉપર ખભરાટનો છાપ ફરી વળ્યો. તે સુલતાને જોયો—પણ તેથી જાણી બુજીને આ હુલ્લડ છોકરીનાં કેહવાથી એક ગાંડુ કામ કરવા તઇયાર થાય એવો તે બેવકુફ નહીં હતો.

"આપરે આવતી કાલે ભરતી થતાંજ જરૂર ફરી આવશું, જરબાઇ—આજે માંડીવાળો. હવે થોડા વખતમાં અંધારૂંબી થવા માંડશે."

પણ નહીં ! જરબાઇમાયનો ગીજાજ જતો રહયો. આજે સહવારથીજ તેણી સઉ સાગ ચીંદડાં ફાડતી ઉઠેલી હતી—અને આખો દાહડો તેણીનો એમજ અવર જેવો પસાર થયલો હતો. મમઇજીએ એક તો તેણીને ફફડાવી ચટકાવીને સાંજે બાહેર મોકલી, તેમાં વળી આય સુલતાનબી રહયો સહયો તેણીની દાળ પુરી દઝાળી મેળવા મળી આવ્યો !

"ઠીક છે—તમે નહીં આવતા તો હું એખલીજ જવશ. તમે લોક બધાં શું મને છેકજ નાહલ્લી ખુચી ખુચી સમજોછ કે? સાહેબજી!"

સુલતાન ઠડાક દેતો કે ઉભો થયો—પણ તે એક બોલ બોલે તે અગાઉ આ નસીબદેવીની લાડઘેલી નાદાન જાલુ ત્યાંથી પીઠ ફેરવીને ઝપાટામાં નીકળી ચાલી.

થોડાજ વાર છેટે તેણીની નાની બોટ કીનારાનાં એક પગઠયાં સાથ એક સાંકળસે જકડી રાખેલી હતી. એક પળવારના ગુસ્સાને મારે પોતે શું કરતી હતી તેનોબી જાલુને ખ્યાલ આવ્યો નહીં. ઠડાક દેતો કે બોટ સાથની સાંકળનો હુક તેણીએ કાહડી નાંખ્યો—અને અંદર પોતે એખલી જઇને બેઠી. બીજી પળે તો ઝપોઝપ હલેસાં મારી તેણી અંદર પાણીમાં કેટલા વાર ધડાકાબંધ નીકલી ગઇ!——

ડોળા ફાડીને આ બેવકુફ કમસમજ છોકરીનાં ઉછાછલાંપણા ગમ જોયા કરતો સુલતાન ત્યાં કીનારે હોઠ કરડીને બે મીનીટ તો ગાફેલ જેવો ઉભોજ રહયો.

* * *

બોટના જોર સમેત જાલુ લાંબે છેટે નીકળી ગઇ હતી. તેણીએ દેખઇતી બાહદુરીથી જીવ પર આવીને કીનારે પાછું આવવા પુશકળ હલેસાં માર્યાં—પણ ફોકટ! ઠાકીને તેણી લુસ બની ગઇ હતી. જેમ જેમ તેણીની બોટ અંદર ધસડાતી તેમ તેમ તેણી વધારે નસોસ બનતી જતી—અને ભારી ઉછલતા મોજાઓમાં બોટને સમતોલ રાખવાને તેણી અશક્ત થઇ પડતી. આખર કરે ને સત્તર વર્ષની એક નાજુક બાળા—તેણીની કાયનાત કેટલી?

હવેજ તેણીને પોતાના ભયાનક જોખમનો ખ્યાલ આવ્યો! ઓ ખોદા! નાનકડી બોટ જે બનસીના રાઠોડી હાથમાં એક બોકરાંની મીસાલ રીચી ટટણખાર હંમેશ—ગમે તેવાબી મોજાઓ વચ્ચે—રહેતી તે આ જાલુ આગળતો જાણે મસ્તાન વીફ્રાળ બનીને આમથી તેમ હેબતનાક ઝોકા ખાતી હતી સુરજ્બી અસ્ત પામી ચુકયો હતો. જાલુની છાતીમાં એક જબરદસ્ત ફાળ પડી—તેણીથી નીરાશા ધાસ્તી ને મારે એક ચીસ પડાઇ ગઇ!

દરીયો અંદર તો પુર જોરમાં હતો. બોટ ખાસ્સી છ છ ફુટ ઉંચે ઉછળી પાછી હેઠે પડતી. જાલુ પાણી પાણી થઇ ગઇ—થાક, બીહીક, દેહરત ને મારે તેણીને ફેર આવવા માંડયા. બને હલેસાં તેણીના હાથમાંથી છુટી ગયાં. પાછો એક પાહડ જેવો ઉચો મોજો આવ્યો—જાલુએ એક તીક્ષ્ણ ચીચીયારી પાડી—અને તેજ પળે બોટની અંદર એક બાજુએથી પાણી ભરાઇ આવવાથી તે ઉંધી વળી ગઇ!

જાલુ ભર દરીયામાં તફડીયાં મારતી ઉલટાઇ પડી—પણ તેજ ઘડીએ કોઇ મજબુત હાથોએ તેણીને પછવાડેથી કમરમાંથી ઝાલી—

"કંઇ નહીં! બીહતાં ના! બસ એમ ગુપચુપ પડી રેહો. હું તમુને સહીસલામત કીનારે લેઇ જવશ."

જાલુએ બે આંખ્યો ઉંચાડી આ પોતીકા જીવ ઉગારનાર ગમ જોયું.

અલબત-તે સુલતાન હતો. પણ વધારે વીચાર કરવાને જાલુને ટાઇમજ મલ્યો નહી. તેણી આ પોતીકા "માસ્ટર" ના જોરાવર હાથોમાં તદન 'ફેન્ટ' થઇને લાઇલાજ પડી રહી.



# પ્રકરણ ૧૨ મું.

—:૦:—

## એક કાજગરો કીમતી જીવ બંચાવનાર વીરાપર અધાંઘર.

પોતાના નાજુક બેભાન બોજાને ડાબે હાથે પાણીની સપાટી ઉપર પકડી રાખી જમણે હાથે ઓટના ઉતરી જતાં પાણીનો લાંબો છેટા ખરી બળતવારી અને બાહદુરીથી તરી જનાર સુલતાન કરીમનું હીમતભર્યું કામ આખાં જંગબારમાં બીજે દીવસે હો–હો–હો–હો થઇ રહયું હતું. શ્રીમંત બાઇજી મેહરબાઇ જસાવાળાનાં જુવાન ખુબસુરત પઉતરી અને વારસનો એક બોજા ગ્રહસ્થે—તેણીના દીલરૂબા માસ્ટરે—પોતાના જીવના જોખમેબી આવી અદભુત મર્દાનગીથી જાન બંચાવ્યો, તે વાત સીવાય ઘરે ઘર લોકોનાં મ્હોંડાંમાં અને જંગબારના વર્તમાન પત્રોની કટારોમાં બીજે દાહડે બસ બીજુ કાંઇ જાણે હતુંજ નહી. ન્યુસપેપરોએ આ વખાણવા-જોગ બાહદુરીના લંબાણ વીગતવાર હેવાલો આપ્યા હતા—અને સુલતાનના તેમજ મીસ જરબાઇ દુબાશના ચેહરાઓના દેખાવનું, ચામડીના રંગનું, શરીરની ઉંચાઇનું, બારીક વર્ણન આપ્યું હતું. જંગબારના ચીફ માજીસ્ત્રેટે ખાસ આ બનાવની લાંબી નોંધ ઇગ્લાંડની રોયલ હયુમેન સોસાયટી પર લખી મોકલી મી૦ સુલતાન ને માટે એક યોગ્ય ચાંદ મોકલી આપ-વાની સીફારસ કરી હતી.

અલબત આ સઘળું સુલતાનને પોતાને મનથી અકારૂં ઝેર હતું. જાણુને બેસુદ્ધ હાલતમાં પણ સહી સલામત તે

કીનારે ઘસડી લાવ્યો ત્યારે તે પોતે ઠાકથી લગભગ ગાફેલ જેવો બની ગયો હતો. કીનારા નજદીક પોંહચતાંજ કેટલાક ખલાસીઓએ એક નાનો મછવો ઝોંકાવી સામેથી તરી આવતા સુલતાન અને તેનાં કબજા માંહેલી જાલુ તરફ ધસ્યા હતા અને———

પછી દોડાદોડી અને ગડબડ સડબડ અને કળાહોળનું પુછવુંજ શું ! બે મીનીટમાં તો કીનારાપર બધું લોક લોક લોક થઇ ગયું હતું. મેહેરબાઇ બીચારાં જ્યારે તે કીનારાપર પાંદડાંની પેઠે ધ્રુજતાં પોતાની રીકશામાં દોડી આવ્યાં ત્યારે તેવણના ગભરાટનું અને તેવણની કલાપીટનું શું બ્યાન કર્યે ? તેવણે પહેલે નક્કી માન્યું કે તેવણની વહાલી જરનું દુશમેનનું આવી બન્યું હતું. પણ જ્યારે સુલતાને પોતાનાં 'સ્વીમીંગ' અને "લાઇફ સેવીંગ" માહવરા ને લીધે-પોતાની અઠાગ થાક છતાં—ચાંપતા ઉપાયો કરી જાલુનો શ્વાસોશ્વાસ બરાબર રીતે પાછો ચાલુ કર્યો, અને જ્યારે તે છોકરીએ બેઉ આંખ્યો ખોલી તેની ગમ જોયું, ત્યારે હરખ ને મારે પોતાના ફુલ સમાન બચ્ચાંને ગળે વળગી મેહરબાઇ ડુસ્કે ડુસ્કે રડી પડયાં. તેવણનું તે વાર હઇયું એટલું ભરાઇ આવ્યું હતું કે સુલતાન સાથ જરા વાતબી કરી શક્યાં નહીં—પણ તે સોહ્રવામણા જવાન મુસલમાન માસ્ટરનો એક હાથ પોતાના બંને હાથોમાં લઇ તેવણે ઘણાજ ઉપકારી દીલે પોતાની બેઉ આંખોમાં ચાંપ્યો હતો.

પણ સુલતાન પોતેબી કાંઇ ઝાઝુ બોલવા કે ખુલાસો કરવાની હાલતમાં નહીં હતો. કોઇએ તેને અડધું ગ્લાસ કાન્ચો બ્રાંડી લાવી આપ્યો તે તેણે ઝડપથી વગર વીચારે

ગળાંમાં ઉતારી દીધો. પોતે એક મહામેદનના નામ તળે જંગબારમાં ઓળખાય છે તેનું આવા વખતે સુલતાનને ભાનબી રહયું નહીં. જાલુને તેણીની મમાઇ, કાંઇ ચારેક ડાકટરો અને બીજાં સંખ્યાબંધ લોકનાં હવાલામાં સહી સલામત સોંપી તે મુંગો મુંગો ત્યાંથી ઝડપમાં નીકળી ચાલ્યો હતો.

તે રાતે છાપાના પ્રતીનીધીઓએ તેને જરા કરારે આશાએશ લેવાબી નહીં દીધી. પણ કાંઇબી કાગનો વાઘ નહીં કરવાને સુલતાને ઘણાજ આગ્રહથી જ્યારે તેઓને અરજ કરી—જ્યારે તેણે પોતાને લગતી કાંઇબી વીગત ઘસીને આપવા નાજ પાડી—ત્યારે અંતે તે લોકે તેને પડતો મેલ્યો.

બીજે દીવસે સહવારના તે 'જસાવાળા હોલ'માં પોતાની ચેલીની હકીકત પુછવા ગયો. જાલુને આગલી રાતની સરદીને લીધે જોરમાં તાવ ચઢી હતી—બીજું વધુ કાંઇ નહીં હતું. આખી રાત ઘરના તબીબ ડા૦ કેખશરૂ ગાંધી રહેલા હતા. તાવની ઝુમમાં પાછલી રાતનાં તેણીએ પોતીકા જીવ બંચાવનાર મી૦ સુલતાનને મળવા માંગવાનો બકબકારો કર્યા કીધો હતો એમ ડાકટરે સુલતાનને જણાવ્યું. મેહરબાઇ જાલુના સીક રૂમમાંથી બાહેર આવ્યાં અને સુલતાનના બે હાથ પોછાં પકડી ઘણાંજ કગળી પડયાં—

"સુલતાન—તમે આય છોકરીને મરતી બંચાવીછ. હમણા મારેથી કંઇ બોલાતું નહીં-પણ—"

"બસ બાઇજી—વધારે બોલોજ ના! શું જરબાઇનો જોખમ જોયા કરીને હું કીનારેજ ઉભો રેહેતે? એવણની તાવ હવે આજ કાલ ઉતરી જશે."

મેહરબાઇએ રૂમાલથી પોતાની આંખો લુછી. તે બુઝોર્ગ બીચારી મમાઇ આ છેલ્લા હેબતનાક નહી વકી રખાયલી આફ્તથી તદન જાણે દબાઇજ ગઇ હતી.

"તમે નહીં હોતે તો આય મારી દીકરીના દુશમનના જીવને કંઇ કશું થઇ જતે. મારૂં હીરા મોતીનું બચ્ચું તમે મરી જતું બચાવ્યુંછ. એ તમારે વાસ્તે હમણાબી પડી પડી બોલ બોલ કર્યા કરેછ. મેં કેહયું કે આવશે તેવા હું અંદર લઇ આવશ"

"નહી—હમણા મી૦ સુલતાનને જરબાઇ આગળ મોકલવામાં ફાયદો નથી." ડા૦ કેખશરૂ બોલ્યા. "જરા બે દાહરા રેહીને એવણ એની આગળ જશે, મેહરબાઇજી."

"બરાબર છે, ડાકટર," સુલતાન બોલ્યો, "હું તો આજે માત્ર એવણની ખબર પુછવા આવ્યો હતો. મેહરબાઇજી તમે ખુશાલ રેહો—એ તો પાણીમાં ભીંઝાવાથી અને ધારતીનો આંચકો ખાવાથી એમજ બે ત્રણ દાહડા બોખાર રહે-પણ જરાબી બીહવાનું નથી. ચાલો, માયજી, હું રજા લઉંછ."

"બા—આવજો! રોજ જરા અહીં આવ્યા કરજો અં. મરૂંરે તમારી પરથી—તમે પાંચ મીનીટ આવોછ તાહરે મનેબી જાણે કેટલી હીમત હીમત આવેછ!"

* * *

પોતાનું નાનું કોટેજ છોડીને સુલતાન જંગબારના તે દરીયા કીનારા ઉપરથી આંઠેક દીવસ કોણ જાણે કયાં નીકળી ગયો હતો. બે દાહડા લાગટ તે 'જસાવાળા હોલ'માં આવ્યો નહીં ત્યારે મેહરબાઇએ માણુસ મોકલી ખબર કહડાવી; અને

ત્યારેજ તેવણુને માલમ પડયું કે જરા 'ચેન્જ' માટે સુલતાન કોઇને કહયા કાવ્યા વગર વીસેક માઇલ આવેલાં એક બીજાં નાહના ગામડાંમાં જતો રહયો હતો. ખરી વાત એ હતી કે છેલ્લી હોનારત બનવા પછી ચાવાચીવી ભર્યાં લોકો તેને જંપીને બેસવા દેતાં નહીં હતાં. કેટલાંક જણાંનો ચાલી ચલાવીને ખુશાલ તેના કોટેજમાં આ પ્રખ્યાત 'સ્વીમર' –આ વખણાયલા લેખક અને દીલરૂબાના આ કાબેલ ઉસ્તાદને જોવા અને તેની સાથ કાંઇ એકાર પેલાર વાત કરવા સારૂં આવતાં હતાં! નહીં ઓળખાણ કે પારખાણ છતાં કેટલાંક પરવારતાં કુટુંબો જાણે સુલતાન કેવો એક એકઝીબીશનમાં મેળેલો નમુનો હોય તેમ મજેહથી સાંજને વખતે તેના કોટેજમાં ડોકયું કરી તરેહવાર પુછપરછી કરતાં!! આવી જાતની ચાલું 'વીઝીટો'થી અને પોતાને લગતી તદન અણગમતી પુછપરછથી સુલતાન બેઝાર થઇ થયો હતો. ન્યુસપેપરવાળાઓએ હજી તેનો પીછો છોડયો નહીં હતો. પોતાના જન્મને લગતી–કુટુંબને લગતી–આગલી પાછલી કારકીર્દીને લગની તેઓની ખણખોટને ઉડાવતાં ઉડાવતાં તે કાયર બન્યો હતો. પોતાની પાસે પેપરોમાં છપાવવા સારૂં એકબી પોતાનો ફોટોગ્રાફ નથી એમ કેહતાં કેહતાં તે કંટાલી ગયો હતો. દીલરૂબા શીખાડવા માટે અનેક કુટુંબો તરફથી તેને માટે પગારે થતી આફરો ઉપકાર સાથ ના પાડતાં હવે તો તેને પોતાને ખસીયાણુંબી લાગતું હતું.

થોડા દીવસણી કેહે સટ્ટી જવા વીના બીજો ચારોજ સુલતાન માટે રહયો નહીં હતો. જીજ્ઞાસુ, ચકચાર ભર્યાં લોકની આવી જોખમભરી અંગત જુસ્તેજુમાંથી છુટવા વેળા

દુરજ રહેવામાં તેણે ડાહપણ વીચાર્યુ હતું. જાલુને ડુંબતાં બંચાવી તેને ચોઠે દીવસે તે ગુપચુપ બોચકું બાંધીને એક નજદીકના ગામમાં ઉતરી પડયો હતો.

આંઠ દાહડા પછી તે પોતાના કોટેજમાં રાતે દસ વાગતે પાછો ફર્યો. બીજે દહાડે સહવારના પોહરમાં મેહરબાઈનાં બે માણસો તેને માટે બારણાની બાહેર ખોટી થતાં હતાં ! બેઉના ખભાંપર કાંઇ મસ મોટા બે ખુમચા હતા ! સુલતાન તો પહેલાં કાંઇ સમજ્યોજ નહીં. ભખરાઇને તેણે આ બે મસાલો અને તેમના ઠાળાઓ ગમ જોયાજ કીધું. પણ જ્યારે તેણે તે ખુમચાઓપરના કટકાઓ ઉંચકીને જોયું ત્યારે તેના મ્હોંમાંથી એક અજાયબીનો અવાજ નીકળી પડયો.

એક ખુમચામાં સાકર હતી–મધમધતાં ફુલો હતાં અને એક મખમલનો દાબડો હતો. આ દાબડો ઉંઘાડી જોતાં અંદર એક મસ મોટા પપરડા જેવા આબદાર હીરાની વીંટી મુકેલી હતી. ખાસ્સી ત્રણેક રતીનો હીરો હશે ! સાથે એક કાગળની કાપલી બાંધેલી હતી. ઉપર લખેલું હતું કે.

"ભાઇ સુલતાનને મેહેરબાઇ જસાવાળાની
ઘણી ઘણી ભલી દુવાઓ સાથ પુગે !"

સુલતાને કપાલનો ચીલ્લો ચદાવી હોઠ કરડયો. બીજો ખુમચો ઉંઘાડતાં અંદર મીઠાઇ અને–ફ્રુટ હતી તથા એક મધમધતો તોરો હતો. આ ખુમચામાંબી એક બીજો સેટીનનો દાબડો હતો. તેમાં એક હીરા જડીત સોનાનું ઘડીયાળ તથા એક ભારી સોનાનો છેડો હતો. આ ઘડીયાળ ખાસ્સુ ત્રણેક હજાર રૂપીયાનું હશે કેમજે તેનાં બંને ઢાંકણા ઉપર ફકત

હીરા જડેલા હતા. દેખઇતી રીતે તે એહરસ્તી નવરોજીનું હોવું જોઇયે. આ બાકસની સાથબી ગુલાબી ફીટથી બાંધેલો એક કાર્ડ હતો. તે ઉપર જાલુના દસ્કતે લખેલું હતું કે,

"મારા માનવંત મેહેરબાન માસ્તર મી૦ સુલતાને પોતાના જીવને જોખમે મને ડુબતી બંચાવી તેના અતી ઘણા હેશાનમાં ખરાં દીલની લાગણી સાથ તેવણુની વખાણનાર ચેલી જરબાઇ પેસ્તનજી ડુબાશ તરફથી એક અદના ભેટ."

અલબતાં આ સઘળાં ધમસાણુની સાથે આવેલી મેહરબાઇને હાથની તેમજ જાલુના દસખતની બે ચીઠીઓ સુલતાને ખોલી. તે ટુંકમાંજ હતી :—

**વહાલા ભાઇજી સુલતાન—**

ગેઇ રાતે તમે પાછા આયાચ તે જાણીઉં છે. તમે ઓચીનતા ચાલી ગીઆ તેથી જલદીથી તમુને લખતાંબી અમે રેહી ગીઆં. ભઇજી તમે મારી જરને નવા જનમે જીવારીચ અને હમારાં મોહનાં હસ્તાં રાખીઆંચ તે જોતાં મારી તરફની આટલી નજીવી ભેટ કબુલ રાખશો તો હું ઘણીજ ખુશી થવશ. તમે જે કંઇ કીધુંચ તે જોતાં એ એ કંઇજ નથી—પન મારી તરફની એટલી યાદગારી તરીકે મારી ઘની ઘની દુવા સાથે કબુલ કરજોજી.

ભઇજી—મારી જાલુ વટ વટ કરીયાજ કરેચ કે તમે આવતા નહી ને એ સારી થઇને તમારો ઉપકાર માને તેટલાં ચાલી શું ગીઆ. વાસ્તે આજે સાંજથી જરૂર આવજો

ને રાતે હમારી સાથે જમીનેજ સીધારજો. આજે મેં બે ચાર જણાને બોલાવેલાં છે તેથી જરૂર આવજોજી.

લાં૦ તમારી હંમેશની ઉપકારી
**મેહરબાઇ ન. જસાવાલા.**

જાલુ તરફની ચીઠી સેહેજ વધારે લાંબી હતી :—

**મારા મેહેરબાન માસ્તર—**

હું ઇચ્છુછ કે હું તમારા જેવી બાહોશ લખનારી હોતે તો આજે મારાં દીલમાં શું થાયછ તે હું અહીં લખી શકતે. પણ મારી કલમ નથી ચાલતી. હું ધારૂંછ કે તમે આવશો તાહરે મને જે કહેવાનું છે તે કહેવાને વાસ્તે મારી જીભબી નહીં ચાલશે. તમે મને મરી જતાં બચાવી ને મને એટલી ઉપકારી બનાવીછ કે મારી જીંદગીના છેડા સુધી હું તમારી ભલઇ ભુલશ નહીં. મેહેરબાન મી૦ સુલતાન—હું વધારે કંઇજ લખી શકતી નથી. હું બસ એટલુંજ મારાં ખરાં દીલથી લખુંછ કે તમે એક સાધારણ માણસ નહીં પણ એક ફરેસ્તા છેઓ. તમે મને નવી જીંદગી બક્ષીછ એટલુંજ નહીં—તમે મને જીંદગી ખરેખર શું છે તે પીછાણતાં અને તે જીંદગીની ખુબી સમજતાં શીખવીછ.

તમારો મારી ઉપરના ઉપકારોનો બોજો એટલો બધો ચઇ ગીયોછ કે મને નહી લાગતું કે તે હું વધારે વાર ઉપાડીબી શકશ. એ તમારા હેશાનનું કરજ મારેથી ફીટાડી શકાવાતું નથી—મહેરબાન મી૦ સુલતાન—તમે મારે વાસ્તે શું કીધુંછ તે હું કદી કદી ભુલી જઇ શકવાની નથી. જ્યારે

મેં પેપરોમાં વાંચ્યું કે કેટલી બાહદુરીથી તમે મને બેસુદ્ધ ઉંચકીને બોટના પાણીમાં કીનારે ઘસડી લાયા તાહરે મારેથી હરખને મારે રડઇ પડાયું. હું મારે ખાતર નહીં રડી–પણ તમારી હીમત અને ભલાઇ જોઇને ખુશાલીથી રડી

એ હું તમારી પાસ કરગરીને માંફ માંગુંછ કે હું મુઇ દીવાની તમો જેવા મારા માનવંત કાબેલ માસ્ટરની સલાહ નહી માની ને હુલ્લડઇ કરી બોટમાં ગેઇ. મારે વાસ્તે ગી૦ સુલતાન તમે હવે હલકું ધારશો એ દુઃખ મારે વાસ્તે કંઇ થોરૂં નથી.

પણ મારા જેવી એક નાદાન નાહની છોકરીનો દીલનો ઉભરો અહીં મેં ખાલી કીધોછ. નહી—તે દીલ ખાલી થઇ શકતુજ નથી. તમો માનવંતા માસ્ટર તરફનાં મારાં અંતઃકરણના માન અને ઉપકારની ઇધાણી તરીકે મારી તરફની આટલી નજીવી તુચ્છ ભેટ કબુલ રાખજોજી. તમારા પગ આગળ હું મારી આખી દુન્યાની દોલત મુકી દેઉં તો થોડી છે—પણ એ ઘડીયાલ મારા બેહસ્તી મમાવાજીનું છે અને તે મને તેવણે ખાસ આપ્યું તું કે 'જાલુ તું પરણે તાહરે તારા વરને આપજે.' હવે વર ફરને આપવા હું માગતી નથી—એ હું તમુને આપુછ ને ખરાં અંતકરણની લાગણીથી આપુંછ. મારી યાદ તરીકે તમારી પાસે રાખશો તો હું ઘણીજ ઘણીજ વધારે તમારી ઉપકારી થવશ.

આજે મમઇજીએ તમુને અમારી સાથે જમવાનું ઇજન કીધુંછ તે જરૂર આવજો. ત્રણ વાગે આવજો—હું કાગને ડોળે વાર જોવશ.

ખોદાય તમારો નીગેહબાન થાઓ—ને તમો હંમેશ તંદરોસ્તી અને સુખમાં ભર્યાં પુરીયા રેહો.

તમારી સદાની ઉપકારી તાબેદાર ચેલી અને તમારી
હંમેશની વખાણનાર,
**જર પે. દુબાશ.**

સુલતાને મુછમાં હસી બંને કાગજ બાજુએ મેલ્યાં અને મેહરબાઇનાં માણસોને આંઠ આંઠ આના આપી વીદાય કર્યાં.

"બાઇ લોકકુ બ્હોત સલામ બોલો, ઔર બોલો અમ શામકુ જરૂર આયંગા."

મસાલો ગયા પછી બંને હાથ કમ્મરે ટેકવી બેઉ ખુમચા ગમ થોડો વાર સુલતાને ટીકયા કીધું—

"વાત એ હુકતી જાયછ !" તે મનમાં પટપટયો, "હું આય ચીજની વકી નહીં રાખતો'તો ! પણ મારે હવે એનો છેરો લાવવો પરશે. આય જરબઇ જરા જોઇયે તે કરતાં વધારે 'ઇમપલસીવ' બનેછ—એ કંઇ સારૂં નહી ! આઇ ડોન્ટ લાઇક ઇટ ! એ છોકરીના કાન વખતસર મારે ખોલવા પડશે. ને પછી નહીંજ તો મારે એ લોકના રસ્તામાંથી બાજુ થઇ જવું પડશે. મારા બેહસ્ની બાવાને ખાતર નહીં હોય તો આજે હું અહીં પાણી પીવા નહીં ઉભો રેહું ! શું આય બે જણાં એમ ધારેછ કે આય તે લોકની પ્રેઝન્ટો હું એક-એક મીનીટબી કબુલ રાખશ ? એ કુટુંબ તરફથી એક ખોટું દોહડયુંબી મારે બક્ષેશમાં લેવું હરામ છે !"

* * *

સાંજના સાડા ત્રણેક વાગતાને શુમારે સુલતાન જ્યારે જસાવાળા હોલમાં ગયો ત્યારે નીચે ભોંયતળીયે બીલીયર્ડ

રૂમમાં જાલુ એખલી એખલી કેટલાક "શોટસ" પ્રેકટીસ કરતી હતી. સુલતાનને ઘર તરફ આવતાં જોઇને તેણીએ તુર્ત હાથમાંની "કયુ" ટેબલ પર ફેંકી દીધી અને વેહલી વેહલી તેને મળવા બારણા ગમ દોડી. સુલતાને જોયું કે તેણીનો ગોરો ચેહરો લાજને મારે તદન લાલ લાલ બની ગયો હતો

"આવો મી૦ સુલતાન!"

શેકહેંડ કરતાં જાલુ માત્ર આટલુંજ બોલી શકી. તેણીના હાથ તદન ઠંડાગાર બની ગયા હતા અને ગળાંમાં અવાજ જાણે ખુંટી બેઠો હતો. સુલતાને બોલતું જોયું કે તે જવાન છોકરીનો દમ જોરમાં ચાલતો હતો.

"કેમ-તમે તદન તટાર થયાં કે, જરબાઇ? એ બે દહાડા શું બીચારાં મેહેરબાઇજીને ગભરાવી નાખ્યાં?"

જાલુએ શરમાઇને નીચે જોયું અને સહેજ હસી. અરે તેણીના ટાળવાંને શું થયું હતું? સુલતાન આવે ત્યારે કેટલું કેટલું બોલીને ઉપકાર માનવાનો તેણીએ ઠરાવ કરેલો અને હવે આમ કેમ? જાણે આ માસ્ટરની હજુરમાં તેણીની વાચા શકતીજ ગુમ થઇ ગઇ હતી!

સુલતાન બાજુના બાજટપર ગોઠવાઇ બેઠો.

"લેઓ તમારી કયું પાછી લેઓ, જરબાઇ—[illegible] પ્રેકટીસ ચલાવો હું બેસીને જોઉછ."

હવે જાલુની હીમત જરા ઠરી.

"તમે બીલીયર્ડ નહીં રમતા?" [illegible] અવાજે પુછ્યું.

સુલતાન હસ્યો—

"વળી તમે કેહશો કે હું બધામાંજ હુશીયાર છું ! જવા દેઓ—તમેજ રમો—હું જોયા કરશ,"

"તમે ઘણું સરસ રમતાજ હોશો. પછી આપરે એક 'ગેમ' રમશું. મી૦ સુલતાન, તમે આજે આયા તેથી હું એટલી ખુશી થઇછ ! તમે આટલા દાહરા કંહ ગેયલા ? અમે તો જાણ્યે કે તમે પાછા આવશોજ નહીં."

"નહીં કેમ આઉં ? અહીંના લોકથી હું કંટાલી ગયો—તેથી થોડા દાહડા બાહેર નીકળી ગયો. ચાલોની મમાઇજી કાંહ છે—માળપર જઇયે ?"

જાલુ ઉઠી. બને જણે પહેલે માળના દાદર પર ચઢવા માંડયું.

"ગી૦ સુલતાન, મને માફ કરજો અં—મને બરાબર ઉપકાર માનતાં આવરતોજ નહીં. મુવું મારેથી તો કંઇ તમારી આગલ બોલાતુજ નહીં !"

"બસ બસ જરગાઇ ! ખુદાને વાસ્તે હવે એની એ વાત ના કાહરયા કરો. બસ હવે ઘણું થયું ! એક સાધારણ કુતરાંનોબી હું એવાજ સંજોગો વચ્ચે એમજ જીવ બંચાવતે. તમે લોક એટલું બધું તેને રૂપ આપી દેઓછ કે ઉલટું મને ખસીયાણું લાગેછ."

તેઓ બંને જણા મહેરબાઇના 'સીટીંગ રૂમ'માં ગયાં,

* * *

ચા કેક બીસકીટ વગેરે લેવામાં અને બીજી ત્રીજી વાતચીતમાં બે કલાક નીકળી ગયા હતા. બીજાં પરોણાંઓ તો છેક રાતે સાત વાગને આવનાર હતાં. મેહરબાઇએ ફેરવી ફેરવીને ઘણીબી યુકતીથી સુલતાનના કુટુંબ કબીલાને લગની

વાત જાણવા માંગી હતી—પણ એ જવાન ખોજા ગ્રહસ્થની એક રંડાયલી માય મુંબઇમાં રહેતી હતી તે ઉપરાત વધુ કશીબી બાતમી તેવણ આ ઉડા સુલતાન કનેથી મેળવી શક્યાં નહીં હતાં. અંતે ચાહેબી ખલ્લાસ થઇ. જાલુ ઉઠીને ઉભી થઇ—

"મી૦ સુલતાન, હવે આવોછ કે? આપરે એક 'ગેમ' રમયે. મને સોના દાવમાં કેટલી પોઇંટ આપશો?"

"જેટલી ગમે તેટલી લેઓ," સુલતાન હસીને બોલ્યો, "પણ હવે હું જે ઘણી અગતની વાત કરવા આજે ખાસ આયોછ તે મમાઇજીની આગળ પહેલે જરા કરી લેઉં? મેહેરબઇજી, મને બોલવાની રજા આપશો?"

"હા બા બોલોની? શું છે?" મહેરબઇએ પોતાના હાથમાંની રકાબી બાજુ મુકી દીધી. જોલુબી તેવણની પાસે બેસી ગઇ.

સુલતાને આસ્તેથી પોતાના ગજવામાંથી પેલા બે બાકસો કહાડયા—

"મેહેરબઇ માયજી—બેહેન જરબઇ." તે ઘણીજ ગંભીરઇથી બોલ્યો, "આય કીમતી ભેટો તમે મને મોકલી તે સારૂં ખરાં જીગરથી તમારો ઉપકાર માનુંછ. પણ એ ભેટો મારાથી કબુલ રખાય એમ નથી—મને જી માફ કરો."

આમ કહી બેઉ બાકસ ઉંઘાડી સુલતાને મેહરબાઇની સામે ટેબલપર પાછા મેલ્યા. મેહરબાઇ અને જાલુ તો અકળાઇને તેનું કોહુંજ ટીકવા પડયાં.

"અરે બા, એમ કંઇ હોય? એમાં મુઇ શું બીસાદ!"

"મેહરબઇજી માય—બસ વધારે ના બોલો. હું એ

હાથ જોડીને માંગી લેઉંછ. તમે મને એ ભેટ આપવા માંગી એટલે મને મળવા બરાબરજ છે. એ તમે પાછી રાખોજી—હું તે કબ્બી નહીં લેવશ. મેં તમો બાઇઓ તરફની મીઠાઇ ને પુલ રાખ્યાંછ-તેજ બસ છે."

"મી૰ સુલતાન—તમે——"

"જરબાઇ! તમુને જો મારી લાગણીની જરાબી દરકાર હોય, જો મારી નજીવી સેવાની કીમતજ ણુજતાં હોવ, તો આય બે દાબડા તુરત પાછા ઉંચા કરી દેઓ હું ખુદાના કસમ લઇને કેહુંછ કે તે હું જીનહાર લેવાનો નથી."

"ઓવાય!—પણ કાંય? તમે અમુને હીણોછ, મી૰ સુલતાન?" જાલુ રડમેસ થઇ ગઇ હતી.

"ખુદા મારો સાહેદ છે કે હું હીણતો નથી. સામુ તમે મને જો વધારે દબાણ કરશો તો હું જરૂર એમ સમજશ કે તમે મને હીણોછ. ને સાચ્ચું કેહુંછ કે પછી નહીં તો મને આય જંગબાર છોડીને ચાલી જવુંજ પડશે."

"અરે નહીરે-એમ શું બોલોછ!"

"બસ ત્યારે આય કીમતી ઝવેરાત મને માફ કરો. હું ખરેખર ઘણોજ ખુશી થવશ."

મેહરબાઇ દુન્યાદારીના વધારે ઘડાયલાં હતાં.

"વારૂં ચાલો—સુલતાન તમારી મરજી નથી તો રહેવા દેઓ. વાતમાં કંઇ ઘણો દમ નથી. પણ એક હવે મારી અરજ છે. તે કબુલ રાખશો કે તેબી નહીં?"

"હાજી-જો મારાથી થઇ શકશે તો જરૂર તમારો સુખન માથે ઉઠાવીશ."

"જોવ બા—અમે આવતે મહીને ૧૬ મી તારીખે હીંદુસ્તાન જઇયેછ. મારા ભાઇ નવાબ શેહરીયાર જંગ કરીને ગુલબરગે છે તેના લગન છે."

"નવાબ શેહેરીયારજંગના લગન છે!" સુલતાનથી બુમ પડાઇ ગઇ.

"હા—કાંય? તેવણુને તમે ઓળખોછ કે? ઘરડે ઘડપણ કોઇ બેગમ સાથ પણવાના છે. મોટી ધામધુમથી લગન છે—ને બસ બોહસ હોંસ કરીને મને ને જાલુને પોતાને તાંહ એક બે મહીના બેલાવેછ."

સુલતાન નચી ડોકે પોતાના બુટ ગમ જોતો સ્થીર ચુપજ બેઠો હતો. અરેરે તેનાં મગજમાંથી હમણા શું પસાર થઇ જતું હતું તેનું આ બે સ્ત્રીઓને શું ભાણ હોઇ શકે?

"તે બા સુલતાન—હવે ખરી વાત એમ છે કે આય છેલ્લો બનાવ બન્યા પછી મારી જર તો બસ કાલા ને વાલા કરેછ કે અમારી સાથ તમુનેબી અમે ગુલબર્ગ લઇ જઇયે—"

"મનેબી? મારૂં તાંહ શું કામ છે?"

"નહી સુલતાન—એ છોકરીનો જીવ બચાવી તમે એને જાણે તમારા ઉપકારમાં સદાની દાટીજ નાખીછ. ખરૂં પુછાવો તો તમે અમારી સાથ આવશો તો મનેબી ઘણુંજ ગમશે. જોવની બા—પહેલે તો હું અમારા જુના મેનીજર પાહલણજીને સાથે લઇ જવાની ઉતી. પણ તેવણુની હવે ઉમર થઇ અને પગે રૂમેટીક છે તે તેવણુથી તો હવે કંઇ બનતું નહીં. તમે જો અમારી સાથે હોવ તો અમુને કેટલી સગવડ થાય ને મને હીમતબી કેટલી રેહ! જોવ, વીચાર કરીને મને કેહજો—સુલતાન ભઇ. તમુને કોઇબી રીતની અગવર હું પરવા દેવશ

નહીં—ને ફ્રસ્ટ ક્લાસનીજ પાસીજ તમારીગી લેવશ અને બધુ અમારી કાનીજ ખાવાનું રેહવાનું તમુને મળે એમ કરશ. અમે બે એખલી અટુલી બાઇ મનીખો સાથ તમારા જેવો એક હુશીયાર મેનેજર કે પ્રાઇવેટ સેક્રેટરી હોય તો કોઇ વાતનો અપજાર નહીં! તમે પૈસાની બાબદનો તો વીચારજ ના કરતાં—તમે કહેશો તે પગાર હુ તમુને દર મહીને આપશ. કંઇ નહીં, ઉતાવળ નથી—ધીરજથી વીચાર કરીને મને બે ચાર દહાડામાં તમારો જવાબ જણાવજો."

સુલતાનના કપાલપર ઝરાં ફુટી નીકળ્યાં હતાં! યા પરવરદેગાર! અતે તેણે સુલતાનની પ્રાર્થના સાંભળી ખરી! ગુલબગે પેલા નવાબ શહેરીયારને ત્યાંજ જવાનો સંજોગ આખરે સામે આવી ઉભો! હે કુદરત! તારી ગતી ન્યારી છે! બસ બે મીનીટ તે ધચુપચુ થયો—અને પછી તેણે દાંત પીસીને એકદમ શું કરવું તેનો જીવ સાથ નીશ્ચય કર્યો.

"જો, મી૰ સુલતાન! તમે ના ના કહેતા! તમારો ખરેખર મોટો ઉપકાર થશે—અમારી સાથ જરૂર આવો." જાલુ અત્યંત મીનતજારીથી બોલી.

થોડીક સેકંડ સુલતાનથી બોલીબી શકાયું નહીં. આખરે તે ધીમેથી ઉઠયો—

"મેહેરબાઇજી—તમારી મારી પર ખરેખરી મેહરબાની છે! જ્યારે આટલી કાળજીથી તમે મને તમારી સાથ લઇ જવા માંગોછ ત્યારે ના કેહવાને મારૂં દીલ થતું નથી. હું તમારી સાથ આવશ—તમારે ગમે તે પગાર મને આપજો, બસ મને પુછતાંજ ના. ચાલો—જરબઇ આવોછ કે બીલીયર્ડનો એક ગેમ ત્રાઇ કર્યે?"

જરબાઇ તો હરખને મારે જાણે ઘેલી જેવી થઇ ગઇ હતી! ફતેહની એક બુમ સમેત તેણી દાદર પરથી નીચે બીલીયર્ડ રૂમમાં દોડી. આહ—સુલતાનબી તેણી સાથ ગુલબગે આવવાનો! જાલુને લાગ્યું કે જાણે ખુશાલીને મારે તેણીનું મગજ જતું રહેશે કે કેમ?

## પ્રકરણ ૧૩ સું.

—:o:—

## સુલતાનની "નોવેલ,"

"ડામીજનો ડાહમ" વાર્તાના માત્ર છેલ્લાં બે ત્રણ પ્રકરણો લખવાનાં હવે બાકી હતાં. પોતાના નાનાં કોટેજમાં સાંજે ૭ વાગતાના ઝાંખા ઉજાસમાં નીચી મુડીએ કોરાં કાગળ ઉપર પોતાના કલ્પીત 'કેરેકટરો'નાં ખોખાંઓમાં જાણે જીવ મુકતો હોય તેમ સુલતાન કરીમ પોતીકી કલમ ચડ-ચડ-ચડ ચલાવ્યો જતો હતો.

આહ—આ વાર્તાનવેશનું તમામ ધક ધ્યાન બધું પોતાની નોવેલને પુરી કરી નાંખવામાં હતું! એ કથા જ્યારે છપાઇને બાહેર પડે ત્યારે તેના છુપા કર્તાની કીર્તીનો પાયો નખાશે એમ કાંઇ ગુપ્ત અવાજ સુલતાનના કાનમાં વાગ્યાજ કરતો હતો. એક લેખકનો બધો અલંકાર, એક નોવેલીસ્ટની દરેક કુશળતા, એક જવાન મર્દનો તમામ જુસ્સો સુલતાન પોતીકી આ વાર્તામાં આમેજ કરી ચુકયો હતો. તે પોતાની આ નોવેલ પોતાના રાબેતાના તખલ્લુસ—

"ગુલામ"—તળેજ બાહેર પાડનાર હતો. એજ તખલ્લુસ તળે તેણે મુંબઇના ગુજરાતી અને ઇંગ્રેજી પેપરોમાં કરેલાં તરેહવાર લખાણો વાંચક પ્રજાએ એક મતે વખાણ્યાં હતાં-એજ અણજાણ્યા લેખક "ગુલામ"ની નાની ટુંકી વાર્તાઓએ લગભગ દરેક હરીફાઇમાં ઇનામો જીત્યાં હતાં—અને એજ "ગુલામ"ની વીદવતાભરી આર્ટીકલો માટે હીંદુસ્તાનના આગેવાન ઇંગ્રેજી પત્રો કાલમ દીઠ પદરથી વીસ રૂપીયાને હીસાબે ઘણા શંતોપકારક ચેકો સુલતાનને મોકલતાં રહયાં હતાં.

આજે રાતે સુલતાન કાંઇ ઓર ઉલટથી પોતાના કામે મંડયો હતો. આવતા માસની અધવચ્ચે તેને હીદુસ્તાન ઉપડી જવાનું હતું. જંગબાર પોતે છોડી જાય તે અગાઉ તે પોતીકી નોવેલ પુરી કરવા ચાહતો હતો. એકવાર ગુલબગેં પુગ્યો તો પછી તેને માંટે જીંદગીનું એક બીજું ગભીર જીવસટોસટ કામ બાકી હતું એમ સુલતાન બરાબર સમજતો હતો. ત્યાં કદાચ એક આંકડોબી લખવાની અવકાશ નહીં મળે એ બનવાજોગ હતું. સીંહની દાઢી પકડવા તે ખુદ સીંહના ગુફામાં જનાર હતા—ખુદાને ખબર કે ત્યાં શુંબી થનાર હતું ! સુલતાને હરકતા કસમ ખાધા હતા કે પોતીકા મરનાર પીતાને પાયમાલ કરનારી ફેંટ પકડીને પોતીકા કુટુંબ પર ચોંટેલો બેઆબરૂનો કલંક ધોઇ નાખવો, કે ના તો-ડાગીજનો ડાહમ કપાલપર લઇને ફરયા કરવા કરતાં બેહસ્તી બાપના મુદઇઓ ઉપર લોહી બદલ લોહીતું વેર લઇ આ જારતીખોર જીંદગીને ખાકમાં ફેંકી દેવી.

પણ આ ફાની જેહાન પોતે છોડી જાય તે અગાઉ સુલતાન પોતાની કાંઇબી મકકમ યાદગારી પોતા પાછલ મેલી જવા ચાહતો હતો કે જે તેના જવા પછીબી જીવતી રહે—તેની હીણભાગ્ય નીશફ્ળ જીંદગીની યાદ આપતી રહે-તેના જીગરની પવીત્ર દેવીની ભલાઇનો લેખ સદા જાગતો રાખે.

જીગરની પવીત્ર દેવી? હા—તે સુલતાનની કથાની નાયકા કુમી હતી. વાર્તામાંબી તેણે આ પ્યારૂં કુમી નામજ વાપડયું હતું. એ કેરેકટરને આ કર્તાએ પહેલાં એક ખુબસુરત આકાર આપ્યો હતો—પછી એક ખુબસુરત ખવાસમાં તેણીને પોતાના ફુલ્સકેપ કોરા તાવો પર જીવતી જાગતી—હસતી રમતી—બનાવી હતી. અરે—આ કુમીની કેરેકટર પોતાના પ્રકરણોમાં તબકકે દર તબકકે દોરતાં તેના હાથ હંમેશ કેવા ધુજ્યા કીધા હતા—લખતાં લખતાં આંગળાં અટકી જવાથી પોતીકી ખુરશી પર અઢેલાઇ પડી સુલતાન કેવાં ઉડાં ખ્યાલી તુરંગોમાં મશગુલ થયા કીધો હતો—આગલી પાછલી વાતો બધી તેને હઇયે ધાઇ આવી ને તેને કેટલો ઉદાશ બનાવી મેલ્યા કર્યો હતો !

પણ આજે સુલતાનની કલમ પુર જોશમાં ચાલતી હતી. વાર્તાનો તે ભાગ કે જ્યાં કથાનો નાયક જમશેદ પોતાનો ડામીજનો ડાઘ ધોઇ નાખી પોતાનું નીરદોષપણું પુરવાર કરી રહેવા પછી જયારે નસીબનાં ચક્રના ફરવા સાથ પાછો દોલત અને કીર્તી મેળવી પોતીકી રક્ષક મુર્તી કુમીને લાબાં વખતે મળતો હતો તે પ્રકરણ લખતાં સુલતાનને આસપાસનુંબી કાંઇ ભાન રહેલું હતું નહીં. ડોક નીચી કરીને લખવામાં તે એટલો ચકચુર હતો કે કોટેજની બાહેર એક

રીકશા આવીને ઉભી અને માંહેથી બુઝોર્ગ મેહરબઇ જસાવાળા ઉતર્યાં તેનીંબી તેને ખબર પડી નહીં.

મેહરબઇ આ પહેલીજ વખત જાલુની સાથે સુલતાનને તેના કાટેજમાં વીઝીટ આપવા આવ્યાં હતાં. જ્યારે તેઓ બંને ઓરડાના ઉબર આગળ આવી ઉભાં ત્યારેજ સુલતાને ચમકીને બારણા ગમ જોયું અને હાથમાંની પેનસીલ છોડી દઇ ઉઠી ઉભો થયો.

"અમે તમુને કામમાં ડીસટર્બ કીધા કે, સુલતાન?" મેહરબઇ હસીને બોલ્યાં, "મેં તુને કેહયુંની, જાલુ, કે વખતે હમણા એવણ રોકાયલા હોશે."

"અરે નહીરેજી—બેસો બેસો."

સુલતાને બંને બાઇઓ માટે ઝટ ખુરશીઓ બરાબર ગોઠવીને મુકી.

"જાહરે જોઇયે ત્યારે મી૦ સુલતાન તો કંઇ લખતાજ! મગઇજી, તમે જાણોછ કેની—એવણ એક મોટા લખનાર છે જો!"

"હા—મેં એમ સાંભલ્યુંછ. પણ અહીં વરી આપરે એવાં ઉજમારાં વાંચનારાં કે એવેણની ચોપડીઓ કાંહ વાંચવા જઇયે? સુલતાન, તમારી કેઇ કેઇ ચોપડીઓ બાહાર પરીછ? કુંઇ ગુજરાતી ચોપડીઓ હોય તો અમુને નામ આપો. અમે મંગાવ્યે."

"નહીંજી—મારી હજુ કોઇ ચોપડી બાહેર નથી પડી. પણ હાલ મુબઇના પબ્લીશરો સાથ મને કાગળ પત્ર ચાલેછ. કદાચ થોડા વખતમાં મારાં પરચુટણ લખાણોની એકાદ બે બુક બાહાર પડશે."

"પણ તાહરે તમે લખાણ કરોછ તે કાંહ કરોછ ?" મેહરબાઇએ પુછ્યું.

"ન્યુસપેપરોમાં અને ચોપાન્યાંઓમાં લખુંછ. વેલાતના મેગેઝીનોમાં મારી અંગ્રેજી આર્ટીકલો અવારનવાર આવેછ. ગુજરાતી પેપરો અને માસીકોમાં "ગુલામ"ના તખલ્લુસ તળે લખાણો આવેછ તે મારાંજ છે."

"'ગુલામ' લખનાર તમે ?" જાલુ અજાયબીથી બોલી પડી. "મરે ખરેખર કેવાં સરસ લખાણો આવેછ! મને ખબર નહી કે એ લખનાર તમે છેઓ! ખરૂં કેહુંછ મને તમારી વાતો ઘણીજ ઘણીજ ગમેછ જો!"

સુલતાન મુછમાં સેહજ હસ્યો—"તમે મને હમણા મોટો લખનાર કેહયો તેવું કશુંબી નથી. ખરૂં કેહો તો હું એક સાધારણ જરનાલીસ્ટ કેહવાઉ."

જાલુ ઉઠીને સુલતાનની ચોપડીઓની કાચની કબાટ અગળ ગઇ.

"તમારા ભેજાંમાંથી બધું એવું એવું કેમ નીકલેછ ? આય બધી તમારી ચોપડીઓ તો અંગ્રેજીજ છે. મમલાં— જોયું કે એકબી ગુજરાતી વાતની ચોપડી નથી—બધીજ ફીલસુફીની ને તવારીખની ને મુસાફરીની છે!"

"તમુને વાતનો ઘણોજ શોખ દેખાયછ ?" સુલતાને પુછ્યું.

"હારે—હું તો બા કોઇબી વાત નહીં છોરૂં. મુઇ છેલ્લી બે અંગ્રેજી નોવેલો વાંચી તે બેઉ કુચા જેવી! મી૦ સુલતાન, તમે કાંય નહીં એક વાત લખતા ?"

"આય શું—હું તે પરજ મંડેલો છેઉં." સુલતાને પોતાની લખવાની ટેબલ પર પડેલાં કાગજ્યાંઓ ગમ આંગળી કરી, "લગભગ પુરી થવા આવીછ."

"ખરેખર !" જાલુનો ચેહરો ખુલી ગયો, "મી૦ સુલતાન, તમે તો ઘણીજ સરસ વાત લખી શકશો-મારી ખાત્રી છે. જરા જોઉ કે, તમુને વાંધો નહી હોય તો ?"

"અરે—અરે—જાલુ !"

"કંઇ નહીંજી—વાચો-બેલાશક વાંચો. પણ એમ વચમાંથી અધુરાં પાના અહીં તહી વાંચશો તો સમજ શું પડશે ?"

પણ સુલતાન પરવાનગી આપે તે અગાઉ તો જાલુ તે ટેબલ આગળ જઇની પુગી હતી. બે ત્રણ મીનીટ તેણીએ એક લખેલું પાનુ ઘણાજ ધ્યાનથી વાચ્યા કર્યું.

"મરેરે—આયબી કંઇ ચટપટ બોરી દુકતી છે !" મેહરબાઇ સેહજ હસ્યાં.

"મી૦ સુલતાન, તમે તો એક પારસી સંસારી વાત લખોછ !" જાલુ અજાયબીથી બોલી. "આય શું તમે તો અંદર બધાં પારસી નામો વાપરયાંછ ? ફુમી ને જમશેદ ને પેસી ! મરે વાંચવાની મજાહ પરશે ! એના અગાઉના પાનાઓ કાંહછે ?"

"મુંબઇ છાપવા મોકલી દીધાં."

"છપાય તાહરે જરૂર પેહલી કોપી મને આપજો-અંકે. પણ તમે મુસલમાન થઇને પારસી વાત કાંય લખોછ ?"

સુલતાને પોતાનો હોઠ કરડયો.

"કાંય-હું એક પારસી વાર્તા લખું તેમાં કાંઇ વાંધા ભર્યુ છે?"

"નહીં, વાંધા ભર્યુ તો કંઇબી નહીં—પણ તમે અમારા પારસી લોકની, ખાસ કરીને પારસી બઇરાંઓની રીતભાત ને વાતચીત કરવાની લઢણ સઉ કેમ જાણો? આય ફુગીના મોહનામાં તમે એવા બોલો આપ્યાછ કે જાણે બરાબર એક પારસી બૈરૂંજ બોલતું હોય! તમે એ કાંહથી શીખ્યા? તમુને અગઉ કોઇ પારસી કુટુંબ સાથ-મકું—ઓરખાણ ઉતી?"

સુલતાન શું જવાબ દે? તેનો મુગો મુગો હસ્યાજ કીધો.

"ઓવાય—જાલુ! બીચારા સુલતાનને કેટલું ચીપી ચીપીને પુછેછ! બા, તમે તમારૂં કામ કરો! આય પોરીને જો પટપટ કરવા મુકી હોય કેની તો ધાન ખાવા નહીં માંગે!"

"મરે—એવણુની સાથ આપુને આટલી ઓરખાણ તે એવણુને વાસ્તે કંઇ આપરે જાણયેગી નહીં? મી૦ સુલતાન, હું એમ તમુને બધું પુછુંછ તે તમુને નહીં ગમતું હોય તો નહીં પુછું."

"હાસ્તો વરી એમ કોઇની બાબદમાં એટલું ચીપી ચીપીને પુછીયા નહીંજ કર્યે. એવણુના મનમાં શું આવશે કે કેવી ચાવાચીવી ભરી છોકરી છે! લે ચાલો-સુલતાન હવે અમે જતે!"

"મેહરબઇજી-તમે જરબઇને કંઇબી સવાલો પુછતાં અટકાવો ના," સુલતાન ખુશ મીજાજે બોલ્યો. "મારે લગતી બાબદોમાં એવણુ એટલી કાળજી દેખાડેછ તેથી ઉલટી મને ગમત પરેછ. જરબઇ—તમારો સવાલ તદ્દન બરાબર હતો. હું એક મહોમેદન છું-પણ પારસી કોમની સાથ મારા મર-

નાર બાવાજીના ધંધાની રૂએ અમુને અતલગના સંબંધમાં આવવું થયલું. વળી કોલેજમાં મારા મુખ્ય દોસ્તદારો પારસીજ હતા. હું માણુસાઇ કેરેકટરોનો એક અભ્યાસી છેઉં-અને તેથી પારસી રાહ રસમ, પારસી બોલી, પારસી ખાસ્યતની સારી માહીતી ધરાઉછ. પારસી લેડીઝ માટે મને બહુજ ઉંચું માન છે-અને એક ખરેખરી ગુણવંતી, સદગુણી, લાગણીવાળી ભલી જુવાન પારસી બાઇ કેવી હોય છે તેનો ચીતાર મેં આય મારી નોવેલની "હીરોઇન" કુમીમાં આપ્યોછ. એ કુમીની કેરેકટર મેં 'લાઇફ'પરથી લીધીછ."

જાલુ નાહલે સાદે હસી પડી.

"માસ્ટરે જો પોતાને લગતી વાત મોહનું ઉંચારીને કોઇ દાહરેણી કીધી હોય તો આજે છે! મી૦ સુલતાન, હું બોલશ તો કદાચ તમુને ગમશે નહીં-પણ તમે દેખાવમાં તદન પારશી જેવા લાગોછ. એટલુંજ નહીં-પણ તમારી વાતચીતમાં, તમારા ઉચ્ચારોમાં, તમારી બોલવા ચાલવાની ઢપ-છપમાં તદન પારસીજ લાગોછ! કોણ કેહ કે તમે એક મુસલમાન છેઓ? પણ લે ચાલો-તમુને પારસી લોકમાં ભેરાવા ગમેછ તો આપરે ગુલબરગે જઇશું તાંહ માંગો તેટલાં પારસી બઇરાંઓ અને માટીડાઓ મળશે."

"કોણ? તારો પેલો ધન ધન ધોરી ભચ્ચ દાદી કે? નહીરે બા, સુલતાન—તમે કંઇ એનું બોલવું માનતા ના. એ દાદી દુકતાને વરે તો હું તમારી કેટલીક સલાહ લેવાની છેઉં"

"પણ મમલાં—તાંહ કુમી ને માનેકજી આવશે ની? હા

ખરા, માસ્ટર, તાંહ ગુલમર્ગેબી એક કુમી સાથ તમુને હું ઓરખાન કરાવશ."

"એમકે?–થેંકયુ!"

"એ કુમી ને તેનો ભાઇ માનેકબી તાંહ આવવાના છે. એ લોકના બાવા તો નથી આવવાના. પણ કુમીને જોજો–ઘણી મજેની છોકરી છે. તમે આય તમારી વાતમાં લખોછ કેની તેવીજ લાગણીવાલી ને ડાહી છે. એને તમારે લગતી બધી વાત હું હંમેશ લખુંછ–ને મનેબી એ લખેછ કે 'એવા તે કોણ તારા દીલરૂબા માસ્ટર છે તે હું સમજીજ નથી શકતી.' પણ હવે તમે અમારી સાથ તાંહ આવોછ તાહરે તમેજ જોજો—હું ખાત્રીથી કેહુંછ કે એ તમુને ઘણીજ ગમશે."

મેહરબાઇ હવે જવા ઉઠયાં—

"લે ચાલો—હવે જતે! સુલતાન, તમે આપરી ઇરટીમરની પાસીજનું કીધું કે?"

"જી હા–તમે બે ફીકર રેહો. મેં મેલ સ્ટીમરમાં ત્રણ ફસ્ટ કલાસની અને પાંચ થર્ડ કલાસની પાસેજો માટે લખેલું છે."

"સારૂં તાહરે–તમુનેબી જે કંઇ સાથે લેવું મુકવું હોય તો સુખ્ખે મારે હીસાબે લેજો અંકે. કંઇ ઓરકાતા ના–ચાલો સાહેબજી."

"આવજોજી—સાહેબજી."

* * *

રસ્તે રીકશાની બાજુમાં ચાલતાં ચાલતાંબી જાલુ પાસ બીજી કાંઇ વાતજ નહીં હતી.

"મમલાં—બીચારા એવણુ ઘણાજ મેહનતું ને ઉદયોગી છે—નહીં ?"

"હા—બધાજ જણા કંઇ તારી કાની આખો દાહડો સોફાપર અરડાઇને નોવેલો વાંચ્યા કરતાં ને બીલીયર્ડ રમ્યા કરતાં હોશે !"

"પણ આય માસ્તરને જો વાંચવાની ચોપડી આપીને બેસાડીયા હોય કેની તો આખો દાહરો ખાવા નકીં માગે. મેં કેટલી વખત કહ્યું કે જરા સાંજને છેરે આવીને સારી સાથ એક ગેમ બીલીયર્ડ તો રમો, તો તેબી નહીં ! મમલાં—મી૦ સુલતાન બધી વાતે ઘણા હુશીયાર છે, પણ જરા મીજાસી છે જો !"

"હા—તારી સાથ રમવા નહી આવનો તેથી !!"

"નહીં—તેમજ નહીં: પણ આપુને બે જણાને તો કંઇ જાણે વટાવમાં ગણકારતોજ નહીં. જાહરેમી એ આપરે તાંહ આવેછ તાહરે પાછો નાહસા નાહસ કરવાની એવી દોરાદોરીમાં પરેછ કે જાણે આપરે બે જણાં કેવાક કદરૂપાં મકઇ બાહુઓ હોઇયે ને કચરામાં નાખી દેવાના હોઇયે ! આજેબી જોવની—આખો વખત અકરવકર કર્યાજ કીધી કે કાહરે આપરે બેઉ જણાં પત્યે કે એ પાછું નીચી મુડાએ પોતાનું મુવું લખવાનું લઇને બેસે ?"

"જા—જા ! તુંને તો એ અમથોજ ધખારો છે. આજે કેવી મજાની હમણા વાત કીધી ને શું છે જે ? તું તો બસ એમજ ઇચ્છે કે આખો વખત તારી કાની એમી બધી ઢંગ-ધડા વગરનો ટકટક કરીયા કરે !"

"પણ એ જરા મગરૂર તો છેજ. જોવની, તમારા દીલમાં બધી ભરેલી કેવી મજાની કાલી સારી છે–તેનીપર એને એક વખતબી નજર નાખી?"

"ઓવાય–તે શું મારી સારી એને દેખારવા હું એને તાંહ ગેઇતી કે?"

"તમારી સારી તો શું—મારા ડ્રેસ ગમબી એક વખત એ જરા ઝાંખીને જોતો નથી. મમલાં—દાદી તો આવો ને આવો છે તે એ મી૦ સુલતાન સાથ કેમ પાટલો ફાવશે?"

"પોતાની મેરે ફાવશે; આય સુલતાનજ એ વીખરી ગેયલા પોરઁયાને ઠકાણે લાવશે—જોજેની? એ દાદી ને સુધારીને ઠેકાણે લાવવાનું હું સુલતાનનાજ હાથમાં સોંફવાની છેઉં. એ કઇ તારા ભઇની આરી અટારી ચાલ ચલાવી લે તેવો નબલો પોચ્ચો નથી."

જાલુ કંઇ બોલી નહીં. બંગલે આવી લાગતાં તે મુંગી મુંગી પોતાના ઓરડામાં ગઇ. પણ સુલતાનના કબજામાં દાદીને સોંફવાના મમલાંજીના ઠરાવે તેણીને કાંઇક વીચારવંત બનાવી મેળી હતી. દાદીનો સ્વભાવ તેણી જાંણતી હતી–અને આની મેર સુલતાનનો ખવાસબી તેણીને ખબર હતો.

"એ હરવાયો બરાબર આય માસ્ટર સાથ સુજી સમજીને રેહ તો સારૂં! નહી તો—"

જાલુએ પોતીકાં ખભાં એક જાતની શકમંદ હપે ચઢાવ્યાં.



## પ્રકરણ ૧૪ સું.

—:o:—

## પોતીકા નવા ઓધ્ધા ઉપર !

નવા મહીનાની ૧ લી તારીખ બેસતાંજ મહેરબાઇ જસાવાળાના નવા પ્રાઇવેટ સેક્રેટરીએ પોતાના ઓધ્ધાનો અખત્યાર પોતીકે સ્વાધીન લીધો હતો. જંગબારથી પોતાના ખુઝોર્ગ બાઇ અને નાની શેઠાણી સાથ પોતે ગુલ્લબર્ગે જવા સ્ટીમરમાં ઉપડી જાય તે અગાઉ સુલતાન કરીમને પુષ્કળ કામ આટોપવાનું હતું.

* * *

મહેરબાઇએ તેને એક ચીઠી લખીને જણાવ્યું હતું કે તેવણનો વીચાર એક કોઇ લાયક અને હુશીયાર પ્રાઇવેટ સેક્રેટરી જાથુકને વાસ્તે રોકવાનો પહેલેથીજ હતો—અને સુલતાનની જો મરજી હોય તો ગુલબર્ગેથી પાછા ફરવા પછીબી તેને તેની જગ્યાપર કાયમ રાખવાને તેવણ ખુશી હતાં. મહેરબાઇથી હવે પોતાની બોહલી એસ્ટેટોની દેખરેખ અને કારભાર પર એખલે હાથે બરાબર પુગી વળી શકાતું હતું નહીં. તેવણે સુલતાનની ઉપર પોતાનો પુરેપુરો વીશ્વાસ દર્શાવી તેને ખાત્રી આપી કે તેની સલાહ અને વીચાર મુજબ દરેક રીતે વર્તવાને તેવણે ઘણાંજ ખુશી થશે—અને સુલતાન પોતાના નવા ઓધ્ધા ઉપર એક પગારદાર નોકર નહી પણ એક મદદનીશ સલાહકાર વકીલ હોય તેમ પોતાના -એસ્ટેટોને લગતી, પોતાની સખાવતોને લગતી, પોતાના ઘરખટલાને લગતી દરેક બાબદની વ્યવસ્થા તેવણુ એ પ્રાઇવેટ સેક્રેટરીના હાથમાં સોંપી દેશે.

મેહરબાઇએ આ સઘળું પોતાની હંમેશની લાયકીથી લાગણી ભર્યા શબ્દોમાં લખવા ઉપરાંત સુલતાનને જણાવ્યું હતું કે હાલ તુર્ત તેવણે તેનો માસીક પગાર—(ખાવા, પીવાનું, રેહવાનું મુફત સાથે)—રૂપીયા ચારસોનો ઠેરવ્યો હતો. પોતાનું કામ સુલતાન શરૂ કરે ત્યારથીજ "જસાવાળા હોલ"ને ભોંયતળીએ બે ફરનીશડ ઓરડા અને એક ઓફીસ રૂમ—ફકત પ્રાઇવેટ સેક્રેટરીનાજ વપરાસ માટે—તદન અલાહેદા તેવણે તઇયાર રાખ્યા હતા. ગુલબર્ગથી પાછાં આવ્યાં પછી સુલતાનને પોતાના નાનાં કોટેજમાં નહી પણ ખુદ "જસાવાળા હોલ"માંજ રહેવાનું હતું—અને તેનું ખાણુંબી ત્યાંથીજ પુરૂં પાડવામાં આવનાર હતું.

અલબત સુલતાનને માટે આ કુદરતની નહી ધારેલી કરમ બક્ષેસ હતી. મેહરબાઇનું કાગળ લાંબો વખત હાથમાં પકડી રાખી ખ્યાલી વીચારવંત આખ્યોએ તેણે બાહેર આસમાન ગમ ટીકયા કીધું. આટલો વખત આડો થઇ નસીબો હવે તેની તરફ જરા જરા હસવાનું શરૂ કરતો હતો. દર મહીને ૪૦૦) રૂપીયા—એક મેહલ જેવા બંગલામાં મુફત રહેવાનું અને ખાવા પીવાનું—નોકર નફરો પર હુકમ ચલાવવાનો—કરારથી હવે પોતાનો સાહીત્યનો શોખ પુરો પાડવાનો! આહ કીર્તીની સીડી ઉપર ચઢવાનો હાંફરો રાખતા કોઇબી કેળવાયલા જવાન સખ્શ માટે જીંદગીનો આવો "સ્ટાર્ટ" શું કમતી હતો? નહીજ! પણ—

પણ સુલતાનના ગમગીન ચેહરા ઉપરથી એક જાતનું નીરાશાનું હસવું પસાર થઇ ગયું. ચારસો રૂપીયા કમાય કે ચાર હઝાર કમાય—એક મુકીને એકવીસ વાતોંએ શું તે

ચીતર્યો જાય—આખર કરેને આખી દુન્યાની નજરમાં તો તે ડામીજનો ડાહ્યમ પોતીકા કપાલ ઉપર લઇને ફરનારો, ત્રુરંગ-માંથી નાસી આવેલો, એક ગુનેહગાર બંધવોજ હતો!

અને વળી વધારે શું? મહેરબાઇ જસાવાળાની આવી મહેરબાનીથી હરખાઇ જવાનું સુલતાનને જરાબી કારણ હતું નહીં. ભવીષ્યનાં પેટામાં શું શું સમાયલું હતું તે કોણ જાણવા બેઠું હતું! ગુલબગે એક વાર જવા પછી ત્યાં શું થનાર હતું—ત્યાંથી પાછા જંગબાર ફરવાની સુલતાનની સરજત હતી કે નહીં—તે તેને પોતાને માલમ નહીં હતું.

મહેરબાઇનું કાગજ ટેબલપર એક બાજુ ફેંકી દઇ તેણે પોતીકી વાર્તાનાં સેવટના પ્રકરણોની પેનસીલથી લખાયલી કાપીઓ પાછી ઉચકી અને એક નીસાસો નાંખી અહીં તહીં તે ફુલ્સકેપ પેપરોપર આંખ્યો દોડાવવા માંડી.

તેણી ત્યાં હતી! તેના શોકાતુર સ્વપનાઓનું મુખ્ય પીકચર—તેની જવાનીના સ્વચ્છ જોસ્સાઓનુ મુળ—તેની વાર્તાની વણીતા ત્યાં હતી. તે તેણીને કદીબી ભુલી ગયો હતો નહી—કદીબી તેણીને ભુલી જઇ શકે એમ હતુંજ નહીં. પોતાની કથાના જોરેમંદ વળાંમાં, માણસાઇ લોભ—લાલચ-કીનો—કપટ—હુજત અને હવસના જોરાવર પ્રકરણો વચ્ચે નેકીનાં એક નમુનેદાર સ્વરૂપ તરીકે તેની ફુમી-આ "ડામીજના ડાહ્યમ"માં એક અફલાતુન પાત્ર ભજવતી હતી! મરદની ખુનખાર જફા ઉપર એક ઓરતની ઓસ્તવાર વફા શું અને કેટલી હદ સુધી કાબુ ધરાવી શકે છે તેનું આ ગુજરાતી કથામાં એક દીલકશ દાસ્તાન હતું. આ દગલબાજ દુન્યામાં

ગુણ ઉપર દુરગુણનું જોર કેટલું પ્રબળ છે—નેકી ઉપર ના દાબ કેટલો જ્યાદા છે—તે આ પોતીકી પહેલી શમાં તેના લેખક "ગુલામે" એક જોશદાર ઝમકે—અદ- ઓજરખ્વાહીથી—ઉછળતી તડપતી કલમે કાગળની ટી ઉપર ચીતાયું હતું.

પણ તે બધી મેહનત હવે ખલાસ થઇ હતી. હવે તે ાની નવી ચાકરી ઉપર દાંત્યાં પીસી એક જાતની જાલમ ાથી મંડી ગયો હતો.

* * *

થોડા દીવસને ખાતર 'જસાવાળા હોલ'માં પોતાને વાસ્તે હેરબાઇજીએ તઇયાર રખાવેલા ઓરડામાં આવીને વસવાને તાને ઉપકાર સાથ ના પાડી હતી. જે હોય તે ગુલબગેથી ાવ્યા બાદ કાંઇ જાથુકની ગોઠવણ વીશે વીચાર કરીશુ એમ ણાવી હાલ તુર્ત તો તે પોતાના કોટેજમાંજ હતો—અને ાતેજ પોતાનું પકાવીને ખાતો હતો. પણ સહવારના નવ ાગતાને ટકોરે તે પોતાની ઓફીસમાં આવીને બાહે ચઢાવી મે મંડી જતો.

નવા પ્રાઇવેટ સેક્રેટરીને મહેરબાઇજી કનેથી તેવણની ાહળી એસ્ટેટો, અકસ્યામતો, બેંકીંગ એકાઉન્ટો, સખાવતના ખાતાંઓ, ધરખટલાને લગતાં જુદાં જુદાં હીસાબોની બારીકે ારીક વીગત સમજી લેતાં બે દીવસથી વધુ લાગ્યા નહીં. ુલતાનની ચંચલાઇ—ચોપડામાં જુદા જુદા હીસાબોની ુશકેલ નોંધો અને યાદીઓ સમજી જવાની ઝડપ,—ગુંચવણ ભર્યા કેસોમાં કાંઇ બહુજ મનમાનતો તોડ શોધી કાહડી અક્કલ પસંદ સલાહ આપવા માટે તેની વ્યવહારૂ સમજ

શકતી જોઇ ઘરડાં મહેરબાઇ બેજ દહાડામાં આ બાંહોશ જુવાન સેક્રેટરી ઉપર ખુરબાન ખુરબાન થઇ ગયાં હતાં.

"જાલુ ! આય સુલતાનનો ખરેખરજ એક હીરો છે જો !" તેવણ ત્રીજે દાહડે તો જમતાં જમતાં રાતે હરખઇને પોતાની પુત્રીને કેહવા બેઠાં, "એ હવે જરા ઠરીને રેહ તો સારૂં. જોની પેલી આપરી મુંબાઇની ભુલેશ્વર ઉપરતી ચાલીના મારગેજનો ઘોંટાલો મેં એને સમજાવ્યો તેનો ચપ દઇને મને એવો તો આબાદને મજેનો તોર બતાવ્યો કે 'આય એમ કરશો તો બધી ભાંઝગડનો નીવેરો આવી જશે;' તે ખરેખર—મરે—મને લાગું કે આટલાં વરસ હું ને બેહરની નવરોજી અને આપરા સોલીસીટરોગી શું અમથાં ફાંફાં માર્યા કરતાં હોઇશું ! હું તો બા હવે એની વચ્ચે કંઇજ બોલવાની નથી. ઘણુંજ થોરૂં બોલેછ—પણ દરેક ચીજ એવી તો આબાદ અને ટકોરાબંધ કરેછ કે કંઇજ બોલવાનું મારે વાસ્તે રાખતો નથી."

"પણ મમલાં—તમે કાંય મનમાં અમથાં હરખાયા કરોછ ? એ કંઇ લાબો વખત આપરી ચાકરીમાં રેહવાનો ઉતો વારૂં ?"

"કાંય નહીં ?"

"તમે એને ધમ્મ દઇને ચારસો રૂપીયા આપોછ-તે કંઇ એટલામાં એ પરી રહેવાનો છે ? જોજોની-હીંદુસ્તાન જઇશું ને લગન પુરાં થશે કે એ પાછો આપરી સાથ અહીં આવવાના વામા ટામા કરશે !"

"મરેરે—ચારસો રૂપીયાનો પગાર ને ખાવાનું પીવાનું રહેવાનું મફત મળે તે થોરૂં થયું ?"

"અલબત્તે થોરૂં થયું! એ માણુસ તો પથ્થરમાં લાત મારીને નાખી દેતાં હજાર રૂપીયા પેદા કરી શકે તેવો, તેને તમે મુઇ જીવ બારી બારીને ચારસો રૂપરડી આપોછ!! મમ્‌ઇ—મને તમારીપર કોઇ વખત ઘણીજ ચીર ચહરેછ!"

"ઓવાય, હવે કાંહ મરૂં? હજાર રૂપીયા!! તુંનેબી બારો ખબોચીયો નરતોજ નહીં અં, જાલુ! લે ચાલ માંડીવાર—પેલી પતેતાની દીશ અહીં પાસ કર——"

"મમલાં—એ સુલતાનને કોઇ વખતબી આપરી સાથે ખાવા કાંય નહીં બોલાવતાં? એ કંઇ આપરા બીજા સાધારણ ચાકર માણુસો જેવો છે કે?"

મહેરબાઇ સહેજ હસ્યાં—

"જાલાં, મને લાગેછ કે તુંને રાનને રાતે ઉંઘમાંબી આય સુલતાન આવતો હોશે? મે એને આપરે તાંહજ જમવા કહયું-પણ આપરી સાથે એક ટેબલપર જમનો તો ડોસો થયો, એ તો કહેછ કે 'આટલા પંદર દહારા તો હું મારૂં કોટેજમાંજ ખાવાનું કરી લેવશ.' એ જેબી કંઇ બોલેછ તે એવું મકકમપણે બોલેછ ને તેને એવો એંટાલ થઇને વરગી રેહછ કે પછી મુઇ મારેથી એની સાથ વધારે તકરારબી થઇ શકતી નથી."

જાલુ ખડખડ જીણે સાદે હસી પડી.

"બીજા જુવાનં માટીડાઓના કરતાં એ ખચીત તદન જુદીજ જાતનો માણુસ છે. ઘણો અજબ જેવો એકમાર્ગી સ્વભાવ છે, મમલાં. અગાઉ તો જરા તરાબી પંદર દાહરે મહીને દાહરે જેમ તેમ કરીને મારી સાથે સાંજે બીલીઅર્ડ રમવા કે સહવારના બોટમાં ફરવા આવતો'તો. હવે તો

તેટલુંબી નથી! મેં ગેઇ કાલે સાંજે જરા પુછી જોયું કે 'એક ગેમ સોની રમીયે—આવોની'—તો કેહજે નહીં, મને એક્ષ્ક્યુઝ કરો—મને ઘણું કામ છે!!"

"હવે તું એને કામમાંથી ઘણી છેડ છેડ ના કર્યા કરતી, દુકતી—એ બીજા હરવાયા પોરીયાઓનો જેવો રમત્યાલ ને અયાસી નથી. લે ચાલ—ખાઇ રેહી હોય તો ઉઠ. ને જરા તારો દીનરૂબા વજાર!"

નાની જરે સેહજ મ્હોંડું મચકાવી પોતાની પુડીંગની પ્લેટ કાંઇક રોંહસામાં ખસાડી નાંખી—અને ધરરર કરતી ઉભી થઇ.

"મમલાં, એ—એ—સુલતાન—મકું કોઇ એની જાતવાળી છોકરી સાથ એનગેજ થયલો હોશે?"

"ઓવાય! તે હું શું જાણું? એ તો ના કહેછ કેની?"

"હા—પણ હું તે માનતી નહીં. મમલાં—જો જો મારો બોલ યાદ રાખજો. એનુ દીલ કોઇની સાથ લાગેલું છે ને ફર છે. તે દાહરે એની વાતના બેજ પાના વાંચ્યાં તેમાં મેં જોયું કે એક સાધારણ કુમારો માણસ જે વીચારો ને લાગણી ધરાવે તેની એ ધરાવતો નથી—"

"વારૂ હોશે—લે ચાલ ઉઠ."

"એ કોઇની સાથ પ્યારમાં પરેલો છે—મમલાં—નહીં તો મારૂં નામ જરબઇ નહીં. એની બોલવાની ચાલવાની રીતભાત, એનું મ્યુઝીક, એની લખવાની ઢપછપ, બીજાંઓ તરફની એની વલણ—બધું બધું જોયા પછી મારી ખાત્રી છે કે એ——"

"ઉહુંહુંહું! માથું ખાઇ ગેઇ! હવે ચાલેછ કે નહી! કે જઇને સુઇ જાઉં?"

——:૦:——

# પ્રકરણ ૧૫ મું.

—:૦:—

## બદમાશ બાપનો એક બ્લેકગાર્ડ બેટો.

વાંચનાર—તુને તસ્દી પડે છે. પણ તારે થોડોક વખત હવે મારી સાથે મુંબાઇ આવવું પડશે.

ધોબીતલાવ નામના રસ્તા ઉપર આવેલાં એક નાના ઘરને પહેલે માળે એક ગુસ્લી જેવા પાછલા અંધારા ઓરડામાં માત્ર એકજ નજર કર! ગરીબાઇ, હાય સોસારા, કંકાશ—કલેશ, કરઝદારીનો વાસ ખુણે ખુણે વ્યાપી રહયો છે. જો—ત્યાં મેલી અખંતર એક ખાટલીપર ઉંધે મસ્તક પડીને ડુસ્કે ડુસ્કે રડતી એક અઘોર ઓરતને જો ! તે અભાગણીના દીલપર સાડીબી નથી—સદરો અને બદીયાન કાંઇક દીવસોનાં મેલાં છે. ત્યાંજ બારી આગળ એક ખુરસીપર ઠપકાઇને બેઠેલા એક ખાંઉ કરડું પારસીને જો ! તેના દીલમાં એક વાસ મારતો ફાટોતુટો સદરો અને જુનો પુરાણો ફુવડ લેંગો સીવાય બીજું કશુ નથી. ચારેક દાહડાની તેણે દહાડી બોડાવી નથી—તેના ઉંઘાડા માથાં પરના સફેદ થવા આવેલા બાલો કાંઇ મુદતના કપાવ્યા નથી. તેના ફાટફાટ થતા ડોળા—ધુજતા હોઠ અને તેની બેહુક બેહુક થતી "ફરેકાર" એક તડાકે કહી આપે છે કે લગભગ પચાસની ભરતીમાં આવી ચુકેલો આ કમબખત માણસ વળી પાછો ત્યાં "ભારોભાર" થઇને તુર્તનો બાહેરથી આવ્યો છે—અને શરાબની નીશામાં હંમેશની માફક પોતાની રાંક સ્ત્રી સાથ ચીથરાં ફાડી તેણી ઉપર પોતાના હીચકારા હાથ ઉગામી ચુકયો છે.

હા! સગા બાપ દીકરા! નવો આવેલો હેડંસમ જવાન્યો બીજો કોઇજ નહીં પણ પેસી દુબાશનો પેટે જણીયો છોકરો, મેહેરબઇ જસાવાળાની દીકરીનો દીકરો, નાની જાલુનો અમસો પોતીકો ભાઇ દાદી હતો.

"વરી શું છે?"

હોઠ પીસીને તેણે પોતીકી રડની સાવકી માને ઘણાજ તોરથી સવાલ નાખ્યો.

આલાંમાય હવે ઝબ કરતી ઉઠી ધોલકીપર ખડી બેઠી. તેણીના ડાબા ગાલપર એક ઘાટકી રાથોડી હાથના તમાચાનો લાલચોલ છાપ જેવોને તેવો હજી તાજો હતો. તેણી ડુસ્કે ડુસ્કે રડી પડી.

"મને અહીંથી લઇ જા, દાદી! મને એવણ–એવણ રોજ કેમ મારેછ!! ઉં–ઉં–ઉં! મને એવણ મારી નાખશે! હવે મારેથી જીવાતું નહીં—હું આપઘાત કરીને મરી જવશ—ઉં ઉં—!"

આહ! પેલી નાટકની લાઇનો કેવી આબાદ અહીં લાગુ પડે છે!

"લુંટ ફાંસ માર ફાડનો કરી વ્યહવાર,
દામ મેળવેછ, યાર—છલ કપટ કરી—છલ કપટ કરી!
જોવ ત્યાં લડાઇ—પેટને થકીજ, ભાઇ!
ચહાય બાપની બુરાઇ—નહી ડરે જરી—નહી ડરે જરી."

પોતીકી સાવકી માને બહુજ કગળતાં જોઇને અભાગ્યા દાદી જેવાની છાતીમાંબી પોતાના હીચકારા બાપ માટે એક જાતનો કેહેર વરસી રહયો. કુદરતનો નીયમ જો કેઠેબી ઉલ-ટાઇ ગયો હોય તો દાદી દુબાશમાંહતો. તે પોતીકા પેદરને

હા ! સગા બાપ દીકરા ! નવો આવેલો હેડ સમ જવાન્યો બીજો કોઇજ નહીં પણ પેસી હુંબાશનો પેટે જણીયો છોકરો, મેહેરબાઇ જસાવાળાની દીકરીનો દીકરો, નાની બાનુનો અસસો પોતીકો ભાઇ દાદી હતો.

"વરી શું છે?"

હોઠ પીસીને તેણે પોતીકી રડતી સાવકી માને ઘણાજ તોરથી સવાલ નાખ્યો.

(જુવો સફો ૧૨૪ મો)

ખરાં જીગરથી હવે ધીક્કારતાં શીખ્યો હતો—જ્યારે તેનાં નખાલસ હૃદયમાં પોતાની કમનસીબ સાવક માટે એક નાની જેવી નરમ જગ્યા હસ્તી ભોગવતી હતી. તેની ખાંડી ખાંડીની ભુંડી ખાસ્યતોમાં એકજ સારી "પોઇન્ટ" હતી—અને તે તેનું મર્દાનગીપણું હતું. તે એક રખડેલ, જુગારી, છાકટો, અઇયાસી 'લોફર' હતો—પણ તેની બદમાશીમાં બાયલાપણાનો એક છાંટોબી હરગેઝ નજરે પડતો હતો નહીં. આલાંમાયને માટે આ દાહાડબલ્યા દાદીને વાહલ જેવું તો કયાંથીજ હોય?–પણ જ્યાર ત્યાર તે બીચારીને પેસ્તનજી આમ વગર વાંકે પી ધરઇ આવી મારફાડ કરતો તેથી એ સાવકા છોક-રાને તેણી માટે દયા ઉપજતી. બાજુએ ઉભો રહીને એક કમજોર અબલા ઉપર આવો સીતમ પોતે ગુજરતો જોયા કરે?—તેના જેવો બાવીસ વર્ષનો એક ગંઠાયલો નવ જવાન મરદ બચ્ચો પેસ્તનજી જેવા એક છાકટા પોશાગીરને તેની ગરીબ સ્ત્રીપર રોજ જફા પાડવા દેયા કરે? શરમની વાત!

પણ દાદી કરેબી શું? એક અભાગ્યા બાપ જેવા બાપની ઉપર આ તેનો એક પુરો સગો બેટો કેટલી વખત હાથબી ઉગામે? ખખડી દદરી રહેલા પેસ્તનજીને દાદી સરખો રાથોડી જવાન્યો તેની છાકટ હાલતમાં માર માર કર્યા કરે તેમાં બાહદુરી શું?—અને તેમ કરતાંબી આ હીણભાગ્ય દારૂડ્યો પીતા સેહજ પણ ઠેકાણે આવે એમ કયાં હતું? લોહીનો ગોટ ગળીને દાદી પોતાના ઘરનો આવો કંગાલ મામલો રોજ મુગે મ્હોંડે અદબવાળીને જોયા કરતો, અને આવા એક છાકટ ઢોર પીતાના હાથમાંથી મમઇજીએ તેનેબી જાલુની પેઠે નહીં છોડવ્યો તે માટે, સાંજે સહવાર-બપોર

રાત–મેહરબાઇ જસાવાળાને મનમાં ચોપરવાદી ચલાવતો હતો.

ખચીત દાદીની કડવામાં કડવી ફરયાદ એજ હતી કે મમઇજીએ પોતીકી મરનાર દીકરીના બે બચ્ચાંઓ ગમ એક આંખે જોયું નહીં હતું. જાલુ જયારે જંગબાર મધે લખ્ખો રૂપીયાની લેહરમાં ચમન કરતી ત્યારે આ દાદી—તેણીનોજ સગો ભાઇ—રોજ આવા લોહી સુકવી નાખનારા ફેરતા ફજેતામાં એક ભીખારી છાકટા બાપની પનાહ તળે મુંબાઇ ધોબીતલાવના એક ખુણા ખાંચરામાં સબડયા કરતો હતો. અવારનવાર કાંઇક નાનો બુક કુતરાને નાખે તેમ મેહરબાઇ તેને માટે બુમ પડાવી પડાવીને નાની નાની રકમ મોકલતાં તેજ—બાકી દાદીની કેળવણી માટે, દાદીને કાંઇ સ્વતંત્ર ધંધો કરવા માટે એક પાંચ હજાર રૂપરડી જેવી નજીવી રકમની કાહડી આપવાને તે "ચાકલેટ ડોહી" એ અનેક વાર સાફ ધસીને ના પાડી હતી. અને તેનું કારણ? કારણ એજ–(દાદીનાજ શબ્દોમાં કહીયે તો)–કે "ધાંખરીનાં ચસ્કેલ ભેજાંમાં બસ એવોજ ધખારો બેસી ગયલો હતો કે દાદી તો ઉડાઉ, છટેલ, છાકટો અને જુગારી છે, તેથી પાંચ હજાર રૂપીયા આડે માર્ગે ઉડાવી દેશે!" દાદીએ ઘણી વખત કાલાવાલા કરીને મમઇજીને લખ્યું હતું કે તેનેબી જાલુની માફક પોતાની સાથે જંગબા-રજ રાખવો. પણ ના–કોણ જાણે શું કારણસર તેવણે ખુલ્લે ખુલ્લું દાદીને ના લખી કહી મુકયું હતું કે "હું તુને મારી સાથે રાખી શકતી નથી; જો હું તમો બેઉ બચ્ચાંઓને પાળું તો પેલા મુવા તારા આખા ખાઉ પોસાગીર બાપને ફાવીતું પાય ને પછી પોતીકાં છોકરાંઓને મસે તેબી મુવો છાકટો મારા પૈસાપર ધાઇ પડે."

અલબત-આ દેખઇતો ગેરઇનસાફ દાદી માટે હતો. તે મનમાં ફફડી ચટકીને વાજ વળતો હતો-પોતીકી કાતર્યાની ઘસેલી મમઇને પોતીકા દોસ્તોની હજુરમાં ગાળગેળથી ધોઇ નાખતો—અને છડેચોક કહેતો કે "બુઢીનું મગજજ ઠેકાણે નથી." નહીં મેહરબાઇએ તેને પોતાના લખ્ખો રૂપીયાના એશઆરામમાં જરાબી ભાગ આપ્યો-કે નહીં તેનાં ભવીષ્ય માટે કાંઇ કર્યુ—એ દાદીની મોટામાં મોટી ફરયાદ હતી.

પરીણામ શું? એક બદકાર બાપની સોબતમાં કોઇના આંકોશ વગર દાદી એક પહેલા નંબરનો લફંગો થઇ ચુકયો હતો. ૨૨ વર્ષની કાચી ઉમરે તે અનેક પ્રકારના ખરાબ લખ્ખણો શીખ્યો હતો. રેસીંગનો તેનેબી ચડસ લાગ્યો હતો-અને ચોકકસ વર્ગના મુજી દોસ્તોની સંગતમાં આ ખાનદાની છોકરો—એક શ્રીમંત મમઇનો વારસ—હઝાર જાતની બદીઓમાં અત્યારથીજ ડુબતો જતો હતો.

હા-મેહરબાઇ હમણા તેની સાથ ગમે તેવી સખતાઇથી વર્તતાં હોય, પણ ભવીષ્યમાં દાદીનો 'ચાન્સ' જાલુના જેટલોજ સલામત હતો એમ તેવણે અનેક વાર દાદીને લખી જણાવ્યું હતું. તેવણે પોતે ઘણીવાર એ પોરીયાને કાગળથી જણાવ્યું હતું-કે—

"તું વારંમવાર બડબડયા કરેચ કે જાલુની માફક હું તુનેબી મારાં બચ્ચાં તરીકે ગણતી નથી. પણ દાદી તારી ભુલ છે. જાલુ તો એક છોકરી છે-ને તેને તારા દારૂડીઆ બાપની સંભાળમાં આપવાની મારી છાતી ચાલતી નથી. પણ તું તો અખ્ખઇ રેહયો એક માટીડો છે. હમણા તું મુંબઇમાંજ રેહીને શીખ-સારાં સલુકનો થા-ને પછી મારા

ડોરા વીચાય કે જે કંઇ મારૂં છે તે તમો બેઉ મારાં બચ્ચાંઓ સીવાય બીજાં કોણનું છે! તું ડાહયો દીકરો નીકળશે તો, દાદી, હું તુને મારા વીલમાં જાદુ કરતાં કોઇમી રીતે ઓછો યાદ નહીં કરશ તે ખાત્રીથી માનજે."

અલબત આ એક દાદીને માટે મોટા સખ્યારા—મોટી આશા—ની વાત હતી. એ કબુલાતને લીધે તો તે "મમઇજી" ને હંમેશ તાઢાં મીઠાં રાખીનેજ કાગળો લખતો. પણ તેટલાં ચુપચુપ મ્હોંડે હુચો દઇને પોતાના બાપને ઘેરનો તાલો જોયા કરવા સીવાય બીજો છુટકજ નહી હતો.

પેરી દુબાશને ત્યાંના કમનસીબ ઘેડ ફજેતા કાંઇ આજકાલનાબી નહીં હતા. છોકટો ઘુણુ થઇને રોજ સાંજે પેસ્તનજી એલફેલ બકતો ઘરે આવે—બધું ભાંજફોડ કરે—એક જુની પીસ્ટોલ કાહડીને બાપડી આલાંમાયને હેબતાવી મારે-બીજેને ત્રીજે બસ આપઘાત કરવાની ધમકી આપે—અને માંગનારાઓની ટાંચ આવે ત્યારે કુતરાં ધડક અહીથી તહીં નાહસ્તો ફરી વળી કોણ જાણે શું શું ઉધાનું ચતું કરીને પાંચ દસ રૂપીયા કેડેથી કહડાવી લાવે! આવા આવા ફેસ્તા તો દાદી છેલ્લાં બે ત્રણ વર્ષ થયાં જોતો આવ્યો હતો. પોતાના બદકાર બાપની સઘળી કંગાલ રીતભાતથી તે જીવસે ખરે મને કાયર થઇ ગયો હતો. પ્હેલે તો મમઇજી તરફથી અવાર નવાર કંઇ કંઇ પૈસા મળે તેમાથી થોડું થોડું તે પેસ્તનજીને આપતો હતો. જયારેબી પેસીને ખબર મળતી કે દાદીને માટે કાંઇ મનીઆરડર આવ્યો છે તો બે દાહડા હીરા દોર જેવો ચાલી—દાદીને પટાવી સટાવી—જોર જબરીથી વડીક તેની પાસ થોડાક રૂપીયા મુકાવતો. પણ પછી તો દાદીબી એવો બાંગડ

બનતો ગયો કે પોતીકા બાપને આ મમાઇજી તરફના 'અલ્લ-વન્સ'માંથી એક રૂપીયોબી આપવા સાફ ધસીને ના પાડવા લાગ્યો. ના નહી પાડે તો શું કરે?—આણી ગમ એ રૂપીયાબી પેસીના હાથમાં આવ્યા કે પીઠાંમાં જઇને લાગલો દારૂ ધીચી આવતો—યા તો બીજે ત્રીજે નજીસ રસ્તે ઉરાડી નાખતો.

પેસીએ મહેરબાઇ જસાવાળા પાસથી કંઇબી—ફકત પંદર રૂપીયાબી—મેળવવા માટે કાકલુદીભર્યા કાગળો લખવામાં જરા પણ બાકી રાખ્યું હતું નહીં. પણ તેની સઘળી મહેનત અકારત ગઇ હતી. દર વખત તે કાગજો લખતો તેની ટપાલની ટીકીટના પૈસા પાણીમાં જતા.કારણ મહેરબાઇ તો પોતાના આ "મુવા લુચ્ચા પોશાગીર" જમાઇને એક લીટીનો જવાબબી લખવાની તકલીફ લેતાં હતાં નહીં. પેસીએ પોતાની દીકરી જાલુપરબી કાંઇ પચાસેક કાગજો લખ્યાં હશે પહેલે પહેલે જાલુ ટુંકમાંજ આ કાગજોના જવાબ પોતાના બાવાપર લખતી હતી—પણ પાછળથી તેણીના કાગજોબી બંધ થયાં. તેણીએ પેસીને ખોલ્લું લખ્યું કે "હવેથી તમે મને લખતાજ ના—જો લખશો તો હું જવાબ લખી શકશ નહીં; કેમકે મારાં મમઇજી મને તમારી સાથ કાગળપતરનો વહેવાર રાખવા ના કહેછ."

વીચાર કરો કે આવા સંજોગો વચ્ચે પેસી દુબશના મનની હાલત કેવી હશે! મહેરબાઇ જસાવાળાને નામે તો તેને ઝેરજ હતું. તે બુઢી આગળ રહીને તેને હડધુત કરતી હતી—એકેક પૈ માટે તવળાતી હતી—તેને ખુશાલ લુખે મરી જવા દેતી હતી—અને અધુરામાં પુરૂં તેના બે બચ્ચાઓનેબી

તેનાથી વીખુટાં કરી નાફરમાન ફટાંઉ કરી મેલતી હતી. જાલુની તો સીકલબી પેસીએ કાંઇ વર્ષો થયાં જોઇ નહી હતી. અને હવે આ દાદી! તે દુકતો પણ પોતાના બાપને ગાંઠતો નહીં હતો. મહેરબઇ જાણે પેસીનું ખામખા પાકવવા તેને મહીને બે મહીને નાની નાની રકમો મોકલતાં—અને એ ડોકરીની કુમકપર દાદી હવે તેની ગમ તદન તરકડો, મીજાજી, બેઅદબ થઇને વર્તતો હતો. તે પાજી છોકરો પોતાના પેદર માટે લાગણી કે માન ધરાવતો તો બાજુએ રહયો—હંમેશ પેસ્તનજીની ઉપરવારી થઇનેજ દરેક ચીજ કરતો. તેને તરેહવાર તાણા તપલા મારીને જાણે પોતે બાપ અને પેસી દીકરો હોય તેમ બજાજી કરતો, તેની હરૂસે આલામાયને અવારનવાર બે પાંચ રૂપીયા ઘર ખરચને માટે આપતો, અને કોઇ કોઇ વખત તો પેસી જયારે દારૂની ઝુમમાં પોતીકી બઇરીપર હાથ ઉંચકવા જાય ત્યારે વચમાં આડો પડી બાપ જેવા બાપને બે ઠોંસા મારવાબી ચુકતો નહીં!

તોબાહ—તોબાહ! એક સડેલા સંસારનું આવું કદર બીહામણું ચીત્ર દોરતાંબી કચવાટ ઉપજે છે. પણ વાંક બધો અણીયા પણી સુધી પેસીનો પોતાનોજ હતો. તે હાથે પગે આખો હતો, પણ એવો તો હરામ હાડકેનો હવે થઇને બેઠો હતો કે બસ કંઇબી ચાકરી ધંધો કરવા તે સાફ ઘસીને નાજ પાડતો હતો. કયાંથી કાંઇ કામકાજપર ધકબી લગાડી શકે? દારૂ પીતાં અને માગનારાઓથી નાહસભાગ કરતાં પરવારે તો કોઇ ચાકરી કરવાનુંબી સુજ પડે કે! ના— પેસીને તો એવોજ કોઇ ધખારો બેસી ગયલો હતો કે તેની દીકરી તથા દીકરો એક લક્ષાપતી મમઇનાં વારસો થવાનાં

એટલે તેને હાડકાં રગડોલવાની અગતજ શાની હોય !

વળી પેસીની બીજી હંમેશની ગણત્રી નવાબ શેહરીયાર-જંગ પર હતી. તે નવાબની તેણે એવી તો એક ચોકકસ જબરદસ્ત સેવા બજાવી હતી કે આ તાલેવંત હેદરાબાદી પારસીને પેસી એક દુજતી ખાણુજ સમજતો હતો. મેસર્સ ઠાકોરદાસ, મોદી એન્ડ કું૰ની પેહડીમાં પેસી જયારે એક હેડ કલાર્ક હતો ત્યારે રૂપીયા નવ દશ લાખના નેકલેસનો દારવાટલો થઇ ગયો—અગત્યના ઓચર્યાંઓ તફરગે થઇ ગયાં—ભાગ્યાઓ ઉંપર લાખ્ખો રૂપીયા ઉચાપત કરી ફારજરી કરવાની તવાઇઓ આવી—ઠાકોરદાસે અપઘાત કીધો—બીજા ભાગ્યા પીરોશા મોદી તથા તેના છોકરા જામાસ્પને સાતને પાચ વર્ષની ટેપો મળી—નવાબ શેહરીયારજંગને લાખ્ખો રૂપીઆનો તડાકો પડયો ! પણ એ બધી કારસાજીમાં આગેવાન હાથ કોણનો હતો ? પેહડીના હેડ કલાર્ક અને વડા મુનીમ—આ બેવફા બ્લેકગાર્ડ નીમકહરામ પેસી દુબાશનો ! હા—તેની સેવા માટે નવાબે પેસીને કાંઇ થોડો નવાજ્યો નહી હનો પેસીને બક્ષીશ તરીકે વીસ હજાર રૂપીયા તો તે આપી ચુકયો હતો. પણ તે વીસ હજાર માત્ર વીસ મહીનામાંજ પેસીએ રેસ કોર્સ પર અને સટ્ટાના બજારમાં, તેમજ બીજાં અનેક પાપી સાધનોથી, બારેવાટ કરી નાખ્યાં હતાં. જયારે પાછો પોતે નાગો તાટ થઇ ગયો ત્યારે પેસીએ નવાબ શેહરીયારજંગની દુજતી ખાણ એકવાર ફરી ખોદવાનું શરૂ કર્યું. પહેલે મહા મુસીબતે તે ૫૦૦–૬૦૦ કે ૧૦૦૦ ની ઉંચકી ચુંચકી રકમો ત્યાંથી નીચવી લાવી શકયો; પણ એક ગમે તેવીબી બેમુલ ખાણ થોડા વખત પછી ઉજડ પડી જવા વગર રહેની નથી !

નવાબ શેહરીયારને મનથી આ "મેલ્લુ" તેની જીંદગીનું મોટામાં મોટું ન્યુસન્સ હતું. જયારે ફ્ટાંઉ થઇને નવાબે પોતેબા છેલ્લેજ પાટલે બેસવા માંગ્યું—પેસીને ઝંઝેરી કહડાબ્યો અને એક દમડીબી આપવા ધસીને નાજ પાડી–ત્યારે પેસાંએ પોતાની દાબદબાવટની વલણ પડતી મુકી કાલાવાલાની રાજનીતી અખત્યાર કરી. પેસી એક માથાંથી તે પગ સુધીનો સાત પાણીએ ધોયલો હીચકારો બુબબ હતો. નવાબને તે ગમે એટલીબી ધમકીઓ આપતો—પણ ગઇ ગુજરીનો એક તુકારોબી પોલીસ આગળ બાહેર કહાડવાને તેનામાં હીંમતજ નહીં હતી એમ ચગોર નવાબે જોઇ લીધું હતું. આણીગમ શેહરીયારજંગ કાંઇ કાચો નહી હતો. જે કાળાંધોળાંમાં આ પેસી તેનો શરીક બન્યો હતો તે સઘળું હવે પુરવાર કરવાનું પેસીને માટે કાંઇ ખાવાનું કામ નહીં હતું. નવાબે સઘળું બરાબર કયારનું વગેસગે કરી મેલ્યું હતું. તેબી આવા એક મુજી ચંડાલનો ભરૂશો નહીં. કાંઇ નહીં કરે તો તે સારા ગામમા નવાબ શેહરીયારજંગની રૂસ્વાઇ તો કરી શકે ! એવા એક કડકણા કુત્રાથી દુરજ રહેવામાં ફાયદો હતો. પેસી સાથ ઉઘાડી દુશમનાઇ નહીં કરવાની મકસદથી તેણે એકવાર પેસીને ગુસ્લબગેં તેડીને રોકડું કહી દીધું હતું કે—

"પેસ્તનજી—તમે જાહરે તાહરે એમ દાટી કરયા કરોછ, પણ હું કેહુંછ કે તમે જખ મારોછ. તમારી પાસે મારી સામે જાય એવો એકબી પુરાવો નથી—તે તમે પોતે જાણોછ. તમે ધારો કે તમે મને દબરાવીને અવારનવાર રૂપીયા કહડાવ્યા કરશો તો તમારી ચુક છે. તમારો એક બોલ કોઇ માનવાનું નથી. વાસ્તે એ રસ્તા છોડી દેવો—એમા

કંઇ વળવાનું નથી. લેઓ તમે જો મને લેખીત કબુલાત આપો કે તમે ફરીથી કદીબી આય રસ્તે આવશો નહીં, ને મને પૈસાને સારૂં કંટાલો આપશો નહીં તો હું તમુને મહીને દાહરે રૂ. ૩૦ નો પગાર બાંધી આપું; પણ જે દાહરે તમે મને વળી એકબી કાગજ લખ્યું કે તે દાહરેથી તે લવાજમ બધ થશે-બોલો, એ સરત કબુલ છે ?"

વાખાના મારેલા પેસીને આ તો પડેલા પાયા ! નવાબ કનેથી વધારે હવે ચીકાવી શકવાની આશાબી નહી હતી. તેણે આ સરત કાંઇક નાખે જીભ લગાડીને કબુલ કરી.

હાલ આ માસીક રૂ. ૩૦ પર પેસીનો મદાર હતો. માંડ માંડ તેમાંથી બુમ મરાવી મરાવીને તે પોતાની ધણીયાણીને ઘરં ખરચ સારૂં રૂ. ૧૫ આપતો—કેટલીક વખત તો તેનાબી વાંધા ! નવાબને વધારેને માટે હવે કંટાલો આપી શકાય તેમબી નહી હતુ—નહીં તો આ ત્રીસ રૂપરડીમાંથીબી જવાનો સોદો હતો

* * *

બાપ બેટા વચ્ચે શું નાખુશ તડાતડી થવા પામી તે બધાં સાથ આપણને અહી કામ નથી વચમાં આપણે એ કમકમાટ ઉપજાવનારા દેખાવપર એક ઝડપી પડદો નાંખી દીધો હતો-તે પડદો આપણ અડધોએક કલાકનાં ખાચા પછી પાછો ઉચકયે.

દાદીના ઉસકેરાયલા અવાજથી ઓરડો ધમધમી રહયો હતો.

"નહીં આપશ ! કબી નહીં આપશ ! મારી પાસથી એક ફુટી બદામનીબો આશા રાખતા ના ! હું કેહુંછ કે

તમારો છોકરો થવા સારૂં મને પોતાને શરમ લાગેછ. અમારાં ખાનદાનને તમે એબ લગારોછ! મરતે એલાહી દારૂ પીને આય તમારી પોતાની બઇરીને મારોછ—તમે ધણી નથી, એક ઢોર છેઓ!"

"ચુઉઉપ! મને તારી લતરાજી નથી જોઇની! મારા ઘેરમાં હું ગમે તેમ કરશ—તું કોણ (એવો તેવો)—મને—"

"પેસતનજી, તમારૂં મોહનું સભાળજો! આજ સુધી મુંગે મોહને મેં ઘણું ખમ્યુંછ. તમારી તદનજ કમબખ્તી આવી હોય તો પાછી મને ગાર દેજો!"

"બસ મારા ઘેરમાંથી નીકળ—ચાલ બાહર જા! બે મરવત કુત્રા!——"

"તમારી સુદ્ધી હમણા ઠેકાણે નથી. નજીસ મેકાનમાંથી તમે મને જવા કહોછ—હું પોતે અહીં હવે પાણી પીવા ઉભો રહેવા માંગતો નથી. આલાંમાય—કાલે હું ગુલબર્ગે જાઉંછ. ને એવણની આ બધી વાત શેહેરીયારજ ગને કહેવશ'

"ખબરદાર—દાદી, તું જાણ! નવાબ આગળ એક બોલબી—"

"તમારૂં હું કાંઇ સાંભળવા માંગતોજ નથી" દાદી એક છેડાયલા ભુંડની પેઠે તેની ગમ ફરીને બરાડ મારી પડયો. "હું જાઉંછ—પણ તેટલાં જો તમે આય એવણનાં દીલને જરાબી પાછી આંગળી લગાડી તો તમે જાણજો!"

"ઉં? તો બાકી શું કરી લેશે? એ આજે એમ મારી સામબે એટલી બજાજી શાનો કરેછ? તું થાયછ કોણ? પેલી તારી રાન દદા, મમઇની કુમકપર કુદતો હોશે! તુ પોતે ઘણો ફરેસ્તો છે તે હું બરાબર જાણુંછ! ચાલ—કારૂં કર



નવાબ
શાહેરીઆરજંગ.

A 2928–Lakshmi Art, Bombay, 8

એકદમ અહીંથી ! વધારે લાહેરી કરશે તો હું બો તારી પછવાડે ગુલબગેં આવીને પેલી બુઢી ડાકણને તારી થોડીક નેકનામીની વાત કહેવશ. બસ નીકલ એકદમ મારાં ઘેરમાંથી !"

પેસી પાછો ઉઠી ઉભો થયો અને ટસટસ થતે લાલ ડોળે બારણાંગમ આંગળી કરી એક ભયંકર ઝનુનથી દાદી ગમ જોયું.

અંનત ધીક્કારની એકજ નજર પોતીકા બાપના ખવીસ ચેહરાપર ફેંકી દાદી પીઠ મરડીને ધડાકા સમેત ત્યાંથી ચાલી ગયો



## પ્રકરણ ૧૬ મું.

—:૦:—

## ગુલબર્ગાના પરોણાઓ.

આ આપણી કથા ચાલે છે ત્યારે નીઝામી સલતનતનું ગુલબર્ગા શેહર સાધારણ રીતે એક શાંત અને એકાંત જગ્યા હતી. હેદરાબાદ અને સીકંદરાબાદનો નવાબી દોર આ ઠેકાણે નજરે પડતો નહીં હતો. મોંઘી ડાટ મોટરકારોનો ખણખણાટ, ઇંગ્રેજી નાટક કુંપનીઓનો ગડબડાટ, અને માલેતોઝાર મોહલ્લાઓનો ધમધમાટ અહીં વરસના ત્રણુસેં પાંસઠ દીવસ ગેરહાજર હતો.

પણ આજ છેલ્લા પંદર રોજ થયા આ નાનકડા શાહેરના જીવમાં જાણે નવોજ જીવ આવ્યો હતો. નીઝામ હુઝુરના બીજા તાલુકદાર નવાબ શેહેરીયારજંગ બાહદુરના લગનની

ધમચકરીમાં સદાનું ઝુકતું ગુલબર્ગા જાણે ગાજીવાજી રહ્યું હતું. આ પારસી નવાબ સાહેબનો ફાંકડો જબરદસ્ત "રોશન મ્હાલ" તેના ગંજાવર બગીચા અને નદી કીનારાપરની તેની બોહળી વીસ્તારની જગ્યા પર વાવટા તોરણ અને કીટસન લાઇટના ઠેઠેરામાર સીંગારમાં ઝગઝગી રહ્યો હતો. નવાબ શેહરીયારજંગની શાદીની ખુશાલીમા લગભગ એકસો જાણીતાં પરોણાઓ હૈદરાબાદ, સીકનદરાબાદ, ઔરંગાબાદ, મુંબાઇ, વગેરે વગેરે મથકોથી દીવસો અગઉનાં આ શ્રીમંત વરરાજાની પરોણાગાત ચાખવા ખાસ ઇજનને માન આપી "રોશન મ્હાલ"માં ઉતરેલાં હતા. આ આલીશાન મકાનમાં કાંઇ નહીં તો ખાસ્સા પચાસ ઓરડા હશે ! નાખી દેતાં તેના વીસ્તારમાં તે ચાલીસથી પચાસ એકરની જગ્યા હશે નવાબનો બાદશાહી મેહલ ખુદ પોતે તો એક દમામદાર ઉંચી ટેકડીની કઢણે આવેલો હતો—કે જયાંથી તેની તળેટીએ એક ખુશનુમા નદી વેહતી હતી.

આવતી પરમ દીને નવાબ સાહેબની શાદીનો દીન હતો. લગભગ સઘળાં પરોણાઓ એક પછી એક આવી પુગીને પોત પોતાને માટે નીરમાણ કરેલા ઓરડાઓમાં ઠરોઠામ થઇ ચુકયાં હતાં. હજી રોજ બીજાંઓ આવ્યાજ જતા હતાં. સર્વે કોઇ છુટે મ્હોંડે બોલતું કે નવાબ શેહરીયારજંગે આ વાર જબરો હાથ કાહડયો હતો.

રોજ સાંજનાં બગીચામાં ખાસ હૈદરાબાદથી આવેલી નીઝામ સરકારની માઉનટેંડ ઇનફનત્રીનું લશકરી બેંડ એક ઉત્તમ પ્રોગ્રામ પરોણાઓને રીજવવા માટે વગાડતુ હતું. નવાબના આ જુદદીન લગને સારાં નીઝામી મુલકોમાં હો—

હો–હો કરી મેલી હતી. એક મહામેદન જુવાન ખુબસુરત બેગમને આ પારસી લક્ષાપતી નવાબ હુંડી લાવ્યો હતો– પણુ તેણી કયાંથી આવનાર છે, કયે ઠેકાણેની છે, કોણુ છે, કેવી છે તે કોઇની બલાનેબી હજી ખબર નહીં હતું.

* * *

સાંજના સવા પાંચેકનો અમલ છે. "રોશન મ્હાલ"ના બગીચા મધે નામવર જહાંપના નીઝામ હુઝુરનું ખાસ મીલીટરી બેંડ પોતાના ખુશનુમાં સરોદો કાહડી રહયું છે. નીચે બાગમાં સંખ્યાબંધ પરોણાઓ કયારાઓ વચ્ચે આમથી તેમ લટાર મારતાં જીવ બેહલાવે છે–કેટલાંકો ત્યાં ગોઠવેલી રીફ્રેશમેંટ ટેબલો આગળ ગોઠવાંઇ બેસી ચાહ, કાફી, શરબત, કેક, બીસકીટ વગેરે ઉપર હાથ ચલાવે છે. ખુદ "રોશન મ્હાલ"નું ગંજાવર દીવાનખાનુંબી અહીં તહીં ગોઠવાઇ બેઠેલાં પરોણાઓથી ઠસઠસી રહયું છે. જો વાંચનાર—ત્યાંની એક બાલકની ઉપર એક નરમ ગાદીના સોફા ઉપર અઢેલાઇને ગાલે ગલાંઠો દઇ બાહેરની રચના જોતી કોણુ સકુમારી સુંદરી બેઠેલી છે !

તે આપણી નાની જાલુ છે.

આજે મમલાં નીચે આવ્યાં નથી. જરને તેવણુ વગર બગીચામાં ઉતરી અહીં તહીં અણુજાણ્યાં લોકો વચ્ચે ડમકવા ગમતું નથી. સુલતાન બી કોણુ જાણે કયારનો કયાં ભરાઇ બેઠો છે—એટલે પોતાના વીચારોમાં મશગુલ થઇ તે આ સગવડ ભરી જગ્યાએ ચોમેરની ચેહલ મેહલ જોતી ત્યાં એકલી બેઠેલી છે.

ભાયગે તેણી પા કલાક કે વીસ મીનીટ બેઠી હશે—

એવામાં તેણીની આયા ત્યાં આવી. આયાની પુઠે એક હેંડસમ જેવો જવાન જરથોસ્તી ચાલી આવ્યો હતો.

"જરભાઇ—મોટાં બાઇજીએ કેહયુંસ કે આય સેઠને તમારી આગળ લઇ જા—" આટલું બોલી આયા પાછળ હટી ગઇ.

પેલો જવાન આગળ આવ્યો. તે તમામ ઇંગ્લીશ રાઇડીગ ડ્રેસમાં હતો. તેણે શોર્ટ નોરફોક કોટ તથા રાઇડીંગ બ્રીચીઝ પેહડેલાં હતાં. માથે ટોપી નહી હતી—જે અલબત તે ઉપર પોતાના ઓરડામાં મુકી આવ્યો હશે.

તે એક જાતનું લેહેરથી મુછમાં હસતો જરની લગોલગ નજદીક આવ્યો અને બે હાથ કમરે ટેકવી ઉભો.

"કેમ, જાલુ—શું ખબર છે?"

જાલુ તો ડોળા ફાડીને આ અણજાણ્યા માટીડા ગમ ટીકવાજ પડી—

"કોણ?" તેણીના મુખમાંથી એટલોજ સવાલ નીકળી શકયો.

પેલો જુવાન પારસી સેહેજ હસ્યો.

"વેલ! ધીસ ઇઝ ફની!" તે પાસેની એક ખુરસીપર ધબ કરતો કે ઠપકાઇ બેસતાં ખુશમીજાજે બોલ્યો, "એક સાધારણ અકકલની છોકરીને પોતીકા સગા ભઇનેબી ઓરખતાં એટલી વાર લાગેછ એમ તો મેં આજેજ જાણ્યું!"

"દાદી! ઓ—તું કાહરે આયો?"

જાલુ એકદમ ઉઠીને પોતાના ભાઇની આગળ દોડી ગઇ અને તેનો હાથ લઇને ખુશાલીથી શેકહેન્ડ કરવા પડી.

"અબઘડી આયો! આવતાંને વાર મમઇની આગળ

ગયો. ડોહા તો કેહજે મારૂં માથું દુઃખેછ તે આય આયા સાથ મને તારી આગળ મોકલ્યો."

"મેં તુંને ઓલખ્યોબી નહીં, દાદી! મરે, તું કેટલો બદલઇ ગયોછ! તારી છેલ્લી સબી——"

"મેંબી તુંને નહીં ઓરખી—ફકત અટકલથી જાણ્યું કે આવી સરરરફુસ મીસી બાબા જાલુજ હોશે! બાઇ જીંગો! જાલાં—એક નાહલ્લી પીરતાં જેટલી છોકરીપરથી હવે તો તું એક મોટું જબરદસ્ત બઇરૂં થઇ ગેઇ, હેં? બ્લેસ માઇ સોલ! તારો તો કલ્લોજ બદલઇ ગયો!"

"લે ચાલ, ભઇ—તેં કંઇ ચાહે બાહે પીધી કે?"

"ચાહે? અઠાવીસ કલાકની ત્રેનમાં ઠણઠણ પછી ચાહે શું બરીછ! કંઇ છાંટો મલવાનો ચાન્સ નહીં કે, દીકરી?"

"ઘેલાં ના કાહર! સાંજના પાંચ વાગતે છાંટો શું બરીયોછ? જો દાદી—હવે મમલાંના દેખતાં એવી તારી મુંબઇની ખરાબ આદતો વીસરી જજે."

"હેંગ યોર મમલાં! હું ઠાકીને લોઠ પોઠ થઇ ગીયોછ તેવી વખતે ચાહે પાવા નીકલી! કાંહ છે પેલો નવાબ સા–? લાવની, તેનેજ કેહું."

જાલુએ નાખુશીથી પોતાનું મ્હોં કુમળાવ્યું—"દાદી, મમઇજી હંમેશ બરબર બરબર કરેછ કે તું હમણા હમણા ઘણોજ બગરી ગીયોછ તે ખરૂંજ છે!"

"ઓહ યસ! ને તું હમણાં હમણાં ઘણીજ સુધરી ગેઇછ તેબી ખરૂંજ છે! જાલુ—પેલી બુધી ધાંખરી તરફથી સહવાર બપોર ને સાંજ મહોને ફીક આવે તેવાં લેક્ચરોની પુરેપુરી વકીમાં હું પહેલેથીજ ઉતો; પણ

મને ખબર નંહીં કે તું બી એટલી બધી ડાહી કાગરી થઇ ગેયલી છે! હું અસ્તો અબઘડી આયોછ—"મારી ખરાબ આદતો" પર એક કાજીની માફક વાયજ કરવા સારૂં કઇ નહીં તો તારે "ડીસન્સી"ને ખાતર બે કલાક તો થોભવુંજ જોઇયે!"

દાદાભાઇ શેઠનો મીજાજ દેખઇતો બરખેલ્લાફ બની ગયો હતો. તેના મ્હોંડાં પર મજબુત થોબરો ચઢયો—અને તે જવા ઉઠી ઉભો થયો. ભોલી અને રાંક જાલું તો આ ધસારા આગળ ગંગેટઇજ ગઇ.

"ઓવાય! હું જરા અમસ્થું બોલી તેથી એટલો ગુસ્સે શાનો થાયછ, ભઇ?"

"અમસ્થું બોલી? બાપરે, જો તું મને આપરી મુલાકાતની પેહલ્લી પાંચ મીનીટમાંજ એમ અમસ્થું ભખી નાખવા બેઠી તો પેલી તારી ઘરડી ડોકરી હવે પછી કેમ કરવાની બાકી હાશે!"

"જો દાદી, હું તુને સાફ કેહુછ, હં! મમઇજીને સારૂં એમ હેણુ અકચ જેવા બોલો મારી આગળ ના બોલ!"

"જારે છોકરી! તારી સોભતી મમઇજીને શું કેહું ને તુનેબી સાથે! જર—એ ઓલ્ડ ફોસીલની સાથે તુંબી એક પહેલા નંબરનું દોણું બની ગયલી છે! યોર મમઇ ઇઝ એ બીગ ફ્રોડ—આઇ ટેલ યુ!—"

"દાદી! દાદી!!"

"પોતાની દીકરીનો એકપુરો દીકરો કંઇ મુદતે પાછો મલ્યો તો કંઇ જરાબી તો એવણુ ખુશી થયાં હોય? મને જુઠી જુઠી જરા મન મનાવાની કોટી કીધી ને કાંસી કુસીને

જરા બે ચાર સવાલ પુછીયા ને પછી કેહજે 'મારૂં હમણા માથું દુખેછઃ જા, નીચે જાલુ હોલમાં બેઠેલી હોશે!"

"પણ બીચારાંનું માથું ખરેખરજ દુઃખતું હોશે જો! બલા જાણે–સહવારથી ફરયાદ કરતાંતાં."

"એક મજાનો જેવો કકરાવીને જમાલગોટાનો જોલાબ કાંય નહી આપી દેતી? હે–હે–હે! જરી, એ બુદ્ધીના પૈસાપર તુને તો તીલ્લોરી છે."

જર હવે ખરે મને છેડાઇ. તેણી ધડાક દેતી કે ઉભી થઇ. તેણીનો ગોરો ચેહરો ગુસ્સા અને નાખુશીથી લાલ બની આવ્યો હતો.

"તારી સાથ વાત કરવાણી મને ગમતું નથી, દાદી." તેણી ખરેખરા કચવાટથી બોલી, "કાંહથી એવા સોહજ શીખી આયોછ? આપરાં મમઇજીને સારૂં તુને એવી રીતે બોલતાં શરમાવું જોઇયે. એવણ જાહરે હોય તાહરે જીવ બારીને તારે સારૂં વાત કરેછ—ને હંમેશ તારાં ભલાંને વાસ્તે કાલજી રાખેછ—ને તું તેવણની તરફ આવી લાગણી રાખેછ! ખચીત ભઇ– એ તારી ચાલથી મને ઘણો ધીક્કાર છુટેછ. જા—બસ હું તારી સાથ વાત કરવા નથી માંગતી. આયા, જો પેલા મી૦ સુલતાન તાંહ બાગમાં ફુવારો છે તેની આગળ પેલી ખુરસીપર બેઠાછની તેવણને કેહીયે કે જરબઇ તમુને બોલાવેછ."

દાદી હવે સહેજ મુછમાં હસ્યો.

"કેમ–મડમ સાબ! એકદમ છીંકી પડયાં કે? નહી, જર, બેસ જરા. આપુને પંચાત કરોને કાંહ જવાનું છે? દીકરા, તું એમ સમજતી હોય કે મારેબી તારી કાની

મમઇની ખુશામદને હાજી હા કરવી જોઇયે તો તું સુજમાં રોજા ખોલેછ !"

"ખુશામદ કરવા કોણ કહેછ? પણ જરા સલુકથી બોલવું જોઇયે કેની? છેકજ ચરી સા વરે ગીયો ! એ બધા સકાર કોણ તારી સાવકી માય પાસથી શીખી આયોછ કે?"

"હા—ને સગા બાપ પાસથી બી."

"ખચીત ! તેમાં શું શક? મેં સાંભળ્યુંછ કે બાવાજી પેરતનજી હમણે હમણે ઘણોજ દારૂ પીયેછ."

દાદી ખડખડ હસી પડયો.

"એ તારા બાવાજી ને જો મળે તો સહવારનું દાતણ બી કાચ્ચા બ્રેન્ડીએજ કરે, હાથ મહોનુંબી વાહીસ્કીએજ ધોય ને નાહવાને સારૂં પાણીને બદલે હલકો બેવડો વાપરે !"

જાલુએ કમકમીને આડો હાથ કર્યો.

"બસ–બસ ! એવી એવી વાત મારી આગળ ખોદાયને ખાતર ના કરતો—મને કંપારી છુટેછ, દાદી !"

"ઓત્તારી ! મને લાગેછ કે તું અને તારી બુઠી મને આટલા દાહરા રાતના ખાવાની ટેબલપર વીહસ્કી વગર ઝુરાવી ને મારી નાખવાનાં ! બેઉ જણાં તમે ટેમપરન્સવાળાં અથવા વેજીટેરીયન તો થઇ નથી સુવાં કેની?"

"વાહ—બમસાં પોતીકાં સમઇ અને પોતાની એક પુરી બેહનને સારૂં શું લાયકી અને શું વાહલથી તું બોલેછ ! વાહ—ભાઇ—વાહ ! આઇ એમ અશેમ્ડ ઓફ યુ, દાદી !"

"લે ચાલ–હવે સાંડી વાળ. પેલો તારો નામીચો મુસલમાન સેક્રેટરી કાંહ છે? તેં બોલાવ્યો તે હજુર આયો નહીં. મેં સાંભળ્યુંછ કે તું તેની સાથ પ્યારમાં પરી ગેઇછ?–"

જાલુના ચેહરાપર પાછો અચણુચ ગુસ્સાનો રતાસ ચઢી આવ્યો.

"હું તુને કેહુંછ, અં દાદી! મારી સાથ એવી ગાંડી ઘેલી વાત ના કર—નહીં તો આપુને બેઉને મોટી પંચાત થશે!"

"ચે? એમ જરા જરામાં તારો ઇસ્ટીમ શાનો ચહરી જતો હોશે?"

"ઘણી શરમની વાત છે કે તું જે તે જે તે મારી આગળ બોલી ને મારી લાગણી દુખવેછ!"

"વારૂં, નહો તો નહીં! ધુર જેની બાબદને સારૂં એટલી છેડાયછ શાની? મેં સાંભલ્યું તે કેહુછ. એક મુસલ્લા સાથ—"

દાદી આગળ બોલતાં અટકી ગયો. "રોશન મહાલ"ના યજમાન-વરરાજા પોતે—નવાબ શેહરીયાર જંગ બાહદુર ત્યાં ચાલી આવ્યા હતા. તેવણ નવાબી કાળા 'ટેલ-કોટ' અને હેદરાબાદી મોગલ કેપમાંજ હતા. તેવણની બેઠી ગોલ દાહડી લગભગ સફેદ થવા આવેલી હતી. મધ્યમ ઉંચાઇના-ખાસ્સી મજેની બેઠ્ઠી ખમણીના આ પાંસઠેક વર્ષના શેહરીયારજંગ કોઇબી સુરતે બીજાં પંદરેક વર્ષ માચડો ખાલી કરે એવો દેખાવ રજુ કરતા નહીં હતા. ખુશ મીજાજે હસ્તું મહોડું રાખી તેવણ જરની નજદીક આવ્યા—

"કેમ જાલુ—કાહરની અહીં ભરઇને શું કર્યા કરેછ? બાહેર કમપાઉન્ડમાં આવની. એ આય યંગ જેનટલીમેન કોણ?"

"આપરો દાદી!—તમે એને નહીં ઓરખતા, શેહરીયાર જંગ?"

નવાબે અટીત થઇને તે જવાન ગમ જોયું-અને પછી ખરી ખુશાલીથી તેનો હાથ ચાંપીને શેકહેન્ડ કરવા પડયા.

"હલ્લો! દાદી? ઇઝ ધેટ યુ, માઇ બોય? તું કેટલો ગોધા જેવો મોટો વધી ગીયો! મેં સુદ્દલ ઓરખ્યો નહી? કાહરે આયો? તુને તારો ઓરડો મારા મેનેજરે દેખાડયો કે?"

"હા-હેંકયુ! આઇ એમ ઓલ રાઇટ!"

"હવે તમે લોક તો આપરાં પોતાનાં ઘેર નાં કેહવાવો. વરી કંઇ "સેરીમની'પર ઉભો ના રહેતો. જે જોઇયે સુકે તે બસ મેનેજરને આરડર કરવાનું—સમજયો કે? કંઇ જોઇયેછ?"

"જોઇયેછ તો ખરૂં—પણ પછી બાગમાં જઇને લેઉંછ. શેહેરીયારજી, મેં સાંભળ્યુંછ કે તમે એક સાહુ બગલું ઉંચકી લાયાછ?—કાંહ છે તમારાં બેગમ જરા અમુને તો દેખાડો!"

નવાબ ખુશ મીજાજથી હસી પડયા. બેગમની વાત થતાંજ તેવણને ગીલગીલ્યાં છુટતાં હતાં

"એ તો પરમ દાહડે લગનને દીવસે સહવારના આવી પુગશે. પછી તુને ઇનટ્રોડયુસ કરાવશ—"

"હેંકસ! પણ એ એમ ધડડે ધડપણ એક જુવાન મુસલમાની બાઇરી કાંય શોધી કાહરી?"

"કાંય? હું પરણું તેમાં તુને વાંધો છે!"

"નહીં—વાધો શાનો હોય! પણ—મકું—એક મજાની પારસણ નહી મલતી'તી કે?"

નવાબ જરા સેહજ ખસીયાણા જેવા પાછા હસ્યા. ગુહેણ જેટલા દુકતાનો આવો બેઅદબ રીમાર્ક તેવણને

ભાવ્યો તો નહો—પણ આવા પ્રસંગે પોતાના પરોણાને શું કહે?

"હે-હે-હે! કાજીજી દુબલે કયું તો સારે ગાંવકી પંચાત! લે જાલુ- તાગ ભઇને એના ઓરડામાં બરાબર ગોઠવ, જોઉછ તો!" સાહેબજી—મી૦ સુલતાન, આવો, આવો! કંઇ પ્રાઇવેટ વાત નથી, આય યંગમેનને ઓરખોછ કે? એ દાદી! મારી મરનાર ભાનેજનો છોકરો-આય જાલુનો ભઇ! ને દાદી—આય એવણ મી૦ સુલતાન કરીમ તારાં મમઇના પ્રાઇવેટ સેક્રેટરી થાય."

સુલતાને સેહજ ડોકુ નમાવી દાદી સાથ સેકહેન્ડ કરી.

"હવે તમે લોક વાત કરો,—અં.—હું જરા બીજા ગેસ્ટો આગળ જાઉછ. સાહેબજી!"

આટલું કહી શેહરીયારજંગ ત્યાંથી ચાલી ગયા.

"કેમ જરબઇ—મને બોલાવી મંગાવ્યો?"

"નહીં, હું મકું આપરે જરા એકુ ગેમ બીલીયર્ડનો રમતે—પણ હું તો હવે મમઇજી આગળ જાઉછ. તેવણ બીચારાંનું માથું પકડયુંછ. આય મારા ભઇ સાથ હવે ટાહેલું કરજો, મી૦ સુલતાન."

"હા—હા—હવે તું જાની—અમે બે જણા અમારૂં ફોડી લેઇશું. છે તે—જર—હું પુછતાં ભુલી ગીયો. પેલી કેહજે કુમી ને તેનો ભઇ માનેકબી અમદાવાદથી આવવાનાં ઉતાં તે આયાંછ કે?"

"નહીં, લગનને દહાડેજ સહવારનાં આવશે—ચાલ પછી મારપર મમઇજી આગળ આવજે, હું તો જાઉંછ."

"અરે ઉભી રેહ રે જરા, યાર! આય સુલતાનઅલી—

એક્ષક્યુઝ મી ! મીસ્ટર, તમારૂં નામ સુલતાનઅલી કે સુલતાનખાન કે શું ?"

સુલતાનના હોઠપર એક ઝીણું હસવું ફરી વળ્યું.

"અમથો ખાલી સુલતાન કરીને કેહશો તો બસ થશે !"

"પણ તમે વોહરા છેઓ કે ખોજા ?"

"ખોજા."

"ઓહ—આઇ રી ! મી૦ સુલતાન, તમારી તારીફના આંઠ આંઠ પડ ભરીને કુઠલા દર મેલે વાંચતાં બા ખરૂં કેહુંછ કે ખરેખરજ મારે મોહને ફીક આવી ગેઇતી. બસ જાણુ તો કેહજે આખી દુન્યામાં તમારા જેવો કાબેલ, ખુબસુરત, લાયકીવાળો, હુશીયાર, ખરબદાર માણુસ બીજો કોઇ જીવતો મુવેલો છેજ નહી !"

જરનો ચેહરો એક પાકેલાં ચેરી જેવો લાલ થઇ આવ્યો.

"મી૦ સુલતાન—એ તો મેટ છે, અં—તમે એનું કંઇ માનતા ના. દાદી, હવે જરા અકકલ રાખીને વાત કર—કંઇ શોભતો નથી !"

સુલતાન સેહજ હસ્યો—

"જરબાઇએ એમ લખ્યું હોય તો એવણુની મેહરબાની છે ! પોતાના માસ્ટરને વરે એક પ્યુપીલ એટલો ઉંચો વીચાર ધરાવે તો સારૂં કેની, મી૦ દાદાભાઇ ?"

"અં હા—સારૂં તો ખરૂં, પણ—છે તે—તમેઓ આય જાણું ઘણીઇઇજ ઇનટેલીજન્ટ, એકોમપ્લીશડ ચારમીંગ, બ્યુટીફુલ, ધારોછ કે ?—"

"દાદી ! નાઉ કીપ ક્વાએટ !' જરે ચીરડાઇને મોટેથી બુમ પાડી—અને પછી ત્યાંથી પીઠ ફેરવીને પવન વેગે સટી ગઇ.



# પ્રકરણ ૧૭ સુ.

---:o:---

## "મમઈ મરેરે એમના એમ પાછલી રાતના !"

'રોશન મહાલ'ની બાદશાહી ઇમારત અસલ એકાદ મોટું કુશાદે હોટેલ હોવું જોઇયે—કેમજે ત્યાં ઓરડાઓની તો ખુટજ નહીં હતી. આખા 'મહાલ'નાં ચારો માળો તથા ભોંયતળીયું મળીને ખાસ્સા પચાસેક ઓરડાઓ હશે ! આવાં ગંધાર જેવા મોટાં મકાનને લઇને નવાબ શેહરીયારજંગ શું કરતો હશે—ઓધનો હશે કે પાંઠરતો હશે—તે બાબે સર્વે કોઇ અજાયગીથી સવાલ કરતું. એખલો અટુલો હોવા છતાં આ નીઝામી અમલદારને બસ એજ કાંઇ વાહરૂં પાંચ છ વરસની વાત ઉપેર આવી ગયું હતું-અને તેણે આ ગુલ-બર્ગાનો પ્રખ્યાત આલીશાન 'મહાલ' આંઠ લાખ રૂપીઍ ખરીદયો હતો. અલબત અત્યાર સુધી એ ગંજાવર ઇમારતના ઉપલા ત્રણ માળો બંધીયાર પડી રહેલા હતા અને કવચીતજ જયારે નવાબના કોઇ દર દોસ્તદારો પરોણા તરીકે ધામો નાખવા ઉતરી પડતા ત્યારે બીજો માળ વપરાસમાં આવતો. નવાબના ઓરડાઓ પહેલે માળે હતા. લોક તો કહેતું કે આ 'મહાલ'નાં ભોંયતળ્યાની નીચેબી એક જબરદસ્ત મોટું ભોંયરૂં હતુ.

પણ પડત પડી રેહતો 'મહાલ' હાલને કાજ તો ગાજી-વાજી રહેલો હતો. બીજે માળે મેહરબાઇ જસાવાળા અને તેવણની પૈત્રી માટે સઉથી સરસ હવાવાળા બે ઓરડાઓ નવાબ શેહેરીયાર જંગે પહેલેથીજ ખાસ એલાહેદા

રાખ્યા હતા. તેજ માળ ઉપર એક "કોમન" રૂમ .એટલે સીટીંગ રૂમ હતો અને એક બીજો રીડીંગ રૂમ હતો. આ 'રીડીંગ-રૂમ'ની પડોસનો એક નાનો ઓરડો દાદી માટે રાખ્યો હતો. મેહરબાઇના પ્રાઇવેટ સેક્રેટરી સુલતાન માટે તો એક જુદો ઓરડો છેક ભોંયતળીયે તેની પોતાની ફરમાશથી રાખવામાં આવ્યો હતો. રાતના ખાણું લીધા પછી મોડે સુધી ખોલ્લી હવામાં અહીં તહીં લટાર લેવાનો સુલતાનનો શોખ હતો—અને તેથી મોડી રાતે પહેલે માળ તથા બીજે માળનાં સુનારાંઓ "ડીસ્ટર્બ" નહી થાય તેટલા કાજે સુલતાને ભોંયતળીયેજ પોતીકો 'પ્રાઇવેટ રૂમ' રાખવાનું દરૂસ્ત વીચાર્યું હતું.

* * *

આજે સહવારે નાસ્તો પુરો થવા પછી મેહરબાઇએ દાદીને પોતાના ઓરડામાં તેડી મંગાવ્યો હતો. મેહરબાઇ તો ગુલબર્ગે આવ્યાં ત્યારથીજ 'ન્યુરેલજીયા'થી એટલા હેરાન થયાં કીધાં હતાં કે તેવણ પોતાના ઓરડામાથી બાહેર નીકળ્યાંજ નહી હતાં. તેવણ જાલુ સાથે સહવાર બપોર રાત ખાણું પોતાના ઓરડામાંજ લેતાં હતાં—જયારે દાદી નીચે ગ્રહસ્થો માટેની જેનરલ ટેબલપર જતો હતો. ગઇ કાલે મમઇ તરફનો સેહજ ટેડો આવકાર મળવા પછીથી દાદાભાઇ શેઠે તેવણને પાછું મહોડુંજ દેખાડયું નહી હતું. હમણાબી જયારે મેહેરબાઇએ બે વખત આવાને મોકલીને કહેવાડયું અને ત્રીજી વખત ખાસ જાલુને દાદી આગળ બોલાવવા મોકલી ત્યારે ધીરે સાંસતે અને ભવાં ચઢાવેલા રાખી, પાટલુ-નના ગજવામાં બે હાથ ખોસીને ડોલતા ડોલતા આપણા

નેકનામ .નેકબખ્ત દાદીબા આ "ડોહી" આગળ ભારચપામણી કરતા કરતા આવ્યા હતા.

જાલુ તો આ બને જણાંને વાત કરતાં છોડીને નીચે સટ્રીજ ગઇ હતી. જે વખત જાય છે તેમાં કુમી અને તેણીનો ભાઇ માણેકજી અમદાવાદથી આવી પુગનાર હતાં—એટલે જાલુને ત્યાંથી ચાલી જવાનું એક સારૂં બાહણું હતું. એ ચતુર છોકરીએ પોતાના દાહડાબજ્યા ભાઇના સકાર એટલી વારમાંજ પુરતા જોઇ લીધા હતા—અને વળી તે પોતાની રીત પ્રમાણે મમઇજી સાથ કંઇ વીજ્જેડું લે તે વખતે આગળ હાજર રેહવા તેણીને મુદલ ગમતું નહીં હતું.

"કેમ દાદી, સહવારનો કાંહ ફરતો ફરેછ ? કંઇ ઘણીજ મજાહમાં પડયોછ ? જરા મમઇ આગળ આવવાનીબી ફુરસત નહી મળી !—શું છે ?"

તે ઓરડા માંહેલી એક નીચી નેતરની ખુરસીપર દાદી ઢપ દેતો કે બેસી ગયો—અને પગ પર પગ ચહડાવી ખુશાલ અઢેલાઇને ચુચી આંખ્યોએ પોતીકી ઘરડી મમંઇ ગમ જોયા કરી એક 'ટુઠ–પીક' વડે દાંત કોતરવા માંડયા——

અરધી મીનીટ કાંઇ જવાબ માટે મેહરબાઇએ વાટ જોઇ—પણ દાદી કાંઇ હું કે હાં કરવાની કશીબી નીશાની બનાવતો નહીં હતો.

"ઓવાય ! એમ ગુંગજ કીયે દાહરનો ઉતો—કંઇ બોલની તો ? કેટલે વરસે આયો તો જરા વાત કરશે કેની ?"

"વરી તમારૂં અમથું માથું દુખશે—જવા દેઓની !"

"નહી, હમણે તો જરા દપટ છે. સુતું ગેઇ કાલે તો જાણે ફાટીને બે કટકાજ થઇ જતું'તું. ઇસ્ટીમરમાં હવા લાગી

ગેઇ કે કોણ જાણે શું થયું—તે બસ જાણે ડોરાજ નીકલી પરે. કાલે તું આયો તેરે, બા, મારૂં ઠેકાણું નહીં ઉતું, અં–મારેથી બરાબર મલાયુ નહી તેથી તુને ગુસ્સો લાગો હોશે ”

“ અરે બા, અમારા જેવા ભીખારડાઓને વળી ગુસ્સો શાનો હોય ? હમણે મારી પાસે જો પાંચ દશ લાખ ચીચોરા હોતે તો તમુને એમ કાંસ્તાં જોઇને મને જરૂર ગુસ્સો લાગને ને તાહરે માહરૂં વણઇબી જતે !”

“ ઓવાય મરેરે ! આય કાહણી જોઇ ! તું મનમાં અમથું ઓછું ના લાવ દીકરા, હું ખરેખર ગેઇ કાલે સીક ઉતી.”

“ મમઇ—બધું કરજો, પણ મારી સાથે એમ ખોટો સીપલાસ ના કરતાં ! હા—તેનો મને મોટો ધીકકાર છે ! લેવો, હું તમુને કેહુંછ કે જો હું એક રખડતા ટુકરાચાટું ભીખારીને બદલે કોઇ ચીકાસદાર ધપધપીયો હોતે તો તમારૂં ગેઇ કાલ સાંજનું માથું દુખવાનું ભુખવાનું બધું નાહસી જને ને ચપ કરતાં કે તમે ધોલ્યાપર તરાં બેસીને મારી સાથ વાત વગત કરવા મંડી જતે—સમજ્યાં ?”

દાદી આજે ખોલી રીતે મરચાં ખાઇનેજ આવ્યો હતો. પણ આજે પોતાની દીકરીના દીકરા સાથ “વેંહચી લેવા”ના “મુડ”માં મેહરબાઇ હતાં નહીં. તેવણ એક મીનીટ આ પોરયા ગમ ટીકી ટીકીને જોતાં મુગાં મુંગાં બેસી રહયાં. દાદાભાઇઆએ દાંત કોતરવાનું ચાલુજ રાખ્યું હતું.

“મેં સાંભળ્યુ”તુંજ કે તારો સ્વભાવ આકરો છે—પણ એવો તું સાથે દાહડાબર્યોગી છે એ મને ખબર નહીં ઉતી.” મેહેરબાઇ જરા નારાજીથી બોલ્યાં.

“એ બે ચીજો ઉપરાંત બીજાં ઘણાં વીશેશનો મને

લાગુ પરી શકશે, મમઇ. હું જુઠો, તરકટી, લુચ્ચો, આળસુ. આખાખાઉ, દારૂડીઓ, હરામખોર, પાજી, બેમરવત, જુગારીગી છેઉં !"

"પોરીયા, તું શું આજે મારી સાથે ખરવાયાં તોરવાજ આયોછ કે ?"

"નહીં-તમે મને બોલાવી મગાવવાની મોટી મેહરબાની કીધી તેથી હું આયો. ચાલો-બીજું કંઇ કેહવુંછ ? હું જાઉંછ.—"

દાદી જવા ઉભો થયો.

"નહીં બેસ અહીં !" મેહરબાઇ જરા નાખુશીથી અને કરડાઇગી બોલ્યાં-"એમ છેક વરી માથે સીંગરાં લેઇને ના ફર. તું ખરેખરજ પાજી દુકતો છે! હરવાયો એટલી ઉમરમાં એટલો મીજાસ શાનો રાખેછ! બેસ દાદી અહીં—હું તારી સાથ કંઇ વાત કરવા માંગુછ."

કપાલ ઉપર બીઝાઝનો એક ચીલ્લો ચઢાવી કાંઇક ગુસ્સામાં દાદી પાશે બેઠો. મુરબ્બી મનમાં બરાબર સમજતા હતા કે આ પૈસાદાર ધાંખરી સાથ એક ચોકકસ હદથી વધારે તરછોડ કરવામાં સલામતી નહીં હતી.

"દાદી—તારો થોબરો જરા બાજુએ મુક આય એમ વાત કરવાનો આપુને પાછો કદાચ લાગ નહીં મળશે. મને કેહ, છોકરા—તું કદીગી તારાં ભવીપનો વીચાર કરેછ કે ?"

"નહીરે—હું ભવીપનો વીચાર શાનો કરૂં ? મારાં માથાંમાં ભેજુંજ કાંહ છે કે વીચાર કરીગી શકું !" દાદીએ બહુજ કડવાસથી અણુકો કરયો, "મમઇજી—તમે જાણોછ કેની કે મારા બાવા પાસે મોટી ખમણી દાટેલી છે—

એટલે ભવીષની મને દરકારજ શાની હોય ?"

"જો પોરીયા—તું એમ વાત હસ્વામાં ઉડારી નાખયા ના કર. લે હું તુને કેહુંછ કે મુંબઇથી તારે વાસ્ને ઘણા ખરાબ રીપોર્ટો મારી પર લખઇ આવતા'તા. તેં હમણે હમણે તારા પેલા મુવા દારૂડયા ને લુચ્છા બાપના બધા સોજ લેવા માંડયાછ હું બોલુંછ તારે તુને ફફરાટ લાગેછ—પણ તું એમ ધારતો હોય કે આવો મોટો અરીમધરીમ માટીડો તું થવા છતાં આખાખાઉ થઇને તું તારી મમઇની મદાર પર આખો દાહરો ખાટલા ભાંજયા કરી શકશે, તો તેમાં તારી ભુલ છે."

દાદીએ પહેલીવાર જરા ડોકું ઉચકીને મેહરબાઇ ગમ નજર ફેંકી. તેણે જોયું કે તે ઘરડા ચેહરા ઉપર એક અચુક દ્રઢતા અને નાખુશીનો છાપ હતો. મામલો જરા બગડતો જતો હતો.

"તમે મારી પાસ શું કરાવવા માંગોછ, મમઇ?"

"કામ કર—મેહનત કર! હરવાયા—તારા જેવા માટીડાઓ તો કેટલી કેટલી રખડ રજડ કરે ને કેટલુ કમઇ લાવી શકે. અખ્ખઇ રેહયો તું કંઇ નબળો સબલો કે દેહનો દુઃખી નથી. તારા બેહસ્તી મમાવા કેટલા એકવડયા જેવા ઉતા—પણ તેવણ છેલ્લે છેલ્લે સુધી બીચારા પોતાના કામપર કેમ પછરઇ જતા'તા તે તું જાણેછ ?"

"મમઇ—મને ચાકરી મળતી નથી. ખરી વાત એ છે કે હું શીખ્યો, નહી તેથી મને ચાલીસ રૂપીયેબી આજે કોઇ ઉભો રાખવા માગતું નથી."

"પણ ગરંધીયા—અધાજ જણા જે લોક કમાયછ તે

શીખેલા હોયછ કે? જરા ઉજમ પકરે તો બધુંબી થાય! કંઇ ધંધો કાંય નહીં કરતો?"

"તેને સારૂં ડોહરીયાં કાંહથી લાઉં?"

"ડોહરીયાં? તેં કંઇ પેહલાં એવો ધંધો શોધી કાહરયોછ?—કોઇ દાહરે જરા તે બાબદપર વીચારબી કીધોછ? કંઇ ખાત્રીના વેપાર ઉદયોગની લાઇનમાં પરીને બાંહે ચહરાવી એક ખરા મરદની કાની મેહનત કરવાની તારી નીષ્ટાજ નથી. દાદી તું તારા ખરાબ બાપની સોબતમાં તદન હરામ હારકેનો આળસુ દુકતો થઇ ગેયલો છે."

દાદી જરા પોતીકો રોંહસો ડપટ કરીને તરો. બેઠો. તેણે જોયું કે ડોહીને પટાવીને સીસાંમા ઉતારવાનો આવો 'ચાન્સ' પાછો મલે એમ નહીં હતું. તે ખડખડ હસી પડયો.

"મેં હમણાંજ આપેલાં દસ વીશેશનોમાંથી, મમઇ, છ તો આવી ચુકાં! હવે બીજાં ૪ બાકી રહેલાં છે!"

"તું હવે મારી સાથ સીધી વાત કરેછ કે નહીં, દાદી? આય કંઇ ઠઠ્ઠા મશ્કેરી કરવાનો વખત નથી!"

"મમઇજી," દાદી હવે કાંઇક નરમ અવાજે બોલ્યો, "મારીપર તમારી મેહરબાનીજ નથી. તમારો જીવ જાન બધો જાલુમાં છે. તમારે મનથી હું તો તદન નાખીજ દેવાનો છેઉં. તમારી જો મને હીંમત અને મદદ હોય તો દુન્યામાં કેટલો આગળ વધી શકું.—પણ જાહરે હોય તાહરે કાગળમાં આંઠ આંઠ પડ ભરીને લેકચરો શીવાય તમારી તરફથી મને બીજું કાંઇ અત્યાર સુધી તો મલ્યું નથી. મારૂં એ કમનસીબ નહીં તો બીજુ શું? નહીં મને કેળવણી મળી કે નહી મને તમારાં ઘેરનો આશરો મલ્યો. તમેજ કેહોછ તેમ એક "ખરાબ

બાપની” સોબતમાં હું સબડયા કીધો ને આજેબી એોસીઆલી હાલતમાં ભીખારી જેવો ભીખારી છેઉં! શું ખોદાયનોબી ઇનસાફ છે! એકજ માયના અમે બે બચ્ચાં—ને તે છતાં જાલુ લાખ્ખો રૂપીયાના મેહલ ચેહલમાં તમારી લાડકી વારેસ છે ને હું ગીરગામના ગંધાતા ગારમાં ભુખે મરતો તમારો હીણાયલો ‘હરામખોર આલસુ દુકતો’ છેઉં!”

દાદી આ સઘળું કાંઇક જુસ્સાથી—અને ઠસ્સાથી બોલી ગયો; પણ તેના આ વીવેચનમાં અડધો ખરો જુસ્સો અને અડધું ખોટું એકટીંગ સમાયલું હતું. મેહરબાઇએ એક ચીતે તેના મ્હોં ગમ જોવા કરીને બધું સાંભળ્યું. દાદી પુરૂં કરી રહયો કે તેવણે સેહજ હસીને તપખીરની એક ચમટી ભરી.

“તું બધું બોલી રેહયો? તાહરે હવે મને સાંભળ દાદી—પહેલાં તો તું કહેછ કે મારી મેહરબાની તારીપર મુદલ નથી ને બધુંજ વાહલ જાલુ પર છે. એ તારો ખોટો ખ્યાલ છે. તમે બેઉ જણાં મારી દીકરીનાં બચ્ચાંઓ—એટલે બેઉ ગમ એકજ આંખે જોવાની મારી ફરજ છે. હા—એટલું ખરૂં કે મારી જાલુ પોતીકી માયના જેવીજ સીકલમાં ને સ્વભાવમાં નીકલીને બચપણથી મારાં પાસાંમાં ઉધરી એટલે મારૂં દીલ ખુદરતી રીતે એની તરફ વધારે દોરેછ. પણ તેથી તું કંઇ ઓછો મારો દીકરો નથી. જો તારી પરથી મારૂં દાલ ઉડી જશે તો તે તારીજ હમણેની કઢંગી ચાલથી ઉડી જશે. તું કેહછ કે તુને કેલવણી નહી મલી. નહી દાદી એમ ખોટું ના બોલ—એમ કહે કે તેં કેળવણી લીધી નહી. તું તો જાણે કે જાહરે હોશે તાહરે મમઇ મરી જશે ને હાથમાં આઇતા પઇસા આવશે એટલે શીખવાની

શું જરૂર છે ! કેમ ખરૂં કે નહીં, દાદી ? બોલની—હવે મુંગો કેમ થઇ ગીયો ?"

નીચી મુડીએ દાદી બેસીજ રહયો. આખરે મેહરબઇએ પાછું ચલાવ્યું.

"તેં કીયે દાહરે કંઇ આપખત્યાર સારો ધંધો શોધી કાહર્યો ને મારી પાસ પઇસા માંગ્યા જે આપવા મેં ના કેહ્યા ? પણ તુને પઇસા આપેંગી શું ? હું તુને કોઇ કોઇ વખત જે થોરૂં ઘણુંબી મોકલુંછ તે સરતના જુગારમાં તું કેમ ઉડારી નાખેછ તે શું મને ખબર નથી કે ? જા—જા—એમ–કંઇ સુજમાં રોજા ખોલતો ના. જંગબાર બેઠી બેઠીબી હું તમારા લોકની અણીથી પણી સુધીની ખબર રાખુંછ."

"મમઇ—એ બધી તકરાર કર્યા કરવામાં શું ફાયદો છે ? લેઓ—ચાલો હવે હુ તમુને કાલાવાલા કરીને કેહુંછઃ મને હમણા પચાસ હજાર રૂપીયા ધીરશો ? હું એક સીનેમેટોગ્રાફ મુંબઇમાં સ્ટારટ કરવા માંગુંછ."

"જો બા—તારા ભેજામાં કંઇ એમ વીચાર હોય કે એની ગમ તું તારી મમઇ પાસે કંઇ ધુર જેવી ચીજ ને વાસ્તે રૂપીયા માંગશે ને મમઇ ખોબો ભરીને તે ચપ દેના કે તે કાહરી આપશે તો તેમાં સજજર ગોટું ખાશે. દાદી હું મરી જતાંબી હવે તારા હાથમાં પચાસ હજાર તો શું પાનસો રૂપીયા પણ મુકવાની નથી—તું તો તે પાંચ દાહરામાં આડે તીડે રસ્તે ધુરધાણી કરી નાખે"

દાદીએ અત્યંત ખેજાલતને મારે મ્હોં કુમળાવ્યું. એનું નખોદ જાય આ ડોકરીનું ! જાણે ખાઇ પીને બસ દાદીનું આજે પાકવવાજ બેઠી હતી !

"પણ તાહરે હવે તમે મને કેહવા શું માંગોછ જો ! મમઇ—મારૂં તો માથું દુખી આયું——"

"છોકરા, હું તારી પાસે એક ખાનદાની માયના ફરજંદ તરીકે કંઇ પ્રમાણીક કામકાજ ધંધો રોજગાર કરાવવા માંગુછ. એક સાચ્ચો મરદ બચ્ચો બન, દાદી—સ્વતંત્ર થવાની કોશેશ કર, તારી બધી ખરાબ આદતો છોડી દે પેલા તારા ભસ્તે ગીયા-હલકત બાપથી જુદો પડ—તારાં ભવીષનો પલાન તું પોતેજ તઇયાર કર. એમ હમણાની કાની અલ્લુ પારા જેવો ફરયા કરીને તારાં મમઇની મરવાની વાટ જોયા કરેછ તે તારા જેવા જુવાન માણસને શોભેછ ?"

"હું તમારા મરવાની વાટ જોતોજ નથી–એમ શું કામ બોલોછ ?"

"દીકરા હું મરવાની હોવશ તાહરે મરશ. તું કે કોઇ મર કેહશે તેથી મરવાની છેઉં ? જો મેં તુંને પચીસ વખત અત્યાર અગાઉ કહેલું છે કે જાહરેગી મારી આંખ વીચાશે તાહરે મારાં વીલમાં મેં તુને ને જાલુને બેઉને તદન એક સરખે ફાલે મારૂં જે કંઇ છે તે આપેલું છે. તું જાહરે હોયછ તાહરે જાલુ પરના મારાં હેતને સારૂ અણકા કરેછ ને તારૂં ભવીશ મેં સંભાળ્યું નથી એમ કંઇ ઘેલું ગાડું બકીયા કરેછ—પણ તેમ કરવામાં તું કેટલો ગેરવાજબી છે તે તું પોતે જોતો નથી."

"પણ તાહરે મને આએ સીનેમેટોગ્રાફ કાહડવા રૂપીયા આપોની. ગજવામાં એક દોહરીયાં વગર હું કરીબી શું શકું, મમઇ ?"

"હું તુને એ સીનોગાફ ફીનોગાફ સારૂં એક દોહરીયુંબી

આપવાની નથી. દાદી સાંભળ—જો તારે વાસ્તે મેં એક જુદીજ ગોઠવણ કીધીછ. એહસ્તી નવરોજીની મોમબાસા ખાતે એક મોટી જમીન છે—કંઇ હેંસીએક એકર હોશે; બલા જાણે, મને કંઇ હવે યાદ નથી—સુલતાન બરાબર કેહી શકશે. તાંહની એ જગા ઘણી ફલદરૂપ છે—ને જો બરાબર ચોકાસીથી તેને ખેડવામાં આવે ને તેની પર મહેનત લેવામાં આવે તો કેટલી જાતનું અનાજ, ઘાસ, તર તરકારી પુશકલ ઉગી શકછ. હમણા તો તે પડત છે—પણ, દીકરા, મારો વીચાર એવો છે કે હું તુને તાંહ મોકલું———"

ધરરરર કરતો કે દાદી ઉઠી ઉભો થયો.

"કાંહ?—મોમબાસે?"

"હા—વરી એવો આકરો વીકરો પરી ગીયો? તાંહ હું તુને ખેતીને સારૂં બધાં બીયાં, દાણો, ખાતર, હથીયાર, ઓજારો, જન જનાવરો—બધું મારે પૈસે પુરૂં પારશ. સુલતાન સાથ મેં વાત કીધીછ ને તેઓ કેહછ કે જો કોઇ ઉદયોગી માણસ હોય તો નાખી દેતાં તેમાંથી પાનસો હજાર રૂપીયા દર મહીને પેદા કરી શકશે: જો દાદી—એનીપર વીચાર કર! એક પૈનોબી તુને ખરચ કરવાનો નહીં. આય આછનો ધંધો હું તારી સામબે મુકુંછ. હા—જરા ખડતળ મેહનતનું કામ છે પણ એમાંથી પાંચ પૈસાનું તું મોહતું જોશે—ને જાહરે હોશે તાહરે, દીકરા, એ તારીજ ગીલકત થશે. આજે નાખી દેતાં એ જગાનો ભાવ પંદરેક હજાર રૂપીયા હોશે. લે વરી—તુને ઉતેજન આપવા સારૂં હું દર મહી ઉપલગ બીજા પાકીટ ખરચના રૂપીયા બસો મોકલતી રહેવશ. મારી ઘણી ખુશી છે કે તું તાંહ

કંઇ નહીં તો પેહલાં થોરાં વરસથી જાય—ને તારી મુંબઇની ખરાબ સંગતમાંથી છુટે, કેમ શું વીચાર છે?"

દાદી બેધડક હવે હસી પડયો

"મમઇ—તમારી દીકરીના દીકરાને દેશ નીકાલ કાહડવા તમે એટલાં બધાં ઇંતેજાર છેઓ, તે જોઇ મને હસ્તું આવેછ. મોમબાસા! હેંગઇટ-હાથમાં કોહડાલીને પાવરો લઇને હું ખેતી કરવા એક ઉજડ ગરમ આતશખાનામાં મોમબાસે જાઉં? નહી—થે કયુ! હજુ તેના કરતાં ભરતાંમાં જવાનું હું વધારે પસંદ કરૂં."

"એ બધી તારી લાહેરી છોડી દે!" મેહરબાઇનો કરડો અવાજ દાદીના કાનમાં બંદુકના ગોળીની પેઠે વાગ્યો. "તું મોમબાસા નથી જવાનો તો મુંબાઇ રેહીને શું કાંદાનો વેપાર કરવાનો છે? મારી સાથે એવી તારી હુશીયારી ચાલવાની નથી."

"અરે પણ ચાલ્યાં ચાલ્યાં છેક મોમબાસે ખેતી કરવા મને મોકલવા શાંના માંગોછ? હું તો બે દાહરામાં તાંહ ઝુરીને મરી જાઉં!"

"કોઇ ઝુરતુંબી નથી ને કોઇ મરતુંબી નથી! એ બધી તમારી હરામખોરી છે—બીજું કંઇ નથી. તમુને મોમબાસે જવુંજ પડશે—દાદાભાઇ! મને લાંબી ટુંકી પચાત જોઇતી નથી. તું મુંબઇ પડી રેહીને હમણુાનીજ કાની તારી રદબાતલ અઇયાસી જીંદગી ગુજારવા માગતો હોશે તો તે હું હવે સાંભળવાની નથી. તારે માથે વાસે કોઇ નથી—એટલે તારાં નસીપની સંભાલ લેવાની મારી ફરજ છે. મોમબાસા કંઇ ઉજડબી નથી ને ગરમબી નથી——"

"એ કેમ ચોર મોમબાસા! હું કંઇ તાંહ લંકાને નાકે જવાનો નથી."

"નથી જવાના તો રેહો ગમે તાંહ—પણ મારૂં સાંભળી લેઓ! તમુને હુ મહીને દાહરે જે કંઇ મોકલુંછ તે હવેથી બંધ થશે. હવેથી મારી તરફથી એક દુકાનીનાબી મની આરડરની અશા રાખતા ના."

"પણ મમઇજી——"

"બસ મને વધારે તકરાર જોઇનીજ નથી. યા તો તમે મોમબાસે જાઓ કે વા તો મુંબઇમાં ખાલી હાથે અહીં તહીં ઢકેલા ખાયા કરો. તમે એમ એરડઇ કરી કરીને હમણા સુધી ફાવી ગીયાછ—પણ હવે એનામેર મેં બી પકકો ઠરાવ કીધોછ. હું એક બોલની માણસ છેઉ, દાદી—અને જાહરે જરૂર પરેછ તાહરે મારા જેવું જીદનું ખોરીયું વરી બીજું કોઇ નથી"

"પણ આય તો એક જાતનો જુલમ છે! મોમબાસા જેવી દુરદરજ જગોએ તમે મને હકારી કાહરવા નીકળયાંછ—"

"આમાં હંકારી કાહરવા જેવું કઇ નથી. છ મહીને વરસ દાહરે એક વખત થોરા દાહરા તું જંગબાર આવજેની—કોણે ના કેહ્યુ? જા—તેનો ખરચબી હું આપશ."

"ને તેટલાં તાંહ મને જંગલ ફીવર આવી યા કોલેરા થયો તો કોણને પુછવા જાઉં?"

"ચીનલ પેહરીને એક બઇરીજ કાંય નહીં બનતો? દાદી—તું એવો હીચકારો બીહકણ બાયલો કીયે દાહરે [illegible]"

દાદીએ ચીઢને મારે દાંતે દાંત પીસ્યા આં તો [illegible] ઉપર દાહમ દેવા જેવું તેનાં સમઇ ખરેખર કરતાં [illegible]

"મમઇ, ખોદાયને ખાતર એમ મને મહીણાં ના મારો. હું હીચકારોબી નથી ને બાયલોબી નથી. તમે મને ખાઇપીને હઝારો માઇલ દુર એક વેરાન જંગલ જેવી જગામાં એક મજુરની કાની કોહડાળા પાવરા સાથ મારો જીવ તોરવા મોકલવા માંગોછ એ ખચીત ઘણુંજ ગેરવાજબી છે. એવી નોનસન્સ જેવી વાત કરોછ કે મને ધધરીને તાપજ આવે! ચાલો—હું જાઉંછ."

આમ બોલી દાદાભાઇ શેઠે કોર મરડી ચાલવા માંડયું. તેના સોહામણા ચેહરા ઉપર નાસીપાસી, ગુસ્સો, ગભરાટ અને ખભરાટ સ્પષ્ટ પ્રગટી નીકળ્યાં હતાં.

"મને છેલ્લો જવાબ જોઇશે, દાદાભાઇ," મેહરબાઇનો પરગરો પણ કરડો સાદ પાછો નીકળ્યો.

દાદીના પગ અટકી ગયા. તેણે પાછું ફરીને એક જાતના વીકાળ દેખાવે પોતાની આ તાલેવંત પગુ ફેરાવણ મમઇ ગમ જોયું—

"તમારી માંગણી ઘણી બેહુદી અને ગેર ઇનસાફી છે, મમઇ. મારો છેલ્લો જવાબ સાંભળી લેવો! હું મોમબાસા જઇને દલદેશરી કરવા સાફ ના પાડુંછ—"

"તાહરે મારો છેલ્લો ઠરાવબી સાભલી લેઓ! તમુને મારી તરફથી મળતું લવાજમ આવતે મહીનેથી બંધ થશે. અને જો બીજા ત્રણ મહીનામાં તમે મારા હુકમ પ્રમાણે મોમબાસા જવા તઇયાર નહી થશો તો પછી હુ મારાં વીલમાં મારે મન ગમો ફેરફાર કરસ. પાછળથી મને બદનામ ના કરતા—આય હું તમુને ખોલ્લી ચેતવણી આપુંછ તમારા હાથમાં ત્રણ મહીના

છે—તેટલાં વીચાર કરી રાખજો, ને ધ્યાન રાખજો કે મેહેર-બાઇ જસાવાલા એકજ બોલની છે. હું તારી મરનાર માયના સોગંદ ખાઇને કેહુંછ કે જો તું મારા કહયા સર ત્રણ મહીનામાં મોમબાસા નહી જશે તો મારાં વીલમાંથી હું તારૂં નામ બીલકુલ કાહડી નાખશ."

દાદી જવાબ દેવા થોભ્યો નહીં. તેની જવાન છાતીમાં પોતાની આ ઘરડી બોહસીલી મમઇ માટે એક નહીં વર્ણવી શકાય એવો ધીકકાર છુટતો હતો. કેવો ઉંધાડો ગેરઇનસાફ! કેવો જુલમ ! કેટલો સીતમ ! ! જાલુને તેવણ પોતાના પાંસાંમાંથી પાંચ મીનીટબી વીહલી મુકવા ના પાડે—અને આ દાદીને તેવણ મોમબાસા જેવાં દોજખખાનામાં તરીપાર કરવાની જીદ કરે! અને જો દાદી આ ચસ્કેલ ઘાંખરીના ફાંટાને તાબે નહીં થાય તો તેને વીલમાંથીબી રદબાતલ કરવાની ધમકી આપે !

દાદર ઉપરથી નીચે ઉતરતાં દાદીની છાતીમાં ખચીત એક દોજખખાનુંજ સળગી રહેલું હતું ! આહ !—તેને જાણે લાગ્યું કે પાછો માળપર જઇને આ એંટાલ ડોકરી એખલી હતી તેટલાં તેણીનું ગળુંજ ભચડી નાખે!

રે ખુદા ! જો મમઇ આજ કાલ તાકો ઘડી કરે તો દાદીની જીંદગીમાં કેટલો ફરક પડી જાય ! તેને માથે લગભગ દસેક હઝારનું કરજ ચઢી ચુકેલું હતું—પણ જ્યાં લાખ્ખો રૂપીયાના વારસાની આશા ત્યાં આ દસ હઝારના કરજની કીસ ગણત્રી? યાહ—જાલુ સાથ દાદીનોબી વીલમાં સરખો ફાળો હતો ! જો મેહરબાઇ બે ત્રણ મહીનામાં ઘપી જાય તો દાદી એક લક્ષાપતી બને—લગભગ ૭ સાત લાખ રૂપીયાનો

ધણી બને—અરેરે, એ પૈસો હાથમાં આવે તો શું શું કરવું તેના સ્વપના જોતાં જોતાં દાદીની હવે તો ધીરજબી ખુટવા આવી હતી. પણ તેટલાં બુઢીએ આ શું ફીતુર મચાવ્યું હતું ! એનો બાપ મરે એ ચકરમ બોહસનાં ખોરીયાંનો ! મુંબાઇની મોજ મજાહ, દર દોસ્તદારો, લાગતાં વળગતાંઓ, કલબ ને નાટકો, બધું છોડાવી દઇ એ ધરડી ચાકલેટ ડોહી દાદીને મોમબાસા જીવતો દાટી દેવા મોકલવાની હઠ પકડી બેઠી હતી ! અને જો દાદી ત્યાં નહી જાય તો ?—

નખોદ ! દાદી જાણતો હતો કે તેની એંટાળ મમઇ આ વાર ખાલી દમદાટી કરતી ન હતી. મેહરબાઇ જસાવાળા સાથ તેણે અત્યાર સુધી જે કામ પાડયું હતું તે ઉપરથી તેવણની બાસ્યત હવે તે પીછાણતો હતો. તેના પેટમાં એક ધાડ જેવો ધસ્કો પડયો. દાદર ઉતરતાં તેનો ચેહરો ધાસ્તી, ધસક અને ઝનુની ગુસ્સાને મારે ફીકકો મારી ગયલો હતો.

ઓહ—કાંઇ તકદીર જોર મારી દીયે, અને આ બુઢી પોતાનો જાલમ સીતમગાર ઠરાવ અમલમાં મેલે તે અગાઉ બસ પોંહતી થઇ જાય ! પણ મેહરબાઇ હજી કાંઇ બીજાં પંદર વીસ વરપ માચડો ખાલી કરે એવી નીશાની બતાવતાં નહીં હતાં. તેવણ હજી મજેનાં રાતાં માતાં અને ઠોકી ઠાકીને બનેલાં બધી રીતે આસુદાં હતાં. આવાં સુખ ચેનમાં રહેતી એક ધાંખરી વરપોના વરપોબી જીવ્યા કરે, કંઇ કહેવાઇ શકાય નહીં ! બીજાં ઓછામાં ઓછા વીસ વરપ ખોટી રહેવાનું—કદાચ તેથીબી વધારે ! તેટલાં દાદી પોતે અરધો ધોરમાં ચાલી જાય !

રહેની!" કુમી બોલી, "એવણનાં મનમાં ઓછું નહીં આવશે?"

"લે! મને ઓરડામાં રહેવાજ કાંહ દેછ જે? જો હુ એવણની પાસેજ બેસવાની બોહસ કરૂંછ તો ખરે મને ચીરડાયછ. કહે જે જરા રતી મારૂં માથું દુઃખે તેથી તું ઓરડામાં ગોંધઇને શું કરવાની છે. જોવની—આપરે સાંજે જરા પા કલાક એવણ આગળ બેઠાં તો કેટલી વખત 'જાઓની—નીચે જાઓની' બોલી રેહયાં?"

"એવણને ન્યુરેલજીક પેન હોશે—" માણેક બોલ્યો, "કોઇ ડાકટરને પુછીને દવા કાંય નહીં લેતાં? એમ પાટો બાંધીને સુઇ રેહયાથી નરમ પડવાનું છે? તમારા ભઇને કેહોની કોઇ ડાકટરને બોલાવે."

જાલુએ પોતાનું ઘટમારૂ મ્હોં જરા કુમળાવ્યું—"એ દાદી વરી એવો દાહડાબરીયો છે! આજે સહવારનાં મમઇજીને વરી કુહરાવી આયો તેથી બીચારાંનું નહીં ઉતું માથું દુખયું હોશે. મેં મમલાંને આજેજ ડાકટરને સારૂં કેહયું કે?—આજે ચાર દાહરા થયા એવણનું માથું ખાઉછ કે જરા દવા લેઓ તો છેરઇ પરેછ કે એ તો નરમ પડી જશે—તું અમથા ગબરડા ના કર!"

"ઓવાય—એમા ગબરડા શું થયા?" કુમી હસી પડી.

"કોણ જાણે! બસ એવણને અહીં આટલા બધાં લોકમાં એવણને વાસ્તે ડાકટર આવે તે ગમતુંજ નથી. સુલતાનેબી આજે કેહયું તે તેની સાથ'ી ચીકરાં ફારયાં. મારો જીવ એવો બરેછ. પણ, માય, મમલાંની બોહસ આગળ મારૂં કંઇ ચાલેછ?"

"પણ તમારો ભાઇ દાદી છે કાંહ? અમુને તો મલ્યોજ નથી," માણેકે સવાલ નાખ્યો.

"કોણ જાણે વરી કાંહ ગીયોછ. સહવારના મમલાં સાથ મરઇ આયો તાહરનો કેઠે બાહેર ગયેલો છે તે હજુન આયોછ કે નહીં તેબી મને ખબર નથી."

જાલુએ આખાં દીવાનખાનામાં આમ તેમ નજર નાખી. કુમીએ જોયું કે આ છોકરી પોતાના ભાઇની ચાલથી ઘણીજ ખુશ હોય એમ હતું નહીં.

"પણ કાંય—પુઇજી સાથ એ મરાયો કાંય, જાલુ?"

"રોક જાણે શું ખટપટ છે! એ કંઇ આજે અછરતું બોલ્યો તે પરથી હું ધારૂંછ કે મમલાં એને કેથે દુર આફ્રીકામાં કંઇ ખેતીવારી કરવા મોકલવા માગેછ ને દાદી તાંહ જવા માગતો નથી તેની બધી ભાંજગર છે."

માણેક પાછો હસ્યો—"છેક આફ્રીકા મોકલવા માગેછ! પુઇબી બીચારાપર જુલમજ ગુજારવા માંગે પછી કેમ થાય? એ મુંબઇમાં શું કરતો'તો, જરબઇ?"

"કરે શું? કંઇબી નહીં! આય બાવા નાહે ને તાપે જેવો ફરીયા કરે ને દર મેલે મમલાંને કાગજો લઇ કંઇ મની આરડર મોકલવાને સારૂં કંટાલો આપ્યા કરે. કંઇ શીખ્યો હોય તો ચાકરીએબી લાગે કેની? કંઇ મળે નહીં! મમલાં તો રોજ બરાપો કરેછ કે હરવાયો ખરાબ દોસદારોની સંગતમાં ફરીને કોરીનો થઇ ગીયોછ. મને એની એવી ચાલ પર ઘણો ધીકકાર આવેછ—ખરૂં કેહુંછ, કુમી."

"નહી, જાલુ—આપરે આપરા અમસા પોતીકા ભાઇને વરે એમ નહીં બોલ્યે."

"અરે નહીં બોલે તો શું કરે! એ અહીં બે દાહરા થયા આયેોછ, પણ જાહરેબી મારી સાથ વાત કીધીછ તાહરે અમે બે જણા વીજોરૂં લીધા વગર રેહયાં નથી. મમઇજીનેબી ફફરાવ ફફરાવ કરેછ! બીચારાંને સીકબી કરી મુકયાં—એ તે કંઇ રીત છે?"

"ખચીત—એ તે કંઇ રીત છે?" કોઇનો પછવાડેથી અવાજ આવ્યો.

જાલુએ એકદમ ચોંકીને પોતાની પાછળ જોયું.

"ઓ–દાદી!-જાબા, તું મને એમ પીઠ પાછળથી બીધરાવ ના 'અં, સાફ કેહુંછ!"

જાલુની ખુરસીની પછવાડે અચણુચ આવી ઉભેલો તે જવાન સખ્શ ચુંચી આંખ કરીને મુછમાં હસ્યો.—અલબત તે દાદીજ હતો.

"મારી એકપુરી વાહલી સગી બેહન મારી પીઠ પછવાડે પારકાંઓને મારે સારૂં શું સરટીફીકેટ આપેછ, તે સાંભળવાનો મને જરા શોખ થયો. આય બે જણ કોણ, જોલુ?"

જાલુ જરા ગંગેટાઇ જેવી ગઇ.

"મરે, હું શું જાણુ કે તું પછવાડે આવીને એમ ઉભો રહેશે, ભઇ! આય કુમી ને માણેક કાહરનાં તારી વાર જોયછની? ઓરખતો નહીં એ લોકને? મેં તુંને કહયું'તું કેની કે એ લોક અમદાવાદથી આજે આવવાનાં છે? કુમી—આય મારો ભઇ; માનેકજી, લેઓ તમે પુછતાતા, તે આય—દાદી."

દાદીએ કુમી તથા માણેક સાથ શેકહેંડ કરી અને પછી આગળ એક ખુરસી તાણી તેપર ગોઠવાયો—

"હું એ બે જણાને કાંહથી ઓરખું! માનકજી બા, તમે પેલા હારીસના હમાલોની કાની કંઇ પટો પેહરયો હોતે તો તે ઉપરનું નામબી વાંચતે! ને—જર—આય એવણ તારાં પેલાં 'ફ્રેમસ' કુમી કે? કુનરબાઇ, એક ક્રોનોમીટર જેમ પા પા કલાકે વાગ્યા કરે કેની તેમ આય બાનુએ દર પંદર મીનીટને અંતરે તમારી તારીફ મારી આગળ આટલા બે ત્રણ દાહરા થયા કરીયા કીધીછ!"

"ઓહો—એમ કે?" કુમી સેહજ હસી

"હા—ને તેનીબી અગઉથી હું તો તમારી કાબેલ્યત અને સરસ સવભાવ અને છે તે તમારા સદગુણને તમારી ઘેરરાખું કેળવણીના બાંકા ફુકાતાં સાંભળી સાંભળીને બસ હેબતઇજ ગેયલો છિઉં!"

દાદીની ગમ માનેક મુછમાં સેહજ હસ્તો જઇ ધારી ધારીને આટલો વખત જોયાજ કરતો હતો.

"મારી બેહનની તારીફ તમે મુંબઇમાં કાંહથી સાંભળી, દાદાભઇ?"

"આય મારી બેહન તરફથીજ! દર મેલે જંગબારથી બસ ફકત છવીસ કે અઠાવીસ પર ભરીનેજ એના કાગજો આવે! ને તેમાં વીસેક પર ભરીને પેલા મુસલમાન સેક્રેટરીની તારીફ, ચાર પાંચ પર ભરીને આય કુમીની તારીફ, બે એક પર ભરીને પોતાના મમઇની તારીફ, અને ફકત બે ત્રણ લીટી ભરીને મારી ખબર અંતરની પુછપરછ લખઇ આવે!"

"ચાલ દાદી-હવે વરી તારી લાહેરી ના ચલાવ!"

"જાલુ-મારે વાસ્તે તું તો બધું ખોટું ખોટું મારી ગેરહાજરીમાં બોલી; પણ હું તો તારા દેખતાંજ આય લોકને બધી સાચ્ચી વાત કેહુંછ! માનેકજી અને કુમીબઇ-સારે નસીબે આપરે લોક ચારો જણ નજદીકના સગાં થઇએ એટલે મારી ખરાબ કેરેકટર જે જાલુએ આપીછ તે આપરા કુટુંબમાંજ પ્લીઝ રાખજો."

"એક્ષકયુઝ મી, દાદાભાઇ"—માણેક હવે જરા ગંભીર થઇ વચ્ચે પુરાયો, "જરબઇએ તમારે વાસ્તે કંઇ ખરાબ કેરેકટર આપીજ નથી; ફકત એવણે તો બરાપો કીધો કે તમે ને મેહુરબઇ કુઇ બરાબર એકમેક સાથ 'પુલ-ઓન' નથી થતાં"

"ઓ આઇ સી! તમે જરબઇ તરફથી ઓફ લેઓછ તે વાજબીજ છે! તાહરે તો, કુમી, તમુને ઘણું મારે સારૂં નાસીપાસ થવાનું નથી. આઇસે—માનેક—તું જાણેછ કે? જેમ આપરાં ઘાંખરાંઓએ તુને અને આય જાલુને એકમેકને સારૂં થોકી બેસારયાંછ, તેમ મને ને કુમીનુંબી પુછયા પરછયા વગર લાકરે માકરૂ ગોઠવી મુકયુછ જો!"

એ એક મીનીટની કઢંગી ચુપકીદી પંઠરાઇ. દાદીની વાતચીતજ બધી કઢંગી હતી. કુમી તો શરમાઇને લાલ લાલ બની ગઇ હતી. આ દાદીએ તેણીના કોમળ જીગરપર પહેલોજ છાપ ઘણો ખરાબ મારયો હતો. તેણી મ્હોડે રૂમાલ દઇને મુંગીજ બેઠી. માણેકબી પોતાની ખુરસીપર અઢેલાઇને ડરોઇંગ રૂમની રચના જોવા પડયો. આ કફોડા દાદી સાથ વાતબી તે શું કરે? અંતે ખામોશી તોડવા જાલુએજ વાત છેડી-

"દાદી તું આજે બપોરનો કાંહ ગેયલો !"

દાદીએ ભવાં ચઢાવી સીલીંગ ગમ જોયું—"માટીડાઓ કાંહ જાયછ, કાંહ આવેછ તેની જુવાન નાદાન છોકરીઓએ ધણી અણખોટ નહી કરવી જોઇએ. તારો પેલો નામીચો વોહરો સુલતાન અલી કાંહ છે? માનેકજી--તું તેને મલ્યો કે ?"

"નહીં--હજુ કંઇ મુલાકાત થઇ નથી. ખરેખર તેવણ કાંહ છે, જરબઇ?" માણેકે પુછ્યું.

"કોણ જાણે—સાંજ પછી તેવણુબી કંઇ દીસ્યા નથી," જાલુએ ઉત્તર દીધો.

"હેહેહે--મમઇનેબી સેક્રેટરી થવાને વાસ્તે બીજું કોઇ મલ્યું નહીં તે એક બાંડીઓ શોધી કાહડ્યો ! આય જાલુનો તો સ્પેશીયલ ફેવરીટ છે જો, કુંવરબઇ. જરા હેનડસમ છે ને પાટીપર ધુર નાખી મુવોછ તેથી નખોદ ગીયો ભવાં તો એવાં ચહરાવેછ કે જાણે એના બાપનું આપરે કંઇ ખાતાં હોઇયે !"

જાલુ હવે ખુરસીપરથી ઉઠી ઉભી થઇ. "લે ચાલો હોશે ! કુમી—આય દાદીનું કંઇબી બોલવું માનતીજ ના. હંમેશ બધું હેંસી ટકા ચહરાવીનેજ બોલશે. બીચારા સુલતાનની પછવારેજ ખાઇ પીને મંડયોછ—એણે એનું શું બગાર્યું કોણ જાણે !"

માણેકે જોયું કે હવે વાત ફેરવની જોઇયે. તેબી આસ્તેથી ઉઠયો.

"હજુર તો સવા સાત થયા, ખાવાને પોણા બે કલાકનો વાર છે. મી૦ દાદી, તમુને 'બ્રીજ' રમતાં આવરેછ કે?"

"યસ—અંદાને શું નથી આવડતું? પણ ચાર જણ કોણ છે?"

"આય શું—જરબઇ ને ફુમી છે કેની?"

દાદીએ ચુસંયું ચઢાવ્યું—"નહીં બા-માફ કરો. એ બઇરાંઓ શું બ્રીજ રમી મરતાંતાં! પહેલાં બધા અકેકાને બાદશાહ લેઇ મુકે! ને ધમ દઇને બે આને ૧૦૦ પોઇંટની સ્ટેક લે!"

"અરે પણ આપરે કંઇ પૈસાને ખાતર રમયેછ કે? કમ—કમ—લેટ અસ હેવ એ રબર."

"નહીં થેંકયુ! કંઇ ધરખમ પારટી થાય ને ઓછામાં ઓછું પાંચેક રૂપીયે સો પોઇંટ હોય તો આવી જજો. ને જો આય મીસીબાબાઓ સાથ પીસ્નીકોટજ રમવા માગતા હોવ તો પેલા બકરા કાપુ સુલતાન અલીને બોલાવજો—સાહેબજી! ટટા!"

ડોકાંનો લેહકો કરી દાદાભાઇ શેઠ તો પીઠ મરડીને ચાલી ગયા. માણેકને પોતીકા આ ફુઇની છોકરીના છોકરાની આવી ફટાંઉ રીતભાત જોઇને બહુ ગમત ઉપજતી હતી.

"તમારો ભઇ મીજાજનો જરા કડક દેખાયછ, જરબઇ," તે હસીને બોલ્યો, "એનું બોલવું ચાલવું—વાતચીત—બધું 'રફ' છે."

"હારે—સભાવે એટલો આકરો છે, કે ઓંજીયો કંઇજ સાંખી નથી શકતો. ને ભલા ધનેતરનેબી મોંહના પરને મોહના પર એવું કેહી આપેછ કે માથાંથી પગ સુધી ઝાંઝ લાગે! મમઇ સાથ આટલી વારમાં તો બે વખત બચકાં બાંધી રેહયો! તે દાહરે શેહરીયારજંગને બધાંનાં દેખતાં કેહજે

"હા—" તેણીએ હળવેથી જવાબ દીધો, "મમલાંને તો નથીજ ગમતું."

"મમલાંને તો નથીજ ગમતું? તાહરે એ લગન કોણને ગમેછ? તમુને એ જાનની વગર અકકલની જુદદીન શાદી પસંદ છે?" માણેકે લગાર નવાઇથી સવાલ નાખ્યો.

"નવાબ શેહરીયાર ૬૫–૭૦ વરસના થઇને એક નાહલ્લી બુચી સાથ પણયા તે મનેબી અલબત નથીજ ગમતું," જાલુ બોલી, "પણ-તમે બધાં એમ કેહોછ કે એક પારસીથી એક મુસલમાન સાથ નહીજ પરણાય તે, બા,—છે તે—હું તો નહીં સમજી શકતી કે કાંય નહીં પરણાય!"

માણેક તો ડોળા ઉંચાડીને આ વીચીત્ર છોકરીના મુખડા ગમ ટીકવા પડયો! તેણી ટક્કા તો કરતી નહીં હોય? ના—તેણીનો ગોરો ચેહરો તદન ગંભીર હતો.

"ઓવાય જાલુ! તુંબી કાંય ડોરા બારતી હોશે જો! કંઇ મેટ બેટ થઇછ કે?" કુમીએ કહયું.

"નહીં—એ તો પેહલેથીજ મારૂં મત ઉતું ને હજુનબી છે! જેવાં આપરે માણુસ તેવાં મુસલમાનોબી. બધાં ખોદાયના બનાવેલાં. બા—મારૂં તો એ મત છે, પછી તો જેવા જેના વીચાર! લે જરા ઉભા રેહજો, અંકે—પેલા સુલતાન તાંહ ઉભેલા છે. હમણા હું તમારી આગળ એને લઇ આઉં ને તમારી સાથ ઇનટ્રોડયુસ કરાઉં."

કુમી તથા માણેકને જવાબ દેવાનો ટાઇમ આપવા વગર જાલુ ઝડપથી ડ્રાઇંગ રૂમને બીજે નાકે ગઇ. ત્યાં સુલતાન કોઇની સાથે વાત કરતો ઉભેલો હતો. દેખઇની રીતે તે તુરતનો બાહેર જઇ આવેલો હતો-કેમજે તેનાં

માથાં ઉપર મહામેદન કસબી ફેંટો હજી પેહડેલોજ હતો.

"કેમ, મી૰ સુલતાન-તમે કાહરના કાંહ ઉતા! હું કાહરની તમુને શોધું છની ?"

જાલુનો સાદ સાંભાળી સુલતાન તુરત તેણીની ગમ ફર્યો.

"મેહરબાઈજીના થોડા પેકેજીઝ અહી પાછળની ત્રેનમાં આયા તેની ખટપટમાં સ્ટેશનપર રોકાઇ ગીયો' તો. કાંય-કંઇ મારૂ કામ છે, જરબઇ? મમઇજી સારી કાની છે કેની ?"

"હા—જરા સેહજ માથું પાછું દુખેછ. પણ આવોની, પેલી કુમી ને તેનો ભઇ અહી આયાંછ તે લોક તમારી સાથ ઇનત્રોડયુસ થવા માંગેછની! આવો—મી૰ સુલતાન—"

સુલતાન મુછમાં સેહજ હસ્યો-"હું તમારાં દોસ્તો સાથ ઓળખાણ પાડવા ઘણો ખુશ થવશ. કોણ તમે પેલાં કોઇ કુમી—કુમી કેહયાં કરતાં તેવણ આયાંછ કે ?"

"ઓવાય! મમઇજીના ભઇ બરજોરજી ખમબાતાના બે છોકરાંઓ—મેં તમુને કેહયું નથી કે? એ કુમી ને માણેકજી આજેજ બપોરના અમદાવાદથી આયાં—કાંય શું છે ?"

સુલતાનના મહોં પરથી એકાએક કાંઇ અજબ ફેરફાર થઇ ગયો હતો. જાલુ જેવીએબી પોતાની ઉતાવળમાં તે જોયો.

"કાંહથી—જરબઇ, કાંહથી એ લોક આયાં ?—"

"અમદાવાદથી! શું છે જો પણ તે, મી૰ સુલતાન? એમ શું કરોછ જો ?"

"ને—ને—એ—એ કુમી કોણનાં છોકરી ?"

"વાય, તમે આજે એવા નાટક શું કરતા હોશો ! અમદાવાદની અગીયારીના પંથકી મોબેદ બરજોરજી ખમબાતા છે કેની-તેવણુના એ બે જણ છોકરાં થાય. એ બરજોરજી આપરાં મમઇજીના તેમજ આય શેહરીયારજંગના નાહલ્લા ભઇ થાય. પણ તમુને શું છે ?–અરે—સુલતાન !–"

સુલતાન ત્યાં પાસેની ખુરસીપર ધપ કરતો બેસી ગયો હતો. તેને અચણુચ ફેર આવી ગયા—અને રૂમાલ તેણે આંખે દાબયો. પણ જાલુ હજી તો અકળાઇ ને પાણી માટે ગડબડ સડબડ કરી શકે તે અગાઉ તે પાછો ઝટ ઉભો થયો–

"સુલતાન—તમુને શું છે ?"—જાલુએ અંત્યત આગ્રહથી તેના ખભાંપર હાથ મેલી પુછ્યું.

આહ—નીરદોશ ખાલેસ આ છોકરીના જીગરને શું અચુક મોહબતની જંજીરે સીકડી નાખયું હતું તે તેણી પોતે જાણુતી નહીં હતી.

"મને કંઇ નથી—જરા ઠાકને લીધે અને આય ગરમીથી મારો જીવ ધભરાઇ આયો હતો. ચાલો—મને તમારાં સગાંઓ સાથ ઇનત્રોડયુસ કરાવો."

"પણુ હવે તમે સારી કાની તો છેઓ કેની ?"

"હા—હવે તદન સારી પેઠે છેઉ–ચાલો આગળ હું તમારી પછવાડે આઉછ."

જાલુ મુંગી મુંગી પાછી ફુરી અને માણેક ઉભેલાં ત્યાં ચાલી. સુલતાન પુઠે ચાલ્યો. તેની આંખ્યો આગળ આખો ઓરડો તરતો હતો !

"માણેકજી—આય મી૦ સુલતાન ?. મી૦ સુલતાન, એવણુ માણેકજી ખમબાતા."

'ગોડ સેવ ધી કીંગ' વજાડી ચાલતી પકડી હતી. "મહાલ" ની લાઇટો એક પછી એક બંધ થવા માંડતી હતી. માત્ર થોડાક ગ્રહસ્થો નીચે બીલીયર્ડ રૂમમાં ઠોકા લગાવતા હતા તેનો સાદ બાહેર કમપાઉંડમાં અવારનવાર સંભળાતો હતો. પણ વાંચનાર ! ઠંડી ચાંદનીની ખુશનુમાં લેહરીમાં બગીચાના એક ખુણા અંદર એક નીચી નેતરની ખુરશીપર ઢગલો થઇને બેઠેલા તે નવજવાન શખ્સની છાતીમાં જે ઠોકા હમણા વાગતા હતા તે સાંભળવા તેની પડોસમાં કોઇ હતું નહીં. તે સાંભળવાની દરકારબી કોઇને હતી નહીં !

પોતાના દીલમાંનો ડગલો પાટલુન બદલી આવવાનોબી ઉજમ સુલતાનમાં રહયો હતો નહીં. તેના જીગરની મુર્તી—તેની જીંદગીની જોત—ને તેણે તે સાંજે જોયા પછી સુલતાનના માથાંના અને હૃદયના ધબકારા હજી ડપટ પડયા નહીં હતા. તે રાતે ખાવાની ટેબલપરબી તે હાજર થયો હતો નહીં. સઉ કોઇ જગે વગે થઇ જવા પછી તે પોતાના બંધ ઓરડામાંથી ગુપચુપ બાહેર આવી તાતી ગયલાં મસ્તકને ઠંડી બોલ્લી હવામાં જરા શાંત કરવા કમપાઉન્ડમાં છેક દુરના એક એકાંત ખુણામાં આવીને ગડગડયો હતો.

અરે તેણે કદી સ્વપને પણ ખ્યાલ કરેલો નહીં કે જે છોકરીનો વાહલો ચેહરો તેણે આટલો આટલો વખત જાગતાં કે સુતાં પોતાના હૃદયની આંખ આગળ રાખી મુકેલો તેજ મીઠી માશુક આમ અચબુચ તેની સામે આવી પાછી ઉભી રહેશે ! અને તેબી કેવા સંજોગો વચ્ચે ! કુમી, તે ફરેસ્તાઇ છોકરી, મેહરબાઇજીના ભાઇની દીકરી થાય ! નવાબ શેહેરીયારજંગની

ખુદ પોતાની ભત્રીજી થાય ! ! અરેરે સરજત—આ તારી કેવી સીતમગારી !

હવે કરવુંબી શું ? શું કાલનો કાલ કોઇને કહયા કાવ્યા વીના ગુલબર્ગા છોડી ચાલ્યા જવું ? ભલાં મેહરબાઇજીની માયા મેહરબાની અને વીસવાશનો તેમ કરી એક બેઅદબ નતીજો આપવો ?—એક હીચકારા ગુનેહગાર તરીકે કુમીની નજરમાં પોતાને પુરવાર કરવો ?–નવાબ શેહરીયારની પકડાયલી કેંટ પાછી છોડી દેવી ? યાહુ—આ મીઠી માશુકથી દુર નાસીને પાછા નીસાસાપર નીસાસા નાખવા ? નહીં; સુલતાનની છાતીનો ઠડક ઠડક અવાજ પ્રતીઉત્તર દેતો કે–નહીં ! કુમીએ પોતાની કાળી ભમ્મર આંખ્યોના એક લેહજામાંજ તેને પારખી કાહડયો હતો તેમાં જરાબી સંદેહ શું હતો ? શું એ ભલી સદ્‌ગુણી છોકરીએ જાલુ આગળ એટલીવારમાં ભાંગરો વાટયો હશે ? ના સુલતાનના દીલમાં કાંઇ ચીજ તેને ખાત્રી દેતી હતી કે પોતીકા કાકા અને જામાસ્પ મોદી વચ્ચેના સંબંધને લગતી તમામ હકીકત જાણવા છતાંબી કુમી આ નાસી આવેલા કેદીને ફસાવવા માટે એક શબ્દબી ઓચરવા અગાઉ પોતાની જીભ કપાવી નાખવા તઇયાર થશે.

એ બધું તો ખરૂં, પણ હવે શું નાખે પોતાના બદલાયલા જુઠા અવતારમાં આ સાચી સુંદરીની આગળ ઉભાબી રહેવું તે સુલતાનના ચકભમ થયલાં ચીતમાં ઉતરતુંજ નહીં હતું. હવે કયે જીગરે પોતાના જીવ ઉગારનાર આ નેકીના ફરેસ્તાની હાજરીમાં પોતીકી ઠગાઇ ચાલુ રાખી તેણીના પોતીકા કાકાના હરડતા મુદઇ તરીકે આગળ વધવું તે એક ભયાનક ઉખ્યાણું સુલતાન માટે થઇ પડયું હતું. છેલ્લા એ કલાક

થયા તે એ સવાલ પોતાના જીવસે કાંઇ હઝારેક વખત પુછી રહયો હશે-પણ તેનો જવાબજ મળતો હતો નહીં. તેણીની આગળનો આગળ રહી-તેણીનો મીઠો મુખડો દુરથી જોઇ જોઇને પોતાનો જીવ થોભાવી-નવાબ શેહરીયાર પર વેર લેવાનો તમામ ખ્યાલ હવે મગજમાંથી ભુસરી નાખી પોતીકી માયને આપેલો કોલ શું વીસરી જવો? પોતે લીધેલા કસમનેબી તોડવા? અને વળી તેબી શાની આશાપર? સુલતાન સરખા એક નાસી આવેલા ડામીજ બંધવા, એક નાચીઝ લેખક, એક નહીં જણાયલા અણજાણવા પુરૂષને માટે કુમી સરખી એક લક્ષાપની કાકાની દેખઇતી વારેસ એક ખાનદાની દસ્તુરની એક પુરી બેટી-શું દરકાર રાખવાની હતી?

સુલતાનના મનમાં તરંગ હમણા સુખી હતા કે દુખી હતા તે તેને પોતાને સમજ પડતું નહીં હતું. એક ગમથી આ ઉભા થયલા નવા સંજોગો માટે હઝારો ઉલટ સુલટ અંદેશાથી તેનું ભેજું ભખઇ જતું હતું—ત્યારે બીજી ગમથી તેનું હઇયું કાંઇ વીચીત્ર ખુશાલીથી અંદર ઉછાળા મારતું હતું. આ મહોબતનો ઇશારો હતો કે મુસીબતનો સંસારો હતો તે એ પોતે જાણતો નહિ હતો. ખુરશીમાં અઢેલાઇને કપાલે હાથનો થેભો દઇ ઉંડા વીચારમાં ખાલી ઝાડીઓને ટીકતો તે સ્થીર એમનો એમ કોણ જાણે કેટલો વાર બેઠો હશે! આખરે પોતાની પીઠ પછવાડે કાંઇ ખડખડાટ સંભળાયો ત્યારેજ તેણે ઝબકીને પાછળ જોયું.

ત્યાં ઇંગ્રેજી ટુંકા ડગલામાં, ઉઘાડે માથે પાટલુનના ગજવામાં એક હાથ ખોસી બીજે હાથે એક સીગારેટ સ્મોક

કરતો કોઇ જુવાનયો લેહરે લેહરે ચંદની ઘોરતાં આમ તેમ લટાર મારતો હતો.

"સાહેબજી, મીયાં."

સુલતાને આંખ ચુંચી કરીને તેની ગમ જોયું. તે મેહરબાઇજી બાઇનો ઘણુંઘણુ ઘોરી નળીરો દાદી દુબાશ હતો. તેણે માત્ર પોતાનો હાથ ઉંચકીને સલામ પાછી વાળી.

"કેમ કાસમઅલી, રજબઅલી–મીસ્ટર આઇ ફરગેટ યોર નેમ–તમારૂં નામ શું?—મકું અહીં એખલા એખલા બેસીને શું હવા સાથ વાત કરોછ, કે, હોરાજી?"

અલબત દાદીની આમ વાત શરૂ કરવાની ધપ બીલકુલ બેઅદબ અને તુંદ હતી. શીગારેટનો ધુંવો કાહડતાં તેણે એવી તો તેંહેકરાઇથી આ સવાલ નાખ્યો કે સુલતાનના મનની ગમે તેવીબી બેચેની છતાં તેને અનીષ્ય તીરસ્કાર આ તરફડા, બેલગામ, મીજાજી આદમીપર છુટયો. મેહરબાઇજી બાઇનાં દીકરીના દીકરાને અલબત ઘટતી હદ સુધી "સમાલી લેવા"ને સુલતાન એક નોકર તરીકે બંધાયલો હતો–પણ આ વાર તો તેનું લોહી ઉકળી આવ્યું.

પોતાની ખુરસી પરથી ઉઠયા વગર અને એક શબ્દબી જવાબ દેવા વગર અદબ વાળીને એકકી ટગરે તેણે દાદીના ચેહરા ગમ જોયાજ કીધું. આવી જાતનાં ચેલેંજ માટે દાદાભાઇ તઇયાર ન હતો. સુલતાનના ટેકાવદાર ગંભીર મ્હોડાં અને એક જાતની નારાજી બતાવનારી તેની સ્થીર વીચારવંત આંખ્યો આગળ દાદી ખસ્યાણો પડી ગયો.

"ઓ યસ—હવે યાદ આયું. તમારૂં નામ સુલતાનમીયાં—યસ યસ—હું ભુલી ગયલો, એક્ષકયુઝ મી! મી૦

સુલતાન અલી--અહીં શું કરોછ? તારા સેતારાની ગણત્રી કરોછ કે--બા?"

"હું અહીં શું કરૂંછ તે સાથ, મી૦ દાદી, તમુને કંઇ લાગતું વળગતું નથી."

"પણ મને બીજાઓના વીચારો જાણવા ઘણાજ ગમેછ, મારી એ આદતજ છે."

"ઘણી ખરાબને શરમ ભરેલી આદત છે!"

"ઉં—હા—હુંબી એમજ ધારૂંછ, મી૦ સુલતાન જંગ. લેવો--એક સીગારેટ લેશો કે? ઉચી મેક્કાપોલો છે."

આમ કહી દાદીએ પોતાનો એલ્યુમીનીમ સીગારેટ કેસ સુલતાન સામે ધર્યો.

"નહીં-થેંકસ—હું કોઇ દાહડો સ્મોક કરતો નથી."

"કાંય? વોહરાજીઓને સ્મોક કરવાની શું અડચણ છે? આઇસે—હું બીડી પીવુંછ તે જો મારી ધાંખરી મમઇ જાણે તો મને વીલમાંથીજ રદ બાતલ કરે, જો? તમે કંઇ ભાંગરો ના વાટતા, અંકે!"

"બીજાંઓની ખટપટ કરવાનો મારો સરેસ્તો નથી!"

"આવો-સુલતાન મીયાં-હેવ એ ડ્રીંક! કમ-મારૂં તો પાછું નાક સુકઇ ચાલ્યું."

"નહીં—થેંકસ—હું કોઇ દાહડે દારૂ પીતો નથી!"

"ઓત્તારી! મલ્લાં, તમે તો પહેલા નંબરના આસીબાયલા નીકલ્યા!"

"દારૂ—તમાકુ—ને જુગારની તમારી મર્દાનગી કરતાં આય મારૂં આસીબાયલા પણું હું વધારે પસંદ કરૂછ!"

"એમ કે?—વેલ, નેવર માઇન્ડ!—હવે તમે મને

નહીં કેહતા? હું આયો ત્યારે તમે અહીં એખલા બેસીને શું વીચાર કરતા'તા? મને જાણવાની ઘણી ચટપટ થાયછ!"

"જ્યારે તમે ઘણાજ બજીદ થાઓછ તો જાણો કે હું તમારે સારૂંજ તમે આયા ત્યારે વીચાર કરતો'તો."

"રીયલી?"

"હા—મેહરબાઇજી બાઇએ મને આજે સાંજે કેહયું કે તમે મુમબાસા જવા નાજ કેહો તો પછી શું કરવું? એવણે મારી સલાહ પુછી—ને મેં આવતી કાલે જવાબ આપવા કેહયોછ. હું તેની પરજ તમે આયા તેની બે મીનીટ અગાઉ વીચાર કરતો હતો."

દાદીના તુમાખની કમાન ઓચીંતી ઢીલી પડી ગઇ. દેખતી રીતે ઘરડી ડોહી દરેક ચીજમાં કરતી હતી તેમ તેની પોતાની બાબદમાંબી આ 'ઉઇનકેનવાસ'ની સલાહ પ્રમાણેજ ચાલી મરવા માગતી હતી! અને એમ હોય તો આ ડોકરાને છોડીને દાદી કયાં ઉભો રેહવા જાય? પોતે સુલતાનની સાથ આટલો વખત જે હેંકારી બતાવી તે માટે દાદીએ મનમાં પસ્તાઇને જીભ કરડી.

"હું જેબી કંઇ હસવામાં બોલું તે સારૂં તમે કંઇ મનમાં ન લાવતા—અંકે, મી૦ સુલતાન!" તે પોતાનો અવાજ હવે જરા નરમ કરી નાખીને બોલ્યો, "હું આશા રાખુંછ કે તમે જોઇ લીધું હોશે કે એમ જરા ઠઠ્ઠા મશકેરીમાં બોલવાની મારી આદતજ છે."

"મેં એટલું જોઇ લીધુંછ, મી૦ દાદી, કે તમારી બધીજ આદતો ઘણી બુરી અને ધીકકાર ઉપજાવવા જોગ છે."

કામ બીગડી ગયું હતું. આ ધડાકો સાંભળતાંજ

દાદીબાની અધુરી રહેલી પુકરાજી પુરીજ નીકળી ગઇ! તેણે ગુપચુપ થોડોવાર પોતાના બુટ ગમ જોયા કર્યું.

"નહી—તમે એમ ગુસ્સે ના થાઓ. જો તમુને મારા કંઇગી બોલવાથી મનમાં ઓછું આવ્યું હોય, તો—વેલ, આઇ એમ સોરી ફોર ઇટ! મી૦ સુલતાન, મને ખબર નહીં કે તમે એટલા 'સેનસીટીવ' છેઓ. આવો આપરે જરા ચાંદરણાંમાં સાથે લટાર મારયે."

"નહીં—હું અહીંજ બેસવાનું પસંદ કરૂંછ!"

મુવા છુટા! દાદીએ જોયું કે ઘણી પતરાજી કરવા જતાં તેણે આ નખોદ ગીયા સેક્રેટરીને પોતાની વીરૂધ કરી મેલ્યો હતો સુલતાનના ચેહરાપરનો નાખુશી અને ટેકનો અચુક ચીલ્લો જોઇ તેના પેટમાં ફાળ પડી. પેહેલેથીજ તેને આ મુસલમાન સેક્રેટરીને નામે પેટમાં ભડકણ હતું. મમઇજી આ એક ફુટકલ્યા મહામેદનની સલાહ પ્રમાણે બધીજ બાબદમાં અમલ કરે એ ખ્યાલ દાદીને પેહલેથીજ રૂચ્યો નહીં હતો. પણ આ નાપાક મલ્લાંજીને હવે મનાવી લેવો જોઇયે—નહીં તો તે બુઢીને કંઇ આડા અવળાં ચપટાં આપે તો કાલનો દુકાળ આજે પડે.

"મી૦ સુલતાન, હું આશા રાખુંછ કે આપરે બેઉ જણા હવે ગુડ ફ્રેન્ડઝ થઇને રેહીશું. ઑફ-કોર્સ, હું હવે તમારી લાગણીને માન આપીનેજ ચાલશ."

"થેંક યુ."

"ચાલો—તાહરે હવે મને ખરેખરૂં કેહો, તમે મને આય મારી બાબદમાં મદદ કરશો કે નહીં?"

"કેઇ બાબદમાં?"

"મોમબાસા જવાની એ માંગણી શું વાજબી છે? જયારે મારી જીંદગીની જુવાનીનો સઉથી સરસ વખત તાહરેજ મને એમ એક દુરદાજ મુલકમાં—વાયેબાન જંગલમાં–દેશનીકાલ કરવામાં આવે એ શું વાજબી છે?"

"મોમબાસા કંઇ જંગલ વેરાન નથી, મી૦ દાદી."

"લુક હીયર, મી૦ સુલતાન. કદાચ મમઇએ તમુંને બધી ખરી હકીકત તો કેહી હોશેજ. નહી કેહી હોય તો સાંભળો; મને એમ મુંબઇ જેવાં શહેરમાંથી દુન્યાને છઠે ખુણે હંકરઇ જઇ પૈસાને સારૂં મારી જુવાની બરબાદ કરવાની જરાબી અગત નથી. જયારે હોશે ત્યારે મમઇનો હું મારી બેહન જાલુ સંગાથ વારસ થવશ—ને વરી શેહરીયાર કાકાની મરજી એવી છે કે હું કુમી સાથ પરણુંને જાલુ પેલા માનેક બેરીસ્ટર સાથ ગોઠવઇ જાય કે અમો ચારોના નામપર—"

"એક્ષક્યુઝ મી! એ બધી તમારાં કુટુંબની ખાનગી વાત મારી આગળ કરવાની કંઇજ જરૂર નથી.—ચલો સાહેબજી!"

સુલતાન ધરરર કરતો ઉઠી ઉભો થયો હતો. તેનો ચેહરો સહેજ જરદ મારી ગયો હતો તે સફેદ ચાંદનીમાં દાદી ક્યાંથી જોઇ શકે?

"નહી—જરા ઉભા રેહો, મી૦ સુલતાન—પ્લીઝ ઉભા રેહો. મને તો તમારી મદદ જોઇશેજ. તમે જે કેહેશો તે મમઇજી કરશે. સાચ્ચું કહો–તમે કાલે એવણને શું સલાહ આપશો?"

"મેં કેહયું તેમ તમે આયા તાહરે તેનોજ હું વીચાર કરતો'તો. ખરૂં કેહું તો પહેલાં મનેબી લાગ્યું કે હું મેહરબાઇજીને કેહું કે જ્યારે મોમબાસા જવાને તમે આટલા નારાજ છેઓ ત્યારે તમુને એક વખત મુંબઇમાંજ કંઇ ચાન્સ આપે-પણ—"

"પણ?—પણ શું?"

"પણ તમે આવતાંને વાર તમારી ઇડીયોટીક ઇચ્ચમજી રીતભાતથી મારાં મન ઉપર એવો તો ખરાબ છાપ બેસાડયોછ કે હવે હું દલગીર છેઉં કે ફરીથી મને વીચાર કરવો પડશે. મી૦ દાદી, મારૂં પકકું મત છે કે તમારી ચાલચલણ, રીત ભાત, તમારી કેળવણી, તમારી તરબીયત એટલી કાચ્ચી ને અધુરી છે કે થોરો વખતબી તમુને મુંબઇમાંથી દુર કરવાની ખાસ જરૂર છે."

"વેલ, તાહરે તમે એ ફરમાસુ સલાહ મમઇજીને આપવાના છેઓ કે?"

"હા—તમે હમણા જે રીતે મારી સાથે વાત કીધી ત્યાર પછી મારો વીચાર મકકમ થયોછ"

"તમે મારૂં કાટલું કાહડી નાખવાજ બેઠાછ-એમ? તમે ઘણા ખારીલા દેખાઓછ, મી૦ સુલતાન. એક જેન્ટલીમેન તરીકે મેં દલગીરી જાહેર કરી તે તમુને કબુલ નથી?"

"એક બદમાશ તરીકે પહેલાં વર્તી પછી જેન્ટલીમેન તરીકે દલગીરી દેખાડવાની તમારી આદતબી તમે મોમબાસે જઇને સુધારી શકશો."

"ડેમ ઇટ! મી૦ સુલતાન—મારી સાથ એમ કપટ

અને અદાવત રાખવા જેટલી હદે જવાનું મેં તમુને કાંઇ કારણ આપ્યું નથી."

"બેઅદબી માફ છે, તમે એમ બોલીને ઓરબી મને વધારે ઇનસલ્ટ કરોછ. હું જેબી પગલાં ભરવા ધારૂંછ તે બાઇ મહેરબાઇજીના એક નોકર તરીકે મારી પવીત્ર ફરજની રૂએજ ભરશ. 'કપટ' અને 'અદાવત' જેવા શબ્દો ફરીથી મારી આગળ બોલતા ના-સાહેબજી !"

આમ બોલી ડઘાયલા દાદી ગમ એક નજરબી નાખવા વગર પીઠ મરડીને ધીમા સાબુતે કદમે સુલતાન પોતાના ઓરડામાં ચાલ્યો ગયો.

* * *

કચવાટ અને ક્રોધ, ફફકાટ અને તીરસ્કારની લાગણીઓ છાતીમાં ઉભરાતી સમાવીને સુલતાન નામુરાદ જેવે જીવે પોતાના બેડ-રૂમમાં ચાલ્યો ગયો હતો. પણ તે રાતે ઉંઘાવાની તેની દયાનત નહીં હતી. તે જાણતો હતો કે ઉંઘાવાની ગમે તેવીબી તજવીજ અકારત જવા વગર રહેનાર નહીં હતી. તેણે ઇલેકટ્રીક લાઇટની સ્વીચ ફેરવી ઓરડામાં બતી કરી, અને ટેબલ પર પડેલી એક ચોપડી ઉંચકી વાંચવા માંડયું. કંઇબી કરી પોતાના ડમકતા તુરંગો હવે તે થોભાવવા માગતો હતો.

કમબખત દાદીના હોઠમાંથી પેલો એક ગંધીલો વાકય નીકલ્યો ત્યારેજ સુલતાન બાતેનમાં માથાંથી પગ સુધી ધ્રુજ્યો હતો. કુમી-ભલી કુમી-સાથે આ બે બદામના રખડેલ ઉલ્લુને ઠોકી બેસાડવા નવાબ શેહેરીયારની મરજી હતી ! યાહ-પરવર ! સુલતાને આ શું સાંભળ્યું હતું ? દાદીના એ શબ્દો

ઝેરી કાંટાની પેઠે સુલતાનના હરૂદયમાં હમણા ભોકાતા હતા. છાતીએ હાથ દાબી, દાંતયાં પીસીને આ બાબદ ભુલી જવાના—તેની ઉપર કાંઇ બીજો અરથ ગોઠવવા ના—સુલતાને ઘણાંબી ફાંફાં માર્યાં; પણ વ્યર્થ! તેનું લોહીજ બસ હમણા ગરમ આગ થઇને મગજ પર ઉછાળા મારતું હતું.

વીચાર વીચારં કરતાં હવે તો તેનું માથુંબી દુઃખતું હતું. ખાસ્સો કલાકેક તેણે પોતાની ચોપડી વાંચવાની એક બાહદુરી ભરી કોશેશ કરી—પચાસેક પાણાં તેણે વાંચ્યા હશેઃ પણ તે બધું વાંચેલું પાણીમાં ગયલું હતું. પચાસ લીટીબી તે મસ્તકમાં ભાયગેજ ઉતારી શકયો હતો. તેની આંખ ચોપડીની સપાટી ઉપરથી દોડી જતી હતી ખરી, પણ તેનું મસ્તક બીજે ઠેકાણે કામ કરવામાં ગુંટાતું હતુ.

અંતે કંટાલીને તેણે ફટાક દેતી કે ચોપડી પાછી ટેબલ પર પટકી નાખી. બંધયાર ઓરડામાં ઓરબી તેનો જીવ ગુંગળાઇ આવતો હતો. તેણે ફરીથી ઘડીયાળમાં જોયું. અહો—બાર ને વીસ થઇ ગઇ હતી! બાહેરની ચંદનીનો પ્રકાશ પુર બહારમાં હતો. બારીની બાહેર સુલતાને ડોકયું કાહડયું તો ઠંડી હવાથી તેને જરા કરાર લાગ્યો.

પાછો દીલપર ડગલો ઓળવી તેણે આસ્તેથી બારણું ખોલ્યું અને પાછો બાહેર પડયો. આવી ખુશનુમાં ચંદની વખતે ખોલ્લી દંડક હવામાં ફરવા તેને બહુજ ગમતું હતું—તેને લાગ્યું કે ખાસ કરી હમણા તો બીજા એએક કલાક તેમ કરવા વગર છુટકોજ નહી હતો. હવે તો પેલો બેવકુફ દાદીબી પોતાના ઓરડામાં ગયલો હોવો જોઇયે.

સુલતાન બાહેર પડયો અને કમર પછવાડે બે હાથ મુકી નીચી મુડીએ અને ધીમે કદમે કમપાઉંડમાં ચાલવા માંડયું. કસારીના અવાજ સીવાય ચોમેર બધું ચુપચાપ હતું. "રોશન મહાલ" આખો જાણે ભર ઉંઘમાં લપેટાઇ ગયલો હતો. કોઇ કાળું કુતરૂંબી જાગતું હોય એમ આસપાસ દીસ્તું નહી હતું.

પા એક કલાક સુલતાને આમ ધીમે પગલે લટાર મારયા કરી. ચાલતાં ચાલતાં તે છેક "રોશન મ્હાલ"ને નાકે ના વીભાગ આગળ આવી પુગ્યો હતો. આ પાંખ તરફ ખુદ નવાબ શેહરીયાર જંગના પોતાના ઓરડાઓ આવેલા હતા. એ બાજુનો ભાગ જરા વધારે એકાંત અને ઝાડોથી વધારે ઢંકાયલો હતો.

પોતાના ખ્યાલોમાં ચકચુર થઇને સુલતાન ચાલ્યો જતો હતો, તેટલાં——

અચબુચ ચોંકીને તે થમ થઇ ઉભો. સામે ઝાડીઓમાંથી તેટલાજ ધીમા કદમે કોઇ મોટો ભુરો ઓવરકોટ પેહરીને તેની તરફ આવતું હતું. સુલતાન પહેલાં તો બહુજ ચમકયો. આવડી મોડી રાતે આમ કોઇ ઓવરકોટ પેહરીને લેહરેલેહરે ફરનારૂં વળી કોણ હશે? તે આકાર નજદીક આવતોજ ગયો. કોઇ મરદનો તે આકાર હતો. છેક નજદીક જયારે તે પુરૂષ આવ્યો ત્યારે સુલતાનના મુખમાંથી એક ધીમી બુમ નીકળી પડી.

"નવાબ શેહરીયારજંગ!!"

હા—તે નવાબ શેહરીયારજંગ પોતે હતો. સુલતાનનો સાદ તેણે સાંભળ્યો નહી હોવો જોઇયે; કેમજે તે તો આગળ વધતોજ આવ્યો; સુલતાન અજબ થઇને ઉભોજ રહેલો હતો.

નવાબ તેની અડોઅડ આવ્યો—તેનું માથું જમીન તરફ સહેજ ઝોકાવેલું હતું. પણ બેઉ પાપણો ધાંકીને જાણે અતીશય વીચારમાં ચાલતો હોય તેમ તે ખાસ્સો સુલતાનની આગળથી પસાર થઇ ગયો. નહીં તેણે સુલતાન ગમ જોયું—નહી સલામ કીધી—નહીં કાંઇ સવાલ પુછ્યો.

હેરત થઇને ચાલી જતા તે નવાબ ગમ સુલતાને તો ટીકયાજ કીધું !

"નવાબ સાહેબ !" સુલતાને આખરે હાંક મારી.

જવાબ નહી મળે. શેહરીયારજંગ તો જાણે તેને સાંભળતોજ નહી હતો. સુલતાન વીસમય પામીને પુઠે ચાલ્યો; જરા ઝડપથી કદમ ભરીને તે તેવણની લગોલગ ગયો.

"રાત પડી ફરવા નીકળ્યાછ કે, સાહેબ ?" તેણે જરા મોટેથી હવે પુછ્યું.

જવાબજ બસ નહીં મળે ! જેની તે અદાથી નવાબ શેહરીયાર આગળ વધતોજ ચાલ્યો. તે દેખઇની રીતે પોતાના બેડ રૂમ તરફ જતો હતો.

અરે એમ કેમ ? સુલતાનની અજાયબી અને ગુંચવણનો પાર નહી હતો. એ નવાબ ઝાડીમાં કયાં જઇ આવ્યો ? અને આમ બેહરો ભીત શાએ થઇ ગયો હશે ?

સુલતાનને કોણ જાણે શું વાહરૂં આવ્યું કે હવે તેણે નવાબના ખભાં પર ધીમેથી હાથ મુકયો.

"નવાબ શેહરીયાર !" તેણે પાછી હાંક મારી.

બીલકુલ જવાબજ નહીં ! તે તો બસ મુંગે મોહડે સુલતાન ગમ જરાબી નજર ફેંકવા વગર ચાલ્યાજ કર્યો. આખરે તેઓ બંને નવાબના બેડ રૂમ આગળ આવ્યા.

નવાબે ધીરેથી પોતાના ઓવરકોટના ખીસાંમાંથી એક મોટી ચાવી કહાડી બારણું ઉઘાડયું અને પછી પોતે અંદર દાખલ થઇ બારણું બંધ કીધું. સુલતાનની હાજરી વીશે તેને ખબર હોય એમ દેખાતું લાગતું નહીં હતું.

સુલતાન તો ડોળા ફાડીને આ જોયાજ કરતો હતો. તેણે બરાબર જોયું કે નવાબ બંધ આંખ્યોએ ભર ઉંઘમાં આ બધું કરતો હતો. ઈંગ્રેજીમાં જેને 'સોમનામબ્યુલીઝમ' કહે છે તે બુરી ટેવને આ હૈદરાબાદી પારસી નવાબ વશ હતો !

હા—વાંચનાર—નવાબ શહેરીયારને રાતના ઉંઘમાં ચાલવાની અને આમ બાહેર નીકળી પડવાની આદતજ હતી.

---

## પ્રકરણ ૨૦ મું.

---:o:---

### "એ નવાં બેગમ નુરજાન છે કોણ ?"

શાદીને હવે ત્રણ દહાડા બાકી રહયા. પરમ દીને સાંજે તો લગન થવાનાં, અને નવાબ શેહરીયારની છોકરવણ મહાબુબ આજે સાંજે પોતીકી અમ્માજાન સાથ "રોશન મહાલ"માં પધારનાર હતી. આજે સહવારના પોહરથી કુદરતી રીતે નવાબના સર્વે પરોણાઓનાં મ્હોંડાંમાં બસ નવી બેગમ સંબંધીજ વાતચીત હતી.

નાસ્તા પછી "મહાલ"ને ભોંયતળીયે મોટા 'ડ્રોઇંગ રૂમ'માં ચાર જણાંની એક નાનકડી ટોલકી ફરાગાત પોચી

ગાદીની ખુરસીઓપર એક કુડાળાંમાં ગોઠવઇ ક્યારની એજ કાંઇક ગપ્પા સપ્પામાં રોકાઇ ગયલી હતી. બે ત્રણ દહાડે મહેરબાઇ જસાવાળા આજે પહેલ વહેલી વખત જરા નીચે આવીને 'હોલ'માં બીજા ત્રીજાંઓ સંગાથ ભેળાઇ શક્યાં હતાં. તેવણનું માથું નરમ પડયું હતું—અને ખુશાલ મ્હોંડે તેવણ આજે પોતાનાં બે ભત્રીજાંઓ કુમી તથા માનેક અને દીકરીની દીકરી જાલુ સાથ ટાહેલાં કરવાને શકતીવાન થયાં હતાં.

"મરે—બધાં કેહછ કે તુરજાન બેગમ ઘણીજ સોભઇતી છે." જાલુ બોલી, "હોશેજ જો—તાંહ વગર શેહરીયારજંગ એમ જાણી જોઇને એક મુસલમાની ને નહીં પરણે. મમલાં, તમુને એવણ સાથ કંઇ વાત થઇ કે?"

"રોક જાણે મારી!—મને શું પરી કે એને બધું ચીપી ચીપીને પુછવા જાઉં!" મેહરબાઇએ ભવાં ચહડાવી મહોડું મચકાવ્યું—"એનું કીધેલું એ ભોગવે! આય એનીમેર લગન ખલાસ થયાં કે બીજે દાહરે હું તો જાલુને લઇને મુંબઇ જવશ."

"મુંબઇ કાંય જાઓછ, ફુઇજી? અમારી સાથ અમદાવાદ આવોની. જો બાવાજી કેવા ખુશી થશે," માનેકે કહયું.

"નહીં દીકરા—મને મુંબઇમાં થોરૂં ઘણું અગતનું કામ છે. મારાં બે ત્રણ ઘેરો અને મારી એકુ જગાને લગતો કંઇ વાંધો છે કેની તે મારા સોલીસીટર લખેછ કે તમે પોતે આવો તો ઘણું સત્વળ પડી જાય. સુલતાનજી એમજ ધારેછ.

એને એક બંગલો પેડરરોડ પર અમારે વાસ્તે આથ મહીનેથી ભાડે લઇબી રાખ્યોછ."

"વારૂં તાહરે મુંબાઇનું કામ પુરૂં થાય ને થોડા દાહરા જાલુને લેઇને અમારે તાંહ આવો," કુમીએ વધુ ઇજન કીધું.

મહેરબાઇ હસ્યાં—"જોવશ, બનશે તો બે ચાર દાહડા આવશું. મને નહીં લાગતું કે અમારા હાથમાં વધારે દહાડાનો ટાઇમ રહે. આજે કેટલાં વરસ થયાં બરજોરજીનેબી મલી નથી. જાલુ, એ શહેરીયારની બઇરીની સાથ આજે તેની માય આવવાની છે તેનું નામ શું કેહયું ?—ચપરે—"

"અમીનાજાન તો કહેછ."

"હા અમીનાજાન ! મરેરે—અવાસ બરી ગીયા ને કોયલા રહી ગીયા ! કુમી, તારા ફુવા તો ચરી ગીયાછ !—સાઠી ને બુદ્ધી નાઠી. શહેરીયારે મને એવાં કરગરીને કાગજે લખ્યાં કે મને આવવા વગર ચાલ્યુંજ નહીં—મરતે દહારે હવે હું એની સાથ પંચાત કરીને શું કરૂં ? બાકી મને તો એવા મુવાં જુદદીન લગનને સારૂં ઘણોજ તીરસ્કાર છે."

માનેક ખડખડ હસ્યો—"જરબાઇનો તો જુદોજ વીચાર છે, ફુઇ."

"જાલુ તો રાન ઘેલી છે ! આથ શહેરીયારને કોઇ પુછે ? નહી પણ્યો—નહીં પણ્યો-ને પણ્યો તાહરે એક અણજાણી છઠ્ઠે ખુને પડેલી કોઇ મુસલમાનની છોકરી પરણી બેઠો ! ઓંજીયાને બીજી કોઇ સારી પારસણ છોકરી મલતેજ નહીં જાણે ! મને એવી ચીર ચહરેછ કે મેં તો

શાહેરીયારને એ સુઇ નસાબંદીને વાસ્તે હજુ કાંઇ પુછ્યુંજ નથી.”

“ ઓવાય મમ્મલાં—આસ્તે બોલોની ! કોઇ સાંભળશે !”

“ સાંભળે તો સાંભળવા દે ! હું કંઇ કોઇથી બીહુંછ કે ?”

“ હા, ફુઇજી કહેછ તે બરાબર છે !” માનેક વચ્ચે ઘુરાયો, “મેંબી બે તન જણને પુછીયું કે આય તુરજાન બેગમ કોણની છોકરી; પણ—ઓ લેઓ ! શહેરીયાર કાકાજ આયા ! કાકા, હમણા અમે તમારીજ વાત કરતાં'તાં !”

નવાબ શેહરીયારજંગ હસ્તે મુખડે ત્યાં આવી ઉભા. હમણા તેવણનું મોહડું જરા હસ્તુંજ રહેતુ હતું.

“ શું વાત ચલાવોછ !” તેવણ નજદીકની એક ખાલી ખુરસીપર ગોઠવાતાં બોલ્યા, “ગેઇ સાંજે વરી પાછી મારી ટેકડીનો એક ભાગ નદીમાં ધસી ગયો તે સારૂં વાત કરોછ કે ?”

“ ટેકરીનો ભાગ નદીમાં ધસી ગયો ? તે શું ?” માનેકે પુછ્યું.

“ તમે લોક જાણતાં નહીં કે ! મારો આય ‘માહાલ’ એક ટેકરી પર આયોછ તે તો તમે જાણોછ. હવે કમનસીબે છ મહીને વરસ દાહરે કોણ જાણે શું થાયછ કે પાછલી ગમનો ટેકરીનો છેક કીનારીનો ભાગ થોરો થોરો ધસીજ પડયા કરેછ. મારા એનજીનીયરો કેહછ કે એ રેતાલ પાહડની મટોડી તળેટીએ નદીના પાણીથી જેમ જેમ ધોવાઇ જતી જાયછ તેમ તેમ થોડી થોડી જમીન ખરતી ચાલેછ !”

“ અરે તારી ! એ તો આપદા !” માનેકે ટાપસી પુરી.

"હાસ્તો ! આપદા તેની વરી કેવી આપદા ! મારો એ કુદરતી દુશ્મન આસ્તે આસ્તે મારી એસ્ટેટ ગરપ કરતો ચાલે ને તેની સામે મારેથી સું કે ચાં નહીં થાય ! નદીની સામબે હાઇ કોરટમાં કંઇ ફરીયાદી માંડી શકાતી હોતે તો, માનેક, હું તુને બ્રીફ સોંફતે—હેહેહે !"

"શેહરીયારજી—તમારાં બેગમ આજે કેટલે વાગે આવશે ?" જાલુએ પુછ્યું.

"આજે બપોરના બેની ગાડીમાં એની માય સાથ આવવાની છે."

"કાકા—તમે અમુને એ તમારાં ધણીયાણીને લગતી વાત તો કંઇ કેહતાજ નથી" માનેક આસ્તેથી બોલ્યો, "મારાં મુસલમાની કાકી કોણ છે તે હુંજ નહીં જાણું ?"

નવાબ ખુરસીપર અઢેલાઇને ઘણાજ ગેલથી હસ્યા.

"દીકરા, બધા જણાં મારી નુરને મળશે ને તુજ નહીં મળશે ? મજાની રમકરાં જેવી છોકરી છે—જોજેની, તુને ગમશેજઃ બુરખો નથી રાખવાની."

"પણ તેવણને લગતી હકીકત અમુને કેહવામાં તમુને કંઇ વાંધો છે ?"

નવાબનો ચેહરો હવે જરા ગંભીર બન્યો.

"વાંધો ? વાંધો શાનો હોય ? તમે લોકે મને નુરીને લગતું કંઇબી પુછ્યું કાહરે કે હું તે કેહું ? હું જાણું કે એ બીચારી તમારી જાતવાળી નથી તેથી તમે એનાથી દુર રેહવા ઇચ્છોછ—એમ સમજીનેજ હુંબી એને વાસ્તે કાંઇબી ડાઉં ડાઉં કરતો નથી. માનેક, હું જાણુંછ કે આય મારાં

લગન તમુ લોકને કોઇને પસંદ નથી—તેમાં ખાસ કરી મેહરબાઇને અને બરજોરજીને એ મુતલગજ પસદ નથી."

"હા બા, હું તો તુને કેહી ચુકીછ કે ઘડડે ઘડપણુ તું તારી અકકલ ઘરેણે મુકી આયોછ," મેહરબાઇ બોલી ઉઠયાં.

"હોશે ! પણ તોબી મારી હવે થોડી ઘણી બાકી રહેલી જીંદગીનાં સુખની ગોઠવણુ કરવાનું મારાજ હાથમાં રાખવાનો મને હક છે."

"પણુ કાકા, એ નુરજાન બેગમ કોણનાં છોકરી ?" અત્યાર સુધી મુગી બેઠેલી કુમીએ સવાલ કીધો.

નવાબ ખુરસીપર ખડા બેઠા, "તમે લોક બધાં અમથાં અધીરાં પરી ગીયાંછ. બધું જાણુશો—બધું આપોઆપ જણુાશે ! જરા ધીરજ રાખો."

"પણુ એ બાઇના બાપ બી સાથે આજે આવેછ કે ?" માનેકે પુછયું.

"અમીનાજાનનો વર નુરી જન્મી તાહરનોજ મરી ગીયેલો છે."

"ઓહ આઇ સી ! સારૂં નાણું મુકી ગીયો હોશે ?"

"નહીં—માય દીકરીને ઘણીજ બતંગ હાલતમાં મુકી ગીયો."

"તાહરે એ લોક અત્યાર સુધી કાંહ ઉતાં ? શું કરતાં 'તાં ?"

નવાબ હસ્તાં હસ્તાં ઉઠી ને ઉભા થયા.

"આય પોરીયો તો જાણે કોરટમાં સાક્ષીના પીંજરાં અંદર મને મુકીને ઉલટ પાલટ તપાસ ચલાવેછ ! જુવાન

બારીસ્ટર સાહેબ—કંઇ એટલી બધી તમારાં નવાં કાકીને સારૂં તમુને ખટપટ થાયછ ?"

"એ અદબી માફ છે, કાકા—તમેજ હમણા બોલ્યા કે અમે તમારાં નવાં બેગમને સારૂં પુરતી પુછપરછ કરતાં નથી; તેથી હવે તદન વાજબી સવાલો પુછુંછ."

"દીકરા હું તો અમથો હસુંછ. તુરીની સાથ તુને સઉથી પેહલો ઇનત્રોડયુસ કરાવશ—એટલો વીરમાં તણાઇ ના જા ચાલ સાહેબજી !—કેમ, દાદી અહીં દીસતો નથી ? એ હોતે તો તારા સવાલોની હારમાળા પુરી કરી આપતે !"

"દાદી સહવારનો દીસનો નથી—વરી કેઠે રજરવા નીકલી પરીયો હોશે. હરત્રાયાનો ટાંટયો ઠરીને એકગમ રેહતોજ નથી," મેહરબાઇ એ જવાબ આપ્યો.

નવાબ શહેરીયાર ત્યાંથી નીકળી ચાલ્યા. તેવણનું મોહડું જોકે બાહેરથી હસતું તો હતું—તોય પોતીકા બારીસ્ટર ભત્રીજાની અગવડ ભરી 'ક્રોસ એકઝામીનેશ'થી 'ખરેખર તો તેવણ બાતેનમાં જરા ખભરીનેજ ત્યાંથી છુટા પડયા હતા.

નવાબની પીઠ ફરી કે માનેકની મુછ પર એક ચોકકસ જાતનું હસ્તું પંઠરાયું.

"કુમી—મારા સવાલો કાકાજી ને ઘણા. કંઇ ગમ્યા નહીં, અં !"

"પણ મરે—તુંબી ચાપીચીપીને બધું પુછવા બેઠો તે એવણને કેમ ગમે વારૂં. ! રહેવા દેની—આપસી મેરે બધું જણાશે. તું શું કામ કામ અમથો ભુંડો થાયછ." કુમીએ પોતાના ભાઇને શીખામણ આપી.

"નહીં—મને ચીર એમ ચહરી કે વરી સતા થઇને આપુને મીહણું મારવા બેઠા કે આપરે એ મુસલમાની સગીથી દુર રહેવા માંગેછ! લેઓ—એક વાત જે મેં ગેઇ કાલેજ અછરતી સાંભલી તે કેહું?"

"શું?" મેહરબાઇએ પુછ્યું.

"અહીં જે લોક જાણકારો છે તે લોક તો એ છોકરીને સારૂં છુટે મોહને બોલેછ કે એની માંય મુસલમાની છે—પણ એનો બાપ તો કોઇ પારસી છે!"

"ઓ વાય—મરેરે!"

"હા—કહેજે એ અમીનાજાન બમીનાજાન તો ખોટું નામ છે. એ લોક અંધેરીમાં ઘણા ગરીબ હાલતમાં અત્યાર સુધી રહેતાં'તાં—ને એ લોકનું ગુજરાણ કેમ ચાલતુ'તું તે કોઇને ખબર નથી!"

"હોશે! લે ચાલ, માનેક—હવે બસ કર, તુંબી આજે એ શું હવરકુટો લઇ બેઠો!" કુમી વચ્ચે બોલી ઉઠી. "ફુઇજી, પછી દાદીએ મોમબાસા જવા હા કેહયું કે? મરે—તમેબી શું તે બીચારા પર જુલમ પાડોછ જો!"

"લે વરી તુને શાતું દાદીતું ચચરી આયું? જવા દેની—એ બોલ પાછો એના મહોનામાં ના આપતી. જેમ તેમ કરીને મને આજેજ સહવારના મારા ઓરડામાં આવીને કાળા ને વાળા કરી ગીયોછ કે 'તણ મહીના જરા થોભી જાઓ—પછી હું જરૂર જવશ.' મેં જરા ભાર ચપામણી કરીને તે કબુલ કીધુંછ. કુમી, એ વરસ દાહરોબી જો જરા મુંબઇની બાહેર જઇ આવે કેના તો ઘણો સુધરી જાય. હરવાયો આકરો છે-પણ હુશીયાર છે! સુલતાનબી મને

કેહછ કે છોકરાને બરાબર આંકોશમાં રાખ્યો હોય તો મજાનો નીકળશે–ને નહીં તો તદન જીંદગીથી કોઇ દાહડે ઉખરી જશે. હા ખરા—આજે સુલતાન તહીં દેખાતો, જાલુ ?"

"કોણ જાણે, મમલાં ? આજે સહવારના કંઇ નજરે પડીયા નથી. તમે કેઠે બાહાર તો નથી મોકલ્યા કે ?"

"નહીં રે—બાહર કાંહ મોકલું ? જોની, એવણના ઓરડા ગમ જઇને જરા બાહરથીજ પુછની."

જાલુ એક છલાંગ મારીને ઉઠી અને મમઇજીનો હુકમ બજાવવા દોડી. ગઇ રાતના તેણીએ સુલતાન અને કુમી વચ્ચે ઓળખાણ કરાવ્યા પછી તે જુવાન મુસલમાન સેક્રેટરીને પાછી મલવા—તેની સાથ કાંઇક વાત કરવા–કોણ જાણે શું સબબસર જાલુ પોતે ઘણીજ આતુર બની રહી હતી. તેણીએ આજે સહવારથી અસેમસે તરેહવાર રીતે કુમીને આ સુલતાન બાબે સવાલો પુછીયા કીધા હતા—પણ ખંધી કુમીએ સહેજ હસ્યા કરી ઉપરથી અને ઉપરથી તેણીને ઉડાવ્યા કીધી હતી.

"ઓવાય મરેરે ! આય શા કોટક ! તુંબી શું જો જાલુ તારા ડોરા બારેછ ! મી૦ સુલતાન વીશે હું શું ધારૂ છ ? વળી શું ધારૂં ? છે—બીજા સાધારણ હુશીયાર માટીડાઓ જેવા છે—તેમાં ધારવાનું શું બરીયુંછ ?" કુમી તરફનો જવાબ તેણીને મલ્યો હતો.

"પણ કુમી—એવણ દેખાવમાં કેવા છે ?"

કુમી હસી પડી—

"તારી કાની બીજા માટીડાઓના દેખાવની પરીક્ષા કરતાં મને આવડતી નથી, જાલાં."

આવી જાતની કુમીની વાતચીતથી જાલુ કાંઇક અજબ થઇ હતી—કેમજે ગઇ રાતના આ બે જણાંની મુલાકાત વેળા બેઉના ચેહરાપર થયલો વીચીત્ર ફેરફાર તેણીએ જેવો બારીકીથી જોયો હતો તેવો બીજું કોઇ જોઇ શક્યું નહીં હતું. પહેલાં સુલતાન કેમ સફેદ મારી ગયો—તેનો જીવ કેમ બગડી આવ્યો—પછી કુમી તેને મળતાંજ તેણીબી કેમ આંધળાને દેખાય તેવી રીતે લાલ ચોલ બની ગઇ—એ સઘળું જાલુની આંખ્યો સમક્ષ હજી રમતું હતું.

મમઇજીનાં મ્હોડાંમાંથી બોલ બાહેર પડતાંજ સુલતાનની ભાળ કાહડવા આ ભલી ભોલી છેકરી તુરત દોડી. તેણી હવે આ મુસલમાન સેક્રેટરીને પુછવા માંગતી હતી કે તે કુમીને વાસ્તે શું ધારતો હતો !

"સાનેકજી-કુમાં-તમે લોક અહીંજ બેસજો અંકે. બને તો સુલતાનને અહીંજ લઇ આઉં. એવણ ઘણું મજેનું બીજ રમેછ—આપરે એક 'રબર' માંડશું."

જાલુ ત્યાંથી ગઇ. મેહરબાઇબી માળપર જવા ઉઠયાં.

"લે ચાલો, હવે જરા માલપર ઓરડામાં જઇ બે ઘરી બરડો નાખતે !" તેવણ બોલ્યાં, "છોકરાંઓ, પછી તમેબી બને તો ઉપર આવજો-બપોરના મારા ઓરડામાં સાથેજ ખાઇશું. કુમી, જાલુને કેહજે કે સુલતાનનેબી બોહસ કરીને આપરી સાથેજ ખાવા બપોરના લઇ આવે."

"વારૂજી. કુઇ–આય તમારા સેક્રેટરી કાંહથી મુંબઇથી આયા કે ?" કુમીએ જાણવા માગ્યું.

"હા. અમુને તો જંગબારમાં ઓરખાન પરી. મારૂં

દાદીબી એક બાજુ દીવાળને અઢીંગી ચુંચી આંખ્યોએ આ રમત તપાસતો ઉભેલો હતો. સુલતાનને આમ ફાંકડી રીતે રમતો જોઇ તે તો દબાઇ જેવો ગયલો હતો.

મી૦ એનસ્લીએ પોતાની બ્રેક શરૂ કરી. ૯ પોઇંટો કરયા બાદ તેનો એક લગાર અઘડો "ઇન–ઓફ" સેહજમાં ચુકી જવાયો. જરાબી 'નરવસ' થવા વગર સુલતાને પોતાની "કયુ" ને ચાક લગાડયો. ઓરડામાં ચુપચાપ હતું. એક તદ્દન અશકય "કેનન" તેણે ઉપજાવી અને જોશબંધ તાબડાઓ વચ્ચે ત્રણ દડાઓને એકમેકની પાસે લાવી ઉભા રાખ્યા. એકવાર "ગેમ" મળી કે પછી સુલતાન જેવા રમનાર પુછવું શું પડે? ગપોગપ 'શોટસ' કરી તેણે પોતાની ૨૬ ની અધુરી બ્રેક કરી નાખી.

સુલતાન જીત્યો હતો. મી૦ એનસ્લીએ ખરી ખુશાલીથી તેની સાથ શેકહેંડ કરી અને તમાશગીરોએ તેને તાલીઓથી વધાવી લીધો. ચોમેરની શાબાશીનાં જવાબમાં હસતે ચેહેરે સુલતાને સર્વે કોઇને ડોકું નમાવી સલામ કરી. પણ તેમ કરતાં તેની નજર એક બાજુ દબાઇ ઉભેલી જાલુ પર પડી. તુરત તે તેણીની આગળ ગયો.

"તમેબી અહીં ઉતાં કે? મને ખબર નહીં!"

"તમારૂં તમારા 'ગેમ'માં અગ્લું ધક ધ્યાન ઉતું કે આસપાસ શું થાયછ તેની તમને સુધ્ધીબી કાંહથી રહે?" જાલુ હસી ને બોલી, "હું ધારૂછ કે તમે રમતા હોવ ને ઓરડામાં આગ-લાગે તોબી તમુને ખબર નહી પરે!"

સુલતાન હસ્યો.

"હું ધારૂં છ કે મેં તમુને જોયાં નહીં તેથી તમે આય તાણો મારોછ. ચાલોઆ—સાફ કરો—ભુલ થઇ—"

"નહીં, હું તાણો નથી મારતી. હું ખરેખર તમુને કોમપ્લીમેટ આપુંછ. પોતાના દરેક કામમાં આટલી હદ સુધી ચીત વળગાડી, જીવ લગાડીને ખતની મંડી જવાની આદત કંઇ બધ્ધાજ માટીડાઓમાં નથી હોતી. મી○ સુલતાન—તમે તો આજે કમાલજ કીધી, અં! પેલો મારો દાદીગી તમારા "ઇન ઓફ્સ" જોઇને ફંફા મારી ગયો!—લે ચાલો, હવે જરા અમુને તો તમારી કમપની આપો?"

સુલતાનના હોઠ ઉપર છુપું હસ્તું ફરી વળ્યું.

"તમારી કઝીનો આયાં પછી કમપનીના તમુને શું તોટા છે-જરબાઇ? ને મારા જેવા એક ગરીબ નોકરની વરી કમપની તે કેવી હોય? મારી મશકેરી કરોછ?"

"તમુને તો બસ જરા જરામાં બધી મશકેરીજ લાગી જાયછ! હવે આવતા હોય તો આવો—એમ નખરાં ના કરીયા કરો. અમો ત્રન જણાંને 'બ્રીજ'ને સારૂં એક ચોઠો રમનાર જોઇયેછ. કુમી માનેક તાંહ ખોટી થાયછ"

સુલનાને રૂમાલ કાહડી જોરથી પોતાનું મ્હોડું ઘસડીને તુછયું "અચ્છુ—ચાલો. તમે હોકમ કરશો તો મારેથી કાંઇ ના કેહવાવાનું છે?"

જાલુ આગળ ચાલી. સુલતાન ચુપચુપ પાછળ ગયો. પોતાના સુખી સ્વપનાઓની સુંદરીને વળી પાછું મ્હોંડે મ્હોડું મળવાની—તેણીની સાથે એક ટેબલ પર બેસી કદાચ તેણીના પાર્ટનર તરીકે 'બ્રીજ' રમવાની—આશામાં તેના

સરખા ઠંડા સાવચેત આદમીના ચેહરા પરથી રતાશ ચઢી આવ્યો હતો.

ચાલતાં ચાલતાં જાનુ અચબુચ અટકી ઉભી અને સુલતાન ગમ ફરીને જોયું.

"કુમી તમારી સાથ બ્રીજ રમવા ઘણીજ આતુર છે. મેં એને કેહયું કે તમે ઘણુંજ સરસ રમોછ તેથી એ બે તન વખત બોલી રેહી કે 'મી સુલતાનને બોલાવોની–જરા આપરે તો એવણુની રમત જોઇયે.' એ કુમીબી મજેનું બ્રીજ રમે છે, જો! મરે—તમે બે જણાં સાથે બાથે બેસતાં ના. બા, તમે લોક તો મને અને બીચારા માણેકને કોણ જાણે કેમ ભુંજી નાખો! તમે મારી સાથેજ બેસજો, અં—સુલતાન!"

"આેલ રાઇટ—મને કંઇ વાંધો નથી. કોઇનીબી સાથે રમવાનું."

"તમે માનશો, સુલતાન? કોણ જાણે શું છે કે કુમીગી તમારે વાસ્તે ઘણોજ ઉચો વીચાર ધરાવેછ. મને તમારી બધી હકીકત ચીપી ચીપીને પુછતી'તી. તમે મને ડુબી જતા બચાવી તે વાત મેં કેહી તાહરે એની આંખમાં પાણી ભરઇ આયાં—તમારા સમ!"

"એ બાઇ દેખાયછજ ઘણાં ભલાં ને લાયકીવાળાં—"

"હા—મજેની છોકરી છે, નહીં? કેનું મજેનું ઉચું સરોવર જેવું હાડ છે! સાચ્ચું કેહો, સુલતાન—તમુને એનો ઘટમ અને કદ ગમેછ કેની?"

સુલતાન હલવેથી હસ્યો.

"એક લેડીના ધટસ અને કદની ઉપર તકરાર કરવા હું તઇયાર નથી—મને એક્ષક્યુઝ કરો! પણ એમ અહીં ઉભાં શું રહી ગીયાં?—"

"એક મીનીટ!—મને જાણવા ઘણુંજ ગમેછ. તમુને ઉંચા બઇરાં ગમે કે મારાં જેવાં ઠીગણાં?"

"તમે ઠીંગણાં નહી કહેવાવો. મારૂં મત પુછો તો તમારૂં કદ ખરેખર ઘણું મજેનું "ડેલીકેટ" છે."

"પણ મરે, બઇરાંઓ ઉચા નહીં હોય ને ડોંગા થઇ જાય તો કેવાં બક્રેણાંની બરણી જેવાં લાગે!"

"હા, ને ઉંચાં તાડ જેવાં હોય ને સોરટયાં જેવા થઇ જાય તો એક તારના થાંભલા જેવાંબી લાગે! જરબઇ—તમારૂં સાઇઝ એક 'પરફેક્ટ' સાઇઝ છે!"

"થેંકયુ—તમુનેબી બઇરાંઓને રાજી કરી નાખતાં ઘણું આવરેછ! ચાલો—હવે આપરે જઇયે."

તેઓ બંને દીવાનખાનાંમાં માનેક અને કુમી બેઠાં હતાં ત્યાં ગયાં. સુલતાનને આવતાં જોઇ માણેક ઉઠીને તેની સાથ શેકહેંડ કરી, અને કુમીએ ડોકું કરયું. પાના રમવાની એક ટેબલ આસપાસ ચાર ખુરશીઓ મેળેલી હતી—તેની એક પર માણેક બેઠો. જાણુ લાગલી કે તેના જમના હાથ પર બેઠી.

"આપરે કેમ પાર્ટનર થઇએ?" માણેકે પુછયું.

"હું ને સુલતાન બેસયેછ. મુઇ હું ઘોભો છેઉં તે બરાબર સરખી પાર્ટી થશે."

માણેકે એક નજર સુલતાન ગમ ફેંકી—

અને સુલતાન "રબર" કરીને કાંઇ ત્રણસો માર્ક આગળ ચાલી ગયાં હતાં.

લાલ લાલ થઇ જઇને પાના ટેબલપર નાખી દઇ તેણી ધરરરર કરતી કે ઉઠી.

"જાઓ—જાઓ—માનેકજી તમેબી મારી કાની ધુમ્મુસ છેઓ જો ! મેં તમુને ના કેહયું કે આપરે બે જણ નહીં બેસ્યે તોબી તમે બોહસ કરીને બેઠા !—જોયું, આય બે જણાં જેવાં ખંધારી રમનારાં આગળ આપરૂં કાંઇ ચાલે ?"

"કમ ઓન-જરબઇ-એમ નાહીમત ના થાઓ, આપરે એક બીજું રબર ત્રાઇ કર્યે—" બીચરા માણેકે સુચવ્યું

"નહીં, બા—ચાલો હવે માલપર જતે. મમલા વાટ જોતાં હોશે. સુલતાન, મમઇજીએ કેહયુંછ કે તમેબી આજે બપોરે અમારી સાથેજ માલપર ઓરડામાં જમજો. આવજો હં કે—વરી કેઠે સટ્ટી ના જતા !"

"નહીંજી—હું જરૂર આવશ."

"લે કુમી—તુંબી નસીબવાળી છે, સુલતાનને હંમેશ કાલાવાલા કરીને મરી જઇએ તોબી એવણ આવે નહી–ને આજે એકદમ હા કેહી દીધું ! તું એવણને ઇંગ્લીશ લીટરેચર બાબે કેટલાક સવાલો પુછવાની ઉતી તે આજે ચાન્સ મળશે સુલતાન—આય કુમી એક અડંગ વાત કરનારી છે જો ! જો જો—તમુને તમારી નોવેલોને સારૂં ઘણા આઇડીઆઝ મળશે"

સુલતાનને કાંઇ ખુલ્લાશો કરવાનો વખત મળે તે અગાઉ જાલુ કુમીની પાંખડી વળગીને ત્યાંથી ચાલી ગઇ હતી. તેમની

મુઠે માનેકથી ઉપર ગયો. સુલતાન એખલો ત્યાં એક નીચી ઇઝીચેર પર ઠપકાઇ બેઠો.

આહ ! 'બીજ'નું માત્ર એકજ રબર તે પોતાની દીલની છુપી માશુક સાથ રમ્યો ! ફકત પંદર વીસ મીનીટ રમ્યો–પણ તેટલો ટુંક અમલ ખરેજ કેવો બેહસ્તનો સુખી વખત હતો ! બે ત્રણ વખત કુમીને તેના મ્હોંડા ગમ પોતાની કાળી ભમ્મર આંખ્યો ફેરવીને એક ચીને જોતાં સુલતાને પકડી હતી. અરેરે, મુગી મંતર નીચી ડોકે તેના સાથ ભાગ્યણુ થઇને બીજ રમતી આ છોકરી–આ અદભુત કુમી–ખચીત કેવી ઉંડી હોવી જોઇયે ! આબરૂદાર કપડાંમાં એક મુસલમાની અવતારમાં, ધારણ કીધેલાં ખોટાં નામ તળે તેણીની સામે તેણીનો એકવારનો ચીંદડેહાલ કેદી–તુરંગમાંથી નાહસી અ વેલો ગુનેહગાર બંધવોજ—હતો એમ બરાબર જાણવા છતાં તેણી હમણા કેવી શાંત હતી !

આખા દાવ દરમ્યાન કુમી સાથે જરાબી વાતચીત કરવાનો લાગ કાંઇ સુલતાનને મળ્યો નહીં હતો–કેમજે ચારો જણાં રમત ઉપર ઝાઝી ચુનેચરા કરવા વગર ગુપચુપ પોત-પોતાના વિચારોમાં વીટલાઇને મુંગે મોહડે રમ્યાં જતાં હતાં. પણ બે ત્રણવાર જ્યારે સુલતાનની અજાડની નજર કુમીનાં ગંભીર મુખડાપર નખાઇ ગઇ ત્યારે આ છોકરીનાં મગજમાંથી તે ઘડીએ શું વીચાર પસાર થઇ જતા હશે તે જાણવા માટે જો જરૂર પડતે તો પોતાની જીદગીમાં પાચ વર્ષોગી આપવા સુલતાન તઇયાર થઇ જતે !

પણ હવે તે જ્યારે એખલો પડયો ત્યારે તેની આટલો વાર સમાવી રાખેલી લાગણી બમણા જોરથી ઉભરી નીકળી.

"બેસો, મો૦ સુલતાન–આપરે જરા બે ઘડી ટાહેલાં કર્યે'."

સુલતાન ત્યાં ઢગલો થઇને ખુરસીપર બેસી ગયો. જીવ સટોસટ ઘડી આવી પુગી હતી.

---

## પ્રકરણ ૨૨ મું.

—:o:—

### "ઓ ભલી છોકરી! મારી છાતી પરથી તેં આજે એક ડુંગર ઉંચકી નાખ્યો છે!"

તેઓ સામ સામી બેઠેલાં હતાં—પણ બંનેના હોઠો જાણે સીવાઇજ ગયલા હતા.

બાપ જનમમાં પહેલીજ વાર સુલતાન હીમત હારી જઇને અંદરખાનેથી ઠરઠર ધ્રુજતો હતો. પોતાના હાથમાં પકડેલો રૂમાલ તેણે બે ત્રણ વાર જોરમાં મ્હોડાં ઉપર ફેરવ્યા કર્યો, અને નજર જમીન ઉપર ઠેરવી રાખી. ડોળા ઉચકીને સામે બેઠલી છોકરીના ચેહરા તરફ જોવાની તેની છાતીજ ચાલતી નહીં હતી.

અને કુમી ? તેણીના શાંત મ્હોડાં ઉપર અકળામણ કે ગભરાટનો જરાબી છાપ હતો નહીં. પોતીકી કાળી ભમ્મર આખ્યો સુલતાનના મ્હોં ગમ ટાકી રાખી તેણીએ બારી કાથી પોતીકા કેદીના આ નવાં સ્વરૂપનું અવલોકન બે એક મીનીટ સુધી કર્યા કીધું. કેટલો ફેરફાર! ફાટાંતુટાં તુરંગના લેબાશમાં, હાદેસાથી નખાઇ લેવાઇ ગયલો, પસીનાથી ભીંનાઇ ગયલો, ત્રણ માઇલ દોડતાં ઠાકીને લોથ પોથ થયલો પેલો

નાહસી આવેલો ઉંધાડ પગ્યો બંધવો કયાં—અને ઉંચી બનાટના કાળા કોટ પાટલુન, કસબી પાઘડી તથા વીલાયતી વારનીશના બુટમાં સજ થયલો આ સુઘડ સેક્રેટરી કયાં? તેણીએ તે ગંભીર વીચારવંત ચેહરાને ધારી ધારીને જોયાજ કર્યો! હજી સુધી કુમીને સુલતાનનાં મ્હોડાંનો બરાબર ધીરજથી પુખ્ત અભ્યાસ કરવાની તક મલી નહીં હતી. કાં નહી વખતે તેણી કોઇ ભળતાજ શખ્શનાં પેલા કેદી સાથ મળતાં આવતાં મ્હોડાંને જોઇ કાંઇ સજજડ ગોટું ખાતી હોય? આ સુલતાન માટે ફરીથી પોતાની પુરેપુરી ખાત્રી કરવા સારૂં તો તેણી પાછી નીચે ઉતરી આવી હતી.

પણ હવે જયારે કુમી તેની સામે ગોઠવાઇ બેઠી ત્યારે તેણીના મનમાં શકનો જે સેહજસાજબી ખતરો હતો તે નીકળી ગયો હતો. પેલી રાતવાળા કેદીના મ્હોડાંનો ઘટમદાર કલ્લો–તેના કમાનદાર ભવાં–તેની બે વીચારવંત આંખ્યો—સર્વે હમણા પાછું કુમીની સામે આવી ઉભેલું હતું.

પણ એ બધી નીશાનીઓનીબી શું જરૂર હતી?

પેલા બંધવાના ચેહરાની બધી પાછી યાદની શું જરૂર હતી? આગળે દહાડે રાતે પહેલ વહેલી બંને વચ્ચે મુલાકાત થઇ ત્યારથીજ તે જવાન સખ્શના ચેહરા ઉપરથી પ્રગટ થઇ ગયલા ફેરફારોએ કહી આપ્યું હતું કે કુમી સાથ અચબુચ ગુલબરગામાં પાછો મેળાપ થવાથી તે કેટલો બધો મનમાં ગુંચવાઇ શરમાઇ જતો હતો!

"આપરે અહીંયાં વાત કર્યે તે કોઇ સાંભળવાનું નથી, મીઠ જામાસજી મોદી." ઘણેજ હળવે સાદે કુમીએ ચુપકાદી તોડી.

ખચીત ! જાણે ઓર્ચીની પગનાં ટેરાંમાં કોઇએ આખી ટાંચણી ભોકી દીધી હોય તેમ બને પીસેલા હોઠો વચ્ચે ગુંગળાવી નાખેલી એક બુમ સમેત ધર્રરરર કરતો કે સુલતાન ખુરસી ઉપરથી ઉછળી ઉભો. તેના મહોંડાંપરથી લોહીનો છાંટે છાટો ઉડી ગયો હતો.

"બાઇ—વાસ્તે ખુદાને હું કરગગીને માંગી લેઉંછ કે મને અહીં સુલતાનના નામેજ બોલાવો," તેણે ખોખરા દબા-યલા અવાજે અત્યંત મીન્નતજારીથા કહયું

કુમીના હોઠપર સેહજ હસ્તુ પઠરાયું—'તમારી એવી મરજી છે, મી૦ સુલતાન, કે હુંબી તમારી ઠગાઇમાં સામેલ થાઉં ?"

"નહીં—નહીં ! એમ ના બોલો ! તમે કેહો તો આય ઘડીએ હું આય મકાન છોડી જવા તઇયાર છેઉં. હુ તો એવા ખ્યાલમાં ગેઇ કાલ સુધી ઉભો કે મારી જીંદગીના આગલા કંગાલ સફાપર મેં સદાનો છેકો માર્યોછ—પણ નહીં ! મારૂં બદનસીબ એક ડગલું આગળનું આગળજ છે ! તમે મને એક વખત મ્હોતમાંથી ઉગારયો—મને જીવત-દાન આપ્યુ—તેથી હુ એવી આશામાં રહયો કે તમે મને જીંદગીમાં એક બીજો ચાન્સ લેનાં અહીં અટકાવશો નહી—પણ—"

"પણ શું, મી૦ સુલતાન ? અચકી ના જાઓ—બોલો. શું તમે એમ બીહીક રાખોછ કે હું તમુને હવે ફસાવશ—ઉંધાડા પાડશ—તમુંને પોલીસમાં આપશ ?"

નીચી મુડીએ સુલતાન મુગોજ ઉભો રહયો. આ અસાધારણ

છોકરી આગળ કાંઇ ખુલાશાથી વાત કરવાની તેની તમામ શકતીબી જાણે સુકાઇ ગઇ હતી !

અરધી મીનીટ બેઉ જણાં પાછાં મુંગા મંતર થઇ ગયાં. કુમીએજ પાછી શરૂઆત કરી. તેણી હવે અત્યંત ધીમા અવાજે બોલતી હતી

"મી૦ સુલતાન, જરા બેસો—ને હું કેહુંછ તે ધીરજથી સાંભળો. તમે જુવાન છેઓ—આટલા હુશીયાર છેઓ—ને આટલા તંદોરસ્ત છેઓ. માટીડા થઇને તમારે તો વધારે હીમત રાખવી જોઇયે. તેને બદલે તમે તો એવા ભાજીનાં પાણી થઇ જાઓછ કે હું અજબ થાઉંછ. જરા બેસો—મી૦ સુલતાન હું તમુને અરજ કરૂંછ કે પાછા આવ ખુરસીપર બેસો."

એક પાળેલો કુત્રો જેમ પોતાની શેઠાણીનો હુકમ માને તેમ સુલતાન ત્યાં ખુરસીપર પાછો બેઠો. તેના કપાલપર ઝરાં ફુટી નીકળતાં હતાં. કુમી તેની ગમ વાંકી વળી અને પાછું ચલાવ્યું.

"તમે હમણાં એમ કાંય બોલ્યા, મી૦ સુલતાન, કે તમારૂં બદનસીબ તમારી આગળનું આગળજ છે? શું હું તમારૂં બદનસીબ છેઉં?"

"અરે નહી—નહી."

"જો હું તમુને પાછી તુરંગમાં મોકલવાનીજ હોતે તો આજે બે દાહડા બેસી શું કામ રેહતે? એમજ જો હોતે તો હું તમુને તે દાહરે—પેલી રાતે—અમદાવાદમાં અમારે તાંહ તમુને નાહસી જવામાં મદદ શું કામ કરતે? મી૦ સુલતાન, કંઇ બોલોની?"

"હું શું બોલુંજી? તમારી આગળ મારેથી કંઇ બોલાતુંજ નહી?"

"કાંય નહીં બોલાતું? મારેથી એટલા બીહોછ કાંય? હું દલગીર છેઉં કે તમે મારે વાસ્તે એટલો બધો હલકો વીચાર રાખોછ."

સુલતાને એક નીસાસો નાખી હવે કુમી ગમ જોયું.

"કુવરબાઇ, તમે એમ ના બોલો! તમારે વાસ્તે હું હલકો વીચાર રાખું? તમારે વાસ્તે? તમારે વાસ્તે હું શું વીચાર રાખુંછ તે મારો જીવ અને મારો ખુદાજ જાણેછ. મારેથી મારા અકરાટ ગભરાટમાં કંઇબી એવું બોલઇ ગીયું હોય કે જેથી તમુને મનમાં ઓછું આયું હોય નો હું કરગરીને માફ માગુંછ. હું તમારેથી બીહીતો નથી—હું જાણુંછ કે તમે તો મારાં મુરબ્બી, મને બચાવનાર છેઓ. ફકત તમારા ઉપકાર તળે એટલો હું દબાઇ ગીયેલો છેઉ કે મારી લાગણી મને આજેજ કરી નાખેછ. હું જાણુંછ કે તમારાં જેવાં ભલાં મેહરબાન બાઇની દયા હેઠલ હું સલામત છેઉં—"

કુમી નારાજીથી મહોં કુમળાવીને પોતીકી ખુરશીપર અટેલી બેઠી—

"તમે એવી રીતે વાત કરોછ તાહરે મને તમારે સારૂં સારો વીચાર નહીં આવતો—મી૰ સુલતાન, મને કેહવા દેઓ! તમે શું એમ મનમાં સમજોછ કે હું તમુને ગુનેહગાર જાણવા છતાં જાણી જોઇને તમુને કાયદાના સપાટામાં છટ કવામાં મદદ કરૂંછ?"

ગુગજ જેવો બંને લખરાયલા ડોળા ફાડી સુલતાન તો આ છોકરીનો ચેહરો ટીકવા પડયો.

"જી-તમે શું કહોછો, તે હું ખરેખર સમજતો નથી."

"તેથીજ તમે મને ગેરઇનસાફ કરોછો. મી૦ સુલતાન-મને ખુલાસાથી કહી દેઓ—સાચ્ચું બોલો—તમે એમજ માનોછો કેના કે હુંબી આય તમારી હમણાની ઠગાઇમાં અહીં સામેલ થઇછ ને તેમાં હું ખોટું કરૂં છ?"

સુલતાન નીચેથી ઉચે જોતો નહી હતો. પોતાની આખી જીંદગીમાં તેને આવી શરમીંદગી ઉપજી નહીં હતી. અરેરે—તે કેવું ઇચ્છતો હતો કે તે ઘડીએ પોતે જમીનમાં કાંઇ ગેબી રીતે ગરક થઇ જઇ શકતો હતો! આ કુમી તો તેનુ નાકજ કાપીને તેના હાથમાં આપતી હતી!

"મી૦ સુલતાન-જવાબ આપોની તો? હું પુછી પુછીને મરી જાઉંછ ને તમે તો મારી તરફ જોતાબી નથી."

"બસ મારેથી બોલાતુંજ નથી. તમારી ભલઇ તમુને મારે સારૂં બેશક એક ખોટુ કામ કરાવેછ. પણ તેનો આજે છેડો આવશે. કુવરબઇ—જો હું જાણુતે કે આપુને અહી પાછું મહોડે મહોડું મળતું પડશે તો અહીં આવવા અગાઉ હું મારી જીંદગીનાબી ભોગ આપવા તઇયાર થતે! મારે ખાતર તમુને કોઇબી કઢંગી હાલતમાં મુકાયલાં જોવા હું મારા અંતકરણથી નારાજ છેઉ. બાજા એક કલાક પછી તમે મને અહી જોશો નહીં-હું રજા લેઉછ, કુવરબઇજી! પરવરદેગાર તમુને—"

'સબુર! જરા ઉભા રેહો! જો તમે અહીંથી હવે જતા રેહશો તો તમારે વાસ્તે હું ઘણુંજ ઘણુંજ હલકું મત બાંધશ. હું એમ સમજશ કે તમે મારેથી બીહીને હીચકારાની માફક નાહસી ગીયા. જામાસજી, તમુને તમારૂં અંત-

કરણ જો કેહતું હોય કે તમે નીરદોશ છેઓ તો પછી એક મરદ બચ્ચાની માફક તમારે હીંમતથી ટટણુખાર ઉભા રેહવું જોઇયે, નહીં કે એક બીહીકણ બાયલાની કાની ભરાતા સતાતા ફરવું જોઇયે."

"તમે આજે મારીપર ઘણાં સખત થાઓછ. હું મારૂં નીરદોશપણું પુરવાર કરવાના કસમ લઇનેજ અહીં આયો–પણ—"

"પણ તેટલાં હું વચ્ચે નરવા આવી—કેમ ? ને મને જોઇને ગભરાટને મારે તમે તમારા કસમબી ભુલી ગીયા ! જામાસજી, જો હું તમુને નીરદોશ આજે નહીં માનતી હોતે તો હું તમારી સાથ હમણા આટલી ખુલાસાથી વાત કરવા બેઠી નહીં હોતે !"

"તમે મને નીરદોશ માનોછ ?" સુલતાને દગદગતે સાદે પુછયું.

"નીરદોશ માનુંછ ? હું જાણુંછ–ખાત્રીથી જાણુંછ–કે તમે નીરદોશ છેઓ. તમે અમદાવાદમાં મને તમારૂં નામ કેહયું પછી નુસપેપરોમાં તમારા નાહસી જવા બાબેના રીપોરટો દાહારા સુધી આયા. પેપરોમાં તમારી પેહડીના કેસ બાબે અને તમો લોક સાથ મારા કાકા શેહેર્યારના સબંધ બાબે બધી હકીકતો પાછી છપાઇ. મેં બધુ ચીપીચીપીને વાંચ્યું—ને બાવાજીનેબી બધું પુછી જોયું તાહરેજ મારી પુરેપુરી ખાત્રી થઇ કે મેં બીચારા એક તદન બેગુનાહ નીરદોશ માણસને બંચાવી લેવાનું ભલુ કામ કીધું'તું. પણ જાહરે અહી આવીછ તાહરે હું શું જોઉંછ ? તે નીરદોશ માણુસ, હાથે પગે આખ્ખો હોવા છતાં, આવી

સરસ તક મળીછ તોબી, હવે મનેજ જોઇને પાછો નાહસી જવાની તઇયારીમાં છે!"

સુલતાન આસ્તેથી હવે ઉઠી ઉભો થયો અને પોતાનું ભીણું કપાલ એકવાર પાછું રૂમાલથી લુછયું—

"જીવતાં રેહો—જીવતાં રેહો! તમારા બોલવાથી આજે મારા જીવમાં નવો જીવ આયોછ બસ તમે મને નીરદોશ માનતાં હોત તો મને બીજા કોઇની—આખી દુન્યાની—દરકાર નથી. ને દુન્યા તરફથી મને ઇનસાફ મળવાની હવે આશાબી નથી."

"નહીં—એમ નહીં બોલ્યે, જામાસજી! બીજાંઓની દરકાર તો આપુને પેહલી કરવી જોઇયે. ખંત રાખો—હીમત રાખો! તમારૂં નીરદોશપણું તમે આજે નહીં તો પાંચે દાહડેબી દુન્યા આગળ પુરવાર કરી શકશો મારા બાવાજીની અમુને હંમેશ નશીહત છે કે દાદાર હોરમજ કદીબી સાચ્ચાં આદમીઓને લાબો વખત હેરાન થવા દેતો નથી આય દુન્યાના નહી તો મીનોઇ જેહાનનાં ઇનસાફ ઉપર ભરૂશો રાખો."

"ઠેકયું! તમારા હીમત અને શીખામણના સખુનો હું મારે હઇયે કોતરી રાખશ. જો હું ખરેખરોજ ગુનેહગાર હોતે તો મારૂં અંતકરણ મને અહીં આજે હાજર રેહવા દેતેજ નહીં. પણ હું બીજાઓના તરકટનો ભોગ થઇ પડયો—ને જેવું મને છુટાપણું મલ્યું કે મારી ગરીબ બીચારી સાથે મને સોગંદ આપ્યા કે મારે હવે મારા અને મારા પીતાના નામપરનો કલંક ધોઇ નાખવા મથવું."

"ખચીત—તમે તમારાં માયજીના સારાં નામને વાસ્તે

સેહજબી દરકાર રાખતા હોવ તો તે સોગંદ પાળજો ! પાછળ હઠતા ના. મારેથી જરાબી ધાસ્તી રાખતા ના. હું ઉમરમાં નાહલ્લી છેઉ, તોબી ભલાં અને ભુડાં વચ્ચેનો ફરક હું સમજી શકું છ. ચાલો સાહેબજી–આપરે ઘણો વાર વાત કીધી. પછી ખાવાની વખતે ઉપર આવજો. હવે મારેથી જરાબી ઓસ્કાતા ના—સમજ્યા કે ?"

"હાજી–ગોડ બ્લેસ યુ–સાહેબજી"

"એક મીનીટ ! તમે મેહરાં ફુઇને બીલકુલ તમારી આગલી વાત નથી કેહી ?"

"બીલકુલ નહી."

"ને તમે તેવણુની નોકરી એક ખોટાં ધારણ કરેલા નામ સાથ કબુલ કીધી તેમાં તમે ધારોછ કે તમે વાજબી કીધું છ ?"

"હુ ખરેખર ઘણોજ શરમીંદો છેઉ. હા, હું ધારૂંછ કે મેં ખોટું કીધું છ. પણ તેમ કરવાના મને ઘણાજ મજબુત કારણ લાગાં."

"શું કારણો ?"

"મને લાગું કે જાંહ સુધી મારૂં અંતકરણ મને કેહછ કે હું ખરેખર નીરદોશજ છેઉ તાંહ સુધી હાલ તુરત મારી એ આગલી વાતપર પરદો ઢાંકી દેવામાં હુ વાજબીજ કરૂં છ. જો હું ખરો ગુનેહગાર હોતે તો એમ ખામોશ રેહીને મેહરબાઇજીને છેતરવાનું મારૂં દીલ ચાલતે નહી. કદાચ હું એક દુન્યાદારીના વેહવાર માણસ તરીકે જોઇયે તે કરતાં વધારે વરતું છ–પણ એટલું તો આપરે બેઉ સમજીયેછ કે કેટલીક વખતે ચોકકસ બાબદનો અણગમો ગમે એટલીબી

આપરે ખાત્રી આપ્યે તોબી દુર કરી શકાતો નથી. બાઇજી મહેરબાઇ બીચારાં ઘણાંજ ભલાં છે–તોબી ઘણો વીચાર કીધા પછી હું એવા ઠરાવપર આયો કે હમણાને હમણાજ તેવણને ચમકાવી મુકવાની ખાસ કંઇ જરૂર નથી. જાહરે તાલ મળશે તાહરે હલ્લુ ધીરે તેવણને હું બધું કેહવાનોજ છેઉં——”

“ચાલો સાહેબજી—ઓ જાલુ? આવની, આવની? કાંય, એમ બારણા આગળ કાંય ઉભી રેહીછ?”

ખરેખર! જાલુ તે ડ્રોઇંગ રૂમના બારણાનાં ઉંબરપર ચકીત આંખ્યોએ આ બે જણાને વાત કરતાં જોતી ઉભીજ રહેલી હતી!

“હું બે વખત અહીં જોઇ ગેઇ—પણ તમે બેઉ જણાં એવાં કંઇ ખાનગી વાતમાં રોકાયલાં કે હું પાછી જતી રેહી!”

“ખાનગી વાત!” કુમી હસી પડી—“મરેરે, ખાનગી વાત શું બરેલી હોય?”

“કોણ જાણે, હું શું જાણું? તમે બેઉ કંઇ એવી સુજગુજમાં પરેલાં કે મને જોઇબી નહીં! એ શું કુમીને બધું એમ ગંભીર મોહનું કરીને કાહરનું સમજાવતા’તા, સુલતાન?”

સુલતાનજી મુછમાં હસ્યો—‘નહીરે જરબઇ—અમે તો અમસ્થાં જરા દુન્યાદારીનાં ટાહેલાં કરતા’તાં.”

“ટાહેલાં? મરે, હું સુલતાન સાથ વાત કરવા માંગું કેની, કુમી, તો દસ સવાલ પુછું તાહરે આપુને તો એક જવાબ મલે જો! ને તાહરી સાથ તો એવી રીતે વાત કરતા’તા કે ખરેખર જાણે તમુ લોકને બચપણની કંઇ કેવી એક દોસ્તી હોયની તેમ!”

"હું શું બોલુંજી ? તમારી આગળ મારેથી કંઇ બોલાતુંજ નહીં ?"

"કાંય નહીં બોલાતું ? મારેથી એટલા બીહોછ કાંય ? હું દલગીર છેઉં કે તમે મારે વાસ્તે એટલો બધો હલકો વીચાર રાખોછ."

સુલતાને એક નીસાસો નાખી હવે કુમી ગમ જોયું.

"કુંવરબાઇ, તમે એમ ના બોલો ! તમારે વાસ્તે હું હલકો વીચાર રાખું ? તમારે વાસ્તે ? તમારે વાસ્તે હું શું વીચાર રાખુંછ તે મારો જીવ અને મારો ખુદાજ જાણેછ. મારેથી મારા અકરાટ ગભરાટમાં કંઇબી એવું બોલઇ ગીયું હોય કે જેથી તમુને મનમાં ઓછું આયું હોય નો હું કરગરીને માફ માગુંછ. હું તમારેથી બીહીતો નથી–હું જાણુંછ કે તમે તો મારાં મુરબ્બી, મને બચાવનાર છેઓ. ફક્ત તમારા ઉપકાર તળે એટલો હું દબાઇ ગીયેલો છેઉં કે મારી લાગણી મને આજેજ કરી નાખેછ હું જાણુંછ કે તમારાં જેવાં ભલાં મેહરબાન બાઇની દયા હેઠલ હું સલામત છેઉં—"

કુમી નારાજીથી મહોં કુમળાવીને પોતીકી ખુરશીપર અટેલી બેઠી—

"તમે એવી રીતે વાત કરોછ તાહરે મને તમારે સારૂં સારો વીચાર નહીં આવતો—મી૦ સુલતાન, મને કેહવા દેઓ ! તમે શું એમ મનમાં સમજોછ કે હું તમુને ગુનેહગાર જાણવા છતાં જાણી જોઇને તમુને કાયદાના સપાટામાં છટ કવામાં મદદ કરૂંછ ?"

ગુંગજ જેવો બંને ભબરાયલા ડોળા ફાડી સુલતાન તો આ છોકરીનો ચેહરો ટીકવા પડયો.

"જી-તમે શું કહોછ, તે હું ખરેખર સમજતો નથી."

"તેથીજ તમે મને ગેરઇનસાફ કરોછ. મી૦ સુલતાન-મને ખુલાસાથી કહી દેઓ—સાચ્ચું બોલો—તમે એમજ માનોછ કેની કે હુંબી આય તમારી હમણાની ઠગાઇમાં અહીં સામેલ થઇછ ને તેમાં હું ખોટું કરૂછ?"

સુલતાન નીચેથી ઉચે જોતો નહી હતો. પોતાની આખી જીંદગીમાં તેને આવી શરમીંદગી ઉપજી નહીં હતી. અરેરે—તે કેવું ઇચ્છતો હતો કે તે ઘડીએ પોતે જમીનમાં કાંઇ ગેબી રીતે ગરક થઇ જઇ શકતો હતો! આ કુમી તો તેનું નાકજ કાપીને તેના હાથમાં આપતી હતી!

"મી૦ સુલતાન-જવાબ આપોની તો? હું પુછી પુછીને મરી જાઉંછ ને તમે તો મારી તરફ જોતાબી નથી."

"બસ મારેથી બોલાતુંજ નથી. તમારી ભલઇ તમુને મારે સારૂં બેશક એક ખોટું કામ કરાવેછ. પણ તેનો આજે છેડો આવશે. કુવરબઇ—જો હું જાણુંતે કે આપુને અહીં પાછું મહોડે મહોડું મળવું પડશે તો અહીં આવવા અગઉ હું મારી જીંદગીનાબી ભોગ આપવા તઇયાર થતે! મારે ખાતર તમુને કોઇબી કઢંગી હાલતમાં મુકાયલાં જોવા હું મારા અંતઃકરણથી નારાજ છેઉં. બાગ અક કલાક પછી તમે મને અહી જોશો નહીં-હું રજા લેઉંછ, કુવરબઇજી! પરવરદેગાર તમુને—"

'સબુર! જરા ઉભા રેહો! જો તમે અહીંથી હવે જતા રેહશો તો તમારે વાસ્તે હું ઘણુંજ ઘણુંજ હલકું મત બાંધશ. હું એમ સમજશ કે તમે મારેથી બીહીને હીચકારાની માફક નાહસી ગીયા. જામાસજી, તમુને તમારૂં અંત-

કરણ જો કેહતું હોય કે તમે નીરદોશ છેઓ તો પછી એક મરદ બચ્ચાની માફક તમારે હીંમતથી ટટણખાર ઉભા રેહવું જોઇયે, નહીં કે એક બીહીકણ બાયલાની કાની ભરાતા સતાતા ફરવું જોઇયે.”

“તમે આજે મારીપર ઘણાં સખત થાઓછ. હું મારૂં નીરદોશપણું પુરવાર કરવાના કસમ લઇનેજ અહીં આયો-પણ—”

“પણ તેટલાં હું વચ્ચે નરવા આવી—કેમ ? ને મને જોઇને ગભરાટને મારે તમે તમારા કસમબી ભુલી ગીયા ! જામાસજી, જો હું તમુને નીરદોશ આજે નહીં માનતી હોતે તો હું તમારી સાથ હમણા આટલી ખુલાસાથી વાત કરવા બેઠી નહીં હોતે !”

“તમે મને નીરદોશ માનોછ ?” સુલતાને દગદગતે સાદે પુછયું.

“નીરદોશ માનુંછ ? હું જાણુછ–ખાત્રીથી જાણુંછ–કે તમે નીરદોશ છેઓ. તમે અમદાવાદમાં મને તમારૂં નામ કેહયું પછી નુસપેપરોમાં તમારા નાહસી જવા બાબેના રીપોરટો દાહારા સુધી આયા. પેપરોમાં તમારી પેહડીના કેસ બાબે અને તમો લોક સાથ મારા કાકા શેહેરીયારના સબંધ બાબે બધી હકીકતો પાછી છપાઇ. મેં બધુ ચીપીચીપીને વાંચ્યું—ને બાવાજીનેબી બધું પુછી જોયું તાહરેજ મારી પુરેપુરી ખાત્રી થઇ કે મેં બીચારા એક તદન બાનગુનાહ નીરદોશ માણુસને બંચાવી લેવાનું ભલુ કામ કીધું'તું. પણ જાહરે અહીં આવીછ તાહરે હું શું જોઉંછ ? તે નીરદોશ માણુસ, હાથે પગે આખ્ખો હોવા છતાં, આવી

સરસ તક મળીછ તોબી, હવે મનેજ જોઇને પાછો નાહસી જવાની તઇયારીમાં છે !”

સુલતાન આસ્તેથી હવે ઉઠી ઉભો થયો અને પોતાનું બીણું કપાલ એકવાર પાછું રૂમાલથી લુછયું—

“જીવતાં રેહો—જીવતાં રેહો ! તમારા બોલવાથી આજે મારા જીવમાં નવો જીવ આયોછ બસ તમે મને નીરદોશ માનતાં હોવ તો મને બીજાં કોઇની—આખી દુન્યાની—દરકાર નથી. ને દુન્યા તરફથી મને ઇનસાફ મળવાની હવે આશાબી નથી.”

“નહીં—એમ નહીં બોલ્યે, જામાસજી ! બીજાંઓની દરકાર તો આપુને પેહલી કરવી જોઇયે. ખંત રાખો—હીમત રાખો ! તમારૂં નીરદોશપણું તમે આજે નહીં તો પાંચે દાહડેબી દુન્યા આગળ પુરવાર કરી શકશો મારા બાવાજીની અમુને હંમેશ નશીહત છે કે દાદાર હોરમજ કદીબી સાચ્ચાં આદમીઓને લાબો વખત હેરાન થવા દેતો નથી આય દુન્યાના નહી તો મીનોઇ જેહાનનાં ઇનસાફ ઉપર ભરૂશો રાખો.”

“ઠેકયું ! તમારા હીમત અને શીખામણના સખુનો હું મારે હઇયે કોતરી રાખશ. જો હું ખરેખરોજ ગુનેહગાર હોતે તો મારૂં અંતકરણ મને અહીં આજે હાજર રેહવા દેતેજ નહીં. પણ હું બીજાઓના તરકટનો ભોગ થઇ પડયો—ને જેવું મને છુટાપણું મલ્યું કે મારી ગરીબ બીચારી સાથે મને સોગંદ આપ્યા કે મારે હવે મારા અને મારા પીતાના નામપરનો કલંક ધોઇ નાખવા મથવું.”

“ખચીત—તમે તમારાં માયજીના સારાં નામને વાસ્તે

સેહજબી દરકાર રાખતા હોવ તો તે સોગંદ પાળજો ! પોછળ હઠતા ના. મારેથી જરાબી ધાસ્તી રાખતા ના. હું ઉમરમાં નાહલ્લી છેઉ, તોબી ભલાં અને ભુડાં વચ્ચેનો ફરક હું સમજી શકું છ. ચાલો સાહેબજી—આપરે ઘણો વાર વાત કીધી. પછી ખાવાની વખતે ઉપર આવજો. હવે મારેથી જરાબી ઓરકાતા ના—સમજયા કે ?"

"હાજી-ગોડ બ્લેસ યુ-સાહેબજી"

"એક મીનીટ ! તમે મેહરાં કુઇને બીલકુલ તમારી આગલી વાત નથી કેહી ?"

"બીલકુલ નહી."

"ને તમે તેવણની નોકરી એક ખોટાં ધારણ કરેલા નામ સાથ કબુલ કીધી તેમા તમે ધારોછ કે તમે વાજબી કીધું છ ?"

"હુ ખરેખર ઘણોજ શરમીંદો છેઉ. હા, હું ધારૂં છ કે મેં ખોટું કીધું છ. પણ તેમ કરવાના મને ઘણાજ મજબુત કારણ લાગાં."

"શું કારણો ?"

"મને લાગું કે જાંહ સુધી મારૂં અંતકરણ મને કેહછ કે હું ખરેખર નીરદોશજ છેઉ તાંહ સુધી હાલ તુરત મારી એ આગલી વાતપર પરદો ઢાંકી દેવામાં હું વાજબીજ કરૂંછ. જો હું ખરો ગુનેહગાર હોતે તો એમ ખામોશ રેહીને મેહરબાઇજીને છેતરવાનું મારૂં દીલ ચાલતે નહી. કદાચ હું એક દુન્યાદારીના વેહવારૂ માણસ તરીકે જોઇયે તે કરતાં વધારે વરતું છ-પણ એટલું તો આપરે બેઉ સમજીયેછ કે કેટલીક વખતે ચોકક્સ બાબદનો અણગમો ગમે એટલીબી

આપરે ખાત્રી આપ્યે તોબી દુર કરી શકાતો નથી. બાઇજી મહેરબાઇ બીચારાં ઘણાંજ ભલાં છે–તોબી ઘણો વીચાર કીધા પછી હું એવા ઠરાવપર આયો કે હમણાને હમણાજ તેવણને ચમકાવી મુકવાની ખાસ કંઇ જરૂર નથી. જાહરે તાલ મળશે તાહરે હલ્લુ ધીરે તેવણને હું બધું કેહવાનોજ છેઉં——"

"ચાલો સાહેબજી—ઓ જાલુ? આવની, આવની? કાંય, એમ બારણા આગળ કાંય ઉભી રેહીછ?"

ખરેખર! જાલુ તે ડ્રોઇંગ રૂમના બારણાનાં ઉંબરપર ચકીત આંખ્યોએ આ બે જણાને વાત કરતાં જોતી ઉભીજ રહેલી હતી!

"હું બે વખત અહીં જોઇ ગેઇ—પણ તમે બેઉ જણાં એવાં કંઇ ખાનગી વાતમાં રોકાયલાં કે હું પાછી જતી રેહી!"

"ખાનગી વાત!" કુમી હસી પડી—"મરેરે, ખાનગી વાત શું બરેલી હોય?"

"કોણ જાણે, હું શું જાણું? તમે બેઉ કંઇ એવી સુજગુજમાં પરેલાં કે મને જોઇબી નહીં! એ શું કુમીને બધું એમ ગંભીર મોહડું કરીને કાહરનું સમજાવતા'તા, સુલતાન?"

સુલતાનબી મુછમાં હસ્યો—'નહીરે જરબઇ—અમે તો અમસ્થાં જરા દુન્યાદારીનાં ટાહેલાં કરતા'તાં."

"ટાહેલાં? મરે, હું સુલતાન સાથ વાત કરવા માંગું કેની, કુમી, તો દસ સવાલ પુછું તાહરે આપુને તો એક જવાબ મલે જો! ને તાહરી સાથ તો એવી રીતે વાત કરતા'તા કે ખરેખર જાણે તમુ લોકને બચપણની કંઇ કેવી એક દોસ્તી હોયની તેમ!"

"વારૂં લે ચાલ હોશે ! હું તો માળપર જાઉંછ–તું આવેછ કે જાલુ ?"

"નહીં—તું જા ! હું બોય આવી. જરા સુલતાનને મારાં મ્યુઝીકને સારૂં કંઇ પુછવાનું છે તે પુછીને અમે બેઉ જણ ઉપર આવીયેછ. મમઇજીએ તો ભોણું કાહારવા કેહવું બી."

કુમી મુંગી મુંગી ઉપર ચાલી ગઇ. સુલતાન ત્યાં બારીની પાળને અઢેલીને અદબવાળી મુંગોજ ઉભો રહયો હતો. તેની છાતીપરથી એક ભયાનક પહેરો ઉચકાઇ જવાથી હમણા તેનું જીગર અંદરખાનેથી ખુશાલીને મારે ઉછાળા મારતું હતું–અને મહોં ખોલીને એક શબ્દબી ઉચારવાની તેનામાં હીમત નહી હતી. તે જાણતો હતો કે સેહજબી જો હોઠ તે ઉંઘાડશે તો હરૂદયમાં ઉભાનો હરખ તે જરા રતીબી બાહેર પાડી દેવા વગર રેહશે નહી.

કુમી જેવી બારણાની બાહેર ગઇ કે જાસુ દપ દેતી કે ત્યાં પડેલા ખાલી ખુરસીપર બેસી ગઇ.

"સુલતાન-તમુને કંઇ અમારાં કુમી માય સાથ ઘણીજ દોસ્તી એટલા વખતમાં પરી ગેઇછ ? જરા અમુને તો કેહશો ?"

સુલતાનથી હસી પડાયુ. હમણા તેની દુન્યા સુખી હતી.

"તમે એવી રીતે બોલોછ તાહરે મને હસ્વું આવેછ. એ કુંવરબાઇ ઘણાં મળતાવડાં અને ચંચલ છે–ને એવણ મારી સાથ કંઇ વાત કરવા આવે તો શું હું ના કેહુ ?"

"વારૂં–મને ખરૂં કેહો. તમે લોક શું વાત કરતાં'તાં ?"

"વાત તો કંઇ એલારપેલાર તરેહવાર થઇ. બધું હું કાંહ યાદ રાખવા જાઉં ?"

"ચાલો–ચાલો–એ તમારી ગત મારી આગળ નહીં ચાલશે. તમે બેઉ કંઇ ઘણીજ અગતની ખાનગી વાતચીત ચલાવતાં'તાં. હોશે–તમે મને ઉડાવવાજ માંગોછ તો હું વધારે પુછવાથી માંગતી નથી. ચાલો, માળપર આવોછ કે? કદાચ મારી સાથ વાત કરતાં તો તમોને કંટાલો આવતો હોશે?"

આટલું બોલી તેણી ઉભી થઇ—પણ સુલતાન ખસ્યો નહીં.

જાલુ જયાર ત્યાર આમ બોલતી હતી તેથી તે મનમા બહુ દલગીર થતો હતો. આ નીરદોશ હસતી રમતી છોકરીને—મેહરબાઇજીની માનીતી પઉત્રીને—આ નસીબવંતી નાની શેઠાણીને કોઇબી રવેશે પોતાથી નારાજ કરવા, બેદીલ કરવા સુલતાન બીલકુલ માંગતો નહીં હતો. તેણીને રાજી રાખવા તે પોતાથી બનતું કરતો હતો—પણ કમનસીબે આ વળવળતી જરને બસ ઓછુંજ પડતું હતું. હવે કરવુબી કેમ?

"જરબઇ"—તે ઘણીજ નરમાશથી અને માયાથી બોલ્યો, "તમે એમ શું કામ વારેઘડીએ બોલ્યા કરોછ? તમારી સાથ વાત કરતાં હું કંટાલુ કાંય? એ કોણે તમુને વેહમ આપ્યોછ? ખરૂં કેહુંછ—તમારી સાથ વાત કરવા મને તો ઉલટું ઘણુંજ ગમેછ. જરા બે મીનીટ બેસો—મારી સાથ એટલાં ખફા નહી થાઓ. તમારા મનમાં મારે વાસ્તે કઇબી ગેરસમજુતી હોય તો તે દુર કરવા હું ઘણોજ આતુર છેઉ"

જાલુ જરા નાનો જેવો ઘુમટો ચહડાવીને પાછી બેઠી!

ચેડી છોકરી! વાંચનાર, લાખ્ખો રૂપીયાના લાડમાં ઉછરેલાં ૧૭ વર્ષના એક નાદાન નીરદોશ રમત્યાળ બચ્ચાંથી તું વધુ શાની આશા રાખે છે? યાદ રાખજે—જાલુની

ટાઇપની છોકરી આજે પારસી કોમમાં કાંઇ અસાધારણ નથી. એ કીસમની છોકરી પોતાનો ટુંકો ફ્રોક છોડીને સાડી પેહેડતી થાય છે તોપણ તેણીને ભાન રહેતું નથી કે તેણી હવે વધુવાર ગેલથી હરતી અને કુદકા ભુસ્કા મારતી એક નાનકડી બુચી નહીં—પણ હવે એક ઉઘરતી ઉમરમાં આવેલી સ્ત્રી બની ચુકી છે. જાલુના બાબમાં પણ તેમજ હતું. એક નાની સ્ટીલ પેન જેમ લોહચુંબકના મોટા ટુકડા ગમ ખેંચાઇ જયા કરે તેમ જાલુ પોતાની મમઇના આ હેંડસમ સેક્રેટરી ગમ ખેંચાતી હતી. સુલતાનમાં એવું તે શું હશે કે જે તેણીને આમ જબરદસ્તીથી પોતા ગમ ખેંચતું હતું તે બાપડી આ અજ્ઞાન કુમારીકા બીલકુલ સમજી શકતી નહીં હતી. દુન્યાદારીની કાળી સીહા બાજુઓ જરા સેહજ જેટ- લાબી અનુભવવાનો તેણીને ચાન્સ મળ્યો હોય તો જાણે કેની ? ના—એક ખાલેસ વાતાવરણમાં પોતે એક સાત વર્ષની બુચી હતી ત્યારથી તેણી સુખ આરામમાં ઉછરી વધી તે શું અને જફા તે શું તેથી અજ્ઞાન હતી: તેજ ખાલેસ વાતાવરણમાં આજેબી તેણી સત્તર વરષની કન્યા તરીકે અમન ચમનમાં ઉધરી મોહબત તે-શું અને મુસીબત તે શું તેથી અણજાણ રહી ગયલી હતી !

અલબત—આપણને ખબર છે કે સુલતાનનું સઉથી મોટું ખેંચાણ જાલુ માટે એટલુંજ હતું કે તે તેણીને પોતાથી હરહંમેશ બે હાથ દુરની દુરજ રાખતો હતો. સત્તર વરષની એક જોબનવંતી છોડીનું દીલ જયારે પહેલ વહેલીવાર જયારે કોઇ પુરૂષ હરી લે છે ત્યારે તેણી પોતીકા હરૂદયના તે રાજાને માટેની પોતાની ગુપ્ત જાનફેસાની, પોતાના જીગરની છુપી

ખુશાલી બસ ગમે તેવીબી જાલમ કોશેશો કરવા છતાં સાંતી રાખી શકતીજ નથી. કોઇ મીઠાઇ યા પેપરમીટ જોઇને જેમ એક નાનાં ભુલકાંથી હસાઇ જવાય છે તેમ "સ્વીટ સેવ્રનટીન" પોતીકા "હીરો"ની હાજરીમાં પોતાની મરજી વીરૂધબી ખુશ-ખુશ રહે છે—તેની ગેરહાજરીમાં તેણીથી કુદરતી રીતે તેની ને તેનીજ વાત થઇ જયા કરે છે. તેણી તેના પગળાંનો અવાજ ઓળખે છે—તેના વીચારો, તેની લાગણીઓ સાથ કંઇ અજબ રીતે તેણી એકમતજ થતી હમેશ પોતાને જુવે છે. તેના હાથ દસ્તક તેણીને ઘણાજ પસંદ આવે છે, અને પોતે તે હરકોની નકલ કરવાબી માંડે છે. એ સર્વનું તેણીને ધ્યાન વટીક રહેતું નથી! જો કાંઇ ગાયન તેને ગમ્યું તો જીવ પટકીને તેણી તે મ્યુઝીક પાછલ રાત દાહડો મહેનત લે છે—અને તે ગાયનમાં પોતાનો આખો આત્મા જાણે રેડી નાખવા માગે છે. ગરીબ બીચારી છોકરી! તેણી માટે બીજુ કાંઇ મ્યુઝીક હોતુંજ નથી. કાંઇ ચોપડી જો તેની માનીતી હોય છે તો તેણી તે પુસ્તકની ગોયા પુંજાજ કરે છે.

કોઇબી પ્રકારે તેણી ઉછાછબી કે મરયાદાથી વેગળી હોતી નથી. નહી-ખાલી નીરદોશપણાંમાં કાંઇબી સમજવા વગર, કાંઇબી મકસદ ધરાવવા વગર, તેણી પોતાના દેવતાને જોવા દીયે છે કે તેણી તેની પુંજા કરે છે. અને આમ કરી બાઝે વખત પેલા સામા ધણીની હાલત કેવી કઢંગી તેણી કરી મેલે છે તેનુંબી બીચારીને ઘક રહેતું નથી. સુલતાનની જગ્યાએ જો કોઇ ઇચ્ચમજી જેવો જુવાન્યો હોત તો આવી લક્ષાપતણ સુંદરીની પોતા માટેની આવી લાગણી જોઇ યા તો તેણે મગરૂરીથી મુછીયાં મરડયાં કીધાં હોત કે

યા તો સોનેરી માછલીને જાલમાં વધારે ફસાવવા માટે તે નાદાન બચ્ચાંને વધારે ને વધારે ઉત્તેજન આપ્યા કીધું હોત. પણ સુલતાન એક સુધો ગ્રહસ્થ હતો. જાલુના દીલમાંથી શું પસાર થઇ જતું હતું તે સમજવાને ખુદાએ તેને પુરતી સમજ શકતી અને પુરતી લાગણી બક્ષેલી હતી. તે પોતેબી કાંઇ એક નાહનો નાદાન છોકરવન પોરીયો નહીં હતો. જીંદગીની ભયંકર લીલી સુકી જોઇને ધરાઇ ગયલો તે હવે એક દુન્યાદારીનો ઠાવકો પાકટ માટીડો હતો. જાલુ જેવાં એક ભલાં બચ્ચાંને પોતાની પાછળ આમ રંજીદા થતું દેખી સુલતાન ખરેખર મન સાથ મુઝાતો હતો—કેમજે તે સારી રવેશે જાણતો હતો કે ધર્મીની ગતી એકમાર્ગી આમથી આમબી આવી જશે તોય તેનાથી આ મેહરબાઇ જસાવાલાની દીકરીની દીકરીનો પ્યાર પાછો વાળી શકાવાનો નથી. સુલતાન પાસ તેમ કરવા માટે હવે ફાલતુ દીલ હતુંજ કયાં? તેનું દીલ તો કયારનું આખું એમનું એમ ચોરાઇ ગયલું હતું.

નાસીપાસીને મારે જાલુ પોતાનું જીગર તોડી નાખશે એવી સુલતાનને ધારતી નહીં હતી ૧૭ દીવાળી જોયલી કાચ્ચી કુમારીકાઓના જીગરો કાંઇ એટલાં સેહલાઇથી ભાંગી જતાં નથી એમ સુલતાન ખાત્રીથી માનતો હતો. થોડીક નાસુરાદી, થોડીક ગમગીની, થોડીક અદેખાઇની બીમારી, અને પછી વળી નવું ખેંચાણ નજરે આવ્યું તો પોતાના જુના જખમ રૂજાવી નાખતાં ૧૭ વર્ષના બચ્ચાંઓને ઝાઝું મુશકીલ હોઇ શકેજ નહીં એવી સુલતાનની "થીઅરી" હતી.

પણ જાલુ બીચારીને થોડા વખત માટેબી શા માટે દુઃખી થવા દેવી? આ હસમુખી બોલકણી છોકરી માટે તેને

ખરેખર એક વડા ભાઇ સમાન વાહલ હતું. તે તેણીને હવે કાંઇ અગત જોગી બેચાર ચીજ કેહવા માંગતો હતો—અને આજના જેવી તક પાછી કયારે મળવાની હતી?

જાલુ તેની સામે ખુરસીપર બેઠી કે સુલતાન હસ્તે મુખડે એક ખુરસી આગળ ખેંચી તેણીની નજદીક બેઠો.



## પ્રકરણ ૨૩ મું.



## ૧૭ વર્ષની કન્યા માટે એક "મોહતની ટેંપ" શું હોય છે-જાણોછો?

અરધી મીનીટ બેઉ જણા મુંગા મંતર બેસી રહયાં. શરૂ કેમ કરવું તે સુલતાનને આવડતું હતું નહીં. વીચારવંત ગંભીર મ્હોંડે જાલુ બારીની બાહેર રસ્તાપર જોયા કરતી હતી. આખરે સુલતાનેજ શરૂઆત કરી.

"જરબાઇ—તમારી રજા હોય તો આજે હું બે બોલ મારે પોતાને લગતી વાત કરવા માંગુંછ."

"ઓહો!—આજે સુરજ કેની મેર ઉગ્યો!!"

"હું આજ સુધી મુંગો રહયો તેના બે કારણો હતાં. મારી અત્યાર સુધીની જીંદગીની કાહણી એટલી કંગાલ છે કે તે તમારી આગળ ખોલ્લી કરતાં મને એક તો શરમીંદગી પેદા થાય, ને બીજું તમુને તે હકીકત સાંભળતાં કચવાટ ઉપજે."

"તમારી કોઇબી હકીકત સાંભળતાં કોઇનેબી શરમીદગી કે કચવાટ ઉપજે એમ હું માનતીજ નથી."

"નહીં–એમ ઉતાવળાં ના થાઓ. મારે સારૂં તમે જે ઉંચું મત ધરાવોછ તે માટે હું તમારો ઘણોજ ઉપકારી છેઉં–ખરેખર મગરૂર છેઉં. પણ, જરખઇ, તમે ધારોછ તેમ આય દુન્યામાં કાંઇ બધાજ ફરેસ્તાઓ વસ્તા નથી."

"હું કાંહ કેહુંછ કે બધાજ ફરેસ્તાઓ વસેછ? પણ એમ શું આજે બીધરાવોછ જો, સુંલતાન? બોલી દેઓની—તમે એવા તે શું ખરાબ માણસ છેઓ?"

"હું ખરાબ માણસ નથી—પણ ખરાબ દુન્યાંનો જુલુન ગેરઇનસાફ પામેલો એક કમનસીબ માણસ છું. ખુદા મારો સાહેદ છે. તમારાં મમઇજી એ મારી કશીબી આગળી પાછલી જાણવા વગર–હું કોણ છું, કાંહથી આવ્યો, મારી ઇઝત શું છે, મારૂં ખાનદાંન શું છે, તેની જરાબી પુછપરછ કરવા વગર–મને આવો જોખમ ભરયો ઓધ્ધો આપ્યો અને મારી ઉપર આટલો વીસવાશ મુકયો તેથી હુંમેશ મારા દીલમાં એટલું એ બાઇજી માટે માન અને હેશાન છે કે હવે એક વખત મારા સીવઇ ગયલા હોઠ ઉંઘાડી ને તમો લોક આગળ મારા પોતાને લગતો એક ખુલાશો કરવાની હું મારી ફરજ સમજાુંછ."

"તમારી આગળી પાછલી જાણવાની મમલાં ને શું અગત ઉતી—સુંલતાન? એવણે જોયું કે તમે આટલા હુશીયાર છેઓ, ને આટલા લાયકીવાલાને ઉદયોગીને પ્રમાણીક છેઓ. એટલે એવણે તમારી ઉપર ભરૂશો મુકયો!"

"તેજ સવાલ છે. એવણે મને સેક્રેટરી તરીકે પોતાના લાખ્ખો રૂપીયાનો વહીવટ સોંપીયો ત્યારે એવણે કેમ જાણયું કે હું પ્રમાણીક છું?"

"તાહરે શું તમે અપ્રમાણીક છેઓ ? બોલતા હોવ તો બોલી દેઓ—એમ ખોખરૂં ના કર્યાં કરો. ઓય ભોણુાંને વરે માણસ કેહવા આવશે."

"જરા ધીરજ ધરો–એટલાં આંકરાં ના પડો. મારી આજ સુધીની તમામ જીંદગીમાં ગમ સીતમ સીવાય બીજું કશું નથી. એક વખત હતો, જરબઇ, કે જ્યારે મારા પીતા પાસે દસ લાખની પુંજી હતી. ફરેબી જમાનાની જાલમાં ગુંટવાઇ જઇને તેવણુ પાયમાલ થઇ ગીયા, નામોશીના ગારમાં ઉઠલાઇ જઇને દુન્યાથી હડધુત થયા–આયંદે ખુદ જીંદગીથીબી ઉખડી ગીયા ! તેવણુ સાથે હું—હું તેવણુનો એકપુરો બેટો–બી આફત ઓચીંતા મારા તળે કચડાઇ ગીયો. મારી ખાનદાનીનું નખોદ વળ્યું—મારી જવાની ધુળમાં મળી ગેઇ. આહ—એ ઘણી ગમખાર કાહણી છે. બસ કરો—હું જોઉંછ કે તમેબી તે સાંભળીને દુઃખી થાઓછ !"

જાલુની બંને આંખ્યો પાણીથી ભીંજાઇ ગયલી હતી. કુમળાં હૈયાની આ ભોલી ભલી છોકરીને સેહજમાં પારકાનું દુઃખ લાગી આવતું હતું અને જરા જરામાં આંખ્યો ભીંગાઇ જતી હતી. સુલતાને જ્યારે ગમગીન સાદે અને દલગીર ચેહરે ઉપર મુજબ પોતાનો કીસ્સો કહેવા માડયો ત્યારે નાની જર દીલસોજીને મારે ઉજળી ઉજળી થઇ ગઇ હતી.

"બળા જાણે ! હું તો કંઇજ જાણતી'તી નહીં ! સુલતાન—હવે આપરે તો કેટલાં જુનાં દોસ્ત છેઇયે કેની ? મને બધી તમારી વાત કેહો જો વરી !" તેણી મીન્ત-જારીથી બોલી.

"તમે મારાં દોસ્ત કરતાં મારાં મુરબ્બી ખેરખાહ વધારે છેઓ. પણ હું તમારી પાસ માંગી લેઉંછ કે ચોકકસ ઘણાંજ મુસ્તકીમ કારણોસર એ મારા પીતાજીને લગતી નાખુશ વાત મારી પાસ પાછી બોલાવશો નહીં—"

"નહી, તમુને તે વાત નહી કરવા ગમતી તો ના કરો. પણ સુલતાન, તમારાં કોઇ ભઇ બેનબી નથી?—"

"ભાઇ, બેહન, કાકા, મામા, કોઇ કોઇ નથી. મારાં માતાજી સીવાય હવે આય દુન્યામાં હું એક પૈનીબી પુજી વગર એખલો છેઉં. જો કોઇનોબી હવે મને આશરો હોય તો તે તમારો અને મેહરબાન બાઇજી મેહરબાઇજીનો છે"

જાલુ થોડીક સેકંડ ચુપ બેઠી. તેણીને આ જવાન સેક્રેટરીની ગમખારી જોઇ બહુ લાગી આવ્યું હતું. તેણીની કોમળ નાજુક છાતીમાં નહીં સમાઇ શકાય તેવો કાંઇક દીબો ભરાઇ આવેલો હતો.

"સુલતાન, તમુને કંઇબી મારી તરફની મદદ જોઇની હોય તો મને કેહજો—અંકે જરાબી ઓસ્કાતા ના—મારા સમ છે, મમઇજીને કંઇબી કેહવું સુકવું હોય—"

"થેંક્યુ—હાલ તરત મને દરેક રીતનું તમારે ત્યાંની નોકરીમાં એટલું સુખ છે કે બીજું કંઇજ જોઇતું નથી પણ હું તમુને મારી પોતાની અંગત બાબદ જે કેહવા માગતો'તો તે હજુર રેહી ગેઇછ."

"હા—બોલોની! હું તો તે સાંભળવા કાહરની તલપાપડ છેઉં. તમે કહેજે એ વાત ના પુછો તેથી મુંગી રેહી"

"એ વાત સાથ મારા પીતાજીને લગતી બાબદને

લાગતું વળગતું નથી, જે એક ચોકકસ હકીકત હું તમુને કેહવા માંગુછ તે એક સ્ત્રીના સંબંધમાં છે."

"એક સ્ત્રીના સંબંધમાં!"

જાલુ એકાએક પોતાની ખુરસીપરથી ઉઠી ઉભી થઇ હતી. તેણીના ગોરા મુખડા ઉપર ઓચીંતી નાસીપાસી, ધાસ્તી અજાયબીનો અચુક છાપ ફરી વળ્યો હતો. સુલતાન શું કેહવા માંગતો હતો તેની જાણે આગાહીમાં આ છોકરીના માજરા ડોળાઓ અંદર એક ચીંતાતુર કરૂણારસીક પડછાયો ફેલાયલો સ્પષ્ટ દીસતો હતો. સુલતાને આ ફેરફાર જોયો—પણ હવે એકવાર આ નીરદોશ બચ્ચાંને તેણીના ખુશનુમાં ખ્વાબમાંથી જગાડવા વીના બીજો ઇલાજજ નહીં હતો.

સુલતાન તરફના કાંઇ વધુ ખુલાશાની રાહ જોતી—અજાયબીથી પોતાની આંખ્યો પોરપરાક ઉંધાડી રાખીને તેના મ્હોંડાં ગમ ટીકયા કરતી—જાલુ ઉભીજ રહી. વાંચનાર, મોહબતના સુખી સ્વપનાનો અંત એ ૧૭ વરષની એક કુમળી કુમારીકા માટે ગોયા એક જાતની મોતનીજ ટેંપ સમાન છે તે વીસરીશ નહીં.

"એક સ્ત્રીના સંબંધમાં!" તેણી દબાયલે અવાજે અતે પાછું બોલી, "શું વાત?—કેઇ સ્ત્રીના સંબંધમાં?—આય તો જરા સીરીયસ વાત છે!"

આમ કહી જાલુએ હસતું મ્હોડું કરયું. જુદું—તદન જુદું તે હસ્વું હતું. નીરાશી—નાઉમેદી—આફતનું તે મોટી મુશકેલીએ ઉભું કરેલું એક ત્રાજીક તકલીદી હસ્વું હતું.

"સીરીયસ? મારે મનથી તે મારી જીંદગાની કે મારાં મ્હોતના સવાલ કરતાંબી વધારે સીરીયસ બાબદ છે,"

"તમે મારાં દોસ્ત કરતાં મારાં મુરબ્બી ખેરખાહ વધારે છેઓ. પણ હું તમારી પાસ માંગી લેઉંછ કે ચોકકસ ઘણાંજ મુસ્તકીમ કારણોસર એ મારા પીતાજીને લગતી નાખુશ વાત મારી પાસ પાછી બોલાવશો નહીં—"

"નહી, તમુને તે વાત નહી કરવા ગમતી તો ના કરો. પણ સુલતાન, તમારાં કોઇ ભઇ બેનબી નથી ?—"

"ભાઇ, બેહન, કાકા, મામા, કોઇ કોઇ નથી. મારાં માતાજી સીવાય હવે આય દુન્યામાં હું એક પૈનીબી પુજી વગર એખલો છેઉં. જો કોઇનોબી હવે મને આશરો હેય તો તે તમારો અને મેહરબાન બાઇજી મેહરબાઇજીનો છે"

જાલુ થોડીક સેકંડ ચુપ બેઠી. તેણીને આ જવાન સેક્રેટરીની ગમખારી જોઇ બહુ લાગી આવ્યું હતું. તેણીની કોમળ નાજુક છાતીમાં નહીં સમાઇ શકાય તેવો કાંઇક દીબો ભરાઇ આવેલો હતો.

"સુલતાન, તમુને કંઇબી મારી તરફની મદદ જોઇની હોય તો મને કેહજો—અંકે જરાબી ઓસ્કાતા ના—મારા સમ છે, મમઇજીને કંઇબી કેહવું મુકવું હોય—"

"થેંકયુ—હાલ તરત મને દરેક રીતનું તમારે ત્યાંની નોકરીમાં એટલું સુખ છે કે બીજું કંઇજ જોઇતું નથી પણ હું તમુને મારી પોતાની અંગત બાબદ જે કહવા માગતો'તો તે હજુર રેહી ગેઇછ."

"હા—બોલોની ! હું તો તે સાંભળવા કાહરની તલપાપડ છેઉં. તમે કહેજે એ વાત ના પુછો તેથી મુંગી રેહી"

"એ વાત સાથ મારા પીતાજીને લગની બાબદને

લાગતું વળગતું નથી, જે એક ચોકકસ હકીકત હું તમુને કેહવા માંગુછ તે એક સ્ત્રીના સંબંધમાં છે."

"એક સ્ત્રીના સંબંધમાં!"

જાલુ એકાએક પોતાની ખુરસીપરથી ઉઠી ઉભી થઇ હતી. તેણીના ગોરા મુખડા ઉપર ઓચીંતી નાસીપાસી, ધાસ્તી અજાયબીનો અચુક છાપ ફરી વળ્યો હતો. સુલતાન શું કેહવા માંગતો હતો તેની જાણે આગાહીમાં આ છોકરીના માજરા ડોળાઓ અંદર એક ચીંતાતુર કરૂણારસીક પડછાયો ફેલાયલો સ્પષ્ટ દીસ્તો હતો. સુલતાને આ ફેરફાર જોયો—પણ હવે એકવાર આ નીરદોશ બચ્ચાંને તેણીના ખુશનુમાં ખ્વાબમાંથી જગાડવા વીના બીજો ઇલાંજજ નહીં હતો.

સુલતાન તરફના કાંઇ વધુ ખુલાશાની રાહ જોતી—અજાયબીથી પોતાની આંખ્યો પોરપરાક ઉંઘાડી રાખીને તેના મ્હોંડાં ગમ ટીકયા કરતી—જાલુ ઉભીજ રહી. વાંચનાર, મોહબતના સુખી સ્વપનાનો અંત એ ૧૭ વરસની એક કુમળી કુમારીકા માટે ગોયા એક જાતની મોતનીજ ટેંપ સમાન છે તે વીસરીશ નહીં.

"એક સ્ત્રીના સંબંધમાં!" તેણી દબાયલે અવાજે અતે પાછું બોલી, "શું વાત?—કેઇ સ્ત્રીના સંબંધમાં?—આય તો જરા સીરીયસ વાત છે!"

આમ કહી જાલુએ હસ્તું મ્હોડું કરયું. જુદું—તદન જુદું તે હસવું હતું. નીરાશી—નાઉમેદી—આફતનું તે મોટી મુશકેલીએ ઉભું કરેલું એક ત્રાજીક તકલીદી હસ્તું હતું.

"સીરીયસ? મારે મનથી તે મારી જીંદગાની કે મારાં મ્હોતના સવાલ કરતાંબી વધારે સીરીયસ બાબદ છે,"

"તમે મારાં દોસ્ત કરતાં મારાં સુરબ્બી ખેરખાહ વધારે છેઓ. પણ હું તમારી પાસ માંગી લેઉં છ કે ચોક્કસ મર્ણાંજ મુસ્તકીમ કારણોસર એ મારા પીતાજીને લગતી નાખુશ વાત મારી પાસ પાછી બોલાવશો નહીં—"

"નહી, તમુને તે વાત નહી કરવા ગમતી તો ના કરો. પણ સુલતાન, તમારાં કોઇ ભઇ બેનબી નથી ?—"

"ભાઇ, બેહન, કાકા, મામા, કોઇ કોઇ નથી. મારાં માતાજી સીવાય હવે આય દુન્યામાં હું એક પૈનીબી પુજી વગર એખલો છેઉં. જો કોઇનોબી હવે મને આશરો હેય તો તે તમારો અને મેહરબાન બાઇજી મેહરબાઇજીનો છે"

જાલુ થોડીક સેકંડ ચુપ બેઠી. તેણીને આ જવાન સેક્રેટરીની ગમખારી જોઇ બહુ લાગી આવ્યું હતું. તેણીની કોમળ નાજુક છાતીમાં નહીં સમાઇ શકાય તેવો કાંઇક દીલો ભરાઇ આવેલો હતો.

"સુલતાન, તમુને કંઇબી મારી તરફની મદદ જોઇતી હોય તો મને કેહજો—અંકે જરાબી ઓસકાતા ના—મારા સમ છે, મમઇજીને કંઇબી કેહવું મુકવું હોય—"

"થેંકયુ—હાલ તરત મને દરેક રીતનું તમારે ત્યાંની નોકરીમાં એટલું સુખ છે કે બીજું કંઇજ જોઇતું નથી પણ હું તમુને મારી પોતાની અંગત બાબદ જે કેહવા માગતો'તો તે હજુર રેહી ગેઇછ."

"હા—બોલોની ! હું તો તે સાંભળવા કાહરની તલપાપડ છેઉં. તમે કહેજે એ વાત ના પુછો તેથી મુંગી રેહી"

"એ વાત સાથ મારા પીતાજીને લગતી બાબદને

લાગતું વળગતું નથી, જે એક ચોકકસ હકીકત હું તમુને કેહવા માંગુછ તે એક સ્ત્રીના સંબંધમાં છે.”

“એક સ્ત્રીના સંબંધમાં!”

જાલુ એકાએક પોતાની ખુરસીપરથી ઉઠી ઉભી થઇ હતી. તેણીના ગોરા મુખડા ઉપર ઓચીંતી નાસીપાસી, ધાસ્તી અજાયબીનો અચુક છાપ ફરી વળ્યો હતો. સુલતાન શું કેહવા માંગતો હતો તેની જાણે આગાહીમાં આ છોકરીના માજરા ડોળાઓ અંદર એક ચીંતાતુર કરૂણારસીક પડછાયો ફેલાયલો સ્પષ્ટ દીસ્તો હતો. સુલતાને આ ફેરફાર જોયો—પણ હવે એકવાર આ નીરદોશ બચ્ચાંને તેણીના ખુશનુમાં ખ્વાબમાંથી જગાડવા વીના બીજો ઇલાજજ નહીં હતો.

સુલતાન તરફના કાંઇ વધુ ખુલાશાની રાહ જોતી—અજાયબીથી પોતાની આંખ્યો પોરપરાક ઉંઘાડી રાખીને તેના મ્હોંડાં ગમ ટીકયા કરતી—જાલુ ઉભીજ રહી. વાંચનાર, મોહબતના સુખી સ્વપનાનો અંત એ ૧૭ વરપની એક કુમળી કુમારીકા માટે ગોયા એક જાતની મોતનીજ ટેંપ સમાન છે તે વીસરીશ નહીં.

“એક સ્ત્રીના સંબંધમાં!” તેણી દબાયલે અવાજે અને પાછું બોલી, “શું વાત?—કેઇ સ્ત્રીના સંબંધમાં?—આય તો જરા સીરીયસ વાત છે!”

આમ કહી જાલુએ હસ્તું મ્હોડું કરયું. જુદું—તદન જુદું તે હસ્વું હતું. નીરાશી—નાઉમેદી—આફતનું તે મોટી મુશકેલીએ ઉભું કરેલું એક ત્રાછક તકલીદી હસ્તું હતું.

“સીરીયસ? મારે મનથી તે મારી જીંદગાની કે મારાં મ્હોતના સવાલ કરતાંબી વધારે સીરીયસ બાબદ છે.”

સુલતાન જમીન ગમ જોઇ ધીરે ગંભીર અવાજે બોલ્યો. "મેં તમુને કેહયું તેમ થોડા વખતની વાત પર હું એક મોટી મુસીબતમાં સપડાયલો હતો. મારાં માથાંપર ગજબનાં ડુંગરો તુટી પડેલા હતા. તમારી સુખી જીંદગીમાં, જરબાઇ, તમે તે વારની મારી આફતનો ખ્યાલબી કરી શકશો નહીં. પણ તે વખતે એક સ્ત્રીએ મને બંચાવ્યો."

"તમારી જાતવાળી સ્ત્રીએ ?"

"હા—મારી જાતવાળી સ્ત્રીએ. જુવાન ખુબસુરત, ફરેસ્તાઇ ખસલતની તે સ્ત્રીએ પોતાનો નાજુક હાથ લંબાવ્યો અને ખુવારીની ખાહીમાં ગબડી પડતાં મને અટકાવ્યો. મુસીબતની મારી જીવ સટોસટ ઘડીએ તેણી દયાની દેવી તરીકે અચણુચ મારી સામે આવી ઉભી—અને હું 'તકદીરના ચકકર તળે બીલકુલજ કચડાઇ જતો બંચી ગીયો !"

"પણ તે કોઇ તમારી સગી થતી હોશે ?"

"જરાબી નહીં. જીંદગીમાં અમે પેહલી વખત એકમેકને મલ્યાં. ઉદાર દીલની, હીમતવાન, હુશીયાર તે ભલી બાઇની મેહરથી હું જીવ્યો—તેણીની દયાને સબબેજ આજે હું આય હાલતમાં છેઉં–અને હવે ભવીષમાં હું જેબી હાલતે પુગશ તે એજ રૂડી સ્ત્રીના પ્રતાપે પુગશ."

એક લાંબો દમ ખેંચીને જાલુ આસ્તેથી ખુરસીપર પાછી બેઠી.

"તેનું નામ શું ?" તેણીએ ધીમે સાદે પુછ્યું.

"તેનું નામ હમણા કેહવાની મને છુટ નથી. કદાચ પાછળથી હું તમુને કેહવશ. મેહરબાની કરી હમણાં તે મને પુછતાં ના."

"પણ તે હમણાં કાંહ છે? તેબી નક્કી કેહશો?"

"નહીં—હું માંગી લેઉં છું કે તેણીને લગતી કંઇબી હકીકત હાલ તુરત પુછશો નહીં."

"અરે—આય તો ખરેખર કાહણી કીસ્સા જેવુંજ છે! તાહરે તમુને તો એ બાઇને વાસ્તે ઘણુંજ ઉચું મત હોશે?"

"ઉચું મત! એક સ્ત્રીને એક પુરૂષ જેટલા સાચ્ચા ઉડાં પ્યારથી ચાહી શકે તેટલા જોશથી હું તેણીને ચાહુંછ,"

જાલુએ ડોકુ નમાવી પોતાની સાડીની કોર હાથમાં લીધી. ગરીબ બીચારી જાલુ! ખચીત તેણીનાં "મોહતની ટેંપ" ઓચરાઇ ચુકી હતી. એક ચુપકીદી પાછી ઓરડામાં પંથરાઇ—ચુપકીદી જે અત્યંત લાંગી બંને જણને લાગી. પોતાનું "કનફેશન" કરતી વખતે જાલુના ચેહરા ગમ જોવાની સુલતાનની હીમત ચાલી હતી નહી. પણ હવે તેણે એક ઉડતી નજર ત્યાં ફેંકી. તેણે જોયું કે તે ગુલાબી ગાલો અને હોઠો ઉપરનો રતાશ તમામ ઉડી ગયલો હતો.

"તમે મને આય વાત કેહી તે સારૂં કીધું.' જાલું હળવેથી બોલી. "એક છેલ્લો સવાલ પુછું?"

"શું?"

"તમે એ—એ બાઇ સાથ પણુતા કાંય નહીં?"

"જરબઇ, એ સવાલ કાહડતાંજ નાં. હું ને તે બાઇ ઉત્તરને દક્ષીણ ધરૂવ જેટલાં એકમેકથી દુર છેઇયે. અમારી બેઉની હાલત વચ્ચે આસ્માન ને જમીનનો ફરક છે. તે છોકરી ને સ્વપનેબી ખ્યાલ નહી હોશે કે હું તેણીને મારાં છુપાં અંતરમાં ચાહવાની બેઅદબી કરૂંછ."

"પણ તમે એમ અલ્લગના અલ્લગ રેહશો તો કદાચ તે બીજે કેટે પરણી જશે ને તમારા મનની મુરાદ કેમ પાર પડશે ?"

"મારા મનની મુરાદ બસ એટલીજ છે કે હું મરી જાઉં તાંહ સુધી એ છોકરીને માટેનો પ્યાર મારા જીગરમાં દાટીજ રાખું."

"તાહરે તમે તેણીને તે જણાવવાજ નહી માગતા ?"

"બીલકુલ નહીં. તેણીને શું—હું બીજા કોઇનેબી જણાવવા નહીં માંગતો,"

"તાહરે મને કાંય કેહયું ?"

સુલતાન એક સેકંડ ગંગેટાયો.

"કારણ કે તેમ કરવા માટે મને કાંઇ ઘણુંજ મુસ્તકીમ-ખાનગી કારણ હતું. મને ખાત્રીથી લાગું કે તમારી આગળ મારૂં દીલ ખાલી કરવાથી મને રાહત મળશે વળી મને પકકો ભરૂશો હતો કે તમે એ વાત કોઇ કોઇને કેહશો નહીં."

"તમે મને બધું કેહયું તે સારૂં તમારી મેહરબાની થઇ. મારી તરફની દરેક દીલસોજીની ખાત્રી રાખજો. હું ઇચ્છુંછ કે તમે મને જરા અગઉથી એ બાબદ કેહી હોતે.'

"મને તક મલી કે મેં એ વાત છેડી. જરબાઇ-હું આશા રાખુંછ કે તે તમે તદનજ ખાનગી રાખશો. મેહરબધુજી આગળબી એ બાબે કંઇ બોલશો નહીં."

"તમારી ખુશી નથી તો નહીં બોલશ—પણ મમલાં જો જાણે તો ઉલટાં તમારી વધારે કદર ખાશે."

"નહીં—હું તમારી પાસથી પ્રોમીસ માંગી લેઉંછ કે તમે એ આજની આપરી વાતનો સેહજબી ઇસારો તમારાં મમઈજી આગળ કે તમારા ભાઇ આગળ કે માનેકજી કે કુવરબઇ આગળ—કોઇનીબી આગળ કરશો નહી. બોલો—ઇઝ ઇટ એ પ્રોમીસ?"

"હું પ્રોમીસ આપુછ કે નહીં બોલશ. સાહેબજી, હવે હું ઉપર જાઉંછ."

"ચાલો—હુંબી તમારી સાથ આઉંછ."

તેઓ બંને સાથે ધીરેધીરે ઉપર ગયાં. આખો દાદર ચઢતાં જાલુ એકદમ ચુપ હતી. સુલતાનબી કાંઇ બોલ્યો નહીં. બીજે માળે મેહરબઇજીના સીટીગ રૂમ આગળ આવી પુગતાં જાલુને અંદર પેહલાં દાખલ થવા દેવા માટે સુલતાન અટકી ઉભો. પણ અંદર જવાને બદલે તે છોકરી તો પાધરી પોતાના મમઇના બેડ રૂમ ભણી આગળ ચાલી

"તમે અંદર જાઓ—માણેક ને દાદી ને કુમી અંદર છે, હું તો જઇને જરા સુઇ જાઉંછ."

"કાંય? તમે જમતાં નથી?"

"નહીં, આજે તો માથું પકડયુંછ. જરા સુઇ ઉઠશ તો નરમ પડશે. સાહેબજી."

સુલતાનને વધારે કાંઇબી બોલવાનો વખત આપવા વગર પીઠ ફેરવીને તેણી ચાલી ગઇ. વાંચક દોસ્ત, એક પળકારામાં આ નાનકડી, ચેડી, હસ્તી રમતી છોકરી એક પાકટ વયની સ્ત્રીમાં બદલાઇ ગયલી સુલતાને જોઇ. બચપણનો બાહાર ખલાસ થઇ એક ઓરતનો જમાનો શરૂ થઇ ચુકયો હતો. મોહબત સાથ તેણીએ બાજી ખેલી અને તે રમતમાં

તેણીને વાગ્યું હતું. ડોક ઉંચી રાખીને ઠસ્સામાં મકકમ પગલે તેણી તે ચાલમાંથી ચાલી ગઇ. થોડાંક કદમ દુર પોતાના બેડ‍રૂમમાં જાલુ જતી રહી ત્યાં સુધી સુલતાને બારણાની બાહેરજ ઉભો રહી તેણીની ગમ જોયા કરયું. આ નીરદોશ બચ્ચાંના હરૂદયમાંથી હમણાં શું પસાર થઇ જતું હતું તે જાણે એક કાચના કેસમાં જોતો હોય તેમ સુલતાન ખોલ્લું વાંચી શકતો હતો. અલબત તેને દીલમાં એ હસ્મુખી નબાલેસ છોકરીની મુસીબતના આ પહેલા ડંખ માટે લાગી આવ્યું—પણ સુલતાનનું અંતકરણ તેને કહેતું હતું કે તેણે જે કરયું તે તદન વાજબીજ કરયું હતું. પહેલાં હવે જરા તેઓ બંને વચ્ચે એક જાતનો અંતર રહેશે એમ સુલતાન મન સાથ સમજતો હતો—પણ તેની ખાત્રી હતી કે આ ઉધરતાં બાળ‍કને બીજું કાંઇ ખેંચાણ નજરે પડયું તો આ પહેલો પોતાનો જખમ રૂજવતાં વાર લાગવાનો નથી

એક ઉંડો શ્વાસ ખેંચી તે મહેરબઇના સીટીંગ રૂમમાં દાખલ થયો ત્યાં જમવાની ટેબલપર મહેરબાઇ, કુમી, દાદી તથા માણેક તો કયારના ગોઠવાઇને બેઠેલાં હતાં.



## પ્રકરણ ૨૪ મું.

—:o:—

## ઓ તારી “નુરી” મરેરે પાછલી રાતના !

સાંજે ત્રણ વાગતે નવાબ શેહરીયાર જંગ બહાદુરના નવાં જુવાન ધણીયાણી બેગમ નુરજહાન “રોશન મહાલ”માં આવી પુગ્યાં. આવતી કાલે શાદીની ક્રીયા બંને જરથોસ્તી

તેમજ મહામેદન રીતીઓ પ્રમાણે વારાફરતી થનાર હતી. આજે સાંજે પોતીકી વરરાણીને પરોણાઓ સાથ "ઇનત્રોડયુસ" કરાવવાની મતલબથી નવાબે બગીચામાં એક "આફ્ટરનુન-ટી"નો ખાસ મેળાવડો કરયો હતો.

આરાસ્તે કરેલા તે બગીચામાં રીફ્રેશમેંટ ટેબલોની આસપાસ તેમજ વેર વીખેર પડેલી ફરાગાત નેતરની આર્મ-ચેરોમાં નવાબના પરોણાંઓ ત્રણ વાગતેથી ગોઠવાઇને ઘરડા શેહરીયાર જંગના આ નવાં રમકડાંની આવી પુગવાની વાત જોતાં બેઠેલાં હતાં.

આપણાં ઓળખીતાંઓમાં ત્યાં માનેક, કુમી, દાદી અને સુલતાનજ હતાં. જાંલુનું માથું દુઃખવાનું હજી નરમ નહીં પડવાથી તેણી માળપરજ હતી—અને અલબત મેહેરબાઇજી તેણીની આગળજ રહેલાં હોવાથી નીચે આવી શક્યાં નહીં હતાં.

સવા ત્રણેક વાગને ધમધમ કરતી નવાબની બે મોટા કાળા ઓસટ્રેલ્યન ઘોડાઓની લેન્ડો કમપાઉન્ડના દરવાજા આગળ આવી ઉભી. ઘોડાઓના રૂપેરી હારનેસ અને કોચ-મેન તેમજ સઇસોના નવા સોનેરી પોશાકનો ઠઠેરો વળી કાંઇ ઓરજ હતો. દરેક જણ ડીંગાઇને આ 'નુરી બેગમ' ને જોવા માટે ડોકયાં તાણી રહયુ હતુ.

ગાડીમાંથી પહેલા નવાબ શેહરીયાર પોતે બાહેર કુદી પડયા. તેવણ પોતીકી ભવીષની ધણીયાણીને "રીસીવ" કરવા માટે ખાસ સ્ટેશનપર ગયા હતા. એક પચીસ વર્ષનો ભર જવાન પુરૂષ જેમ ચપલાઇથી બાહેર ઉછળી પડે તેમ ઝડપથી અને લેહરથી નવાબે લેન્ડોમાંથી કુદી પડીને પોતાની બેગમને હાથ આપી હસ્તે મ્હોંડે બાહેર ઉતારી. બેગમ નુર-

જહાંનની પાછલ એક બીજી કોઇ અઘોર વયની મુસલમાન સ્ત્રી ઉતરી—જેણી દેખઇતી રીતે બેગમની દાસી હોવી જોઇયે, કેમજે બાઇની સ્યાલ અને કોઠબો હાથમાં લઇને તેણી આ પરણુતા જોડાંની પછવાડે ચાલતી હતી.

બેગમ નુરજહાનના મ્હોં ઉપર પરદો જેવું કાંઇ હતું નહી. ઉંચી સીધી સરોવર સરખી તેણી ખરેજ કદમાં અને દેખાવમાં ખુબશુરત હતી. લગાર ઘઉઆળા રંગની હોવા છતાં તેણીનો લંબાચો મુખડો અત્યંત ઘટપદાર હતો. નાગ જેવી કાળી ભમ્મર આંખ્યો કમાનદાર ભવાં, ભરાવદાર બાલોના ઝુલ્ફાં અને હંસ સરીખી ઉંચી શેપદાર ગરદન સાથ આ અઢાર કે ઓગણીસ વર્ષની મનમોહક પુતલી પોતાના કીમતી ઝરીના મહોમેદન લેબાસમાં બેશક એક દીલકશ પીકચરજ હતું. તેણીની જોડે જોડ પેંગા ચેંગા ચાલી અંદર બગીચામાં આવતાં બુઢ્ઢા વરરાજાથી તો મલક મલક હસાઇ જવાયું. આવાં એક ફાંકડાં બુલબુલને પોતે જીતી શકયા તેની ખુંશાલી અને મગરૂરીને મારે નાકના ફીફડાં ફફડાવતાં નવાબે પોતીકાં પરોણાંઓ ગમ એક જાતના ફતેહમંદ ચેહરાએ આમ તેમ નજર નાખી.

નુરજાન બેગમ તો મુવાં ઘરણનું બાવણ્યુંજ હતાં ! શાહેરીયાર જંગની બદામ દરાખ બધી વેરાઇ વેરાઇ જતી હતી ત્યારે આ બેગમસાબ તો ધુખરાયનાં છાણા જેવાં—જરાબી હસ્તું મ્હોડું કરવા વગર—દોઢેક ફુટના થોબરા સાથ અંદર ચાલી આવ્યાં. તેણીની દાસી વળી બાઇનાં કરતાં ચાર ચાસણી વધારે મીજાજનું બોરયું હતું. તેણી તો સરબોગ

ાં. પણ તુર્ત વેળા કાંઇગી વધુ બોલવાનો વખત નહીં જેમ તેમ હસ્તું ડાચું રાખીને તેવણુ દાદી ઉભેલો હતો ર૬ ફેરયા—

"આય બે જણાં તો એવાંજ શરમઉ રેહી ગીયાં. ચાલ તું આવ-હું જાણુંછ કે તુંને તો યંગ લેડીઓ સાથે કરવા ઘણી ગમેછ."

એક બુલડોગની માફક દાદી તો છેડાઇજ પડયો.

"બેગ યોર પારડન ! એમ સમજવામાં તમારી ભુલ ડોળા કકડાવીને તેણે મોટેથી તરડાઇને ઉત્તર વાળ્યો.

"વારૂ ચાલ—નહીં તો નહીં. એમ ચીરડાયછ શાનો ? અમથો હસુંછ."

"તે અમથા હસ્વું હોય તો આય તમારી સોભઇતી આગળ જઇને હસો. તમે શું જોઇને બોલ્યા કે મને છોકરીઓ સાથ વાત કરવા ઘણી ગમેછ ?"

"અરે પણ વારૂની—ચાલની—આય કાંઇ આપદા ! દાદી—મારી તુરી તારી સાથ ઓરખાણ કરવા ઘણી થશે."

"હા—પણ અહીં હું ખુશી નથીની. શેહરીયારજંગ, અમારા બધાંનાં વર્ષ વેચાવોછ ? જાઓ—એને જરા લઇ જઇને કંઇ ચાહે બાહે પાઓ. હસ્તું પુટલુંબી તેવુંજ પરીયું કેની તે બધાં સાથ ઇનટ્રોડયુસ કરાવેછ !"

આટલુ બોલી નવાબનો જરાબી સરો પરો રાખવા પીઠ મરડીને પાટલુનના ગજવામાં બે હાથ ખોસેલા

દાદાભાઇ શેઠે તો "મહાલ"ના મકાન ભણી ા માંડયું !

એકાદ મીનીટ નવાબ શેહરીયારજંગ તો ચાટ જેવા આ અભાગ્યાની ગમ પછવાડેથી જોતા દીગ મુઢ બની ઉભાજ રહયા. હસવું થોભાવવા માણેકે પોતાનો હોઠ કરડેલો રાખ્યો અને કુમીએ રૂમાલ મ્હોંડે દાબ્યો સુલ્તાન તો પોતાના હાથમાં કાંઇ પીકચરવાળું ચોપાન્યું હતું તે જોવામાં ખુબ ગુંટાઇ ગયલો હતો !

* * *

જયારે દાદી 'રોશન મહાલ'ની સીડીપર ચઢયો ત્યારે તેનાં ભવાંપર નાખુશી અને ગુસ્સાનો ચોલ્લો ચઢેલો હતો આવી એક બે બદામની હલકી જુદ્દીન ઓરત આમ મીજાજ કરીને વાજ વળે એ વીચારથી તેનું ઉછાછળું લોહી ઉકલી આવ્યું હતું. ડ્રોઇંગ રૂમમાંથી થઇને તે લાઇબ્રેરી તરફ વળ્યો તેની મતલબ સીટીંગ રૂમમાં અરડાઇને કાંઇ પેપરો વાંચવાની હતી. ગેલેરી પરથી પસાર થઇ જેવો તે વાંચવાના ઓરડામાં દાખલ થવા જાય છે તેવી કોઇ અઘોર મુસલમાની સ્ત્રી સામેથી આવતી જણાઇ એક પળ દાદી અચકી ઉભો. તેણે જોયું કે આ સ્ત્રી કોઇજ નહીં પણ નવી બેગમ સાથ આવેલી દાસી હતી. અછડતી દુરથી બગીચામાં આ દાસીપર તેની નજર પડી હતી—પણ તુરત તેણી અંદર ચાલી ગયલી હોવાથી બરાબર દાદી તેને તે વેળા જોઇ શકયો નહીં હતો.

તેણી હાથમાં કાંઇ ચામડાંનો કોઠલો લઇને નજદીક આવી—અને તેજ પળે દાદીના મુખમાંથી અજાયબી ભરી એક બુમ નીકળી પડી—

"કોણ ?—અમીના ?"

## પ્રકરણ ૨૫ મું.

—:૦:—

### "તમે લોક બધા મને સમજોછ શું ?"

"રોશન મહાલ"નાં નવાં વરરાણીની પધરામણીની ખુશાલીમાં તે રાતે એક બાદશાહી 'ડીનર' નવાબ શેહેરીયાર જંગ બાહદુરે ખાસ આપ્યું હતું. નીઝામી સલતનતના માનવંત મોટા યુરોપીયન, મહામેદન, હીંદુ, પારસી અમલદારોને ખાસ એ મોટી મેજબાની માટે ઇજનો કરવામાં આવ્યાં હતાં—અને લગભગ સવાસો નવાં ઇંગ્રેજ તેમજ દેશી પરોણાંઓએ તે રાત્રીએ ગુલબર્ગાના આ પારસી નવાબની મહેમાનદારી ચાખવા ઠેઠ હેદરાબાદ, સીકંદરાબાદ, ઔરંગાબાદ વગેરે જગ્યાઓએથી શેહેરીયારજંગે રોકેલી સ્પેશીયલ ટ્રેનોમાં સાત વાગતેથી આવવા માંડયું હતું.

"રોશન મહાલ"ના ગંજાવર કમ્પાઉંડમાં નાખેલા એક દમામદાર મોટા શામીયાનામાં તે રાતે 'ડીનર' ઉપર કાંઇ નહીં તો નાખી દેતાં બસો યુરોપીયન તેમજ દેશી બાનુઓ તથા ગ્રહસ્થો બેઠાં હશે. અલબતાં શાદીના હીંગામ માટે મહાલમાં ઉતારો લેનારાં દરેક પરોણાંને શેહેરીયારજંગે ઓજરખ્વાહીથી અરજ કરી હતી કે તે રાતે તેઓએબી આ મોટાં જેનરલ 'ડીનર'ની અંદરજ સામેલ થઇને તેમને અને બેગમ નુરજેહાનને માન આપવું. ઘણાંક જણાંઓ તો આ મોટા અરાબામાંથી સટ્ટી જઇ પોતાના ઓરડામાંજ ખાણું લેવા વધારે પસંદ કરતે—પણ શેહેરીયારજંગની બજીદાઇ આગળ તેમનું ચાલ્યું નહીં હતું. એ મોટાં દબદબા ભર્યાં

ડીનર ઉપર માણેક, રુમી, દાદી તથા સુલતાનને હાજર થવુંજ પડયું હતું. જાહ્નુ તો હજી અણમણી જેવી હોવાથી ગમે તેટલીબી બધાંની ખોહ્નસ છતાં નીચે ગઇજ નહીં—અને મમઇજી સાથે માળપર ઓરડામાં ભરાઇ રહી હતી.

ખાણાની ટેબલ પર રકાબીઓમાં સઉ કોઇના નામનો કાર્ડ અગાઉથી ગોઠવી મેલેલો હતો હેદરાબાદના એક મોટા પ્રખ્યાત ફ્રેંચ 'કેટરર'ને આ ખાણા માટે તમામ બંદોબસ્ત સોંપી દીધેલો હોવાથી—અને ખરચની કાંઇબી વાણુ નહી કરવાને તેને તાકીદ મળેલી હોવાથી—શામીયાનાના ભપકા, ટેબલની આર્ટીસ્ટીક રચના અને બાહેર લાઇટ તથા 'ડેકોરે-શન'ના ઠેઠેરાનું પુછવુંજ શું પડે? તે રાતે દરેક માણસ દીઠ નવાબને લગભગ પોણોસો રૂપીયાનો ખરચ બેઠો હશે.

ટેબલને મુખડે એક સુશોભીત મખમલની ખુરશીપર નુરજેહાન બેગમ પોતાના કીંસબી બેમુલ પોશાકમાં હીરા, મોતી, લીલમથી ઝગ—ઝગ—ઝગ થતાં બીરાજેલાં હતાં. તેવણના જમણા હાથ ઉપર નામદાર નીઝામના મીનીસ્ટર સાહેબ બેઠેલા હતા અને ડાબા હાથ ઉપર વરરાજા પોતે હતા. તેઓથી થોડેક દુર રુમી પોતાના ભાઇ અને દાદીની વચ્ચે ગોઠવાયલી હતી-જયારે દાદીના ડાબા હાથ ઉપર સુલતાનને જગ્યા મળી હતી.

સુલતાનના ડાબા હાથ ઉપર એક કોઇ બુઝોર્ગ યુરોપીયન ગ્રહસ્થ હતો—તેની સાથ આખો વખત ખાણાં દરમ્યાન તેણે બીજી ત્રીજી રાજદ્વારી બાબદોપર ગપ્પાસપ્પા હાકયાં કીધા. પોતાની પાસે બેઠેલા દાદીને સુલતાને ઝાઝું કોહુ આપ્યુંજ નહીં. ટેબલપર ગોઠવાતાંજ દાદીએ જોઇ લીધું હતું કે વળી

આ પોતીકાં સમઇનો નખોદ ગયો સેક્રેટરી તેની પાસે આવી ગયો હતો. તેથી દાદીબાની દાળ સહેજ બળી ગયલી હતી. સાફ સાફ દેખાઇ આવતું હતું કે દાદીને બસ આ "મુસલ્લા"ની ગંધ ગમતીજ નહીં હતી. ટેબલપર પોતાની જગ્યા લેતી વખતેજ દાદીના ચેહરાપરનો થોબરો પલકવારમાં સમજી જઇ સુલતાને તેની ગમ જોવાના વટીક અખાડા કર્યા—અને ડાબા હાથપર બેઠેલા ઇંગ્રેજ સાથ વાત છેડી જાણે દાદીની હાજરી તેને ખબરજ નહી હોય તેમ આખો વખત વર્ત્યા કીધો.

સુલતાનને આમ "ડોન્ટ-કેર" કરતાં જોઇ અલબત દાદીને ખુબ અભરમચી આવ્યાં તો ખરાં—પણ કરેબી શું? તે કમબખ્ત જરા તેની ગમ જોઇબી મરે તો દાદીને કાંઇ છીટાં શોધી પોતાનાં ભેજાંની રાઇ બતાવી આપવાનો 'ચાન્સ' મળે કેની! અધુરૂમાં પુરૂં વળી કુમી એવી આખો વખત ગુંગજ જેવી બેસી રહેલી હતી કે દાદી કંઇ વાત છેડવા જાય તો માત્ર 'હા-ના'ના હુંકારા સીવાય વધારે લંબાણ કરવાજ માગતી નહી હતી. ગાનેકબી પોતાની પાસે બેઠેલી એક યુરોપીયન લેડી સાથ કંઇ માથાં ઝીકણ કર્યાં કરતો હતો—એટલે દાદીને સુલતાનની બેદરકારી માટે પુરો ખભરાટ લાગ્યો.

પણ આની મેર જો દાદીનાં ભેજાંમાં એક ખાંડી રાઇ હતી તો મેહરબાઇ જસાવાળાના 'પ્રાઇવેટ સેક્રેટરી'ના મસ્તકમાં વળી બરાબર સત્તર ખાંડી હતી!

છેલ્લા ત્રણ ચાર દીવસો થયા બાડીબાડી આંખ્યોએ સુલતાન આ વીચીત્ર જવાન પુરૂષનો ખુબ બારીકીથી

અભ્યાસ કરતોજ રહેલો હતો. મેહરબાન મેહરબાઇ જસાવાલા એ જયારે સુલતાન ઉપર આટલો બધો ઉપકાર કર્યો હતો ત્યારે તો તેની ફરજ હતી કે તે ભલા બાઇજીનો આ એકપુરો મરદ વારેસ—તેમના કુટુંબનો આ એકલડોકલ માટીડો—ખરેખર કેવી ચાલચલણનો "ચાન" છે તેની કાંઇક જુસ્તેજો રાખી બીચારાં મેહરબાઇજીને ભવીષ્ય માટે યોગ્ય સલાહ પોતે આપતા રહેવું. જાલુ તથા દાદીના બાપ વીશે તો બાઇજીએ પોતે કચવાઇને સુલતાનને એકવાર ખોલ્લે ખોલ્લું કહી દીધું હતું કે "એ મુવાનું નામજ મારી આગળ દેતા ના—બસ એ મારે મનથી મુવેલોજ છે!" આ પછી પેરતનજી દુબાશ વીશે કશીબી ગણત્રી કે પુછપરછ કરવાની સુલતાનને જરૂર રહેલી નહી હતી. પણ આ દાદી? જો કે તે આજે બે દીવસ થયાં સુલતાનથી દુરનો દુરજ ફટકયા કરતો હતો—છતાં દાદીના સોવામણા ચેહરા ઉપર બસ જે એક જાતનો શકમંદ, અસંતોષી, ચીરડાઉ ચીલ્લો સુલતાનની ચગોર ચસ્મો હંમેશ પકડી પાડતી તે ઉપરથી આ પ્રાઇવેટ સેક્રેટરીને મેહરબાઇ જસાવાલાના આ પૌત્ર માટે કાંઇ ઘણોજ હલકો વીચાર હવે બેસી ગયલો હતો. જયારેબી તે દાદીના મ્હોં ગમ અછડતી નજર ફેંકતો ત્યારે તે જવાનનાં માથાંમાં જાણે હરદમ કાંઇ ખરાબ ભુંડા ખ્યાલો ઘોળાયા કરતા હોય—જાણે ગમે તેવીબી ભયંકર હદ સુધીબી નીચી પંકતીએ ઉતરી પોતાનું કામ કાહડી લેવા તે કાંઇ દર પળે મનમાં છુપો તાગડો રચતો હોય—એમજ બસ સુલતાનને લાગ્યા કરતું હતું. પણ પોતાની પકકી ખાત્રી કોઇબી બાબદ માટે થાય નહીં ત્યાં સુધી ઉતાવળો થઇ જઇને કોટાનું કટેસર

કરી નાખે એવી સુલતાની ખાસીયત નહીં હતી. દાદી ગુલબગે આવ્યો ત્યારે તેના મુખડા ઉપર જે સહેજ દમપર-સુમાર થોબરો હતો તે હવે એક જાતની ખાઉ-કરડું ઘુરકણીમાં બદલાઇ જઇ વધારે કરડો થયલો સુલતાન સાફ જોતો હતો. હજી કાંઇબી બોલવાનો મઉકો નહીં હતો. હજી એ દાદીની બાબદમાં કાંઇપણ શબ્દ ઓચરવા કે પગલાં ભરવાને તેણે પુરતાં કારણો જોયાં નહીં હતાં.

સુલતાનને આ દાદી માટે આટલો બધો ફીકરમંદ અને ઇંતેજાર બની રહેવાનો એક બીજોબી સબબ હતો—ઘણો મુસ્તકીમ સબબ હતો. શેહેરીયારજંગની અને મેહરબાઇની બેઉની ઇચ્છા હતી કે આ દાદીનું અને કુમીનું જોડું ગોઠવી દઇ તેઓના નામપર એક ભેગું ત્રસ્ટ કરી આપવું. હા-સુલતાનને આ બાબદની ખબર અછડતી રીતે વાતચીતમાં મેહરબાઇએ પોતે એક બેવાર કરી હતી, અને દાદીએબી એકાદ વેળા એવીજ કાંઇ મતલબનો ઇસારો સુલતાન આગળ કર્યો હતો. કુમીના દીલની વાત સુલતાન બરાબર જાણતો નહી હતો—પણ તેની ઠાવકી આંખ્યોએ છેલ્લા થોડાક દીવસોની રમતમાં એટલું તો જોઇ લીધુ હતું કે દાદાભાઇ કાકા જેટલા પોતે દેખાડવા માગતા હતા એટલા બધા કાંઇ કુમી માટે બેદરકારી ધરાવતા નહીં હતા. જ્યારેબી લાગ મળે ત્યારે દાદી તે છોકરી સાથે કાંઇબી બાહણે વાત કરવા અને ભેળાવા હંમેશ આતુર રહેતો તે સુલતાને જોઇ લીધું હતું; અને તેણે એટલુંબી ચોકસ નોંધી લીધું હતું કે પોતાની હંમેશની ભલમણસાઇ અને લાયકીથી જો કે કુમી આ દાદી સાથ વાત ચીત કરતી તોબી એક જાતનું ટંડાપણું અને

ટેકાવદાર અલગપણું જાળવી રાખી તેને આઘો ને આઘોજ રાખતી હતી. છતાં, બા, કોણ જાણે છે?—કાલ કેવી છે તે કોણ જાણી શક્યું છે? કોઇને ખાતર નહી તો સદગુણી ભલી કુમીને ખાતર આ દાદીની ઘણીજ મજબુત ચાંપતી ખબર રાખ્યા કરવાની સુલતાન પોતાની હવે એક ગંભીર પવીત્ર ફરજ સમજતો હતો.

હમણાંબી ખાતાં ખાતાં સુલતાને જોયું હતું કે દાદીની બેઉ આંખ્યો કંઇ ઉંડા વીચારમાં તેની ખાણાની પ્લેટ સાથ જાણે વળગી ગઇ હતી અને તેના કપાલ ઉપર એક અર્થ-સુચક કરચલી વળેલી હતી.

* * *

તે રાતનું યાદગાર ડીનરબી ખલાસ થઇ ગયું હતું. સલામતીઓપર કાંઇ સેંકડો ડઝન ચંપીનની બાટલીઓનો ધાણ નીકળી ચુકયો હતો. રાતના છેક સાડા અગ્યાર ને સુમારે પરોણાઓએ હળવે હળવે એક પછી એક વીખેરાવા માંડયું હતું. સુલતાન તો તુર્ત પોતાના બેડ—રૂમમાં જઇને ભરાયો. તે આખા અગત્યના દહાડાના સર્વે ઉપરાસાપરી બનાવોથી તેનું ભેજું બધું ચકભમ બની ગયલું હતું. પોતાના બંધ ખાનગી ઓરડામાં હવે નીરાંતે કોચ ઉપર ચટોપાટ પડીને પોતનાં વીખરાઇ ગયલા તુરંગોને શાંતીથી તે પાછા જમાવ કરવા માંગતો હતો.

માનેક અને કુમી પણ દસેક મીનીટ 'ડ્રોઇંગ રૂમ'માં થોભી પોતાના ઓરડામાં આરામ કરવા જવા ઉઠયાં. દીવાન-ખાનામાંથી બાહેર પડી જેવાં બેઉ જણાં દાદર ચઢવા જાય છે કે કોઇએ પછવાડેથી કુમીના બદીયાનની બાંહે પકડી—

"કુમી—જરા ઉભી રેહની. મારે તારી સાથ. કંઇ વાત કરવીછ."

બને ભાઇ બેહનોએ અચકી જઇને અચરતીથી પછવાડે જોયું. કુમીને હાંક મારનાર બીજો કોઇજ નહીં પણ દાદી હતો.

"કંઇ મને કેહોછ, દાદાભાઇ?" કુમીએ પાછો સવાલ કીધો.

"હા—જરા પાંચ મીનીટ 'હોલ'માં પાછી આવશે? માનેક, તું જા—હમણા ઉપર આવશે. જરા એની સાથ મારે ખાનગી વાત કરવાની છે."

કુમી સેહજ હસી.

"ઓવાય—એવી તે શું ખાનગી વાત કરવાની છે? વરી કંઇ સુખું ધુર જેવું હોશે જો!—અહીંજ બોલોની?"

"નહી—મારે તો તારી એખલીની સાથેજ વાત કરવીછ. એક્ષક્યુઝ મી–માણેક, પણ તારી હાજરીની જરૂર નથી."

"આલ રાઇટ! જા કુમી—જલદી ઉપર આવજે અકે. ગુડ નાઇટ."

આટલું કહી માણેક ઉપર ચાલી ગયો. કુમી ચુપચુપ દાદી સાથ ડ્રોઇંગ રૂમમા પાછી ગઇ. ગમે તેવીગી પોતાની આનાકાની અને નામરજી છતાં તેણીએ મ્હોડું શાંત અને ઠાવકું રાખી દાદીને જરાબી દેખાડયું નહીં કે તેણીને આમ અડધી રાને પોતાના ભાઇની ગેરહાજરીમાં કશીગી 'ખાનગી' વાત કરવાનો ખ્યાલ બીલકુલ ગમ્યો નહી હતો.

'ડ્રોઇંગ રૂમ'માં સંખ્યાબંધ પરોણાંઓ હજી ટોલ ટપ્પા ચલાવતાં હતાં. વીજલીક લાઇટો અને વીજલીક પંખાઓ હજી પુર તેજમાંજ હતા. એક ખુણામાં કુમીને લઇ જઇ

દાદીએ એક નેતરની નીચી ખુરશી પર તેણીને ગોઠવી અને પોતે પાસે એક બીજી ખુરસી તાણી તે પર બેઠો.

"હું જાણું કે તું ખાનગીમાં વાત કરવા આવવાબી ના કેહશે, કુમી—પણ ચાલ, એટલીબી મેહરબાની કીધી તે સારૂં મોટો ઉપકાર થયો."

"એમાં મહેરબાની શાની ? પણ એવી તે શું દોરા-દોરીની વાત છે કે સહવાર સુધી થોભાયબી નહીં ?"

"આજે 'ડીનર' પર તું મારી સાથ એવી તો ધરણનો થાંભલો થઇને બેઠીતી કે-ખરૂં કેહું ?-મારા મનમાં ઘણુંજ ઓછું આયું. શું છે શું ? કંઇ ઘણાજ ઠસ્સામાં શાની રેહછ ?"

"મરે પણ ખાતી વખત હું શું વાત કરૂં ? મને, બા, એમ બીજાં બઇરાંઓની કાની પટપટ કર્યા કરતાં આવડતું નથી."

"બેઅદબી માફ છે—ઘણુંબી આવરેછ. આજેજ બપોરના તમે પેલા ચલ્લીચોર બાંડીઆ સેક્રેટરી સાથે કલાકેક સુધી કેમ ઘુસઘુસ કીધી'તી તે મેં મારી નજરે પાસેના ઓરડામાંમાંથી જોયલા છે."

કુમીએ નાખુશીથી મ્હોં કુમળાવ્યું. દેખઇતી રીતે આ દાદી તેણીની દરેક હીલચલ ઉપર છુપી—એક ગ્રહસ્થને નહીં છાજતી—જાસુસી કરતો હતો. વળી સુલતાન માટે આવી ઘપે દાદી જયારે ત્યાર વાત કરતો હતો તેથી આ છોકરીને અંદરખાનેથી બહુજ—ક્રોધ ઉપજતો હતો. તેણીના ચેહરા ઉપર આંધળાનેબી દીસી આવે એવો

કચવાટ પ્રગટી નીકળ્યો. પણ ચંપીનની ધુણમાં તે જોવાને દાદી અશકત હતો.

"રુમી," દાદીએ પાછું ચલાવ્યું, "તું આય બે બદામના મુસલ્લા સાથ એટલી 'ઇનટીમસી'થી વાત કરેછ તે મને મુદલ ગમતું નથી—હું તુને સાફ કેહુંછ."

રુમી પોતાની ખુરશીપર ખડી બેઠી.

"તમુને ગમવા કે નહી ગમવા સાથ મને કંઇ લાગતું વળગતું નથી. ચાલો—તમારી ખાનગી વાત પુરી થઇ હોય તો હું જાઉં?"

દાદીએ ચીડને મારે પોતાનો હોઠ કરડયો. રુમીના આવા રોકડા જવાબની તેણે વકી રાખી નહી હતી.

"નહી—જરા બેસ. મારી ખાનગી વાત તો જુદી છે. હું માંગી લેઉંછ કે તું મને જરા ધીરજથી સાંભળ."

"પણ શું છે? બોલોની, જલદી—તમેબી શું આજે એમ ફારસ કર્યા કરોછ?"

રુમીની ધીરજનો ભંડાર જરા જરા હવે ખુટવા માંડતો હતો. દાદીનું બેહક બેહક થતું મ્હોડું અને તેના ટસ ટસ થતા ડોળા તેણીને મુદલ ગમતા હતા નહીં.

"કાંય-કાંય-બાઇ સાહેબ? એ ફારસ શાનો થયો! હું જેબી કંઇ બોલું ને કરૂં તે બધું તમો લોકોને ફારસજ જેવું દીસેછ—એમ કે?"

"દાદાભાઇ, ઉપર માણેક વાટ જોતો હોશે. તમે બોલતા હોવ તો બોલી દેઓ, નહી તો હું ચાલી જાઉંછ."

"અરે જરા આસ્તે! મડમ સાબ, એમ દોરાદોરમાં ના પરો. ખાતી વખતે તો બીલકુલ મોહતુ ઉઘાડીને વાત

નહીં કીધી—હવે તો જરા પાંચ મીનીટ બેસો. એમ છેકજ શું મને હીણોછ ?"

"હું તમુને હીણુંછ ? કોણે કેહયું ? હું તમુને કે કોઇને હીણુતીજ નથી."

"થેંકયુ. તાહરે મને—ખરૂં કેહ, કુમી કે તું મારી સાથ એટલી જુદઇ કાંય રાખેછ—મારેથી દુર કાય નાહસ્તી ફરેછ ?"

કુમીએ પહેલી વાર લગાર ચોંકીને ડોળા ઉંચાડી દાદી ગમ જોયું.

"આજે તમે શું ફાટું ફાટું બોલોછ, દાદાભાઇ ? હું તમારા બોલવાનો મીનીંગ જરાબી સમજતી નથી. તમે આજે દારૂ વધારે લગાવેલો લાગેછ."

દાદી ખુરસી પરથી ઉઠયો—અને કુમી બેઠેલી હતી તેની છેક અડોઅડ આવી, તેણીની ખુરશીની પીઠપર હાથ ટેકવી તેણીના દીલપર વાંકો વળ્યો.

"કુમી—" તે લટરપટર સાદે બોલ્યો, "તું જાણેછ ડીયર, ને હુંબી જાણુંછ ને બધાં બરાબર જાણેછ કે આપરે જોડઇને એક થઇશું. તું મારી બઇરી થવા ।। છે—તો પછી હમણાથીજ તું મને એમ દુરનો દુર શું નાખેછ જો !"

કુમી હવે ઉઠીને ઉભી થઇ.

"ચાલ બા, આજે તો તમે ઘેલાં કાહડોછ. જે હોય તે સહવારના વાત કરજો. હમણા તો જતે."

આમ બોલી કુમીએ ત્યાં ચાલી જવા માગ્યું. પણ આની મેર દાદીબા શેઠજીના હોજરાંમાં ચ પીનનાં પાંચ ગલાસ

દાખલ થઇ ચુકેલાં હતાં. તેણે કુમીને બાજુમાંથી પકડીને જોરથી પાછી ખુરસીપર બેસાડી દીધી. ગરીબ બીચારી કુમી! આટલી હદ સુધી દાદી પોતાની ગ્રહસ્થાઇબી ભુલી જશે એવી તેણીએ સ્વપનેબી વકી રાખેલી નહીં હતી. બીધેલે ચેહરે તેણી તો ડઘાઇને આ પીત્રાઇ ગમ ટીકવાજ પડી.

"કુમી—હું તુને એમ નાહસી જવા દેવાનો નથી" દાદી ઘાડા અવાજે કરડાઇથી બોલ્યો, "બેસ અહીં—ને મને સાંભળી લે. તમે લોક મને સમજોછ શું ?"

કુમીના નાજુક હાથની કાંડી કકડાવીને પોતાની મુઠ્ઠીમાં પકડી જયારે દાદીએ ઉપલા શબ્દો સાથ તેણીને ખુરશી પર પાછી બેસાડી દીધી ત્યારે તેનો ચેહરો એક આબરૂદાર ગ્રહસ્થ કરતાં એક લંફગા છાકટા ને વધારે મળતો આવતો હતો. પણ આ તેની છેલ્લી વર્તણુકથી કુમીની અત્યાર તુવી-કની લાયકીભરી ખામોશીનો અંત આવી ગયો. પે જગ જાણીતી કહેતી વાળાં ઘાસના છેલ્લાં તણખલાંએ ઉંટની કમ્મર ભાંગી નાખી હતી.

દાંતો વચ્ચે પોતાનો હોઠ કરડી ને તે છોકરી ખુરશી પર ખડી બેઠી. તેણીના મુખડા ઉપરનો અજાયબી, ગભરાટ, ગુચવણનો પડછાયો એકદમ દુર થઇ જઇ હવે ધીકકાર, દ્રઢતા, કચવાટ અને નાખુશીનો છાપ પ્રગટી નીકળ્યો હતો. ગુસ્સા અને તુચ્છકારથી ચકચક થતે ડોળે તેણીએ આ પીધેલા પાજી પીત્રાઇની ગમ જોયાજ કર્યું,

"કુમી!" દાદીએ પાછું પોતાના લઠડતા અવાજે ચલાવ્યું, "એ ઘેલાં ચેરાં બીજા તીનપાટયાઓની સાથે ચાલી જતાં હોશે—પણ મારી સાથે એવું નોનસનસ એક ઘડીબી

પાસ થઇ શકવાનું નથી. તું જેટલો જલદી મને બરાબર ઓળખી લેશે તેટલો આપુને બેઉને ફાયદો છે."

કુમીએ પોતાના બદીયાનના ખીસામાંથી એક રૂમાલ કાહડયો અને પોતીકું મ્હોડું લુછ્યું.

"તમુને બરાબર ઓલખી લેવામાં હવે કંઇ બાકી નથી રહયું—દાદાભાઇ," તેણી ઘણાજ શાંત ધીમાં અવાજે બોલી. "અને તેથીજ હું તમારી સાથે બનતાં સુધી ઓછી વાત કરવા આજ સુધી ઇચ્છતી'તી. પણ હવે જાહારે તમે આંટલી હદેજ ગીયાછ તાહરે તો મને લાગેછ કે જરા તમે મનેબી એક વખત બરાબર ઓળખી લેવો તો ખચીતજ આપુને બેઉને ફાયદો છે."

એવા તો ટેકાવદાર ગંભીર દમામથી આસ્તે આસ્તે આટલા સખુનો કુમી બોલી કે ચંપીનની ઝુમમાં લટરપટર થતાં દાદીએબી તેનો અચુક અર્થ તુર્ત જોઇ લીધો.

"કુમી!" તે તેણીની આગળ એક ખુરસી પર ભટ કરતો બેસી જઇ કાંઇક નરમ પડેલા અવાજે હવે બોલ્યો, "શું કામ તું મારી સાથ એમ કરેછ? એ રીતે આપરો સંસાર સુખી કેમ જશે?—"

"તમે આય સુદ્ધાં આપરા સંસારની વાત કંઇ બે ત્રણ વખત કાહરીછ. દાદાભાઇ, મને લાગેછ કે તમે કંઇ સજ્જડ ગેરસમજુતીમાં ગોટું ખાઓછ. એક વખત જે તે ખુલાસો થઇ જવો જોઇએ—જરા મેહેરબાની કરીને ખુલ્લું બોલી દેશો કે તમે એ જરા જરામાં સંસારની ને સુખની લગનની વાત કર્યા કરીને શું કહેવા માંગોછ?"

"હે-હે-હે-હે ! તું બી બડી લુચ્ચી છોકરી છે અં !"

આમ કહેતાંજ દાદીએ હસીને કુમીનો એક હાથ પોતાના હાથમાં લેવા માંગ્યો—પણ તેણીએ એવા તો દેખઇતા અણગમા અને રોંહસાથી ઝટાક મારીને પોતાનો હાથ પાછો ખેંચી લીધો અને નાખુશીના એવાં નેણ ચઢાવ્યાં કે દાદીને ભોંય ભારી પડી ગઇ.

"મારા દીલને મેહરબાની કરી હાથ લગાડતા ના—નહીં તો બુમ પાડીને હું આસપાસના લોકોનું તમારી આય હમણાની છાકટ ધુણ હાલતપર ધ્યાન ખેંચશ. જરા દુરથીજ વાત કરો, દાદાભાઇ."

આટલા શબ્દો કુમી જરા રાબેતા કરતાં સહેજ વધારે મોટેથી બોલી હતી.

"વારૂં—પણ એમ કલા શાની પાડેછ ! નહીં તો નહીં—એમ ચીબી શાની થાયછ ?"

"પ્લીઝ, હવે જરા ખુલાશો કરશો કે તમારા મનમાં એ લગનનીને સંસારની બધી વાત શું છે ?"

"તું હમણા એવી ચીકલીસ થઇ ગયેલી છે કે તારી સાથ વાત તેગી શું કરૂં ?"

"સીધા સલુકે બેસીને વાત કરશો તો આજે જે તે ખુલાસો થઇ જશે."

"કુમી—એટલું તો ખરૂં છે કેની કે જોહરે હોશે તાહરે આપરે બેઉ જણા એકમેકને વાસ્તે સરજાયલાં છેઇયે ?"

"બીલકુલ ખોટી વાત છે ! હું એજ આજે કેટલા દાહરા થયા અજબ થાઉછ કે આવો વગર અરથનો કમનસીબ ધખારો મનમાં લઇને દોરયા કરવાનું તમુને કારણુજ શું છે ?"

"તાહરે શું તું એમ કહેવા માંગેછ કે આપુને પરણાવી આપવાનો શેહેરીયારજંગનો અને મમઇજીનો વીચાર તુને અત્યાર સુધી ખબરજ નથી?"

"કાકાના ને ફુઇજીના વીચારની વાત તો કોણ જાણે-પણ મને એટલી તો ચોકક્સ ખબર છે કે તમારી સાથે પરણવાનો મેં એક પળવારબી વીચાર કીધો નથી."

બને ડોળા ઉઘાડીને દાદીએ આ ફટાંઉ પોરીના ધટમારાં મ્હોડા ગમ પાંચ દસ સેકંડ ટગર ટગર જોયાજ કરયું. કાંઇબી હંબગ પસાર થવા દે તેવો તે ચેહરો તો નહીજ હતો! તે ખુબસુરત ઘઉંઆળા, મુખડા પર તેણીના દીલની લાગણી તદન સ્પષ્ટ હમણા લખાયલી હતી!

"પણ કાંય—કુંવરબઇ? એટલી બધી મારી સાથ તરછોડ કરવાનું કંઇ કારણ?" તેણે સેહજ દાંત પીસીને હવે કઠોરતાથી પુછયું.

"કારણ એજ કે મારે તમારી સાથે પરણવું નથી. તરછોડ કરવાની મારી ખુશી ઉતીજ નહી—પણ તમે જાહરે એમ મનમાં અદરઇને મનમાંજ પરણીગી બેસવા લાગાછ તાહરે તમુને ખોલ્લે ખોલ્લો એક વખત મારો પોતાનો વીચાર કેહી દેવાની મને ફરજ પડીછ. મેહરબાની કરી હવેથી એવા શેખચલ્લી સહી વીચારો તમારાં ભેજાંમાંથી સેવટના કાહરી નાખજો—"

"કુમી, તું મારી સાથ આજે ખફા થઇછ તેથી એમ ઉસ્કેરાઇને બોલેછ—"

"એક મીનીટ, કુમી—શું આય તારો છેલ્લોજ જવાબ છે ?"

"તદન છેલ્લો !"

"પણ કદાચ તું તારો વીચાર ફેરવેબી ?"

'કદીબી નહીં—એ વાત તો બનશેજ નહીં.'

"શું તું પણુવાનીજ નથી—એમ ?"

"હું કંઇ તેમ કેહતી નથી—હું તો એટલુંજ કેહુંછ કે જાહરેબી પરણુશ તાહરે તમારી સાથે તો નહીંજ પરણુશ."

"ઓ-આઇ સી ! કદાચ કોઇ બીજાને પ્રોમીસ થઇ ચુકાં હોશો ?"

"હોશે ! તે મારૂં બીઝનેસ છે—વરી તમે તમારી રીતપર ગીયા !—હવે મને જવા દેઓછ કે નહીં ?"

દાદીએ ગુસ્સા અને અદેખાઇથી દાંતે દાંત પીસ્યા, દેખઇતી રીતે ત્યારે તેના સુખના માર્ગની વચ્ચે કોઇ પારકો અણુજાણ્યો હરીફ એક પથરા સમાન પડેલો હતો !

"કુમી," તે ઉસ્કેરાયલા દબાયલા અવાજે બોલ્યો, "હું તુને મારી વાઇફ બનાવશ ! તારી મરજી ઉપરાંત હું તુને જીતશ—નહીં તો મારૂં નામ દાદી નહીં. સાંભલી લે, ડીયર—આઇ લવ યુ !—હું તુને હવે મારાં બધાં જીગરથી ચાહુંછ. તું મને વધારે હડધુત કરેછ તેમ તું મને વધારે ગમતી જાયછ. એ કોણ બ્લેગાર્ડ તારૂં દીલ ચોરી ગીયોછ તે હું જાણુતો નથી—પણુ, આહ ! તે મારા સપાટામાં એક વખત આવવો જોઇયે ! હું તે ચંડાલને શોધી કાહરશ—તેને પાતાલમાંથી શોધી કાહરશ. હુંબી જોવશ કે તું તેની સાથ

કેમ પરણેછ! કુમી, કોઇ વખતે હું વગોજ ડેનજરસ માણસ છેઉ."

નાખતી—નરમાશ—નમનતાઇનો હવે છેડો આવી ગયો હતો. કુમીએ ખુબ મીજાજથી ભવાં ચઢાવ્યાં.

"મારી એખલીની સામગે ઉભા રેહીને આય એમ ફાટું ફાટું બકોછ તે પરથી તો તમે એક તદન હીચકારા માણસ મને નજરે પડોછ! ચાલો—ખસો!"

"હમણા નહીં તો બે ચાર, પાંચ, દસ વરસેબી હું તારી મગરૂરી અને તારા મીજાજને ઠેકાણે લાવશ. હું સોગંદ ખાઇને હમણા તુને કેહુંછ કે જો હું તારી અને તારી સાથેજ નહી પરણું તો મારાં 'મેનહુડ'પર લ્યાનત પડજો!"

"તમે હવે મને જવા દેશો નહીં તો પછી બુમ પાડીને મને આસપાસનાઓને અહીં બોલાવવા પડશે. હટો-મને જવા દેઓ-મારે તમારી સાથે વધારે તકરાર કરવીજ નથી."

"ઠીક છે-જા! પણ યાદ રાખજે! મારી સાથે દુશ્મની કરીને કોઇ સુખી થયું નથી. એટલુજ તુને કેહુંછ કે તેં આજે મારી સાચી મોહબતને ધુટકારી કાહડીછ-તો હવે તુને મારા સાચા ધીકકાર સાથ કામ લેવું પડશે."

આટલા કડવા સખુનો પોતાના બીડેલા હોઠો વચ્ચેથી ઓચરી દાદી ખસી ગયો. તેની ગમ એક પળવારગી નજર નાખવા વીના અત્યંત તીરસ્કાર સાથ કુમી ત્યાંથી ઝપાટામાં ચાલી ગઇ. દાદીએ અરધીએક મીનીટ ટસટસ થતે ડોળે તેણીની તરફ પીઠેથી જોયાજ કર્યું-પછી એક લાંબો દમ ખેંચી પોતાનાં માથાંના બાલમાં જોરથી આંગળાં ફેરવ્યાં.

"બાઇ ગેડ! કેપીટલ ગર્લ ધીસ!!" તે મનમાં ખડબડયો. "આહ—પારસીઓમાં આવી છોકરીઓ કાંહ છે? કેટલી છે? હજારમાંથી ભાયગે એક મળે! બાપરે—શું એના ભેજાંમાં રાઇ છે! પણવું તો એવીજ એક છોકરી સાથ પણવું જોઇએ. ગ્રાંડ વુમન, ધીસ કુમી! શું મને મચક નહીંજ આપશે?-જોઇશું!!"

---

## પ્રકરણ ૨૬ મું.

—:૦:—

## ભોંયરાનો ભેદ.

પુનમના ચાંદની રૂપેરી રોશની વચ્ચે એક દુરદરાઝ ખાલી પડેલા વાયેજાન પડત કીલ્લા મીસાલ પોતાના મુંગા ગંભીર દબદબામાં "રોશન મહાલ" પાછો ચુપકીદી અને શાંતીમાં વીંટળાઇને સુતેલો હતો. તેના વીશાળ બગીચાના ગંજાવર ઝાડોબી ગોયા આખા દીવસની ધમચકરી અને ધામધુમની દાક પછી નસોસ પડીને આશાયસ લેતાં હોય તેમ હીલ્યા ચીલ્યા વીના સુસ્ત સ્થીર થઇને ઉભાં હતાં. પવન પડી ગયલો હતો.—અને બાગ માંહેલાં આંબાં તથા આમલીના ઝાડોનું એક પાંતરૂંબી ફડકતું નહીં હતું. બગીચા માંહેલો શામીયાના સુમસામ ઉજડ થઇ પડયો હતો. બધી ટેબલો અને ખુરસીઓ બી રાતની મોટી મેજબાનીની ધડાધડીની કાંઇક યાદ આપતી ચોમેરની ચુપચાપ શાંતી વચ્ચે જેમ તેમ વેર વીગેરે પડેલી હતી.

મહાલના કમપાઉન્ડની લોહરી ઉપરના સ્પષ્ટ બે ટોકાઓનો ગણગણાટ આખી ઇમારતના ખુણે ખુણામાં ફેલાઇ રહયો. રાત્રીના બે વાગવાની બાંગ ચોકીબાને પુકારી—પણ ભર ઉંઘમાં ચકચુર થયલાં નવાબના પરોણાંઓ માંહેથી કેટલાંઓએ તે સાંભલી હશે ?

બીજાં કોઇએ તે સાંભળી કે નહીં તે તો કોણ જાણે—પણ ભોંયતલ્યાના એક ઓરડામાં છેલ્લા બે કલાક થયા આછાડ પાછાડ કરતાં એક જણે તો તે બરાબર સાંભળી. છેક સાડા અગ્યાર વાગતેનો પોતાના બીછાણાં ઉપર બુટ અને ડગલા પાટલુન સાથ એમના એમ ચટાપાટ જઇને પડેલા સુલતાને છેલ્લા હડી કલાકની દરેક મીનીટ દરેક સેંકડ, ડોળા પોર પરાક ઉઘાડા રાખીને જીવ સાથ ગણી હતી. ઉંઘ તેની સાથ તે રાતે રૂસાઇ રહેલી હતી. કુમી—કુમી ! કુમી માટેના હઝારો જાતના તુરંગોએ તેને એક પળ વારબી પાપણ બંધ કરવાની પરવાનગી આપી નહી હતી. નવાબ શેહેરીયારનો ભેદ, તેની મુસલમાન બાનુનું પોગળ, જાલુની નાદાન મોહબત, દાદીની બદમાશી, મુંબઇ પડેલી વહાલી માતાની યાદ, કુમીની પ્યારી ચક્ષ્મોનો મુંગો સંદેશો—આ સઘળાં ઉપર વીચાર વીચાર કરતાં તેનું માથું ખચીત હવે જરા જરા દુખવા માંડયું હતું.

બે વાગતાના ઘંટા સાંભળતાંજ તે એક નીસાસો નાખીને ઉઠી ઘોલ્યા પર ખડો બેઠો. ઉંઘાવાના હવે વધુ વાર ફાંફાં મારવાં એ સીરફ હેસાકત હતી. તેણે બીછાણા આગળની બારી ધરરર કરતી ખોલી નાખી. બાહેરની ખુશબુમા ઠંડી ચંદની અને ખોલ્લી સ્વચ્છ હવા તેનાં તપી આવેલાં

દેમાગ સાથ અફડતાં સુલતાનથી "આહ!" કરીને બુમ પડાઇ ગઇ. ઉઠીને તે બારી આગળ જઇ ઉભો અને માથે હાથનો થેભો દઇ કમપાઉન્ડના સફેદ રેતીવાળા રસ્તાઓ અને લીલોતરીથી ખીલી રહેલા ખુબસુરત કયારાઓ એક ચીતે જોવા પડયો.

ભાયગે સુલતાન ત્યાં અડધી મીનીટ ઉભો હશે કે અચણુચ એક નાનો આંચકો ખાઇ તે ખડો થઇ ગયો. વાંકો વળી ડોળા ફાડી ને તેણે બાહાર બગીચાના રસ્તા ઉપર થોડેક છેટેથી પસાર થતા એક આકાર ને ધારી ધારીને જોયાજ કરયું.

ઓ! એ કોણ ?

તેજ—તેજ પેલો ભુરો લાંબો ઓવર કોટ પાછો! તેજ પેલું હાથમાં પકડેલું ફાનસ—તેજ પેલો સોમનામ્બ્યુલીસ્ટ નવાબ શેહરીયાર જંગ! આહ! પાછો તે પોતાની ભર ઉંઘમાં ચાલતો બાહેર પડયો હતો.

ધક—ધક થતી છાતી સાથ એક મીનીટ દમ ઘુંટીને સુલતાને તે ધીમે ધીમે પસાર થતા આકાર ગમ ટીકયાજ કર્યું. પછી હળવેથી તેણે બારણું ખોલ્યું અને પગના અંગુઠાપર ચાલી બાહેર પડયો. કોઇ જબરા ભેદની ચાવી હવે હાથ લાગશે એવી કાંઇક કુદરતી બસારત સુલતાનને થતી હતી.

નવાબ ફેલ્લી વખતે તો કોણ જાણે કયાંથી આવી પોતાના બેડ રૂમમાં ચાલી ગયલા હતા. આ વખતે તો તે દેખાઇતી રીતે પોતાના સુવાના ઓરડામાંથી બાહેર પડી કોણ જાણે કયાં જતો હતો. સુલતાન દાંત પીસીને તેની પુઠે ચાલ્યો. નવાબ તેનાથી ઘણું તો પાંચ છ એક વાર દુર હશે. પાંચેક મીનીટ ચાલીને કમપાઉન્ડના ચોકકસ ખુણાઓ વટાવી

નવાબ એક તદન એકાંત જગ્યાએ એક મટોડાંની ઝુંપડી આગળ આવી પુગ્યો. આ કોટડી એક પાહડી જગ્યાના ઢલાવ-પર બાંધી હતી—એટલે તેની ત્રણ બાજુજ દીસ્તી હતી. ત્યાંથી 'રોશન મહાલ'ની ઇમારત લગાર છેટે પડી ગયલી હતી—બલકે વચમાં ઝાડોની ઘટા આવેલી હોવાથી બીલકુલ નજરેળી પડતી નહીં હતી. બગીચાનું છેક નાકેનું ખુણું આ હોવું જોઇએ—કેમ જે કમપાઉડના ક્યારાઓ અહીં લંબા-યલા દીસ્તા નહી હતા સુલતાન હવે નવાબ શેહરીયારની પુંઠે લગોલગ હતો. એક ઝાડીના ઓથામાં ભરાઇને તે દમ ઉચો રાખી મુંગો મંતર ઉભોજ રહયો. આ કમબખત નવાબ રાતે ઉંઘમાં ચાલીને હંમેશ અહીં હાથમાં ફાણુસ સાથે શા માટે આવતો હતો એ ભેદનો ખુલાશો કોઇબી ભોગે જાણવા સુલતાને દૃધ ઠરાવ કર્યો હતો. નવાબથી તે ઘણું ઘણું તો હવે પાંચેક ફીટ દુર હશે.

પેલી કોઠડીની નજદીક પોહચતાંજ નવાબે ઓવર કોટના ગજવામાંથી હલવે રહીને એક મોટી પીતળની ચાવી કાહડી. કોઠડીને લોખડનું એક બારણું હતું અને તેને એક મસ મોટું તાળું મારેલું હતું. નવાબે ફાનસ ભોંયપર મેલ્યું અને ધીમેથી તાળામાં કુચી ખોસી તે ઉઘાડ્યું. તેવણે અડગરો ખસાડયો અને બારણાંને કોટાયલાં મીજાગરાંઓની ચીચીં વચ્ચે ખોલ્યું. પછી આસ્તેથી ફાનસ જમીનપરથી પાછું ઉંચકી તેવણ માંહે પેઠા. સુલતાન એક ચીત્તા વાઘની પેઠે પુઠે પુઠજ હતો. પણ નવાબે જરાબી શક વગર આ સઘળું ઉંઘમાંજ કરતા હતા—એટલે તેનું ડીટેક-ટીવ કામ આસાન થઇ પડયું હતું. તે નવાબની પુઠે હીમતથી કોઠડીમાં પેઠો.

કોઠડીમાં તો અંધારૂં ઘોર હતું. પણ નવાબના હાથ માહેલાં ઝુકતાં હરીકેન લેમ્પની ઝાંખી રોશનીમાં સુલતાને જોઇ લીધું કે અંદર આખી ઓરડી તદન ખાલી ખપ્પા હતી. એક ભાંગી ખુરસી કે બાજટ વટીક કાંઇ જરાબી સામાન માંહે હતો નહીં. સુલતાને ડોળા તાણીને જોયું તો માલમ પડયું કે ઓરડીની એક દીવાલ તો પાહડની કઢણજ હતી–જ્યારે બીજી ત્રણ ગંજાવર પથરોથી ચણી લેવામાં આવી હતી.

નવાબ તે કોહડીના છેક એક નાકેના ખુણા આગળ ગયો અને—

યા પરવર ! સુલતાનની મોટી અજાયબી વચ્ચે શેહરી-યારજંગે વાંકો વળી ત્યાં ખુણામાં જમીનપર એક લોખંડનું ફાલકું જેવું કાંઇ હતું તેની ખીલી ખસાડી અને એક નાનું લોહડાંનું ફડકું ઉંધાડયું. રસ્તાપર પાણી સીપવા માટે જેમ લોખંડના મોહડાં જમીન ઉપર મ્યુનીસીપાલીટીના માણસો ખોલે છે તે મીસાલ આ ફડકુ તેના મીજાગરાં પર ઉંચડી ખડું ઉભું. માત્ર તે ફડકું આપણાં ગટરના મહોડાં કરતાં સેહજ મોટું હતું. અને માહેથી એકજ માણસ નીચે ઉતરી શકે તેવું હતું.

યથા તારી મદદ ! સુલતાનને કાંઇ વધુ વીચાર કરવાનો વખત મળે તે અગાઉ તો હાથમાં ફાણસ પકડીને નવાબ શેહરીયારજંગે તે બાકોરાં વાટેથી નીચે ઉતરવાગી માંડયું ! જેવું તેવણનું માથું જમીનની સપાટીની નીચે ગયું કે લાગલો સુલતાન ત્યાં ઉંધાડાં મ્હોડાં આગળ ધસી ગયો અને ગુઠણપર પડી આંખો તાણી તાણીને નીચે શું હતું તે જોવા માંગ્યું. પણ વ્યર્થ ! એટલું તો અંધારૂં ઘોર હતું કે

નીચે કાળાં ભોયરાંમાં જવા માટે એક લોખંડની સીડી હતી તે ઉપરાંત તેને કાંઇજ બીજું દેખાઇ શક્યું નહીં.

હવે શું કરવું? નવાબ કમબખ્ત અંદર આ છુપાં ભોંયરામાં—આવી ઘમઘોર રાતે ઉંઘમાં ચાલીને શું કરી મરતો હશે! શું સુલતાનેબી યા હોમ સીડીપરથી ઉતરીને નીચે જવું? આહ! આવી તક પાછી હાથ કેમ અને ક્યારે આવવાની હતી? બેશક આ નાપેકાર નવાબનું ગુનેહગાર અંતકરણ એટલું તો રોજ દંખતું હોવું જોઇયે કે ઉંઘમાંબી તે રોજ રાતે આ છુપાં ભોયરાંની મુલાકાત લેતો હતો? આ ભોંયરાંમાં તે નવાબનો કાંઇ જબરદસ્ત ભેદ છુપાવવામાં આવેલો હોવો જોઇયે—એમાં જરાબી શું શક?

પોતાના તાતી આવેલાં કપાલ ઉપર સુલતાને એક હાથ દાબ્યો. શું કરવું તે હવે જે સેંકડ વહી જતી હતી તેમાં તેને નક્કી કરી દેવાનું હતું.

તેણે પહેલાં તો કોઇબી જોખમે નીચે ઉતરીને નવાબનો દુંબાલો પકડવાનો અને અંદરનો રાહઘાટ જોવાનો મનસુબો કર્યો. નવાબ પાછા ઉપર આવીને પછી કોટડીના લોખંડી દરવાજાને ચાવી મારી ચાલ્યા જાય તો પછી સુલતાનને આ ભોંયરાંનો ભેદ જાણવાનો લાગ પાછો કેમ મળી શકે?

સુલતાને દાંત કચંકચાવીને નીચે ઉતરવાની તઇયારી કરી—પણ સબર ઓચીંતો એક બીજો વીચાર તેનાં ભેજાંમાંથી પસાર થઇ ગયો! તે વીચાર તેને વધારે સલામત અને વધારે લાભકારક લાગ્યો. ઝટ તે ઉંઘાડાં ફડકાં આગળથી ખસી જઇ કોટડીના દરવાજા આગળ દોડયો અને ત્યાં અડગરામાં

ખોસેલાં તાળાં અંદરથી પેલી મોટી ચાવી કાહડી લઇ પોતાના ડગલાંના ગજવામાં ઠેસ્વી દીધી અને આતુર જીવે નવાબના ઉપર પાછા ફરવાની રાહ જોતો એક બાજુ એક મોટાં ગીચ ઝાડની પડખે સંતાઇ ઉભો.

ખાસ્સી દસેક મીનીટ નવાબને પાછાં ઉપર આવતાં લાગી ! જેવી રીતે ઉંઘમાં નવાબ કોઠડીમાં દાખલ થઇ ભોંયરામાં ઉતરયા હતા તેવીજ ઉઘ્રણસી સ્તીથીમાં તેવણ ફાણસ હાથમાં લઇ ઉપર આવ્યા. સીડી ચઢીને કોઠડીમા આવતાં ફડકું તેવણે બંધ કરયું અને તેની ખીલી પાછી દીધી. સુલતાન બધુ તપાસ્તો કોઠડીનાં બારણા આગળજ હતો. નવાબ બાહેર આવ્યા કે તે ઝાડીમાં પાછો ભરાઇ ગયો. શેહરીયાર જંગે કોઠડીનો લોખંડી દરવાજો બંધ કીધો, અડગરો મારયો, તાલું ખોસ્યું—અને બંધ કરવા માટે ચાવી ઢુંડવા માંડી. તાળાં-પર આમ તેમ હાથ ફેરવી બીચારાએ બહુ કોશીશ કીધી—ઓવર કોટના ખીસામા હાથ નાખી જોયો—પણ વ્યર્થ ! ચાવી હોય કયાં જે મળી શકે ? પાછુ બારણું ખોલી તેવણ કોઠડીમાં ગયા—ભોયરાંનું ફડકું ખોલી ફરીથી નીચે ઉતર્યા. આખરે પાંચેક મીનીટમાં તેવણ પાછા ફરયા. અને ભોયરાંનું ફાલકું ધાંકી, કોઠડીની બાહેર પડી બારણાને અગડરો મારી, તાલું અલગુંજ બંધ કરી નીચી મુડીએ વીચારમાં ને વીચારમાં બંધ આંખ્યો સાથ ત્યાંથી ચાલુ મુકયું !

તેવણને ત્યાંથી પસાર થવા દેવા પછીબી સુલતાન ધીરજથી ખાસ્સી પાંચેક મીનીટ પોતાની છુપાવાની જગ્યા

એજ ઉભો રહયો. કોણ જાણે નવાબ કુંચીના ધખારામાં પાછા ફરે તો ! પણ નહીં ! નવાબ શેહરીયાર જંગ તો ધીમે કદમે દેખઇતી રીતે પોતાના સુવાના ઓરડા ગમજ ચાલ્યા ગયા હતા.

સુલતાન હવે ઝાડીમાંથી બાહેર નીકલ્યો. ઝડપથી તેણે પોતાના ગજવાંમાંથી ચાવી કાહડી પેલા અલગાં તાળાં ને મારી દીધી. પાછી ખાત્રી કરવા તેણે તાળુ જોરથી તાણી જોયું. લોખંડી દરવાજો બરાબર બંધજ હતો એવી ખાત્રી થતાં કુંચી પોતાના ડગલાના અંદરનાં ગજવામાં સંભાલથી ખોસી દઇ તે ધીમે કદમે ત્યાંથી નીકળી ચાલ્યો.

નવાબ તો કયારના પોતાના મકાનમાં દાખલબી થઇ ચુકયા હતા. સુલતાન ધડકતી છાતી સાથ પોતાના બેડ રૂમમાં પેઠો અને અંદરથી બારણાને સાંકળ મારી !

આહ ખુદા ! અંતે તેના કબજામાં કાંઇ ભયંકર ભેદની ચાવી હતી ખરી ? અરે ઇનસાફના ગેબી ફરેસ્તાઓ ! શું સુલતાનના પીતાની સાથ રમાયલાં જાલમ કાવત્રાંની તે ચાવી હશે ? ધુંજતા હાથોમાં પેલી મોટી કુંચી પકડીને ફાટે ફાટે ડોળે તેણે તેની ગમ જોયાજ કર્યું. સબર જીવ—જરા ધીરજ ધર ! એ ભોયરાંમાં મુજી નવાબના શું કાળાં ધોળાં છુપાયલાં હતાં તે આપોઆપ એક બે દીનમાં જણાઇ આવ્યા વગર કાંઇ રહેનાર હતાં ? કુંચી સુલતાનના હાથમાં સલામત હતી તો પછી પેલો ભોયરાંનો ભેદ કયાં નાસી જવાનો હતો ?

સુલતાને ઠંડા પાણીએ પોતાનું મ્હોડું છાંટયું. તેનું દીદાર ખરેખાત બોખારથી ધક ધકતાં આંગ મીસાલ ગરમ થઇ આવ્યું હતું.

યાદગાર દાહડો !—ખચીત સુલતાન માટે તે આખો દીવસ તેની જીંદગીનો એક અતી મહાન અગત્યનો દાહડો હતો. લોહરીમાં ત્રણ વાગ્યાના હથોડા પડયા—અને એક હાય મારી સુલતાન પાછો પોતાના બીછાણાપર એમનો એમજ કપડાં અને બુટ સાથે પછડાઇ પડયો.

---

## પ્રકરણ ૨૭ મું.

---:o:---

### સેઠાણી અને સેક્રેટરી વચ્ચે ગુફતેગુ.

ઉછળતાં જોબનના બીન અનુભવી તબકકા દરમ્યાન એક કુમળાં જીગરને જયારે મોહબતની મુસીબતનો લગાર તીક્ષણ ઝટકો પહેલ વહેલો લાગે છે ત્યારે તેને તુર્ત વેળા એમજ લાગે છે કે બસ તેની જીંદગાનીનું દીલખુશ પ્રકરણ ખતમ થઇ ગયું. થોડા મહીના—તે નાદાન જીવ ખાવા પીવાનું, હસવા બોલવાનું મોકુફ કરી દીલ નાખી દે છે—દુન્યા અકારી કરી મેળે છે.

પણ દુન્યા તે જીવડાને અકારો કરી મેળવા ના પાડે છે. માથાં દુખવાનો કે પેટમાં દુખવાનો—લેવાઇ લુટઇ જવાનો કે આંખમાં ખાડા પડી આવવાનો—પ્રયોગ એક ખીલતાં ઉધરતાં બચ્ચાંના બાબમાં નીભી નીભીને કેટલા દહાડા નીભે ? કાંસો કે કરાંઝો—કોર મરડીને સુઇ જાઓ કે ભુખે પેટે ઉંઘાઇ જાઓ—પણ તે પાંચ દાહડા, પંદર દાહડા કે ઘણું તો બે ત્રણ મહીના ! મેહેરબાઇ જસાવાળાની પૌત્રી જાલુ જેવું એક હસતું બોલતું, સદાનું ખુશમીજાજી સુખવાસી રમત્યા

પુટલું સંસારની સાથ કયાં સુધી રીસાઇ રહી શકે ? ઇંગ્રેજીમાં એક કહેતી છે કે—

"The heart may break, but brokenly live on."

આ કહેતીની સચ્ચાઇ લખ્ખો રૂપ્યાની ભાગ્યવંતી વારેસ, ખુબસુરત તંદોરસ્ત જાલુ દુઆરો માત્ર ત્રણ દીવસની મુદતમાંજ જોઇ લીધી. શાદીની ધુમધામથી આખો 'રોશન મહાલ' ધમધમી રહે—સેંકડો પરોણાઓની આવજા, બેંડોની ગડબડ સડબડ, હસી ખુસીનો ચોમેર મેહેમાર વ્યાપી રહે—ત્યાં આ કુદકા ભુસકા મારતું બાળક પોતાના ઓરડામાં ભરાઇને માથું દુખવાનું બાહાણું તે કેટલા દહાડા સુધી કહાડી શકે ?

શાદીને દીવસે સહવારના આખરે જાલુને મમલાંજીની અને કુમીની બોહોસ આગળ નમી જવુંજ પડયું. અગીયાર વાગતે નીચે ડ્રોઇંગ રૂમમાં લગનની ક્રીયા થનાર હતી—અને ત્યાં કુમી તેણીને જોર જબરી કરી સમ સોગંદ ખાઇને પોતાની સાથે ધસડી લઇ ગઇ હતી.

જાલુ એકવાર સવે સંગાથ નીચે ગઇ, અને મોટા દીવાનખાનામાં ભેગી મળેલી ઠઠમાર મીજલસમાં ભેળાઇ, કે તેણીનો જીવ જરાક હલકો પડયો. સુલતાને જાણે કાંઇજ બન્યું નહી હોય તેમ એકાદ બે વાર તેણીની સાથ સહેજ સાજ વાત કરી, એટલે પછી બીજી-ત્રીજી ધમચકરી વચ્ચે જાલુને પોતાની સ્થીતી તેણી ધારતી હતી એટલી ભારી અને કઢંગી લાગી નહી. વળી એ છોકરી કોઇનેબી-ખસુસ કરી

સુલતાનને અને કુમીને-સેહજબી એવો સંસારો આપવા ઇચ્છતી હતી નહી કે તેણીની મગરૂરીને એક નહીં ધારેલો ફટકો પડવાથીજ તેણી આટલો વખત દર્દે જીગરને આઝેઝ થઇ ગઇ હતી. જો શાદીની ક્રીયામાં પોતે હાજર નહી થાય, તો જરૂર કુમી જેવી એક શેહારી છોકરી તેનું ખરૂં કારણ ચેતી જવા વીના રહે નહી.

લગનને દહાડે સવારના જાલુના જીવનેબી ઠીક લાગતું હતું, એટલે બનીઠની તેણી દીવાનખાનાની ધામધુમમાં સામેલ થવા જેમ તેમ મોહડું ખુશ રાખીને નીચે ઉતરી હતી. પોતાના વાહલાં બચ્ચાને પાછું તટાર થઇને ખુશ બખ્તીમાં ભાગ લેતાં જોઇ બુઝોર્ગ મમાઇજીથી હસાઇ હસાઇ જવાતું હતું.

પણ પોતાના ભાઇના આવાં ફરમાશુ લગનને દીવસે બીજી કોઇબી રીતે મેહરબાઇનો જીવ ખુશીમાં હતો એમ સમજશો ના "મુઇ એક રીજારડી પીંજારડી મુસલમાની બોજાઇ"નો ખ્યાલજ તેવણને અકારો ઝેર સમાન હતો. શેહેરીયારજંગની આવી ધરડે ધડપણની બેવકુફાઇ માટે મેહરબાઇ પહેલેથીજ ખભરતાં ચટકતાં આવ્યાં હતાં-પણ બીજાં કશાંને ખાતર નહીં તો ફકત દુન્યાદારીને ખાતરજ તેવણ લોહીનો ગોટ ગળીને ચુપ બેઠાં હતાં જંગબારથી તેવણ આ શાદીની ક્રીયામાં ભાગ લેવા ગુલબર્ગે આવ્યાં તેબી માત્ર દુન્યાના રેવાજ અને રીતીને તાબે થવાની પોતાની અળખામણી ફરજ લેખીનેજ આવ્યાં હતાં. વળી જાલુને જરા જંગબારથી બાહેર કાહડવાનો તેવણ લાગ શોધ્યાજ કરતાં હતાં—એટલે આ લગનનું બાહણું તેવણે ઉપાડી લીધું હતું.

દાદી માટેબી તેવણને છેલ્લે છેલ્લે એટલી ચીંતા રાખવાના કારણો મળયાં હતાં કે કોઇબી મસે હીંદુસ્તાન જવાને તેવણ આતુરજ હતાં. આણીમેર વળી શેહેરીયાર ભઇએ જાલુ અને દાદી–માનેક અને કુમીના ભવીષની ગોઠવણો મેહરબઇને મ્હોંડે મોહડું મળીને કરવાની ખુશી દેખાડી હતી, એટલે પોતાની ગમે તેવી નામરજી છતાં મેહરબઇ જંગબારથી આ લગનમાં ભાગ લેવા ગુલબર્ગે આવ્યાં હતાં.

પણ તે છતાં આવાં હેણ અકચ જેવાં લગન તરફ જરાબી ખુશાલી કે પસંદગી બતાવવા સાફ ના પાડી મેહરબઇએ પહેલે દાહડેથીજ પોતાના ભાઇના છાપડાં તળે થોભરો ચઢાવી રાખેલો હતો. શહેરીયારજંગે એક વખત જરા અમસ્થું પુછ્યું કે "નરીને જરા ઓળખાણ કરાવવા લાઉં?" તો છેડાઇ પડીને મેહરબાઇએ ધસીને ના કહયું હતું.

શાદીની ક્રીયા ચાલતી હતી તે દરમ્યાન મેહેરબાઇ જશાવાલા આજે ખાસખા ડ્રાઇંગ રૂમની પડોશના ઓરડામાં એક ખુણાની અંદર ભરાઇને બેઠાં હતાં. કુમી, માણેક, જાલુ વગેરેની ગમે એટલીબી સમજાવટ છતાં તેવણે લગન થાય તે વખતે શેહેરીયારજંગની આગળજ બેસવાને સાફ ના પાડી. છતાં છોકરાંઓને તો તેવણે જીદ કરીને લગન થતાં હતાં ત્યાં ડ્રોઇંગ રૂમમાંજ બેસાડયાં હતાં.

દશેક મીનીટ એકલાં પોતાની જગાએ મેહેરબાઇ બેઠાં હશે–પણ પછી તેવણે પોતાના સેક્રેટરીને ઇશારત કરીને પોતાની પાસે તેડયો. સુલતાન તેવણ વાળાજ રૂમમાં થોડેક છેટેથી એક બાજુ ઉભો રહી દીવાનખાનામાં ચાલી રહેલી ક્રીયા અદબવાલીને નીહાળીયા કરતો હતો.

"સુલતાન, આવો—અહીં બેસોની, એમ ઉભા કાંહ સુધી રેહેશો? મુઇ અંદર તો એવી ગીપચી છે કે બધાંઓનો જીવબી ગભરઇ આવતો હોશે. અસ્નો આશીરવાદ પુરા-થવા પછી કેહજે મુસલમાનની રીત પરમાણેબી લગ્ન થવાનાં છે!"

સુલતાન મુછમાં સેહેજ હસ્યો અને મેહરબાઇની પાસે પડેલી એક ખાલી ખુરસી ઉપર ગોઠવાયો.

"મેહેરબાઇજી, આય બેગમ નુરજેહાનની પછવાડે ઉભી રહીને પવન નાંખેછ તે એવણુની દાસી થાય કેની?'

મેહેરબાઇ જશાવાલાએ એવું ડાચું કરયું કે જાણે આ દાસીની વાત સાંભળીને તેવણુને કાંઇ ચુંથઇ આવતું હોય.

"બલા જાણે મારી, કે એ મુઇ દદા વરી કોણ છે! ગેઇ કાલે સાંહાંજના બાગમાં શેહેરોયાર અને આય એની શોભીતી મુસલમાની બઇરી ફરતાં'તાં, તાહરે આય દાસી જોઇયેછ તો એ લોકોની સાથેની સાથેજ! મેં પોતે મારા ઓરડાની બારીમાંથી જોયું! રાન પછવારેબી નહીં ચાલી મરે જો—આય બેગમની જોડે જોડજ ચાલે! આજે સવારનાજ ફુમી મને કેહેતી'તી કે બેગમ સવારે સાત વાગે ગાડીમાં ફુથે એખલાં શેહેરીયારજંગ વગર ફરવા ગીયાં—(મુવું આજેબી ફરવા જયા વગર જાણે એનો જીવ તુટી પરતો'તો)-તેહરેબી આય એવણુના શોભતાં દાસીબઇ સાથેજ ઉતાં! તમે માનશો, સુલતાન? ફુમી કેહેજે કે એ મુઇ ફસકુનમ પોતાની બાઇની પાસેજ આગલી બેઠક પર ગાડીમાં બેઠી—સાંબી બેઠકપરબી નહી જો!"

એકાદ મીનીટ વીચારમાં સુલતાન મુગો બેસી રહયો અને ચુંચી આંખ્યો કરી પરણતાં જોડાં ગમ જોયા કરયું.

"કેમ શું વીચારમાં છેવો, સુલતાન ? કંઇ નવાં બેગમને ઘણાં ધારી ધારીને જોયા કરોછ ?"

"નહીજી, હુ આય તેવણની દાસીને જોતુંછ. બાઇની કોઇ ઘણી માનીતી અને વીશ્વાસું હોવી જોઇયે. જેમ તમો બાઇજીની મારી ઉપર મેહેરબાની છે, તેમ આય બેગમ સાહેબની પોતાની દાસીપર હોશે."

"અરે જાવરે ! કાંહ મને સમજાવવા આયા ? તમારી વાત જુદીજ છે, સુલતાન. હું તમુને મારા નોકર ગણુતીજ નથી. તમારા જેવા એક શીખેલા, કેલવાયલા સેક્રેટરીની વાત કાંહ—ને આય એક મુઇ હલકી મુસલમાની આયાની વાત કાંહ ! જોજે—મારો બોલ માનજે—એ બે મુવાં નસાંબંદાઓ મલીને શેહેરીયાર ભઇને ખુવાર નહીં કરી મુકે તો મને કહેજે એ બે મરી ગેઇઓના બધા ઢણુકજ મને ગમતા નથી. મને તો ભસ્તે ગેઇ આય દાસી એની આયા કરતાં એની કોઇ માય માસી થતી હોય તેમ વધારે લાગેછ ! શેહેરીયાર પોતાની બઇયરની ઓરખ આપેછ કે કોઇ મોટા નવાબની છોકરી થાયછ તે બધું જુઠું ! તમે કંઇ માનતાં ના—મુવાં કોઇ રસ્તે શેરીએ રખડતાંઓને કોણ જાણે કાંહથી ઉચકી લાયોછ. પણ મરવા દેવોની, એ લોકોને ! આપુને શું ? આય બધું રમખાણ પુરૂં થાય કે આપરે કાહરે અહીથી જતાં રહીયે તેની હું તો હવે અકર વકરમાં પરીછ. બા સુલતાન—હવે બીજા ચાર પાંચ દાહડામાં આપરે આપરી તઇયારીમાં રેહેવાનું જો."

સુલતાને સહેજ પોતાનો હોઠ કરડયો. આમ અચગુચ એટલું જલદી ગુલબર્ગાથી ઉપડી જવાનો મેહરબાઇનો ઠરાવ

સાંભળી તેના પેટમાં ફાળ પડી આવી હતી. અરે—હજી તો પેલી છુપાં ભોંયરાની કુંચીનો તેને ઉપ્યોગ કરવાનો બાકી હતો ! હજી તો કુમી સાથ બીજી કેટલી બધી વાત કરવાની રહી ગયલી હતી !

"જરા થોરા દાહરા અહીં રેહી જાઓ તો ઠીક લાગશે, બાઇ" તે હળવેથી બોલ્યો. "લગન પુરાં થતાંજ ઉપડી જશો તો શાહેરીયારજંગના મનમાં ઓછું આવશે-ને હું ધારતોગી નથી કે એવણ તમુને એટલાં જલદી જતાં રહેવા દે."

"ઓવાય ! નહીં જવા દેશે તો શું દોરડાંએ બાંધી રાખવાના છે ? હું હવે થોભવાનીજ નથી. હરવઇ ગેઇ જાલુમી કંઇ બે દાહડા થયા અનમની જેવી થઇ ગેઇછ, ને જાંઉ—જાંઉ કરયા કરેછ ! કોણ જાણે પરમ દહારનો એ દુકતીને શું ભુત ભરાયો'તો ! આજે મેં ઘણી ધમકાવી, તાહરે જેમ તેમ મહા મુસીબતે નીચે આવીછ. સુલતાન, એને એકાએક શું પરમ દહાડે થઇ આયું-તમુને કંઇ ખબર હોશેની ? તમારી સાથ વાત કરીને એ ઉપર આવી, ને બસ સીક જેવી થઇ ગેઇ ! તેની અગઉ તો મજેની હસ્તી બોલતી ઉતી !"

થોડીક સેકંડ સુલતાન મન સાથ ખુબ ગુંચવાયો. હવે શું જવાબ દેવો ? પણ મેહેરબાઇજી કોઇબી વખત આ સવાલ પુછશે એમ તેણે ધારીજ મેલ્યું હતું.

"કાંઇ ખાસ એવણની તબીયત બગડે એવો બનાવ બન્યો હોય એવું હું જાણતો નથી. ફક્ત એટલું બન્યું કે વાતપરથી વાત નીકળતાં એવણ મારે પોતાને લગતી કેટલીક હકીકત્ પુછવા લાગાં, અને મેં તેવણુને મારી જીંદગીની એક ગમગીન તવારીખ કહી સંભળાવી"

"તમારી જીંદગીની ગમગીન તવાંરીખ! મરે, તે શું? તમે મને તો કંઇ કહયું નથીં!"

"હું તે બધાંને કેહેતો ફરતો નથી, મેહરબાઇજી—પણ જરબાઇ હમેશ મારે વાસ્તે એટલી કાલજી રાખીને બની પુછપરછ કરેછ કે તે દાહરે મેં એવણ આગળ સહેજસાજ માત્ર એસારો કીધો કે મારી જુવાન જીંદગીમાં મારી ઉપર અત્યાર અગાઉ મોટી આફત ગુજરી ચુકીછ—એક ઘાતકી ગેરઇનસાફનો હું એક ભોગ થયો'તો—અને એક ચોકસ જુવાન સ્ત્રીએ એક ફરેસ્તાની માફક મારી મદદે આવી મને જો બચાવ્યો નહી હોતે, તો અત્યારે હું પાયમાલ બેહોરમત થઇ જીંદગીથીબી ઉખડી ગયો હોતે!"

"એટલું બધું?—મને તો કાંઇ ખ્યાલબી નહીં! સુલતાન, તમે મારી આગળ બોલ્યા કાંય નહી? એ શું આફત આવી પડેલી? કાહરે? તેને કેટલાં વરસ થયાં? મને બધુ કેહો-મારા સમ-તમારે લગતું કંઇબી જાણવા કોણ જાણે શું છે કે હું ઘણીજ આતુર રેહુંછ."

"એ બધી મારી ગમખાર વાત ઘણી ખાનગી છે, બાઇ," સુલતાન પોતાનો સાદ નખાવી દઇ, ઘણાજ ગમગીન અવાજે બોલ્યો, "તમો જેવાં દાનાવ, મેહેરબાન, મારાં મુરબી પાસે માગી લેઉછ કે તમે મને વધારે એ બાબે હમણા પુછશો નહી—વખત આવશે તાહરે હું પોતે બધું ખુલાસાથી કેહેવાની તમુને કબુલાત આપુંછ. મારી મુસીબતની કહાણી હમણા મારાં દીલમાંજ સમાયલી રાખવાને મારી પાસે મુસ્તકીમ કારણો છે."

"ભલા જાણે! તમે મને એ વાતનો જરાક ઇસારોબી નહી કીધો, સુલતાન! તમે મારી સાથબી એમ લોકઇ કરોછ?"

"તમારી સાથ લોકઇ કરૂં, બાઇ? તમે મને નીમક આપોછ—તમે મને આવી ઇજતભરી હાલતપર લાવી મુકયોછ—મારીપર આટલો વીશ્વાસ રાખોછ—આટલી મેહેરબાની દેખાડોછ—પછી તમારો દરેક બોલ માથે ઉપાડી લેવાને જો હું તઇયાર નહીં થાઉં, મારૂં દુખ તમારી આગળ રડી દેઉ નહીં, મારી મુશકેલીમાં હું તમો બાઇજીની મદદ માગું નહીં, તો મારા જેવો બેણુનીમકહરામ બીજો કોણ હોય? પણ ફરીથી હું માગી લેઉછ—એક અરજ તરીકે કરગરીને માગી લેઉંછ—કે ઘણાજ મજબુત સબબોસર હમણા મારેથી મારી કાહણી બાબે કંઇજ બોલાતું નથી; મને માફ કરો."

"ઓવાય! પણ એટલું તો કહેશો કેની કે તે આફત કાહરે આવી પડેલી?—ને હવે——"

"તમે કંઇબી નહી પુછશો તો અત્યાર સુધી કીધેલા તમારા અસંખ્ય ઉપકારમાં એકનો વધારો કરશો."

"વારૂં નહીં પુછશ, સુલતાન, એમ દલગીર શું કામ થાવોછ? પણ મારી જો કંઇબી પૈસાની મદદ તમુને જોઇયે તો જરાબી ઓસકાતા ના—તમુને મારા સમ છે!"

"તમો બાઇસાહેબ મને એટલી મદદ કરોછ કે વધારે સેહજબી માંગવાની મને લાઝમબી નથી, તમારાં રાજમાં હું ઘણોજ સુખીને સંતોષી છેઉ."

"પણ તમારો કંઇ પગાર વધાર્યાથી પેલી છોકરી સાથ તમે પરણી શકતા હોવો તો હું તેમબી કરૂં?"

"બીજાકુશ તેવો કશોબી વીચાર હમણા મારાં મનમાં નથી—મને મલેછ તે જોઇએ તે કરતાં પુરતું છે."

"પણ એટલુ તો કેહવો કે તમારે માથેનું વચન હવે વીતી ગીયુ કેની?"

"હાજી, પણ દુન્યાની નજરમાં હજુર મને પોતાને એક આબરૂદાર બીનગુનાહ માણુસ તરીકે પુરવાર કરવાને સારૂ થોડુંક કામ બજાવવાનું છે. જે જાલમ દગાનો ભોગ હું ને મારૂં કુટુંબ થઇ પડયાં તે દગો તેના પુરાવા સહીત મારે સારી જગત સામબે ખુલ્લો કરી આપવાનો હજી બાકી છે."

"હોશે-બા, તમે આજે શું ભરમમાં બોલોછ તે હું સમજી શકતી નથી. પણ જાહારે વખત આવે તાહારે મને બધું માંડીને કેહજો, હં સુલતાન! હું બધું જાણ્યા વગર રહેવાની નથી જો!"

"એક ગ્રહસ્થ તરીકે હું તમુને કબુલાત આપું છ—હું તમુને દરેક ચીજ કેહેવશ."

"મરે તાહારે શું તમે જાલુને આટલી વાત કેહી તેમાં એ રાન સીક થઇ ગેઇ? હું જાણું કે એને એકાએક શું થઇ આયું?"

"જરબઇએ તાહરે કંઇજ તમુને એ બાબે કેહયું નથી?"

"નહીં—એ દુકતી તો કંઇ બોલીજ નહીં. તમે એને કંઇ ઘણી ભોલી ને બેવકુફ ના સમજતા જો—અરે રાન એવી મીઠી ને એવી પટામણી છે કે કોઇ વખત તો આપુને બી રમારી મુકે."

"હજુર તોબી એ એક બચ્ચુંજ છે-મેહરબાઇજી."

"સત્તર અઢાર વરસની ગોધો થવા આવી ને હજુર બચ્ચું સાએ થઇ? હવે એકાદ વરસમાં એનું આપરા માનેકની સાથે કરી આપવાનાજ વીચારમાં છેઉં. હરવાયો દાદી જો જરા પાધરો નીકલે કેની તો એનું ને કુમીનું પહેલાં ગોઠવી આપવા હું ઘણીજ આતુર છેઉં, સુલતાન. દાદીને મારી કુમી જેવી એક સારી ને સમજુ ઘેર રાખુ બઇરી મલશે તાહરેજ એ પોરીયો જરા રતીબી સુધરશે—બાકી હમણે તો એ પોતીકા પેલા રખડેલ બાપના બધા સોજ સીખ્યોછ. એના સલુક બરે ! મારી સાથબી વાત કરે કેની તાહરે હંમેશ જાણે બાહારથી કોઇ સાથ વધેરી આયો હોય તેમ ખાઉં કરતું જેવો બનીનેજ વાત કરે. અમસી પોતીકી એકપુરી બેહન સાથબી અત્યાર સુધીમાં દસેક વખત ચીઠરાં ફાડી રેહયો હોશે ! ઓંજીયામાં જરા રીતભાત કે સલુકાઇ તો છેજ નહીં. લેઓ—તાબરા પરીયા ! આસીરવાદ પુરા થયા !"



## પ્રકરણ ૨૮ સું.



### "ઘરડી ઘોડી ને લાલ લગામ !"

શાદીની ક્રીયા બપોરે બાર વાગતે ખતમ થઇ—અને પરોણાઓને એક બમપર ટીફીનથી તુપ્ત કરી પરણી ઉઠેલા વરરાજાજી પરવારી ગયા હતા. શેહરીયારજંગ બહાદુરની દુન્યા હમણા સુખી હતી. લગનને દીવસેજ સહવારના પોતાની એસ્ટેટના ડુંગરાનો વળી એક કડકો નદીમાં ધસી પડવાના

સનાન સમાચાર મળવા છતાં નવાબ સાહેબનું સઘળો વખત હસ્તું રહેલું ડાચું કહી આપતુ હતું કે આખો "રોશન મહાલ" કાં નહી એમનો એમ પાણીમાં ગરક જાય તેની તેવણને ઝાઝી તુંભા નહી હતીઃ—બસ તેવણને તો તેવણનું પેલું કોયલી આંખ્યો વાલું બુચકલું બુલબુલ મળ્યું હતું એટલે તેવણને મનથી સારી જેહાંનનો ખજાનો મળ્યો હતો !

સાઠ સીતેર વર્ષનું એક ઘરડું બુવડ જયારે પોતીકી દીકરી થવાને લાયકની એકાદ "બુચી" ને પરણી બેસે છે ત્યારે પોતાના નવાં સુખના હાંફરામાં પોતાના ટાળકમાંનુ ભેજું બાહેર કહાડીને તે કોણ જાણે કયાં ગોખલા ઉપર ઉંચુંજ મેળી છાડે છે. તેની સર્વે ખબરદારી, હુશયારી, દુન્યાદારી તેને કેટલી હદ સુધી તજી જાય છે તેનુબી તે બુઢાને બસ ભાણુજ રહેતું નથી. તે રોજે વળી નદીના રોહને પ્રતાપે ખાસ્સી અડધોએક એકર જેટલી ટેકડીનો ભાગ સફા થઇ ગયો અને નાખી દેતાં ત્રીસથી ચાલીસ હજારનું નુકશાન થયું તે તો નવાબ સાહેબને મનથી કુચ્છ બીસાદમાં નહીં હતું.

શાદીને દીવસેજ આવા ફરમાશુ "સગન" થયા તેથી ખુદ કેટલાંક પરોણાંઓના દીલ કચવાયાં—પણ શેહરીયાર જંગની ખુશાલીથી ઉભાઇ જતી છાતીમાં એવા નજીવા બનાવ માટે વટવટો કરવા માટે હમણા જગ્યાજ ફાલતુ નહીં હતી. એક ગમથી પોતાના સંખ્યાબંધ પરોણાઓ પર ધ્યાન આપવાનું, અને બીજી ગમ પ્યારી ખુબશુરત નુરીની આગળના આગળ રેહવાનું— એટલે પછી બીજો ત્રીજો વીચાર કરવાનો અવકાશ બી કયાંથી મળે ?

પેલાં ભોંયરાંની ગેબ થઇ ગયલી કુંચીને વાસ્તે સેહજ જેટલો જરા વસવસો કરવાનીબી ખરેખરજ તેવણુને ફુરસદ મળી હતી નહીં. અને ખરૂં પુછો તો તે ચાવી ગુમાઇ ગઇ છે તેવું નવાબને હમણા ખ્યાન પણ નહીં હતું! એ ચાવીનું રાતના ઉંધમાંજ તેવણુને અવારનવાર કામ પડતું હતું—અને બીજી સહવારે તો તે વીસરાઇ જઇને આખો દીવસ તેવણુના ઓવરકોટના અંદરના ખીસામાં પડી રેહતી હતી. આ ચાવીની સલામતી વીશે શેહેરીયારજંગના દીલમાં કાંઇ ખાસ દરકાર હોય તેમ હતુંબી નહીં. પેલી ખાલી કોઠડીના લોખંડી બારણાની તેવીજ એક ડુપ્લીકેટ ચાવી તેવણે અડીભીડીને વાસ્તે પોતાના 'મહાલ'ના વીશવાશુ મુસલમાન કારભારી કમાલખાનને સોંપી મુકી હતી.

કમાલખાન નવાબ શેહરીયારની નોકરીમાં કાંઇ પંદર વીસેક વરષનો જુનો માણસ હતો. તેની ઉમર સુંમારે સાઠેક વરષની હશે. તે ખચીત એક બહુ ઇમાનદાર અને વફાદાર કારભારી શેહરીયાર જંગને હાથ લાગ્યો હતો. કમાલખાનની ઉપર નવાબનો આંધળો વીશવાશ હતો—અને તે વીશવાશ ને તે પુરાણો નોકર હરદમ લાયક તથા સાચોજ નીવડેલો તેવણે જાણ્યો હતો. એક સાધારણ મસાલ ઉપરથી વધીને કમાલખાન આજે નવાબનો સઉથી માનીતો વીશવાસું અને કીમતી મદદદનીશ—એક એસટેટ મેનેજર—થઇ પડયો. હતો.

પણ આટલુ છતાં, વાંચનાર, તને અજાયબી લાગતી હશે કે નવાબ શેહેરીયારજંગે પેલાં છુપાં ભોંયરાની એક ડુપ્લીકેટ ચાવી બીજા કોઇબી શખ્શના હાથમાં રેહવા દેવાની

હીમત ચલાવીજ કેમ ? ખુલાશો સહેલ છે. આપણે જાણીયે છીયે કે પેલી ઉજડ બંધ પડેલી કોઠડી તો અંદર તદન ખાલી ખપ્પા હતી. જે કાંઇબી ભેદ શેહરીયારજંગનો છુપાયલો હતો તે તો તે કોઠડીની જમીનના તળ્યામાં એક ગુપ્ત ભોંયરાંની અંદર દટાયલો હતો—ખુદ કોઠડીની અંદર નહીં. અલબત કમાલખાન એ બીનાથી બીલકુલ નાવાકેફ હતો. તે તો માત્ર એટલુંજ જાણતો હતો કે અંધારી કીલ કોઠડી કોણ જાણે શું કારણ માટે નવાબ સાહેબે ખાલી એમની એમ પડત રહેવા દીધી હતી—અને રાતે કોઇ કોઇ વાર એખલા તેવણ અંદર ખુદા માલુમ શુંબી સબબસર જઇ આવ્યા કરતા હતા. નવાબ ત્યાં અવારનવાર રાતે હાથમાં ફાણુસ પકડી અડધી ઉંઘમાં—અડધા સજાગરૂ—શા માટે જતા હશે, અંદર જઇને શું કરતા હશે, તે જાણવાની કમાલખાને કોઇ દીવસેમી કનવાર કરી નહી હતી. તેમ કરવાની તેની હીમતબી ચાલી નહીં હતી. તે વફાદાર પુરાણા નોકરનો તેવો ખટપટયો ચટપટયો સ્વભાવજ નહી હતો. પોતાના કબજામાં સોંપેલી ફાલતું કુચીનો તેણે કદીબી ઉપયોગ કર્યો નહીં હતો. તેમ કરવાની તેણે અગતજ શું પડે ? તે જાણતો હતો કે તે અંધારી કોઠડીની અંદર માત્ર ચાર ખાલી દેવાલો, જમીન અને છાપડાં શીવાય બીજું કશુંબી હતું નહીં.

અત્રે એક ખુલાસાની જરૂર છે. વાંચનાર ભુલી ગયો નહીં હશે કે કોઠડીમાં દાખલ થવા પછી નીચે ભોંયરાંમાં જવા માટે જે છુપું લોખંડના કડાંવાળું ફાલકું નવાબે બનાવેલું હતું, તેની હસ્તીથી કમાલખાન તદન બીન માહી-

તગાર હતો. બેશક--શેહરીયારજંગ એટલો મુરખતો હોયજ નહીં કે તે ગુપ્ત ફાલકાંની વાત કમાલખાન વઝીકને કહે. આ ફાલકું તદન બેમાલુમ હતું. એક છુપી ચાંપ દાબતાંજ દીવાલ આગળથી જમીનપરનો એક પથરો પોતાની મેળે ચકકર લઇ ખસી જતો અને પેલું ફાલકું ઉઘાડતાંજ એક બાકોરૂં નજરે પડતું. વાંચનાર જાણે છે તેમ એક લોખડની સીડી મારફત આ બાકોરાં માંહથી નીચે ઉતરી—પોતાનું ત્યાં ભોંયરામાં જેબી કામ હોય તે કરી—નવાબ પાછા ઉપર આવતા અને ફાલકું બંધ કરી—પેલો પથ્થર તે ઉપર બેસાડી—કોઠડીની બાહેર નીકળીને લોખંડના દરવાજાને તાળુ લગાવતા. હવે આ ભોંયરાનો હસ્તી તેમજ પેલું ફાલકું કેમ ઉંઘાડવું તે જો કમાલખાનને ખબર નહી હોય તો પછી તેના કબજામાં એક ફાલકુ કુચી રહેવા દેવામાં નવાબને બીહીક જેવું શું હોય ? કોણ જાણે શું ગણત્રીથી અને ખ્યાલથી નવાબે કમાલખાનના હવાલામાં તે ચાવી અત્યાર સુધી રહેવાજ દીધી હતી. એજ સબબને લીધે જયારે તેવણની પોતાની પાસેની કુચી ગુમાઇ ગયલી તેવણે જાણી ત્યારે નવાબે તેની ઘણી દરકાર કરી નહીં હતી—દરકાર કરવાનો તેવણને લાગબી મળ્યો નહીં હતો.

તેવણ હાલને કાજ તો પોતાના લાગતા વળગતાંઓને અને સગાંઓને કાંઇ નહી તો ઓછામાં ઓછા બીજા આઠ દીવસ ગુલબર્ગે પોતાની બાદશાહી પરોણાગત ચાખવા રેહી પડવાની બોંહસા બોંહસ કરવામાં ગુંટાઇ ગયા હતા. નવાબ સાહેબે ખસુસ કરી સમ સોગંદ ખાઇને ફકત બીજા ચાર દાહડા ગુલબર્ગે થોભી જવાને મેહરબાઇને આગ્રહ કરયો હતો.

આવતી કાલે—એટલે શાદીને બીજે દીવસે—તેવણ નુરીને લઇને માત્ર ત્રણ દીવસ બોલારમ ખાતે હનીમુન ગુજારી આવવા માગતા હતા. શેહરીયારજંગે જયારે ઘણીજ બજીદાઇ કરી, અને પેલી તેવણની મુસલમાની "રોશન મહાલ"માંથી એટલા દહાડા કહરાવાની છે એવું જયારે મેહરબાઇએ જોયું. ત્યારે મહા મુશકેલીએ તેવણે ત્રણ દહાડા વધુ ત્યાં થોભી જવાને હા પાડી. તેવણના સલાહકાર સેક્રેટરીએની શું મત આપ્યું હતું ?

"મેહેરબાઇજી—થોરા દહારા હવે તો થોભીજ જાઓ તો સારૂં—નહી તો ખરાબ લાગશે."



## પ્રકરણ ૨૯ સું.

—:O:—

## વખાણ—એ મોહબતની સીડીનું સઉથી પહેલું પગઠયું છે.

સાંજના ચાહે લીધા પછી પાંચેક વાગતાને શુમારે મેહરબાઇ જસાવાળા કુમી તથા સુલતાન મળી ત્રણ જણાં નવાબની મોટરમાં શેહર મધે જરા ચકરાવો મારવા નીકળી પડયાં હતાં. બંગલામાં ને બંગલામાં આટલા દહાડા ગોંધઇ રેહતાં મેહરબાઇનો જીવ ગુંગળાઇ આવ્યો હતો—અને તેમાં લગનની ધધુખર રાત દીવસ જોતાં અને સાંભળતાં તેવણ ખરે મને હવે જરા કલાક અડધો કલાક બાહેર આંટો મારી આવવા ઇચ્છતાં હતાં. તેવણને વળી કેટલીક ચીજો

માટે "શોપીંગે" પણ નીકળવું હતું. એટલે સુલતાનને તેવણે ફરમાવ્યું કે એક સોજી બે ઘોડાની ગાડી તે સાંજ માટે કેથેથી ભાડે મંગાવવી. સુલતાનને આ ભાડેની ગાડીનો વીચાર ઠીક લાગ્યો નહીં. તેણે નરમાશથી બાઇને સુચના કરી કે નવાબની છતી બબે મોટરો અને ચચાર જોડીની ગાડીઓ પડેલી હોવા છતાં ભાડેની ગાડી મંગાવવાથી શેહરીયાર જંગ મોટું અપમાન માની લેશે. આથી સુલતાન મારફતેજ મેહરબાઇએ નવાબને એકાદ ગાડી વીશે કેહડાવ્યું અને જવાબમાં તુરત તેવણની મોટર ધમધમધમ કરતી 'મહાલ'ના દરવાજા પર આવી ઉભી.

મેહરબાઇની ગમે તેટલીબી જીદ છતાં જાલુએ તો સાથે જવા નાની નાજ પાડી.

"હું તો તદન થાકી ગેઇછ—મમલાં," તેણી કંટાળેલા જીવે અવાચી ખાઇને બોલી, "જરા તેટલાં એક ઉંઘ કાહરી ઉઠશ. તમે ને કુમી સીધારોં–હું તો બા નહીં આવતી. હું એખલી શાની પરતી'તી ? મારી આગળ અહીં દાદીભઇ છે કેની ?"

જાલુના મકકમ ઠરાવ આગળ મેહરબાઇનું કાંઇ વળ્યું નહીં. ખભરી ચટકીને તેવણ કુમીને તથા સુલતાનને લઇને ગયાં. માનેકબી બાહેર સસરાવાની આનાકાની દેખાડી. દાદી અભાગ્યાને તો પુછ્વાબી તેવણને ગમ્યું નહીં. સાથે કોઇ માટીડો હોય તો સારૂં—એમ ધારી મેહરબાઇએ સુલતાનને પોતાની સાથે મોટરમાં જવા હુકમ કર્યો હતો.

* * *

મંમાઇજીના જવા પછી જાલુ પોતાનું મોહેડું હાથ

ધોઇ, બાલ સરખા કરી નીચે બગીચામાં જવા ઉતરી. જરા બે ઘડી હવે કોઇ એકાદ એકાંત ખુણામાં એકલી જઇ બેસવા તેણીને ગમતું હતું. ખરેખર આખા દહાડાની ધમચકરીથી તેણીનો જીવબી કંટળાઇ આવ્યો હતો. હાથમાં એક ઇંગ્રેજી પુસ્તક લઇ તેણી 'રોશન મહાલ'ના બગીચાની સુંદર "ફરનરી"માં પા અરધો કલાક ગુજારવા ચાહતી હતી. કુમી મમાઇજી સાથ ગયલી હતી—અને સુલતાનબી ગેરહાજર હતો—એટલે જાલુની ખાત્રી હતી કે તે "ફરનરી"ના શાંત એકાંત છાયાં તળે—લીલોતરીવાળી ઠંડકમાં—તેણી કોઇનાબી હોકાધોકા વગર પોતાના વીખરાઇ ગયલા વીચારો પાછા એકઠા કરી શકશે.

નવાબ શેહરીયાર બડા શોખીન હોવા જોઇયે—કેમજે તેમની તરેહવાર ઉમદા ફરનો અને "પામ"ના ઝાડોથી આરાસ્તા થયલી આ મોટી "ફરનરી" બેશક એક દીલખુશ બાગબાનીનો નમુનોજ હતી. ત્યાં બેશુમાર નાજુક ફરન્ઝ અને કીમતી રોપાઓના કુડાંઓ—તરેહવાર કોમળ ઝાડો અને મોઘાંદાટ ફુલની કલમો—ખરા આર્ટીસ્ટીક ટેસ્ટ અને બાગબાનીની સમજદાર રચનાથી સીંચી મેલાયલાં હતાં. અહીં તહીં ખુબસુરત ઝાડોની લીલોતરી વચે લાકડાંના "રસ્ટીક" બાજટો અને બેઠકો ગોઠવી દીધેલાં હતાં.

જાલુને ઝાડપાન તરફ અસલથીજ પ્રેમ હતો. 'ફરનરી'માં દાખલ થતાંજ ત્યાંની ઠંડક અને લીલોતરી—ત્યાંની શાંતી અને સ્વચ્છ હવા—ને લીધે તેણીના ચેહરાપરની ઉદાસી બે ઘડી જાણે ઉડીજ ગઇ. અલબત 'ફરનરી'માં તેણી શીવાય બીજું એક કાફિર તરંબી નહીં હતું—પણ જાલુને તો

હમણા તેજ જોઇતું હતું. એકવારની આ વળવળતી ચવીત્રી છોકરી હવે ખરે મને કાંઇ નહીં તો માત્ર અરધા કલાકનાબી એકાંતવાસ માટે આ 'ફરનરી'ના ત્રેલીસ-વર્ક તળે ખેંચાઇ આવી હતી.

ત્યાં 'ફરનરી'માં એકાદ બે આંટા મારી જાલુ એક ખુણાંમાં મેલેલા બાજટ ઉપર જઇને બેઠી. પેલી ચોપડી તેણીના ખોળા ઉપરજ બંધ પડેલી હતી—ચોપડી વાંચવા જેટલો તેણીમાં હમણા ઉજમજ કયાં હતો? ગોરા ગાલે હાથનો થેભો દઇ આ સત્તર વર્ષની કુમારીકા પોતાના વીચારોમાં વીંટળાઇ ગઇ. આટલી ચોમેરની ખુશી ખુરમી વચ્ચે જાલુનું દીલ આમ બેચેન બેદીલ શા માટે બનતું હશે–પોતાની ગમે તેવી કોશેશ છતાં તેણીનું જીગર શા ગાટે બાતેનમાં એટલું ઉચટ બની બેસ્તું હશે–તેની ઉપર આ નીરદોશ છોડી પોતે મનમાં અજબ થવા લાગી. સુલતાન સાથની પોતાની છેલ્લી વાતચીત પછી તેણીનું હસવું મ્હોં ઉપરથી ઉડી ગયું હતું તે જાલુ મનમાં બરોબર જાણતી હતીઃ પણ અરે! એક મુસલમાન સેક્રેટરીની હકીકત સાંભલતાં શા-માટે—ઓ શાને માટે—જાલુએ પોતે આટલી હદ સુધી નાઉમેદ નારાજ નાસીપાસી બનવું જોઇયે? સુલતાન એક પારસી હતે તો તે જુદી વાત હતી—જાલુ એક મહામેદન છોકરી હતે તો દીગર વાત હતી. સુલતાને પોતાની મોહબત અને મુસીબતને લગતી ચોકસ બીના કહી તે સાંભળીને જાલુનું જીગર શા માટે આમ રંજીદા બનતું હશે? સુલતાન પેલી પોતીકી મદદગાર સ્ત્રીને ગમે તેટલી ચાહે—ભલે તેણીની સાથ પરણીબી જાય—તે સાથ તેની સુખવાસી શેઠાણી

જાલુને શું સનાન સુતક હોય ? શું કોઇ દીવસે પણ એક અડધી સેકંડ વટીક જાલુના મગજ માંહેથી એવો ખ્યાલ પસાર થઇ જવા પામ્યો હતો કે કાંઇ સંજોગથી સુલ્તાન સાથ તેણી—

નોનસન્સ ! એ વીચારજ ખીજવાઇને જાલુએ પાછો છછેરી નાખ્યો. એક મુસલમાન સાથ પોતે પરણી શકવાનો ખ્યાલ કદી કદીબી તે છોકરીના ભેજાંમાં બરપા થવા પામ્યો નહીં હતો. પણ ત્યારે જાલુ હાલ એટલી બધી ઉદાસ નામુરાદ શાની બની ગઇ હતી ?

કોણ જાણે ! જાલુએ ત્યાં 'ફરનરી'માં બેસી ગંભીર મહોડે ઉપર મુજબ મન સાથ સવાલોપર સવાલો નાખ્યા—પણ કાંઇબી જવાબ તેણી પોતે પોતાને આપી શકી નહીં. કોઇબી નામ તેણીની શાદીના સંબંધમાં જાલુને કાને અત્યાર ‌લુગીકમાં જો આવ્યું હોય તો તે કુમીના ભાઇ માનેકનું હતું. જાલુએ પોતાના માજરા ડોલા જમીનપર ફેરવી તે જવાન બારીસ્ટર પીત્રાઇનો વીચાર કર્યો.

કેવો મજેનો નમાનો, કેળવાયલો, હસમુખો, લાયકીવાળો એક ગ્રહસ્થ એ માનેક હાતો ! ઇચેઇચ "જેન્ટલીમેન" તરીકે આ જવાન પીત્રાઇને તેણીએ આટલા દીવસમાં પીછાણી લીધો હતો ! પોતાના ભાઇ દાદીની સાથ સરખામણીમાં એ માનેક કેટલો મીલનસાર, સમજુ અને સ્યાન શોગતવાળો હતો તેનો વીચાર કરતાં જાલુના ગાલો પર સેહુજ રતાશ ધાઇ આવ્યો. અલબત ઘણીક બાબદોમાં એ માનેક હુશીયારીમાં સુલતાનને તો કયાંથીજ પુગે—પણ તોગી એ છોકરાની વાતચીત કરવાની સફાઇ, તેનો ઢંડો પણ ખુશ

મીજાજ, બીજાઓ સાથ ખુલ્લાં દીલથી ભેળાઇ જવાનો તેનો ખવાસ, કોઇબી રમત ગમતમાં ખરી ઉલટ અને ઉમંગથી દાખલ થવાની તેની આદત જાલુને બહુ પસંદ પડતી હતી. "બ્રીજ" રમતાં કાંઇ સંખ્યાબંધ વખત માનેક જાલુનો "પાર્ટનર" થઇને બેઠો હતો—અને ટેનીસના 'સેટ' માંબી તે તે જાલુની સાથેજ જોડીદાર થવાની દેખઇતી કાળજી દેખાડતો હતો. અને દરેક વેળા તેની રમતની ચપલાઇ, કોઇબી હારતા દાવમાં સેવટ સુધી હસતે ચેહરે હીમત રાખવાની તેની તબેહ જોઇ જાલુ હંમેશ મનમાં તેને વખાણુતી હતી.

વાત છુપાવવાની યા તો દાઢમાં વગોળયા કરવાની કશી જરૂર નથી. માનેકજી બા ગુલબર્ગે આવ્યા તે પહેલે દહાડેથીજ પોતાની આ નાનકડી હસ્તી બોલતી ડોલી સમાન 'કઝીન' તરફ ખુશ ખુશ હતા, રમકડાં સરીખી નાની જાલુ ખચીત માનેકને ઘણી ગમતી હતી—એમાં જરાબી ફેર નહી હતો. પણ તેને બીજા ત્રીજા આજકાલના પોરીયાઓની માફક કોઇ ગોરી ધટમારી છોકરીને ચપ દઇને જોતાંજ દપ દેતું કે પ્યારમાં પડી જતા આવડતું નહીં હતુ. તે આટલા દહાડા જાલુ સાથ હસ્યો બોલ્યો—પાના રમ્યો—ટેનીસમાં ઉતર્યો—બીલીયર્ડસ ખેલ્યો—પણ કોઇ વખતબી તેણે વાતચીતના એક બોલથી યા આંખના પળકારાથી યા હાસહુસના સ્ટુપીડ નીસાસાથી જાલુને પોતાના દીલની લાગણીનો એક એશારો વટીક થવા દીધો હતો નહી.

અને તેજ તેની વર્તણુક જાલુને મનથી માનેકની એક મોટામાં મોટી ખુબી હતી. પોતે એક તવંગર મમાઇની

શ્રીમંત વારેસ હતી—એટલે તેણીના પૈસા ઉપર ગમે તેવોઓ ભલો ધનેતર કુમારો છોકરો બસ મધમાખની કાની ભમ્યા કરવા વગર રહેજ નહી એવો કાંઇ ખ્યાલ જાલુના માંથામાં બેસી ગયલો હતો. જંગબારમાં તેણીની પાછળ વળખાં મારતા એક સુકીને એક ડજન ઉલ્લુ ઉજબખોની દેખઇતી એવી હલકાઇનો તેણીને કડવો અનુભવ મળી ચુકયો હતો. જેબી જુવાન કુમારા પુરૂષના સમાગમમાં તેણી આવતી કે તે બાપડા ને થોડા દીવસમાંજ પોતાની સાથ પ્યારમાં પડી જતો યા તો તેણીના હાથને માટે તલબગાર થઇ જતો તેણીએ હંમેશ મોટા કચવાટ અને કંટાલા વચ્ચે દીઠો હતો.

અને આ જવાન બારીસ્ટર કઝીન? જો કે મમલાંજી તેની અને જાલુ વચ્ચેની સગાઇ કરી આપવાની વાત છડેચોક બધાંને કેહતાં ફરતાં હતાં—જોકે માનેક તેણીનો આટલો અતલગનો સગો થતો હતો—છતાં તે જવાન્યાનું એક જાતનું ટેકાવદાર અલ્લગપણું, અને લગન ફગનની વાતના સંબંધમાં તેની ગ્રહસ્થાઇ ભરી ચુપકીદી, જાલુનું તેને માટે અતીશય ઉચું મત મેળવી શકયાં હતાં. માનેક પોતે એક દસ્તુરનો દીકરો હતો—તેનાં માથાંમાંબી મગરૂરી કાંઇ ઓછી નહીં હતી. એવીજ જાતની મગરૂરી એક જુવાન માટીડામાં જાલુને ઘણીજ પસંદ આવતી હતી.

શું માનેક માટે જાલુના કોમલ જીગરમાં "પ્યાર" જેવી કશીબી લાગણીનો એક છાંટો વટીક દાખલ થવા પામ્યો હતો? છટ—એ વીચારજ સેહજ ડોકું ધુણાવી જાલુએ હસી કાહડયો. પણ એટલું તો ખરૂં કે તેણી આ જવાન પીત્રાઇના સારા ગુણો એક કુમારીકાના સઘળાં જોશ સાથ

વખાણતાં શીખી હતી. વળી માનેક દેખાવમાં કોઇબી રીતે ખરાબ નહીં હતો. સુલતાન જેટલો એકદમ 'હેંડસમ' તો નહીંજ—પણ જાલુનું ખાનગી મત હતું કે માનેક બેશક એક મજાનો મધ્યમ ઉંચાઇનો સારા બાંધાનો "ગુડલુકીંગ યંગ મેન" હતો. જાલુના પૈસાને લીધે બીજા હલકા હજામડાની પેઠે તેણીની પુઠેપુઠ ઘસડાવા અથવા તો તેણીની ખુશામદ કરવાથી બાઝ આવી માનેકે તે છોકરીની નજરમાં પોતાને એક ખરો તારીફલાયક મરદ બચ્ચો પુરવાર કર્યો હતો.

આવી કીસમના તરેહવાર તુરંગોમાં ચકચુર બની જાલુ ત્યાં ફરનરીમાં ખાસ્સી વીસેક મીનીટ બેઠી હશે. પણ પછી પછવાડે કોઇના પગલાં આવતાં સાંભળી તેણી પોતાના ખાનગી ખ્યાલોમાંથી ચોંકી ખડી બેઠી.

કોઇ આસ્તે આસ્તે ચાલીને ફરનરીમાં દાખલ થયું હતું જાલુએ ફરીને પાછળ જોયું. અને તેજ ઘડીએ તેણીનો સફેદ ચેહરો લાલ લાલ બની ગયો.

લેહરે લેહરે ધીમી 'વ્હીસ્ટલ' કરતો-બેઉ બાજુના ઝાડપાનને ખુબ ચીપી ચીપીને જોતો—પાટલુનના એક ગજવામાં હાથ ખોસેલો રાખી જવાન બારીસ્ટર માનેક ખમબાતા પોતે તેણીની તરફ ચાલ્યો આવતો હતો!

જેવો તે જાલુ બેઠી હતી તેની નજદીક આવ્યો કે ઓચીનો તે અચકી ઉભો.—

"જાલુ! તું અહીં છે? કાંય, અહીં એખલી બેસીને શું કરેછ?"



## પ્રકરણ ૩૦ મું.

—:o:—

### અડધાનો ખુરદો અને અડધો બાધો !

શરમ યા લાજને મારે ઓચીંતો કોઇવાર આપણો ચેહરો લાલ બની જાય છે ત્યારે આપણા મુખડા પરની તે નીશાની જોઇ લેવા માટે સામા ધણીને કાંઇ દુરબીન લેવી પડતી નથી. અને આપણા બાતેનની તે લાગણી આમ અચુક આકારમાં—આપણી નામરજી છતાં—આપણાં મ્હોડાં પર છપાઇ નીકળી ચુકી છે તે આપણે પોતેબી સારી રીતે જાણી શકયે છીએ.

જાનુને તદન બરાબર માલમ હતું કે તેણીના ગોરા ગાલોપર એકદમ ધાઇ આવેલો રતાશ જવાન માનેક ખમબાતો સહેજ અજાયબીથી—કાંઇક રમુજથી—ચુચી આંખ્યો એ જોયા કરતો તેણીની સામે ઉભેલો હતો. આ પીત્રાઇ બેરીસ્ટરના સવાલનો જાનુ કશો ઉત્તર તુર્ત વાળી શકી નહીં. 'ફ્રરનરી'માં તે ઘડીએ જો કોઇનીબી હાજરીની સઉથી છેલ્લી વકી તેણીએ રાખી હોય તો તે માનેકની હતી. અને તેનેજ—પોતીકા ખાનગી વીચારોના આ મુખ્ય નાયકનેજ—ત્યાં આમ અચણુચ ફુટી નીકળેલો જોઇ તેણી એટલી ગુંચવાઇ ગઇ કે શરમાઇ ગયલે મ્હોડે ઝંડપમાં ખડી બેસી સાડીની સોડ ખભાંપર સીદ્ધી કરવા સીવાય તેણી વધુ કાંઇબી કરવાને તુર્ત વેળા અશકત થઇ પડી હતી.

આખ્યો ચુંચી કરી દઇને સામેના માણસને બારીકીથી જોયા કરવાની માનેકની કાંઇ વીચીત્ર આદત હતી. બેઉ

ડોળના પાપણ સેહજ બંધ કરી તેણે પાંચેક સેંકડ આ પોતાની રમકડાં સરખી નાની "કઝીન"ના 'પ્રીટી' ચેહરાનું અવલોકન કરયું. ખુબસુરત મુખડાઓ જોવાની માનેકને કાંઇ હોવાઇ નહીં હતી-લંડનમાં તેણે અઢી વરષ બેરીસ્ટરની પરીક્ષાના અભ્યાસ માટે કાહડયાં તેટલાં તેને રકમ રકમના 'મોડલો' જોયા હતા-પણ આ નાનકડી જાલુ! તેણીના હસમુખા મ્હોંડાંનો કલ્લો, કમાનદાર ભવાં તળે રમતી તેણીની મસ્તીખોર માંજરી આંખો, તેણીના ભરાવદાર કાળા ભમર બાલ, તેણીની મરોડદાર ઉંચી ગરદન, તેણીનું નાજુક પણ શેપદાર કદ આ સઘળું માનેકની નજરમાં પહેલેથરથીજ બહુ મન ગમતું થઇ પડેલું હતું.

"બોલની જાલુ-અહીં એખલી બેસીને શું કરેછ? કુદરતપર કંઇ કવીતા લખતી હોય તો પાછો ચાલી જાઉં? તુંને હું ડીસ્ટર્બ કરવા નથી માંગતો!"

"નહી રે—ઓવાય—કવીતા શાની લખે જો! હું તો અમથી જરા આય ઠંડકમાં બેઠીછ. મમલાં અને કુમીબી બાહર ગીયાંછ તે વાતબી કોણ સાથ કરૂં કરી જરા અહીં આવી."

માનેક આસ્તેથી જાલુની પાસેજ લાકડાંના બાજટપર ગોઠવાઇ બેઠો.

"કાંય તારો ભાઇ દાદી અહીં છે કેની?—"

"અરે હરવાયો એ! એની સાથ બે બોલ વાત કરવા જઇયે તો આપરી સાથ દસ વખત તો મરઇ રહે!-એવો એ કંઇ દાહડા બરીયો થઇ ગીયોછ. હું તો એને હવે વટારતીજ નહીં."

"વારૂં—પણ તાહરે હું તો અહીં ઉતો કેની? જાલુ, હુંબી દાહડાબર્યો છેઉં કે?"

જાલુએ શરમઇને ડોક નીચી નાખી અને સહેજ હસી.

"કેમ, મુગી કેમ બેઠી? હું ધારૂંછ, જાલુ, કે તુને મારી કંપનીની કંઇ ઘણી દરકાર નથી. ચાલ બા, જેવી તારી મરજી! જે વખત જાયછ તેમાં હવે આપુને પાછાં છુટાં પરવાનુંજ છે. પછી તું કાંહ ને હું કાંહ?"

કાંઇક ગમગીન ધીમા અવાજે માનેક આ છેલ્લા શબ્દો બોલ્યો. બાજટપર અઢેલાઇ પડી આ વેળા દલગીર જેવે ચહેરે જાલુ ગમથી ઉલટી દીશાએ મ્હોડું ફેરવેલું રાખી એક એક ટાંગેલાં ફર્ન—કુંડાને તે ટીકયા કરતો હતો. તે છોકરીએ હવે આંખ્યો ઉંચકી તેની ગમ જરા ડોળા ઠેરવીને જોયું. માનેક પોતાના મનમાં સહેજબી ઓછું લાવે એવું તેણી બીલકુલ ઇચ્છતી નહીં હતી.

"કાંય માનેક?—તમે એવી રીતે બોલોછ કે જાણે હવે આપુને અહીંથી જતા રેહવાનો દાહરો નજદીક આવેછ તે તમુને જરાક ગમતું નહીં હોય? આય લગનની ધધુખરથી હજુ તમે ધરાયા નથી? હું તો બા, એવી કંટરઇ ગેઇછ કે કાહરે મુઇ બધી ધમચકરીમાંથી મુંબઇ જતાં રેહીયે તેની વાર જોઉંછ."

"હા—હુંબી કાહરનો શું કેહુંછ? આપરે હવે છુટાં પરીયે તે આઇડીયા તુને ઘણો ખુશાલી ભર્યો લાગેછ; એમજ કેની—જાલુ?"

"નહીરે—માનેક—તમે કાહારનું એમ શું બોલ્યા કરોછ જો! કુમી ને તમે અહીં ઉતા તેથી તો આટલુંબી સોહવઇ

ગીયું ને મન વેરાયું. પણ કોણ જાણે શું છે કે મુવું અહીં તો મને આટલી ધાંધલ ધંધુખર છતાં કડવાજ આવેછ. ખરૂં કેહુંછ–બસ અહીં આવી ને આવી તે દાહરથી મારો જીવ બીલકુલ ઉચટ મારી ગીયોછ. કંઇ ગમતુંજ નથી–શું કારણ હોશે કોણ જાણે ?"

"શું દાદી અભાગ્યો તારી સાથ વીજોરૂં લેયા કરેછ તેથી ?"

"નહીરે–છટ–એના વીજોરાંના મને ભાર પરીયાછ બાકી જે ?"

"તાહરે શેહરીયાર કાકાએ મરતી વખતે એક મુસલમાની બુચીને પરણી વરસ વેચ્યાં તેથી જીવ ઉદાસ થયો હોશે ?"

"શેહરીયારજી જઇને કુવો કાંય નહી પુરે–તેની મને શું દરકાર !"

"મેહેરાં ફુઇ સાથ તો તેં કંઇ વધેરેલું નથીજ— આઇ ડેન રી ઇટ, જાલુ ?"

"નહીં નહીં—બીચારાં મમલાં ઉલટાં મને એમ સમમ બકમ થઇ ગેયલી જોઇને વટવટયાજ કરેછ."

માણેકની આંખ્યો પાછી ચુંચી બની ગઇ. તેણે જાલુની લીલી દરાખ જેવી આખો સાથ પોતાના પોણા બંધ ડોળા થોડીક સેંકડ મેળવી રાખીને એકવાર ફરી ખુબ બારીકીથી તેણીના મોંહ ગમ જોયું. એટલુ તો ચીપી ચીપીને એકકી ટગરે જોયા કર્યું કે અંતે જાલુને નજર ફેરવી નાખવીજ પડી

"કદાચ એમ હોશે, જાલુ, કે આય બધી ધમચકરીમાં તમારા લોકનો સેક્રેટરી સુલતાન જંગબારની માફક અહીંબી

તારી સાથ બીલીયર્ડસ નહીં રમી શકતો—મ્યુઝીક નહી વજાડી શકતો—વાતચીત નહીં કરી શકતો તેથી તુને અસીકું લાગતું હોશે ?"

બહુજ ધીરેથી આસ્તે રહીને—જણાં કશાંમાં હોય નહીં તેમ—માનેકે આ બંબગોળો જાલુની સામે મુકી દીધો. તે છોકરી પહેલે તો કંઇ સમજીજ નહીં. લખોટી જેવા ડોળા ઉચકીને તેણીએ કાંઇક અજાયબીથી અને કાંઇક ગુંચવણથી આ જવાન બેરીસ્ટરના કોઠાં ગમ ટીકયાજ કર્યું.

"કેમ ખરૂં કેની—જરાં ? એમજ છે કેની ?" માનેકે ડોકું પીઠ પાછળ નાખી દઇ એક નાની અવાચી ખાતાં પાછું પુછ્યું.

પણ જરના બેઉ ગાલો પરનો રંગ હવે એક ઝપાટે જાણે સુકાઇ ગયો હતો. તેણીનો અત્યર સુધીનો શરમાળ ગુલાબી ચેહરો એકદમ ફીકકો પડી ગયો.

"માણેકજી—આવી જાતના રીમાર્કસની મેં તમારેથી આશા નહીં રાખીતી," તેણી દેખઇતી નાખુશીથી ધીમા સાદે બોલી. "મી૰ સુલતાન એક મહોમેદન ગ્રહસ્થ છે, અને આખર કરે ને મારાં મમઇજીના સેક્રેટરી છે.—તમારે યાદ રાખવું જોઇયે."

માણેકની અવાચી બવાચી ઉડી ગઇ. તેણે આંખના પલકારામાં જોઇ લીધું કે પોતાથી સેહેજ કાચું કપાઇ જવાયું હતું. જાલુના કુમળાયલાં મોહોડાંપર નારાજીનો અચુક છાપ તેણે જોયો. તે છોકરી ગમે તેવી નીરદોશ નાદાન હશે—પણ ઉપલા શબ્દો બોલતી વાર જાણે એક પાક્કટ દુન્યાદારીની દહવકી ઉમર પુગેલી 'લેડી'એ એક અંગત અપમાન માની

લીધું હોય તેમ તેણીએ કાંઇક ઠસ્સા અને દમામથી આંખોના લાંબા પાંપણ ધાંકીને મોંહ ફેરવી નાખ્યું. માનેક બાજટપર તરો બેઠો. તે એક ધારાશાસ્ત્રી હતો. ફેરવી તોલતાં અને પાટીયાં ગોઠવતાં તેને કયાં આવડતું નહીં હતું ?

"જાલુ—મારા બોલવાનો ખોટો અરથ શું કામ કરેછ ?" તેણે હવે કાંઇક પટામણા અવાજે કહયું—"જો મને કોઇબી જન્ટલીમેન ને વાસ્તે ખરેખરૂં માન અને ઉચું મત હોય તો તે આય સુલતાનને સારૂં છે. એ એટલો શુધો ને સાચ્ચો ગ્રહસ્થ મને માલમ પડયોછ—એટલો હુશીયાર અને ઇનટેલીજંટ છે—દરેક સ્પોર્ટસની બાબદમાંબી એ એવો અપ-ટુ-ડેટને પરફેકટ છે કે એની વખાણ કરયા વગર કોઇથીબી રેહવાય એમ છેજ નહીં. લુક હીયર, હું એખલો સુલતાનને 'એડમાયર' કરૂંછ એમબી નથી—અહીં જેને પુછુંછ તે એ યંગમેનની લાયકી, સાલેસાઇ, સાદાઇ એના 'ઓબલાઇજીંગ નેચર'—એના એકોમપ્લીશમેંટો—ની તારીફ કરેછ. કુમીને પુછ-તેબી તુને કેહશે કે સુલતાન જેવા સરસ 'નોબલ' ખવાસના અને ઉંચી મન શકતીના પુરૂષો મલવા કઠણ છે. તાહરે હવે એવા એક 'સ્પલેનડીડ' માસ્તરની કમ્પની અને શીક્ષણ તુને મલતું અટકી જાય તો નેચરલજ છે કે તે તુને ગમે નહીં. તુને તો શું-જર-કોઇબી સેનસીબલ ઇનટેલીજંટ 'પયુપીલ'ને નહીં ગમે. તાહરે પછી મારા બોલવાથી એમ તેં 'ઓફેન્સ' શાનુ લીધુ ? જો અણજાણ-પણામાં મારેથી કંઇ 'ઇમપ્રોપર' બોલઇ જવાયું હોય તો—અફ કોર્સ-આઇ એપોલોજાઇઝ."

ઇંગલાંડમાં કેટલાક વર્ષો રહી આવેલા એક પારસી

જવાન્યાની આ "ગુજરાતી" ભાષા હતી. ભારોભાર ઇંગ્રેજી શબ્દોના મીક્ષણવાળો આટલો ખુલાશો માનેક કાંઇક જુસ્સાથી કરી ગયો. મુગી મંતર બેસીને જાલુએ બધું સાંભળ્યું. તેણીનો રોહસો કાંઇક હેઠો પડયો.

"હોશે માનેક. પણ હું એ—એ મી૦ સુલતાનને લીધે—મકું સારો જીવ અહીં અણુમણ્યો છે તેની સાથ એવણુને કંઇજ સંબંધ નથી," તેણી ખુલ્લા અવાજે બોલી.

"યુ આર એ લાયર-જાલુ! સંબંધ છે ને ફર છે! આય માનેક આગળ જુઠું કાંય બોલેછ?"

જાલુ તેમજ માનેકે બેઉ જણાંએ ચમકીને પોતાની પીઠ પાછળ જોયું. ઉપલો ઓલખીનો સાદ આમ અચ્ચુચ પછવાડેથી આવ્યો તેથી ખરેખર જાલુ તો એવી ચોંકી કે "ઓ !" કરીને તેણીથી બોલાઇ જવાયું. ત્યાં બાજટની પછવાડે એક 'પામ' ઝાડના મોટાં પાતરાંની સાથ ફાંફાં મારયા કરતો તેણીનો ભાઇ દાદી કોણ જાણે કયારનો ઉભેલો હતો.

માનેકના કપાલપર નાખુશીની કરચલીઓ ચઢી. આવી રીતે ભરછ છુપઇને પછવાડે આવી દાદી ઉભો રહે, અને તે લોકને પોતાની હાજરીનો જરાગી સંસારો આપ્યા વગર બધી ખાનગી વાત સાંભળે, એ તો નફટાઇ અને લફંગાઇની હદ થઇ! પછી જાલુ તેની સગી બેહન થતી હતી તો શું થયું ? તેણે ગુસ્સાથી ભવાં ચઢાવ્યાં.

"એક્ષક્યુઝ મી, દાદી-તારે જાણવું જોઇયે કે અમે સોફ પ્રાઇવેટ વાત કર્યે તાંહ આવી રીતે પછવારેથી સંતાઇને

"યુ આર એ લાયર–જાલુ! સંબંધ છે ને ફેર છે! આયે માનેક આગળ જુઠું કાંય બોલે છ?"

જાલુ તેમજ માનેકે બેઉ જણાએ ચમકીને પોતાની પીઠ પાછળ જોયું. ઉપલો ઓલખીતો સાદ આમ અચણચ પછવાડેથી આવ્યો તેથી ખરેખર જાલુ તો એવી ચોંકી કે "ઓ!" કરીને તેણીથી બોલાઇ જવાયું. ત્યાં બાજટની પછવાડે એક 'પામ' ઝાડના મોટા પાતરાંની સાથ ફાંફાં મારયા કરતો તેણીનો ભાઇ દાદી કોણ જાણે કયારનો ઉભેલો હતો.

(જુવો સફો ૨૯૯ મો)

જવાન્યાની આ "ગુજરાતી" ભાષા હતી. બારોબાર ઈંગ્રેજી શબ્દોના મીક્ષણવાળો આટલો ખુલાશો માનેક કાંઇક જુસ્સાથી કરી ગયો. મુગી મંતર બેસીને જાલુએ બધું સાંભળ્યું. તેણીનો રોંહસો કાંઇક હેઠો પડયો.

"હોશે માનેક. પણ હું એ—એ મી૦ સુલતાનને લીધે—મકું મારો જીવ અહીં અણમણ્યો છે તેની સાથ એવણને કંઇજ સંબંધ નથી," તેણી ખુલ્લા અવાજે બોલી.

"યુ આર એ લાયર-જાલુ! સંબંધ છે ને ફર છે! આય માનેક આગળ જુઠું કાંય બોલેછ?"

જાલુ તેમજ માનેકે બેઉ જણાંએ ચમકીને પોતાની પીઠ પાછળ જોયું. ઉપલો ઓલખીનો સાદ આમ અચબુચ પછ્વાડેથી આવ્યો તેથી ખરેખર જાલુ તો એવી ચોંકી કે "ઓ!" કરીને તેણીથી બોલાઇ જવાયું. ત્યાં બાજટની પછવાડે એક 'પામ' ઝાડના મોટાં પાતરાંની સાથ ફાંફાં મારયા કરતો તેણીનો ભાઇ દાદી કોણ જાણે કયારનો ઉભેલો હતો.

માનેકના કપાલપર નાખુશીની કરચલીઓ ચઢી. આવી રીતે ભરઇ છુપઇને પછ્વાડે આવી દાદી ઉભો રહે, અને તે લોકને પોતાની હાજરીનો જરાબી સંસારો આપ્યા વગર બધી ખાનગી વાત સાંભળે, એ તો નફટાઇ અને લફંગાઇની હદ થઇ! પછી જાલુ તેની સગી બેહન થતી હતી તો શું થયું? તેણે ગુસ્સાથી ભવાં ચઢાવ્યાં.

"એક્ષકયુઝ મી, દાદી-તારે જાણવું જોઇયે કે અમે લોક પ્રાઇવેટ વાત કર્યે તાંહ આવી રીતે પછ્વારેથી સંતાઇને

બધી વાત સાંભળવી એ ઘણુંજ અનજેનટલીમેનલી કામ છે-ઘણુંજ ડીસગ્રેસફુલ છે !"

પામ ઝાડને છોડી દાદી હવે માનેકની લગોલગ પછવાડે આવી ઉભો.

"યસ-કદાચ હોયબી !" તે મુછમાં તીરસ્કારથી હસીને બોલ્યો-"પણ એક જુવાન બેવકુફ છોકરીના મમઇ અને ગારડીયનને બાહેર ધકેલી દેઇ તેણીની સાથ તેના ભાઇની હરૂસે આય 'ફરનરીમાં ભરઇ બેસવું એ વધારે 'અનજેનટલીમેનલી' અને વધારે ડીસગ્રેસફુલ છે !"

જાલુએ માનેક ના કકડાવેલા ડોળા માંહે વરસી રહેલું તુફાન એક સપાટે જોઇ લીધું.

"શરમ છે, દાદી !" તેણી ઉઠીને ઉભી થતાં ઉસ્કેરાઇને મોટેથી બોલી-"મારે ને માનેકને સારૂ તું આવું આવું બોલેછ ? તારે શરમાવું જોઇયે !"

"કઇ ચીજમાં શરમાવું જોઇયે તેની અકકલ તારા કરતાં મારામાં વધારે છે.

"પણ તારૂં અહીં કામ શું ઉતું ? તુંને અહીં મારી પછવારે આવવાની જરૂરજ નહી. ઉતી."

"મમઇ ગેરહાજર હોય તાહરે તું કાંહ છે અને શું કરેછ તેપર નજર રાખવાની તારા ભઇ તરીકે મારી ફરજ છે—અને તે ફરજ બજાવતી વખતે શરમાવાના કરતાં મગરૂર થવાનું હું વધારે કારણ જોઉંછ. વળી આય ફરનરી કંઇ કોઇના બાપની નથી-જેટલો તમુ લોકને અંદર બેસીને ઘુસ ઘુસ કરવાનો હક છે તેટલોજ મનેબી અંદર ગમે તાંહ ફરહર કરવાનો હક છે. પેલા ખોરીયાખારયા મુસલમાનની સાથે

ઠોઠી ઠાઠા કરી રહી, હવે આય માણેક સાથ લવ-મેકીંગના તેં ફારસ કરવા માંડયાછ ! શરમ છે-જાલુ-તારે શરમાવું જોઇયે.”

અત્યાર સુધી હોઠ પીસી રાખીને માનેક જેમ તેમ ખામોશી અખત્યાર કરી રહયો હતો-પણ હવે તે ઉઠયો.

“દાદી !” તે કરડા અવાજે બોલ્યો. “તારી પોતાની બેહેનને વાસ્તે આવા સખુનો બોલતાં તુને લાજ નથી આવતી ? તારે જાણવું જોઇયે કે હું કંઇ પારકો શખ્સ નથી—જાલુની સાથે એક અતલગના કઝીન તરીકે ગમે તાંહ અને ગમે તાહરે વાત કરવાનો મને તારા જેટલોજ હક છે.”

“આઇ બેગ યોર પારડન—વેલાતમાં તેમ હોશેઃ અહીં હીદુસ્તાનમાં તો જુવાન કુવારાં છોકરા છોકરીઓને સારૂં વાત કરવા માટે એક ફરનરીનું એકાંત ખુણું કંઇ ઘણું સલાહકારક મનાતું નથી.”

“જાલુ અહીં એખલી બેઠેલી ઉતી ને અચાનક હુંબી અહીં ફરતો ફરતો આવી લાગો. તું એની સામભે જે શરમ ભરયો ઇશારો કરેછ તે પછી હું તુને મ્હોનાપર ખુલ્લે ખુલ્લું કેહુંછ કે તું એક જેન્ટલમેન નથી—તું એક cad છે !”

“ને તું એક સાત પાણીએ ધોયલો બેહલી ભગત બદમાશ છે. ટેક કેર, માનેક—તું મારો સ્વભાવ જાણેછ. તું જે તે જે તે બકેછ—પન તેના પરીણામોનો હું જોખમદાર રહેવશ નહીં. આવ ખટપટ પહેલાં તારેથી શરૂ થઇછ. મને ઇનસલ્ટ કરનારા બોલો પેહેલાં તેં કાહડયાછ—હું તો મુગો મુગો પછવાડે ઉભો રેહલો ઉતો. જો તુને મારામારીજ કરવાનો શોખ હોય તો પહેલાં બોલી દે. એમ સામસામળી

અદબવાળીને ગાલગલોચ કરયા કરવામાં કંઇ સાર નીક-ળવાનો નથી."

"તાહરે તું શું એમ કહેવા માંગેછ કે તારી માફક એક પોશાગીરની કાની હુંબી બોંહે ચઢાવીને જરા જરામાં મુક્કાબાજીપર ઉતરી પડું?—"

"મોહતું સંભાલ્લીને બોલ—ફરીથી આય છેલ્લી વખત કેહુંછ કે મોહતું સંભાલીને બોલ! પોશાગીર કોણને કહેછ?—પોશાગીર તું અને તારો બાપ!"

"દાદી, હવે બસ કર!" જાલુ વચ્ચે બુમ પાડી ઉઠી, "માનેક, મારે ખાતર હવે માંડી વાળ! એ ચકરમ મેટની સાથ બસ વધારે વાતજ ના કર—આપરે બાહેર જતાં રેહીયે!"

આમ કહી જાલુએ માનેકનો એક હાથ પકડી ખેચવા માંડયો. આ બે જવાન પીત્રાઇઓ જે ધડી જાય છે તેમાં અઠડી પડવા વીના રહેનાર નથી એમ તેણીએ ચોકકસ જોઇ લીધું. અને 'રોશન મ્હાલ'માં સેકડો પરોણાઓની હાજરીમાં આવા ઘેડ ફજેતા થાય તે અલબત તદન ઇચ્છવા જોગ તો નહીંજ હતું. દાદી જેવા વાએલ ભેંજા ફાટેલનો ભરૂસો શું? તે તો અભાગ્યો કોઇબી હદે જયા વગર રહે નહી—અને ખચાસ લોકમાં જાલુને, મંમઇજીને અને સુલતાનને કાંઇ ઘણુંજ નરસ લાગે તેમ કરવાનેબી ચુકે નહીં

ત્યાંથી ચાલી જવાની જાલુની આતુરતાનો અરથ માણેક બરાબર સમજી શકયો. તેણે દાદી તરફ એક ઘણાજ કચવાટ અને ગુસ્સાની નજર ફેંકી—અને પછી પીઠ મરડી ગુપચુપ તે છોકરી સાથ ચાલવા માંડયું. અદબ વાળીને ઉભો રહી એક બુલડોગની પેઠે દાદી તેઓ બંને ગમ ઘુરકયાજ કરતો

હતો. ત્રણ ચારેક કદમ 'ફરનરી'ના દરવાજો તરફ ચાલવા પછી જાલુને એકાએક કોણ જાણે વળી શું ભુત ભરાયો કે તેણી અટકી ઉભી અને એક વીછ્છણ વાઉની પેઠે પોતાના ભાઇની ગમ ફરી મોટેથી તરડાઇ પડી—

"તુને મારી ચોકી કરવાનો મમલાંએ કે મેં કદીગી હોકમ આપ્યોજ નથી. તું ફરીથી મારી કોઇબી બાબદમાં વચ્ચે પરતો ના—નહીં તો આપુને મોટી પંચાતી થઇ જશે. મારી પોતાની સંભાળ લેવાને હું પુરતી સામર્થવાન છેઉં, ને જો સંભાલ લેવાનીજ હોશે તો તારાં કરતા પચાસ ઘણા વધારે લાયક જણાઓ હાજર છે."

"હા—મેમસાબ ! પહેલાં પેલો બ્લેગાર્ડ મુસલ્લો ઉતો હવે આય બ્રીફલેસ બેરીસ્ટર હાથ લાગોછ !"

"ચુપ રેહ, યુ બીસ્ટ ! તું ઘરી ઘરી મી૦ સુલતાનને વરે એમ જેતે જેતે બોલશે તો મમઇજીને હું કેહવશ. એવા નજીસ બોલો બોલવાને વાસ્તે તારા હોઠગી કેમ ઉપરેછ ?—શેમ !—શેમ !!"

હવે જાલુનો હાથ પકડીને તાણવાની માનેકની વારી આવી હતી. તે છોકરી ઉસ્કેરઇને ખરે મને લાલચોલ થઇ આવી હતી. પણ દાદી જેતું નામ ! વળી તે મુંડો પોતાની છેડાયલી બહેનની નજદીક ચાલી આવ્યો.

"જો એઇ—જાલુ—વરી છેકજ ડાહી ડાગરીના થઇ જા ! તું સમજેછ કે તારા બધા પેલા સકકરગંદેરી બોજા સાથના [illegible] પુંટલાંના નાટક કોઇએ જોયા કે જાણ્યાજ નથી. એમ [illegible] રોજા ના બોલતી ! એ હલકા પીજારડા મુસલમાનને [illegible]-ફમાં તેં આંઠ આંઠને દસ દસ પરના જે [illegible]

તે હજુર મારી પાસે મોજુદ છે. અહીં ગુલબગેબી આંધરાને દેખાય તેવી રીતે તું એ ચલ્લીચોર ચંડાલ પર વળખાં મારતી'તી તે જોવા ને સારૂં મારા ડોરા કંઇ ફુટી ગયલા નહી ઉતા—"

"હવે તું મુંગો રહેછ કે નહીં ?—"

"નહીંજ ! તું એમ ડોરા કકરાશે તેથી બીહને હું કંઇ મુગો બેસવાનો નથી. તમે લોક વરી ઘણી હુશીયારી કરવા જશો તો બધાં ના દેખતાં અહી ફજેતો કરો મુકશ. મને બરાબર ખબર છે કે અહીં કુમી આવી તે દાહરેથી આય બે બદામનો બાંડીઓ તુને છોડીને તેની સાથ હવે ઘરાં પરાં કરવા પડયોછ—ને તેનુ તુને ભરકણુ ભરાયુંછ.—"

"જાલુ, ચાલ બસ હવે અહીથી !" માનેકે જાલુનો હાથ ખેંચી પાછું કહયું.

પણ જાલું એક ડગળું પોતાના ભાઇની વધારે નજદીક ગઇ, અને ટટણખાર ઉભી રહી પોતાની કમ્મરે બે હાથ ટેકવી ગુસ્સાથી લાલચોળ બનેલાં મ્હોંડાંએ બોલી——

'ધીકકાર છે તારી ઉપર કે તું એક હીચકારા બાયલાની માફક સુલતાંનની ગેરહાજરીમાં તેની પીઠ પાછળ એવું ગલીચ ગુલબાન ઉરાડેછ. શુ છે—શુ છે તારી ઉપર, દાદી, કે જે ભલી અને સદગુણી છોકરી તારી બૈરી થવાની તેનીજ આબરૂ ઉપર તું તારી નજીસ થુકના છાંટા ઉડારેછ. મમઇજી અહી હમણા હાજર હોતે તો તું બોલવાની હીમત કરતે કે ?—"

"મમઇજનો દાદો હોતે તોબી હીમત કરતે ! મમઇજી-મમઇજી શું શું કરયા કરેછ ? એ ડોહીનાં ભેજાંનુ હમણા ઠેકાણું કાંહ છે ?—બલકે એવણ પાસે ભેજુંજ કીયે દાહરે

ઉઠું?—એવણ પાસે પૈસા નહીં હોય
એવણનો ભાવ કોઇ નહીં પુછે!
બોલાવ ના!"

"નાઉ શટ અપ—દાદી—
કચવાઇને તરાસે કર્યો.

"યુ કીપ કવાએટ! તુને અ
વેછ?" દાદીએ એક છેડાયલા
ફરીને બરાડ મારી—"જાલુ! એ
શું બચ્ચો દાવ છે તે તું નાદાન બે
સમજ આય મુજીની લનરાજી પર એ
તેવણબી જોઇ શકતાં નથી—પણ
બધું જોઇ અને સમજી શકું છ.
છોકરીઓના એ ઉઠાઉગીર સાસુ
ચાલાકીથી ને પોતાની બોલીદરાઝીથી

"આર યુ મેડ—આર યુ મે!"

"તારી મુજે પેલી મીજાજી
વારે પોતાના વરસ વેચેછ. ચાલ
ના કર."

જાલુ એકજાતની 'અપીલ' સ

"મુવો આય પારસી તો બ
તેણીએ ગુસ્સાથી ધ્રુજતા અવાજે ક

"કોણ વીખરી ગીયુંછ તે
તું ને કમી બેઉ જણીઓ જો આય
એક દાહડે નાહસી નહીં જાઓ તો

"ચુપ! મરી ગીયા મુવા મેડ—

દાદીને વધારે બોલવાની જરૂર રહી નહી હતી. માનેક જાલુને જબરદસ્તીથી ત્યાંથી ખેંચી લઇ ગયો હતો.

માનેક અને જાલુ ત્યાંથી જતા રહેવા પછી બે ત્રણ મીનીટ દાદી ત્યાં ફરનરીમાંજ ડમકયા કર્યો. તે આકળા ભુત જવાન્યા એ પોતાની બેહન સાથ અને પોતાના પીત્રાઇ સાથ અરધાનો ખુરદો અને અરધો બાધો હીસાબ એક-દમજ ચુકતે કરી નાખયો હતો ખરો–પણ હવે સંધ સઘળો કાશીએ કેમ પુગશે તેનો તેને પહેલી વાર વીચાર આવ્યો. એ દાદીની સદાની 'સ્ટાઇલજ' હતી. ઉતાવળ અને ઉશ્કેરણીના આવેશમાં બસ યા હોમ આંખ બંધ કરી દઇને ગમે તે ભાંગરો વાટવો–અને પછી તેના પરીણામો પર ધીરજથી અંદેશો કરયા કરવો ! હવે બધો ખટલો "પેલી ચકકરબતી ડોહી" આગળ જશે—શેહરીયાર જંગ ગધેડાનેબી કાને વાત જશેજ—સુલતાન અને કુમી ને બધું આજનું રપુચકકર ખબર તો પડશેજ—અને પછી ?

છાતી પર ડોક નીચી નાખી દઇ, પીઠ પાછળ બેઉ હાથો રાખી, ઘણાજ ગુંચવાયલાં તાતેલાં ભેજાં સાથ—દાદી ફરનરીમાંથી બાહેર પડયો. અંધારૂં થવા માંડયું હતું. તે આમ ચાલતો ચાલતો 'રોશન મહાલ'ના પાછલા દરવાજા આગળ આવી લાગ્યો તેનુંબી દાદીને ભાણ રહયું નહીં. કોઇએ પછવાડેથી તેના ખરડા પર આસ્તે રહીને હાથ મેલ્યો ત્યારેજ દાદીએ ચોંકીને પાછળ ફરી જોયું.

"ઓ ! કાલીયા ?—તું અહી ?—તારૂં ખાનુ ખરાબ થાય, તું અહીં કાંહથી આયો ?" તેણે અકળાઇને પુછયું.

તે અઢોર વાણયો કાલીદાસ મુછમાં સહેજ હસ્યો. "સનાનના સમાચાર છે—દાદી!" તેણે ધીમા સાદે દાદીના કાન પર પડી કહ્યું.

---

# પ્રકરણ ૩૦ મું.

—:o:—

## "અભાગ્યો દાદી" અને તેની પુઠે લાગેલો તેનો "ભુંડો ફરેસ્તો."

એક અણગમતાં અળખામણાં માણસ—જેનેથી આપણે ગાઉના ગાઉ દુર નાસવા માંગતા હોઇયે—તેનેજ બીલકુલ વકી નહી રાખેલી જગ્યાએ, નહી ધારેલે વખતે, અચણુચ આપણી આંખ્યો સામે ફુટી નીકળીને ઍયરની માફક ઉભેલું જોઇયે ત્યારે આપણાં દીલમાંથી શું પસાર થઇ જાય છે? માથાંથી તે પગ સુધીના એક પોતીકા· હરડતા બદમાશ ગોદીયા—નાપાક શયતાનના એક અફલાતુન શાગેર્દ—આ ચંડાલ વાણ્યા કાલીદાસને એકાએક ગુલબગેં આવી ઉભેલો જોઇ દાદી જેવા ખરવસતર ખવડીના પેટમાંથી પેહલી થોડીક મીનીટ ફાળ પડી આવી.

"સનાનના સમાચાર?" તેણે અકળાઇને પાછું પુછ્યું—"વરી શું ઘોંટાલો છે?"

કાલીદાસ મોટેથી હસી પડયો—

"બલાડી ને ઉદરડાંઓનો વાસ ભરાયો છે—દાદીભાઇ! ચોઠે દીવસે આપણી ટોલીના દારીઆ સુકરવારીઆ થઇ જતા હતા!"

દાદીએ ખીજવાઇને તે વાણુયાનો એક હાથ બાજુમાંથી કકડાવીને ઝાલ્યો—અને તેના કાન પર પડી દબાયલે અવાજે કહ્યું."

"ચુપ ચુપ! ગધેરા! એમ મોટેથી બુમ શાનો પારી મરેછ?—આસ્તેથી નથી બોલાતું કે?"

"અરે પણ હયાં કોણ છે?"

"નહીં—અહીં વાત કરવાની જગા નથી. ચાલ આવ, કાલ્યા—તાંહ નદી કીનારે હમણા કોઇ કારૂં કુતરૂંબી નહીં હોશે-તાંહ બેસીને વાત કર્યે. અહીં તારે આવવુંજ નહીં ઉતું."

આમ બોલી દાદી તે વાણુયાનો હાથ પકડીને નદી કીનારે—"રોશન મહાલ"ની જોડમાંજ વહેતી નદીના કીનારા ઉપર—એક એકાંત જગ્યાએ ઘસડી લઇ ગયો.

* * *

ત્રણ જણાં હલવે હલવે ચાલીને 'રોશન મહાલ' ભણી પાછાં ફરતાં હતાં. તેઓ મેહરબાઇ જસાવાળા, ફ્રુમી અને સુલતાન હતાં. ઘર પુગવાને અડધોએક માઇલ બાકી રહયો હશે કે મેહરબાઇએ જરા મોટરમાંથી ઉતરી થોડો બાકી રહેલો કટકો પગે ચાલી જવાની ખાહેશ દેખાડી હતી. તેઓ ત્રણે પાઉપીઆંદાં ધીમે ધીમે એલાર પેલાર વાતો કરતાં ચાલ્યાં આવતાં હતાં અને મોટર તેઓની પછાડે ગોકલગાયની ઝડપે આસ્તે આસ્તે હેંડતી હતી.

"એ ઓંઝ્યાનું શું થશે—મને કંઇ સમજ પડની નથી," મેહરબાઇ બોલ્યાં; "એના પેલા લુચ્ચા ભીખારડા બાપની હાલતનો વીચાર કરૂંછ કે આય પોરીયાના ભવીશને

સારૂં મને હેબત હેબત પરેછ. સુલતાન, ખરૂં કેહુંછ—મને એ દાદી ને સારૂં રાત દીવસનો બરાપો છે."

સુલતાન નીચી મુડીએ મુંગો મંતર ચાલ્યાજ કરતો હતો. મેહરબાઇજીએ વળી આ દાંદીની નાપસંદ વાત છેડી હતી—અને તેઓ કુમીની હાજરીમાંજ—એટલે સુલતાનની હાલત લગાર કઢંગી થઇ પડી હતી.

"તમે એ દુકતાને જરા શીખામણના બે બોલ કેહોની, સુલતાન?" બાઇએ પાછું ચલાવ્યું.

"ઓવાય—પુઇ!" કુમી હવે હસી પડી—"બીચારા સુલતાનનો શું અખત્યાર છે કે દાદીને શીખામણ આપવા બેશે? એ કંઇ બાવાજીનું બુચું બુચું છે કે? વરી એનો મીજાજગી જોઇયે તેવો પાધરો બરેલો છે કેની?"

"તું તો બેસીજ રેહ, કુમી!" મેહરબાઇ જરા છછણી પડયાં, "જોવની, સુલતાન! આય દુકતીના નાકમાંબી કેટલી ગંધ છે! વરી દાદી તો એને ગમતો નહીં.! એ હરવઇ ગેપ એની સાથ પરણી જતી હોય તો એ પોરીયો સુધરી જાય! સુલતાન, તમે કુમીને જરા એક દાહરો ધીરજથી સમજાવો કે એમ ઘેલાં ગાંડા કાહાડવાનું છોરી દે. દાદીને શું છે? જરા હરવાયો હુલ્લર છે—પણ કુમી જેવી છોકરી તો તેને છ મહીનામાં સુધારી ને ઠેકાણે લાવી મુકે. સમજોછ કે સુલતાન?—ઓવાય—હું બોલુંછ ને તમે તો નીચું ભોંય પર શું જોયા કરોછ જો!"

સુલતાને હવે પોતાનું ડોકું ઉચકી બાઇજી ગમ જોયું.

"બાઇ, એ તમારા ઘર ખટલાની બાબદમાં હું શું બોલું? મને વચ્ચે બોલવાનો હકજ નથી—મને માફ કરો."

"એ માફ ને બાફ હું કંઇ સમજતી નથી. તમેબી કોણ જાણે શું છે તે દાદીથી એટલા બીહોછ શાના ?"

"દાદાભાઇથી હું બીહુંછ ?—નહીંજી, મને બીહવાનું શું કારણ હોય ? પણ એંવણને લગતી ખાનગી સંસારી બાબદમાં દાદીની ઉમરના એક જુવાન ગ્રહસ્થને કંઇબી કેહવાની મને સત્તાજ નથી. મને પોતાને કોઇ એમ સલાહ આપવા આવે તો તે મનેબી ગમે નહીં."

"પણ તાહરે કુમીને તો જરા સમજાવો ? તમે કેહશો તો એ રાનના ભેજામાં ઉતરશે. એ ને પેલી દુકેતી જાલુને એઉને તમારાં મતને સારૂં ઘણું માન છે !"

કુમીનો ચેહેરો આ ઘડીએ સુલતાનના જોવામાં આવ્યો નહીં—તે મ્હોડાં ગમ નજર ફેંકવાની તેણે હીમતબી કીધી નહીં. જોયું હતે તો તેણીનો શરમને મારે લાલચોળ થઇ આવેલો મુખડો તેને કાંઇ પોઠા ભરીને મુંગી વાત કહી આપતે.

"ફુઇજી !" કુમીનો અવાજ નીકળ્યો, "તમે તો આજે છેકજ ડોરા બારોછ જો ! બીચારા સુલતાનને કાંય કાહરના અમથાં શરમાવ્યા કરોછ ? સુલતાન મને કહેશે કે દાદી સાથ પરણ–તો લાગલી હું પરણી જવાની ઉની બાકી ?"

"જોવ—સુલતાન-જોયું કેની ? એ પોરીના ભેજામાંજ બધી રાઇ ભરાયલી છે. દાદીને મેં વીલમાં અરધો અરધ ભાગ આપ્યોછ—ને એ ત્રણ મહીના પછી મોમબાસા બે વરસ જઇ રહેવા કબુલબી થયોછ. મારાં વીલની વાત મેં એને ખામખા કેહી કે એ જરા હવે પોતાની ચાલ સુધારે ને જાલુની અદેખઇ કરવાનું છોડી દે."

સુલતાનને હવે લાગ્યું કે અત્રે કંઇબી બોલવુંજ જોઇયેં.

"કદાચ એ પોતાનાં ભત્રીશની ગોઠવણને માટે તમે ધારોછ તેટલી કનવાર કરતો નહીં હોશે, મહેરબઇજી—તમે જરબઇ તરફ એના કરતાં વધારે ચાહ દેખાડોછ તેથી એ મનમાં બળાપો કરતો હોશે!"

"મરે—મારી જાલુ તો હાથમાંનું બચ્ચું ઉતી તેરની મારી સાથેની સાથે છે. આપરાં દીલનું વાહલ કંઇ બરફીનો ટુકરો બુકરો છે કે સરખે ભાગે વેંહચીને આપી શકાય? મેં એને કેહયું કે જો એ પાધરો ચાલશે તો મારૂ જેબી કંઇ છે તે સરખે ફાલે એને ને એની બેહનને મારી પછી મળવાનું છે. હવે એથી વધારે હું શું કરી શકું?"

"પણ એ દાદીબી, બાઇજી, તમારા દીકરીનોજ દીકરો થાય. પછી તમે જરબઇ પર આટલું દેખઇતું વધારે હેત રાખો તે એને જરા નહીંજ ગમે તો!"

"હા—પણ તાહરે એ પોતાની રીતભાત સુધારતો કાંય નહીં? મારી જાલુનો હસ્તો રમતો સ્વભાવ કાંહ ને એ ધુબરાયલું છાણું કાંહ! તમેજ આટલા દાહરામાં એ લફંગાના બોલ્વા ચાલવાના સફાર જોયા કેની? જાહરે હોય તાહરે ફફરેલો ચટકેલો, ને જરા જરામાં તારીયાપાત્ર ફેંકી દેવા તૈયાર! જાણે એક પાહારીયો કુતરો આપરી સામબે ઘુરકયા કરતો હોય કેની તેમ મને તો એ દાહડાબરીયાનો અવતાર હંમેશ લાગેછ."

"પુઇ, તમે એને મારી કુટીને મોમબાસા ધકેલી દેવા માંગોછ તે એને મુદલ ગમતું નથી."

"એને ગમે કે નહીં ગમે તેની સાથ મને કામ નથી. મેં તો કાલેબી એને પાછું ખરી ખંખારીને કહયું કે જો એ બે વરસબી ઓછાંમાં ઓછાં મોમબાસે જઇને જરા શ્યાન સલુક લઇ નહીં આવશે તો મારી બેહસ્તન દીકરીના સમ ખાઇને કહુંછ કે એને વીલમાંથી એક પૈ વગર હું રદબાતલ કરી મુકશ. હા—વરી એની મેર હું છેઉં. તું હરવઇ ગેઇ, કુમી, તું જો એની સાથ ડાહી થઇને પરણી જતી હોય તો લાવની હજુરબી એને તુને મારી સાથ જંગબારમાંજ રાખું ને તમો બેઉના નામ પર ટ્રસ્ટ કરી આપું—ધુર વારી!"

"બસ—પુઇ! વરી એકનો એક શું કુઠ઼ગો લઇ બેઠાં? મેં તમુને એક વખત ખુલ્લે ખુલ્લું કેહી દીધુંછ કેની કે હું મરી જતાંબી એ દાદી સાથ કરવાની નથી."

મેહરબાઇજી વળી છેડાઇ પડયાં.

"નહીં તો ઓછું! મુવું મનેબી એવાં એંટાલ હુકતાં ઓની સાથે શું અસ્કત લાગુંછ કોણ જાણે! સુલતાન, સમજોછ કે? મેં દાદીને પાછો ગાંગરયો તે એને ગમયું નથી, ને મારી સાથ ઉચે મોહને છે.—કેમ? તમે અંદર નહી આવતા?"

તેઓ ત્રણુડે "રોશન મહાલ"ના મોટા દરવાજા આગળ આવી પુગ્યાં હતાં. સુલતાન તેઓ સાથ અંદર જવાને બદલે અચકી ઉભો, જેથી મહેરબાઇએ ઉપલો સવાલ પુછયો હતો.

"હજુર તો સાડા સાત થયાછ. જી—હું જરા પાંચ દસ મીનીટ અહી નદી કીનારે લટાર મારી આઉછ"

"મરે હજુર તમારૂં લટાર મારવાનું અધુરૂં છે કે? ચાલ કુમી તાહરે—સુલતાન, જમવાની વખતે ઉપર આપરા ઓરડાંમાંજ આવજો અં કે?"

"વારૂં જી."

*　　　*　　　*

પોતાનાં માથાંની તડપતી નેસોને પાછી શાંત કરવા થકી નદી કીનારાની ઠંડી લેહકી માટે સુલતાનનો જીવ તલપાપડ બની રહેલો હતો. ઓ તે યાદગાર સાંજ! કુમીની સંગાત પોતે મોટરમાં જઇ આવ્યો કે બેહસ્તમાં જઇ આવ્યો હતો? આખે રસ્તે કેવી ભલાઇથી, કેટલી નરમાશથી ખુલ્લે જીગરે તે પ્યારી પુટલીએ સુલતાન સાથ બીજું ત્રીજું ટાહેલું ચલાવ્યા કર્યું હતું! જાણે તેઓ બંને વચ્ચે કાંઇજ સંબંધ હોય નહીં—જાણે કશુંબી અસાધારણ બનેલું હોય નહીં—તેમ ખાલેસ દીલે તે છોકરી સુલતાન સાથ વાતચીત કરતી રહી હતી. એક સેકંડબી તેણીએ સુલતાનને તેની સ્થીતી અગવડભરી લાગવા દીધી હતી નહીં. આખે રસ્તે તેનું હૈયું ખુશાલીથી ઉભરાઇ જતું હતું. હજી તો હરખને મારે ઠડકતી છાતીના ધબકારા તે શાંત પાડી શકે તે અગાઉ તે વાહલી છોકરીએ પોતાને મ્હોંડે મેહરબાઇને છેડેચોક સુલતાનની હાજરીમાંજ શું કહયું હતું?

"મેં તમુને એક વખત ખુલ્લે ખુલ્લું કેહી દીધું છ કેની કે હું મરી જતાંબી એ દાદી સાથ પરણવાની નથી!"

યાહ ખુદા! આ મીઠા શબ્દોનું મ્યુઝીક હજી સુલતાનના કાનોમાં ગણગણતું હતું. તે કાંઇબી બાહણે બસ થોડીક

મીનીટ—કાંઇ નહીં તો દસજ મીનીટ–નદી કીનારાની એકાંત જગ્યાએ સંતાઇ બેસી પોતાનું મગજ ઠંડું કરવા માગતો હતો.

કીનારો બીલકુલ ઉજડ હતો. રાતે આંઠ વાગતા ને અમલે ત્યાં કોણ ફરકે? અડધા ચંદ્રમાંનો અપુર્ણ પ્રકાશ કીનારા પરના ખડકોને ઝાંખા આકારમાં નજર સામે રજુ કરતો હતો. એક મોટા પઠરા ઉપર ગોઠવાઇ બેસી, માંથાં-પરની કસબી મુસલ્લમાની પાઘડી કાહડીને બાજુએ મુકતાં સુલતાને એક ઉંડો—ઘણોજ ઉંડો—શંતોપનો શ્વાસ ખેચ્યો. ત્યાં ખડકપર બેઠો બેઠો તેણે વેહતી નદીના ગદલાં પાણીમા નાના કાંકડાઓ ફેંકવા માંડયા—અને મુછમાં હસ્યો. મેહર-બાઇજી બસ ખાઇ પીને તેને પેલા ફટાંઉ દાદીનો શીક્ષાગુરૂ બનાવવા માંગતાં હતાં—અને તેની સાથ પરણી જવાને સારૂ કુમીને સમજાવવાનુબી પોતીકા સેક્રેટરીને માથે નાખવા ચાહતાં હતાં !!

ધીમે સાદે સુલતાનથી જરાક હસી પડાયું ! પણ બીજી પળે ચોંકીને તે ખડો બેઠો. કાંઇ ઓળખીતો સાદ અચણુચ તેને કાને પડયો હતો. કોઇ પુરૂષનો તે સાદ હતો—બેશક !-ધીમો પણ ખીજવાટથી તે ભરપુર હતો.

“એ તારા રસ્તા હવે છોડજે, કાલ્યા! વરી તું મને કંઇ ચીકાવવા આયોછ—આય પોલીસના દરોરા બરોરાની બધી તારી ઠીંગરા ઠાગરીની વાત મારી આગલ ચાલવાની નથી.”

સુલતાને આંખ ખેંચી ખેંચીને જોયું—અરે આ અવાજ તો પેલાજ નેકનામ દાદાભાઇનો હતો! પણ ત્યારે તેની સાથે આ બીજો કોઇ હીંદુ જેવો કોણ? તેઓ બંને હળવે હળવે ચાલીને સુલતાન બેઠો હતો તેજ દીશાએ

આવતા હતા. ગમે તેવાબી નજદીક તેઓ આવે તોયે સુલતાનને તેઓ જોઇ શકે એમ નહીં હતું-કેમજે સુલતાન એક મોટા ખડકને ઓઠે અઢીંગીને બેઠેલો હતો.

"તારા સમ! દાદી—તું એમ નભરવસ રેહશે તો આપણી ટોલીનાં કાટલાં ઉડી જવાના. જો સાંભળ. ગયે ભરેસ્પતવારે—આજથી પાંચમે દહાડે—અમે લોક પાસા રમતા હતા. હું, બદલો, જુહો, ફકીરો, પાહલી ને જુસબ કરી છ જણા હતા. સાંજે સાડા છ એક વાગ્યા હશે—પણ તેટલાં નીચેથી મરીઅમે ઘંટી દાબી. સાલીએ બડી ખબરદારીથી પોલીસનાં માણસોને દુરથી જોતાંને વાર વીજલીનું બટન દાબ્યું—નહીં તો અત્યારે અમે છએ જણા તુરંગમાં ચાંચડા મારતા બેઠેલા હોત!"

"પછી?—પછી શું થયું?"

સુલતાને બેઉ કાન વણાબી ખેંચવા છતાં પેલા અણુજાણયા હીંદુનો જવાબ સંભળાયો નહીં. તેઓ બેઉ જણા હળવે હળવે ત્યાંથી આગળ ચાલ્યા ગયા હતા—અને વળી સેહજ ફુંકતા પવનમાં તે વાહેત ધણીનો અવાજ ઘસડાઇ ગયો હતો.

સુલતાન પોતાની જગ્યાએથી હાલ્યો નહીં. નદીમાં પાછા નાના પથરાઓ ફેંકવાનું તેણે ચાલુ કીધું. દાદીથી છુપાઇ બેસવાનો તેને બીલકુલ ખ્યાલ નહીં હતો-અને વળી આમ ભરાઇ સંતાઇ ને કોઇ બે જણાની ખાનગી વાત સાંભળવાબી તેને મુદદલ પસંદ નહીં હતું. જેટલું તેને કાનપર પડયું તે તો તેણે સાંભળ્યું તે ઉપરથી ખાસ વધારે ચાવાચીવી કરવામાં તેને અહસ્થાઇ

જોઇ નહીં. છતાં તેને લાગ્યું કે આ દાદાભાઇ શેઠની જીંદગીના આ વળી કાંઇ નવા કાળા સફાની અચાનક શોધ ભવીષ્ય માટે મોટી અગત્યતા ધરાવનારી હતી. તેને પેહેલેથીજ લાગ્યા કરતું હતું કે આ જવાન શખ્સની કારકીદીમાં કોઇબી બીહામણો એબીયલ ડાઘ તો કેથે હોવોજ જોઇયે—અને તેમજ કાંઇ આ ઘડી ચપકાની વાત તેણે સાંભળી લીધી તે ઉપરથી પુરવાર થતું હતું.

પણ સુલતાન કાંઇ વધુ વીચાર કરી શકે તે અગાઉ તો પેલા જણા ધીમે કદમે ચાલતા પાછા તે બેઠો હતો ત્યાંથી પસાર થવા આવી લાગ્યા.

"અરે હારે–સટોસટ બચ્યા! બદલુ ને જુસબ તો સંડાસની બારી કુદાવી ભાગી ગયા. પાહલી બધા પૈસા અને પાસા દેવાલમાંના ફડકાંમાં હજી તો મુકી દે, ને અમે ને અમે બધા જણ અરડાઇને જાણે ટાંહેલા કરવાની ઢપે ગોઠવઇયે, તેટલાં ઇનસ્પેકટર સોનડરસન અને બે સીપાઇઓ ઓરડામાં આવી ઉભા."

"પણ એ પોલીસને વાસ કેમ ગીયો ?"

"ઇશ્વર જાણે! સારૂં થયુ, દાદી, કે તે દાહરે પેલું ભોંયરૂં બંધ હતું—બાકી જો તે દાહડે ખોટા રૂપીયા બનાવવાનું કામ ચાલુ બાલુ હોત તો શેશન્સનો સોદો હતો, યાર. પણ તું હવે મુંબઇ કયારે——"

વળી તેઓ બંને આગળ ચાલી ગયલા હોવાથી સુલતાન વધુ સાંભળી શકયો નહીં. પણ દેખઇતી રીતે તેઓ કાંઇ નાહના છેટા ઉપરજ આમથી તેમ લટાર માર્યા કરતા હતા. બે મીનીટમાં દાદીનો સાદ પાછો સુલતાનને કાને અડકયો—

"મનેબી લાગેછ કે મારા આબ્યા વગર છુટકોજ નથી. કાલ્યા, તમો લોકોથી જરા પાંચ દાહડાની મારી ગેરહાજરીમાં સંભાળ રાખી શકાઇ નહીં? મુવા તમે લોક! કોઇ દાહરે હું તમારા લોકની સુજે ફાંસીએ જવશ! પોલીસને એ સુંધારો ગીયોજ કેમ જો?"

"અરે હુંબી તેનેજ માટે અજબ થાઉ છું. કોઇબી પળે પાછી પોલીસ આપણી કલબની ઉપર ઉલટી પડવા વગર રહેવાની નથી. મોહકાણ તો એ છે કે હવે અમારા લોકથી તે જગાએ પાછું ફડકાયબી નહીં. ડીટેકટીવો રાત દાહરો ત્યાં ભમ્યા કરતા હશે. પેલું ભોંયરૂં પકડાયું તો મુવા છુટા! તેમાં આપરો બધો અસબાબ એમનો એમ પડેલો છે. તું ચાલ ભલા-મુબાઇ ચાલ."

"ઘણુ ઘણું તો પરમ દાહડે નીકળી શકું! મારી ડોહી એવી ચાકલેટ મુઇછ કે જો એમ અચમુચ જતો રેહું તો વરી તેની ઉપરથી પચાસ હજાર જાતના સવાલો પુછીયા કરે! પણ તું આજે રાતેજ પાછો ઉપરી જા—ને તલવારની ધાર પર રેહજે. બચ્ચા, જો એ લોકે ભોયરૂં ખોયરૂં શોધી કાહડયું તો આપરા બધાનાં પીછાં વેરઇ જશે! સંભાળજે-એ કંઇ બેદરકાર રેહવાની વાત નથી."

"તું પરમ દાહડે આવશે—જરૂર?"

"હું પરમ દાહડે અહીંથી ઉપડશ. કંઇ તાલમેલ કરી આજથી પાટયાં ગોઠવતો રેહવશ તો પરમ દાહડે છુટાશે. ધરડીનેજ રમારીનેજ કામ લેવું પડેછ."

"વારૂં, પણ લાવ મને પચાસ રૂપીયા હમણા જોઇયે છે. આપણી ખોલીનું ભાડું બે મહીનાનું ચહરી ગીયું છે."

"મેં તુને કેહયુંની કે તું પૈસા ઓકાવવા અહીં ધસરઇ આયોછ ! તારી કંઇ બીજી મતલબજ નથી. મારી પાસ કંઇ રૂપીયા ભુપીયા છે નહીં !"

તે વાણ્યાનો કઠોર ખોખરો હસવાનો સાદ આવ્યો—પછી ઘણાજ ધીમા અવાજે તે કાંઇ બોલ્યો જે સુલતાનને બીલકુલ સંભળાયું નહીં.

દાદીનોજ ગુસ્સા ભર્યો ચીરડાયલો સાદ થોડે વારે પરગરો કાને પડયો.

"લે આય વીસ રૂપીયો છે. મારી પાસે વધારે નથી. બસ ગરબડ ના કરી મર—તુને કેહુંછ કેની કે એ બે નોટ સીવાય મારી પાસે ઝેર ખાવાની અડધી નથી. ચાલ જા—નીકલ—મારૂં મસ્તક ફરશે તો—"

અહીં સાદ ફરીથી ધીમો પડી જઇને બે માલુમ થઇ ગયો. દાદીનો સોબતી તેને છોડી ને ચાલી ગયલો હોવો જોઇયે. કેમજે સુલતાને પોતાના ખડક પરથી વાંકો વળીને જોયું તો દાદી હવે એકલો તેની દીશાએ પાછો ફરતો હતો. અલબત દાદીને સુલતાનની હાજરીનો સેહજબી ખ્યાલ કયાંથી હોય ? નીચો ડોકે પોતાના વીચારોમાં લીન થઇ તે "રોશન મહાલ"માં પાછો ફરવા માટે ચાલ્યો આવતો હતો.

સુલતાનબી ઉઠયો અને ઘણાજ ધીમા પગલાંએ "મહાલ" તરફજ ચાલવા માંડયું. દાદી તેને પકડી પાડે એવીજ તેની મતલબ હતી. બે મીનીટમાં દાદી પછવાડેથી લગોલગ આવી પોંહોચ્યો—ધીરેથી સુલતાને ડોકું ફેરવી તેની ગમ જોયું.

"કોણ છે ?" દાદીએ લગાર ચમકીને પુછ્યું.

"એ તો હું છેઉ—હું સુલતાન."

કહે છે કે દરેક ઇનશાનની જીંદગીમાં તેની તકદીર ને આકાર આપવા માટે બે કીસમના ફરેસ્તાઓ નીરમાણ થયલા હોય છે—એક ભલો ફરેસ્તો અને બીજો બુંડો. લાલ કપડાંથી ભડકેલા એક ગોધાની પેઠે બેઉ ડોળા ચમકાવી દાદીએ પોતીકી મમઇના આ નાપાક સેક્રેટરીનું હોડું થોડીક પળ ટીકયા કર્યું. સુલતાનને જોતાંને વારજ દાદીને બસ કુદરતીજ ડફ્ફલ ભરાઇ જતું હતું. તેને લાગ્યું કે આ નખોદ ગયો મુસલ્લો એક જુની પેડે પોતાની પાછળ ચીટકી બેઠેલી ભયાનક જોખમભરી પીડા હતી—ખરેખર પોતાનો એક "બુંડો ફરેસ્તો"જ હતો !

"સુલતાન ?" દાદીએ ભવાં ચડાવી અત્યંત ગુસ્સાથી પ્રતીઉત્તર કર્યો, "કાંય–તમે અહીં શું ફાંફાં મારોછ ?"

આવીજ કાંઇ કીસમની તરછોડ માટે સુલતાન પોતાની પુર તઇયારીમાં હતો. દાદીના છેલ્લા તુંદ સવાલનો કાંઇબી જવાબ દેવા વગર મુગો મંતર તે તો સામુ જોઇને ચાલ્યાજ કીધો. દાદી હવે જરા તેની વધારે લગોલગ આવ્યો—

"એઇ મીસ્ટર બેહરકુટ ! તમુને સંભળાતું નહીં હોશે ? હું પુછુંછ તેનો જવાબ દેઓની ?"

ઓચીંતી ચકરડી ખાઇ ઘણાજ નાખુશ મ્હોંડે સુલતાને તે અભાગ્યા જવાનની સામુ જોયું.

"લુક હીયર, દાદાભાઇ ! તમુને એક જેનટલીમેન તરીકે વાત કરતાં આવડતુ નહીં હોય તો બેહતર છે કે મુંગાજ રેહો ! એ તમારૂં બધું નોનસન્સ પેલી જુવાન લેડીઓ આગળ

ચાલી જતું હશે—અહીં મારી સાથે એવી તમારી બેઅદબ ઇતરાજી એક મીનીટબી પાસ થઇ શકવાની નથી."

"પણ–ડેમ યોર આઇઝ! તમારી મકદુરજ શું કે તમે એમ મારી પુઠેપુઠ ભરઇ સંતઇને એક જાસુસ તરીકે ફરયા કરો?"

"હું તમુને કંઇબી ખુલાશો આપવાને સાફ ના પાડુંછ. મુંગા મુંગા બંગલામાં ગુપચુપ ચાલ્યા જાઓ—નહીં તો કાલનો દુકાલ આજે પડશે? આપરાં પોતાના ઇસકોરૂઓ જયારે ઢીલાં હોય ત્યારે નવા નવા દુશ્મનો ઉભા કરવા એ બડી હેમાકતનું કામ છે."

દાદીના કપાલ ઉપરનો પેલો મારતેમીયાં બુલડોગ ચીન્હો એકાએક ઉડી ગયો! "ઢીલા ઇસકોરૂ?" ખાતું ખરાબ થાય આય મુસલમાન સેક્રેટરીનું! એ કહેવા શું માંગતો હશે? હવે તેણે તાણી તોડીને સેહજ હસતું મ્હોડું કર્યું.

"આઇ સે—જાહરે હોયછ તાહરે આપરે બે જણા એમ અથરી પડયેછ. તમે મારા બોલવા ચાલવાની રીતથી હંમેશ ચીરડાઓછ—પણ એ તો મારી સ્ટાઇલજ છે. હું તો ફકત એમ પુછુંછ કે રાત પરી કંઇ અહીં તમુને આવવું પડયું?"

"પ્લીઝ માઇન્ડ યોર ઓન બીઝનેસ! સામણું હું તમુને પુછુંછ કે તમે અહી કાંય આયા?"

"હું વેલ, હું તો—મારો એક ફ્રેંડ મારી સાથ કંઇ પ્રાઇવેટ વાત કરવા માગતો'તો તેથી અમે અહીં આવ્યા. આએ જગે કોઇ એક જણ ખડકપર બેસીને નદીમાં નાહલ્લા પથરા ફેંકતું'તું——"

"તે હું ઉતો !" સુલતાને ઘણાજ ગંભીર મ્હોંડે કહયું, "તમે બે જણા ત્રણ ચાર વખત તે જગા આગળથી પસાર થઇ ગીયા."

"તે તમે ઉતા—તમે ?"

"હા—હું !—હું સુલતાન પોતે !"

"સ્ટીમ" વળી પાછો નળીમાં ઉચે ચઢવા લાગ્યો હતો.

"અને તમે ત્યારે તો અમારી વચ્ચેની વાતચીતબી સાંભળી હોશે ?"

'યસ—લગભગ બધી !"

થઇ ચુકયું ! બોઇલીગ પોઇંટ ઉપર મીઝાઝનો પારો પાછો પુગી જઇ ઉભો. દાદીએ ખવીસની પેઠે ડોળા કકડાવી દાંતે દાંત પીસ્યા. સુલતાનના આવા ઠંડે કલેજેના "પાક બેહાઇ" ભર્યા જવાબોથી તે આકળો ભુત જવાન્યો પોતાનું સમતોલપણું પાછું ખોહી દેવા માંડતો હતો.

"તમુને એમ જવાબ દેતાં શરમ નથી આવતી ?" તેણે સુલતાનની અડોઅડ આવી ખુબ ખીજાયલે સાદે બુમ પાડી—"બીજાઓની પ્રાઇવેટ વાત એમ છુપાઇને તમે સાંભળવા બેઠા ?—યુ આર એ બ્લેકગાર્ડ, આઇ ટેલ યુ—"

"થેંકયુ ! હું ઇચ્છુંછ કે હું ખરેખર તેમ હોતે ! પેલી તમારી કાલીઆ, જુશબ, પાહલી, જુઠાવાળી જુગારી ટોલીમાં તાહરેજ હું સામેલ થઇ શકતે !"

દાદીનું જો ચાલતું હતે તો જરૂર આ ઘડીએ સુલતાનનું ખુન કરતે—પણ તેના હાથ પગ પાછા ઢીલા પડી ગયા. કોણ જાણે શું થતું હતું કે આ મહામેદન સુદઇ સામે પોતે ચીદાઇ ખીજાઇને ફાટી જવાની અણીપર આવવા છતાં

તેના દમામદાર ડોળા આગળજ દાદીના સાંધે સાંધા લુલા પડી જતા હતા ! શું એ નાપેકાર મુસલ્લો કંઇ મેસમેરીઝમ કરતો હશે ?

સુલતાનનો ધીમો મકકમ અવાજ પાછો નીકલ્યો.

"હું તમારાં મમઇજીનો નોકર છેઉ—અને તમે તેવણ બીચારાંને તમારા ખોટા બનાવેલા રૂપીયા પેહરાવો નહીં તેની તપાસ રાખવાની મારી ફેરજ છે."

"યુ ઇમપરટીનંટ બ્રટ !" પીસેલા હોઠો વચ્ચેથી ગુંગલાયલા સાદે દાદી બખાળ્યો—" "તું એક હીચકારો દગલબાજ મુજી છે ! તેં આજે ભરઇને મારી વાત સાંભળીછ–ને હું જોઉંછ કે મારી ગરદન તારા સપાટામાં છે. પણ સંભાળ—એઇ ખોજા—સંભાળ ! તું એક તુકારો આજની વાતનો પેલી મારી ધરડી આગળ કે પેલી બેવકુફ છોકરંઓ આગળ કાહડ ને પછી જો હું તુને જીવતો રહેવા દેઉ તો મારાં મોહનાંપર થુકજે. તુને મારાં કામની વચ્ચે પડવાની ને મારી બાબદોમાં તારૂં ડરટી નાક ખોસવાની સત્તાજ શું છે ?—યુ ડેમ્ડ સ્નીક !——"

આમ મ્હોંમાંથી અપશબ્દો કાહડી દાદી સુલતાનના આંગ ઉપર ધસ્યો અને જમનો હાથ ઉગામી મુકકી તેના માથાં સાંમે ધુમાવી. પણ આની મેર સુલતાન કાંઇ વકટ-લેન દીવાસલી નહીં હતો.

"હું ધારૂંછ કે તમારાં ઇનવીટેશનની વાટ જોવામાં હવે કાંઇ સાર નથી" તે ધીરે રહીને બોલ્યો, "તમુને મારી સાથ જરા એમ જોર અજમાવવાજ ગમેછ તો--લેઓ આય !"

આટલું કહેતાં ધમ્મ્મ્મ કરતી કે એક ગંજાવર મુકકી સુલતાને દાદીના ડાબા કાન ઉપર મુકી દીધી. બાપજીરે ! ખાસ્સો એક મણીકોજ તે લક્ષાપતી મમઇના એકપુરા વારેસના કાનપર પડયો હતો. ઘુમરી ખાઇને દાદી બે ત્રણ ડગલાં પાછળ હટી ગયો, અને હેબતાઇને પોતાના હમનબર્દ ગમ જોયું. પાંચ આગળાંની મુકકીમાં સુલતાન આમ એક લોખંડી હથોડોજ મેળી દઇ શકશે એવી તેણે વકી રાખી નહીં હતી.

"કમ ઓન, મી૦ બુલી—" સુલતાન આસ્તેથી પાછું બોલ્યો, "આપરે કંઇ નાહલ્લા નીશાળ્યાઓ નથી. તમે કેહો તો ઇંગ્રેજી ધપે બોક્ષીંગ કરયે—તમે કેહો તો નેટીવ રીતે ફાઇટ કરીયે—કેહો તો જીયુજીતસુ ત્રાઇ કરયે ! પણ એમ જરા જરામાં ભવાં ચઢાવીને સામબા માણસને 'બુલી' કરવાની તમારી હીચકારી ટેવથી તો હવે હું કાયર થઇ ગીયોછ. કમ અલોંગ, દાદાભાઇ—એક વખત તમારી એ "સ્ટાઇલ" હવે મારે છોડાવી દેવી છે–"

પણ નહીં ! દાદી ત્યાં સુલતાન સાથ નેટીવ યા ઇંગ્રેજી યા જાપાની ઢબે વધુવાર જોર અજમાવવા ઉભો નહીં. એક વીકાળ નજર તેણે આ પોતીકા "ભુંડા ફરેસ્તા" પર નાખી, અને પછી કાંઇ બહુજ ભયંકર શબ્દો બડબડીને ત્યાંથી ધસારા સમેત નીકળી ચાલ્યો. કમ્મરે બે હાથ ટેકવીને એક મીનીટ પોતાનીજ જગ્યાએ ઠરીઠામ ઉભો રહી સુલતાને તે ચાલી જતા જવાન્યાને પીઠેથી જોયા કર્યો. પછી મુછમાં સેહજ હસી તેબી તેની પુઠે હળવે હળવે "રોશન મહાલ"માં ચાલ્યો ગયો.



# પ્રકરણ ૩૨ મું.

---:o:---

## એ 'મોહબ્બત' નહી—એ ખરીજ 'મુસીબત' છે !

"રોશન મહાલ"ના પોતીકા 'પ્રાઇવેટ-રૂમ'ની બાહેર વરંડા ઉપર એક કેનવાસની ખુરસીમાં અઢેલાઇ પડીને સુલતાન કયારનો સહવારની ઠંડી લેહકી પોતાના ઉઘાડા માથાંપર લેયા કરતો ઉંડા વીચારોમાં ગુંટાયલો હતો.

તે રાતે વળી પાછી તેને ઉંઘ આવી હતી નહીં. નીદ્રાદેવી આજકાલ જરા સુલતાન સાથે રીશાઇ બેઠેલી હતી. આગલે દીવસના ઉપરાસાપરી બનાવો પછી રાતે જેવો તે પોતાના ઓરડામાં જઇ ભરાયો કે તેના તાતી ગયલાં માથાંની કમાન પાછી છટકી-અને પાછળી રાતના સાડા ત્રણ વાગતા સુધી ઉંઘાડા ટપ્પર ડોળાઓ સાથ તેણે કલાકો પછી કલાકો ગણ્યા કીધા હતા.

તેનું ભેજું હમણાબી અહીંથી તહીં ભમતું હતું. બે હાથે જોરથી પોતાનું દુઃખતું નીદાર દાબી સુલતાને નસોસ જીવે એક લાંબો શ્વાસ ખેંચ્યો. ચોમેર કીસમતની ઉલટા સુલટી ગોળા લડાઇમાં સુલતાન જેવા એક ચંચલ ચકોર શ્યાના આદમીનેબી તેનો રસ્તો સુજતો નહીં હતો. તેમાં વળી ગઇ સાંજે એતેપ્રાક ભુંડા દાદી વીશે જે ચોંકાવનારી બાતમી તેને મળી ગઇ હતી તેથી સુલતાનનો અંદેશો બેવડો વધી ગયલો હતો.

આ દાદી બેશક કાંઇ ઘણાંજ ઉડાં પાણીમાં રમતો હતો. તે મુજી બદમાશોની સોબતમાં કાંઇ પાપી કામોની અંદર ગુંચવાયલો હતો-દેખઇતી રીતે કોઇ સોનેરી ટોળીમાં સામેલ રહી

તે એક છુપું જુગારખાનુ ચલાવવાના અને ખોટા સીકકા વટીક પાંડવાના ભયંકર ફોજદારી ગુનાહોમાં સંડોવાયલો હતો—એમાં હવે શું શક ? તોબાહ—તોબાહ ! બીચારાં અસરાફ મેહરબાઇની ઉમેદો અને આશાઓ—તેવણુની દાદી માટેની કાળજી અને ઉલટ—નો આ કેવો નતીજો ! બુઝોર્ગ સમઇનું પોચું હઇયું આ પોશાગીર દાદીની બધી ખરી હકીકત જાણતાં કેમ તુટી જશે તેનો ખ્યાલ કરતાંજ સુલતાનનું નરમ દીલ બહુ ગમખાંર બનતું હતું.

આવા એક બદકાર લફંગા ભાઇની પેલી નીરદોશ દીલસોજ છોકરી જાલુ સગી બેહન થતી હતી ! એકજ માતપીતાના બે બચ્ચાંઓમાં કેટલો આસમાન જમીનનો તફાવત ! તરબીયત—તરબીયત ! સુલતાને જીવ સાથ બળાપો કર્યો કે જો દાદીનેબી બચપણથી મેહરબાઇના આશરામાં ઉછરવાનો 'ચાન્સ' મળ્યો હોત તો આજે તે બબરાક છોકરો કાંઇ જુદુંજ પરીણામ દેખાડી શકત ! પણ નહીં—અભાગ્યા દાદીનું તકદીરજ ફુટેલું હતું.

પણ હવે એ કમનસીબ છોકરાના સંબંધમાં સુલતાને પોતે કેવી રીતે વર્તવું ? મેહરબાઇ જસાવાલાનું તે નીમક ખાતો હતો—શું તેની ફરજ નહીં હતી કે તે અણજાણ સમાઇને પોતે અચાનક જાણી લીધેલી ભયંકર હકીકતોથી જલદી વાકેફ કરી દાદીને હેબતનાક ખાહીના વધારે ઉડાં ગારમાં જતો હજીબી અટકાવવો ? પણ અરે—તે ઘરડાં બાઇજીને આવી નાખુશ ખબર તે કઇ છાતીએ કહી શકે ? વળી હમણા તેવણ જો બધા મોહકાણના સમાચાર જાણે તો પોતાની રીત મુજબ એકદમજ દાદી સાથ તરછોડ કરી મેળે—

અને પરીણામમાં તે કમસમજ ઉછાછળો જવાન્યો કદાપી પોતાના લુચ્ચા મીત્રોની મદદ સાથ કાલનો દુકાલ આજે પાડે! આ દાદીના સંબંધમાં ઘણુંજ સંભાળીને હવે કામ લેવાનું હતું—અતીશય ગણત્રીથી દરેક ડગલું ભરવાનું હતું—એમ સુલતાનને લાગ્યું. પહેલાં તો પોતે કાંઇ અછડતી વાત સાંભળી તેટલાં ઉપરથીજ દાદી જેવા સડકણા માણસ સામે ગંભીર ઓહતાનો મુકવામાં સુલતાને કશો ફાયદો જોયો નહીં. બીજુ તેને લાગ્યું કે મહેરબાઇજીના જણાવવા મુજબ બે ત્રણ મહીનામાં દાદી મોમબાસા ખંખેરાઇ જનાર હતો; એટલે બધા સંજોગો ધ્યાનમાં લેતાં તુર્તવેળા ખામોશી અખત્યાર કરવામાં—અને ગુપચુપ એક મજબુત નજર એ જવાનની હીલચાલો પર રાખી મેળવામાંજ—સુલતાને વધારે ડાહપણ વીચાર્યું. થોડા દીવસમાં હવે મુંબઇ જવા માટે મેહરબાઇજી ઉઠાંગરી કરનારજ હતાં—એટલે એકવાર ત્યાં જવા પછી કાંઇ ચોકસ છુપી જુસ્તેજો કરવાની સુલતાનની ધારણા હતી.

તે આ કમબખ્ત દાદી માટે કાંઇ ઘણો વીચાર કરવા માગતો હતો નહીં—પણ કોણ જાણે શું હતું કે બસ તે પાછી છકેલ દુકતાનો અળખામણો આકાર તેના મગજમાંથી દુર થઇ શકતો હતોંજ નહી. આહ—જો એ ખરેખર મોમ-બાસા જઇને છ મહીનાળી ગગડે તો તેના પોતાના હકમાં કેટલો લાભ થાય! એક લાયક સમજુ ધણીઆણી સાથ—!

સુલતાન હોઠોપર એક નાનું ગમગીન હસ્વું પંદરાઇ ગયું. એક "લાયક સમજુ ધણીયાણી" મેળવવાની તે અભાગ્યાનાં સરજતજ નહી હતી. દાદી પોતાની ગમે તેવી

કબુલાતો છતાં ડાહયો ડોહરો થઇને મોમબાસા કદીગી જવા ઉપડશે તે બાબેજ સુલતાનને પહેલાં તો મોટો શક હતો. હઝારો જાતના બાહણાં બીલ્લાંઓ કાહડયા કરી—જઇફ મમઇ પાસથી બીજે ત્રીજે રસ્ને જેટલા બને તેટલા પૈસા પટકાવ્યા કરી–એ લફંગો દાદી પોતાના જવાની વાત અખાડાજ કર્યા કરવાનો, એમ સુલતાન ખાત્રીથી માનતો હતો. દાદીને પહેલ વહેલો જ્યારે સુલતાને ગુલબગેં જોયો ત્યારેજ કાંઇ કુદરતી બસારતથી તેણે મન સાથ ગાંઠ વાળી રાખ્યો હતો કે આ એકપુરા "ચાનજીભાઇ" પોતાનાં મમાઇને આગળ ચાલતાં લોખડના ચના ચવાડશે–એમાં ફેર નહીં અને જેમ જેમ દાદીની ખાસીયત અને ચાલચલણ બારીકીથી તે પીછાણતો ગયો તેમ તેમ એ બદચાલના જવાન્યા તરફનો સુલતાનનો કુદરતી અણગમો વધતોજ જઇ એક જાતના ધીકકારમાં બદલાતો ચાલ્યો. તેણે હવે નકકી માન્યું કે આ દાદી બાપડાં ખુશ્યાં મેહરબાઇના હાડેહાડ એક દહાડો ધુજાવવા વગર રહેવાનો નથી.

અરેરે—એજ બદમાશ દાદી સાથ મેહરબાઇજી અને શેહરીયાર જંગ કોણને પરણાવવા માંગતાં હતાં! કુમી જેવી એક સદગુણી છોકરી આવા એક દુરાચરણી જુગારીની મોહરદાર! એ વીચાર આવતાં સુલતાન ખરે મને કમકમ્યો.

વાહલી કુમી! ભલી છોકરી! તેણીનું નામ યાદ કરતાંજ સુલતાનનો ગમગીન ચેહરો ખુલી જતો હતો. આહ—તે છોકરીની ગુલબર્ગામાં હાજરીથી તેનું દીલ હમેશ કેવું ખુશ ખુશ રહેતું હતું! તેણીની બનતાં સુધી નજદીક રહેવાને—તેણીનો ખુબસુરત

ચેહરો દુરથી જોયા કરવાને—તેણીનો મીઠો અવાજ સાંભળવાને સુલતાનનો જીવ હંમેશ કેટલો તલપાપડ રહેતો હતો! પણ પોતાની છાતીનાં ભીત્તરમાં એ રૂડી છોકરી માટે શું લાગણી પોતે દાટી રાખી હતી તેનો સંસારો વટીક હજુ તેણે કુમી ને સીધ્ધી યા આડકત્રી રીતે મળવા દીધો હતો નહીં. કોઇ એક દહાડે પોતાની અદાગ લાગણીના અદભુત આવેશમાં પોતે પોતાનું ભાણ ભુલી જઇને રખે કુમી ની હજુરમાં પોતીકા અંતરના ઉભરાની વરાળ જરાબી બાહેર પડી જવા દે તેની સુલતાનને મોટી ધાસ્તી હતી.

ગુલબર્ગે 'રોશન—મહાલ'માં તે છોકરી સાથ મેળાપ થયો ત્યારથી આજની ઘડી સુધી એક જવાન મર્દ બચ્ચાથી જેટલી બને તેટલી જોરાવરી સાથ પોતાના જુસ્સાઓ ઉપર આંકોશ રાખી સુલતાન પોતીકી મનની આ મુર્તીની હજુરમાં વર્તતો આવ્યો હતો. કુમી ને "પાર્ટનર" તરીકે લઇને બ્રીજ રમતાં તેના આંગળાં ધુજતાં હતાં—કુમીની હાજરીમાં દીલરૂબા ઉપર ગાયન ગાતાં તેનો સુરીલો અવાજ જોશભર ધુજણીઓથી ગણગણી રહેતો હતો. કુમીને મ્હોડે દાદીના સંબંધમાં તેણીનો સેવટનો ઠરાવ પોતે સાંભળ્યો તે દીન પછીથી પોતાની અનેક ઉદાસી, ચીંતા અને મુઝવણો છતાં સુલતાનને આખી દુન્યા સુખી સુખી દીસ્તી હતી. અગાઉની પેઠે હવે મહેરબાઇજીની સાથે નાસ્તો કે 'ડીનર' લેવાના તે અખાડા કરતો હતો નહીં–તે હવે દોર બાંધ્યો પોતાના શેઠાણી, જાલુ, માનેક, કુમી ભેગોજ સહવાર બપોર, રાતે તે લોકની પ્રાઇવેટ "ટેબલ"પર જતો હતો. હા—વાચનાર—એ મોહબ્બત હતી—સાચી મહોબ્બત હતી—પણ—

પણ સુલતાને લોહીના આંસુઓ પોતાના ખાનગી ઓરડામાં બંધ બારણે કાંઇ અનેકવાર ટપકાવી જીવ સાથ દ્રઢ નીશ્ચય કર્યો હતો કે એ કમનસીબ મોહબ્બતને પોતીકી છાતીની કબરમાં સદાની દાટી જ દેવી. અરે—પોતે એક નાહસી આવેલું તુરંગનું તુચ્છ પક્ષી, તેને કુમી જેવી નમુનેદાર પુટલીની ખાલેસ સ્વચ્છ જીંદગીપર પોતાની નામોશીનો ઓળો નાખવાનો હકજ શું હતો? જ્યાં સુધી જગ સામે પોતે પોતાની ઇઝત આબરૂ રજેરજ પાછી પુરવાર કરી શકે નહીં ત્યાં સુધી એ કુમીનો ખ્યાલ વટીક કરવો એ સુલતાન ગ્રહસ્થાઇભર્યું વીચારતો નહીં હતો. હાલ તો તે માત્ર એક નાચીઝ પગારદાર સેક્રેટરી હતો. દુન્યામાં કાંઇ પોતે જરાબી નામ કાહડે—કાંઇ પોતાની કલમથી પોતાની લાયકાત પુરવાર કરે—ત્યાં સુધી કુમી જેવી લાયક છોકરી જીતવાની તેની આશાબી શું હતી? બેશક—તેની પહેલ વહેલી નોવેલ "ડામીજનો ડાહમ" બાહેર પડી ચુકી હતી અને "ગુલામ"ના તખલ્લુસ તળે એ પુસ્તક પુશકળ વાખવાખી પામી તેની પહેલી આવૃતી ઝપાટામાં ખપી ગઇ હતી. પણ કુમી જેવી છોકરીને લાયક થવા માટે અતીશય વધારે મોટી લાયકાતની અગત હતી, એમ સુલતાન ખરાં અંતઃકરણથી માનતો હતો.

સીલીંગ ગમ આંખ્યો ઠેરવી રાખીને દલગીર મ્હોડે પોતાના ખ્યાલોમાં લીન બનતાં આ સઘળા તુરંગો વીજલીક ઝડપે સુલતાનના મગજમાંથી ચમકી ગયા. તેની મુછ ઉપર નીરાશાનું સેહજ—બહુજ સેહજ—હસવું ફેલાયું. આહ— "લાયકાત" કે "બીન લાયકાત"નો અહીં સવાલજ કયાં

હતો? મુખ્ય જાલમ પાહડ જે વચમાં પડેલો હતો તે તો ઔર જુદોજ હતો!

સુલતાને એક ઘણોજ ગમગોસાર નીસાસો નાખ્યો અને પછી પોતાના હાથમાં પકડેલાં કાગળની ઘડી ઉખેડી તેનો છેલ્લો ભાગ ત્રીજીવાર પાછો વાંચવા માંડયો. સહવારના ટપાલમાં મુંબઇથી આવેલું તેની માતા ડોસીબઇનું તે કાગળ હતું:—

"વાહલા દીકરા, તારામાં માહરો જીવ કેટલો ભરાઇ રેહયોચ તે તું સું જાને! તું જીભરૂં હવે થોડા દાહરામાં આવસે તે જાનીને ઘનીજ ખુશી છેઉં. મને અહીં તારા વગર કંઈ સોહવાતું નથી. પણ દીકરા, આપરા કામમાં તું કેટલો આગળ વધીઓચ ને તેં સું કીધુંચ તે તો તું લખતોજ નથી. લગનની ધામધુમમાં બરીચું કંઈ સુજતુંબી નહીં હોસે. મારા હીરા, તું કેહસે કે માયજી ઘરીઘરી યાદ દેવારેચ-પણ સું કરૂં. એ મુવા હેરેમન નવાબે આપરા કટમ ને કેમ દુ:ખ દીધુ ને તારા બેહસ્તી બાવાનો કેમ જીવ લીધો ને તું મારાં બચ્ચાંનેબી કેમ જીંદગીથી ઉખેરી નાખીયું ને બધી આપરી આબરૂની કેમ ધુરધાની કીધી તેનો રાતદીસ મને વીચાર આવેચ ને મને ઉંઘબી નથી આવતી. દીકરા, તુંને તારી માયે તારા બેહસતી બાવાના સોગન આપીયાચ ને જો તારામાં તેવણનું લોહી દોરતું હોય તો એ મુવા મરી ગીયા શેહેરીયારજંગનાં કોહતાં કાવતરાં સું છે તે શોધી કાહરીયા વગર રેહતોજ ના. કંઈ નહી; ગમે તેટલો વખત લેજે, પન આપરાં નામ પરનો કલંક ધોઈ નાખી તારા બાપનું વેર વાલવા વગર તો રેહતોજ ના. મારૂ દુધ તું ધાવીયોચ તેનો ગુણ તું ગાતો હોચ તો તેમ કરજે, નહીં તો તું મારો દીકરોજ નહીં. તું લખેચ કે કંઈ સેહજ પતો મલીયોચ તે વાંચી તું માનસે હું એટલી આશામાં

છેઉં કે રોજ કાગને ડોરે તારી તરફના કાગજની વાટ જોઉંચ. કંઈ નહીં તો બીચારા તારા બેહસતી બાવાના નામપરનો ડાઘ ધોવઈ જશે તો મેં ઉદવાડે આતશબેહરામ પાદશાને માચી માનીચ. ચાલ દીકરા હવે વેહલ્લો મને આવી મલજે. તેં સો રૂપીયાનો બીજો અરધો કટકો રજીસ્ટર કાગજમાં મોકલ્યો તે હાવો મલીયોંચ.

લખતંગ તારા હકમાં દુવાની માગતી
તારી વાહલી માચ,
ડોસીબઈ.

એકલવાઇ વાહલી માયના કાગજનો આ છેલ્લો ભાગ ત્રીજી વખત આખ્ખો વાંચી જઇને સુલતાને જોરમાં પોતાનો નીચલો હોઠ કરડયો—અને તે કાગળ સંભાળથી ઘડી વાળી પોતાના પાટલુનના ગજવામાં હાવું મેલ્યું. બસ માયજી ડોસીબઇનાં જ્યારેથી કાગજો આવતાં ત્યારે તેમાં આ એકની એક જાતની 'રીમાઇનડર' લખાઇ આવતી હતી. ઇઝીચેરપર અરડાઇને સુલતાને બે હાથ પોતાના માથાં પછવાડે નાખ્યા અને ગમગીનીથી સેહજ ડોકું ધુણાવ્યું.

ફીનો! ફીનો!—ફીનો લેવાની વાત તો હાલ તુર્ત બાજુએ રહી, નવાબ શેહરીયારજંગનું મુળમાં શું બધું કારસ્તાન હતું તેનો મુદ્દો—તેનો પુરાવોજ—હજી ક્યાં હાથ લાગતો હતો? પેલાં ભોયરાંનો ભેદ શોધી કાહડવાનો હજી સુલતાનને બરાબર લાગજ ક્યાં મલ્યો હતો? આજે ત્રણ ત્રણ દહાડા થયા પેલી કોહડીની ચાવી તેની ટ્રંકમાં અનામત પડી પડી કાટ ખાયા કરતી હતી—પણ તેનો ઉપ્યોગ કરી અંધકારમાં છુપાઇ રહેલી સચાઇને બાહેર અજવાળામાં લાવવાને સુલતાને શું કર્યું હતું? કાંઇજ નહીં.

છતાં સુલતાન પોતાનું કામ બરાબર સમજતો હતો. નવાબ શેહરીયારજંગ પાસથી તેની જાણ વગર કબજે લીધેલી તેની ચાવી વડે તેનીજ એક ખાનગી કોઠરીમાં જઇ તેના અતી છુપાં ભોયરાંમાં ઉતરવાનું કામ કાંઇ લાડવાનો કટકો મ્હોંમાં ઉછાળીને ચાવી જવા જેટલું સેહલું નહીં હતું. ધીરજ—ધીરજ—ધીરજ! જરૂર પડે ત્યારે સબુરીનો એક જબરદસ્ત જથ્થો કામે લગાડવાની હવે સુલતાનને તજ્બેહ પડી ગયલી હતી. "રોશન મહાલ"માં લગનની ધમચકરીથી રાત દહાડો તે મકાન, તેનો બગીચો, આસપાસનો લત્તો ધમધમી રહેલો હતો—પરોણાઓ અને નોકર નફરોની આખો વખત દોડાદોડ અને આવણજાવણ જારી હતી—તે સમયે ગમે તેવી મધ્ય રાતેબી પેલી બંધ કોઠરીની મુલાકાતે જવામાં સુલતાને જરાબી સલામતી જોઇ ન હતી. બેશક–તેની "સરવે" કરી નાખવા માટે તેનો જીવ ટપુટપુ થતો હતો; પણ પોતાની લાગણીને કાબુમાં રાખવાની કાંઇ અદભુત શકતી ધરાવતાં તેના બંદીખાનાના પાંચ વર્ષના અનુભવે તેને શીખાડયું હતું.

વળી નવાબ શેહરીયારજંગ એકાદ બે દીવસમાં થોડા 'હનીમુન' ગુજારવા માટે 'રોશન મહાલ'માંથી પતનાર હતા. લાંબો વીચાર કર્યા પછી સુલતાન એવાજ દ્રઢ ઠરાવપર આવ્યો કે દોડાદોડી કરી કામ બગાડી નાખવા કરતાં ભલે બીજા ગમે તેટલાબી દહાડા થોભવું પડે તો થોભવું.

પણ આહ! નવાબ શહેરીયારજંગનુ દગલબાજ કુકર્મ ઉઘાડું પાડી પોતીકા મરહુમ પીતાનું વેર વાળવાની જોશભર યાદીઓ સુલતાનપર 'સ્ટીરીયો ટાઇપ' ઢપે મોકલતી બીચારી

વીધવા માતાને ક્યાં માલમ હતું કે હરવેલા પોતે માથે ચહડાવેલા કસમની તાજી યાદ ટપાલમાં મળતાંજ એક જબરા ગુંગળાટનો છુપો નીસાસો તે તાબેદાર બેટો પોતીકા જીવસે નાખ્યો જતો હતો? અરે, તે ડોશીબાઇ માને ક્યાં ખબર હતું કે પ્યારી કુમીના સગા કાકા-મુરબ્બી માતાજી સમાન મહેરબાન મહેરબાઇ જસાવાળાના સગા ભાઇ-ની બદકારીને જાહેરમાં ખેંચી આણી તેને જગથી બેહોરમત કરવાનો વીચાર આવતાંજ સુલતાનની છાતીમાં કાંઇ દર્દ મારી આવ્યા કરતું હતું.

એક ઝોંક ખાઇને સુલતાન ખુરસી પરથી ઉઠયો— અને બગીચામાં ફુલના ક્યારાઓ વચ્ચે આમ તેમ લટાર મારવા લાગ્યો. બસ આ મેહરબાઇ બાઇજીનો અને કુમીનો ખ્યાલ નાપાક નવાબ શેહરીયારના સંબંધમાં આવતાંજ તેનું ભેજું જાણે ધુમરી ખાઇ જતું હતું. અત્યાર સુધીમાં કાંઇ પચાસેક વખત પોતાના અંતરની એ હેબતનાક ગુંચવણને છંછેરી નાખવા તે આમ જીવતોડ કોશેશ કરી ચુકયો હશે! જે ભલી માયાળુ દીલસોજ બાઇએ તેને ખાકમાંથી ઉચકી આટલી કદરદાની અને પ્રીતીથી માન ભરતબાની નોકરી પર બેસાડયો—જે ખાલેસ દીલની રૂડી શેઠાણીએ તેની ઉપર અખંડ વીશવાસ મેળી તેને રોજીંદુ નીમક આપતું કીધું—તેજ મેહરબાઇ જસાવાળાના ભાઇનું કાટલું કાહડી નાખવાને સુલતાનની પોતીકી માતા તેને લગભગ રોજીંદા સોગંદ આપતી રહેલી હતી! ઓ તકદીર— તારી ટકોરનો આ કેવો તીક્ષ્ણ કાંટો સુલતાનને ખુંચતો હતો! જે મોહબ્બતની મીઠી માશુકે કાંઇક અંગત જોખમે

વટીક સુલતાનને મોહતમાંથી જીવ સટોસટ ઉગાર્યો—જે સમજુ અને શ્યાની સુંદરી આજની ઘડી સુધી પોતાના હોઠ સીવેલા રાખી તેની ગમ પ્રેમ, દયા, દીલસોજી અને હીમતની ચશ્મો ફેંકતી રહી હતી—તેજ, ઓ નસીબ!—તેજ—તેજ જીવ કરતાં વધારે વાહલી કુમીના કાકાનું, બલ્કે તેણીના કુટુંબનું નખોદ વાળવાને સુલતાનની મા દર ટપાલમાં તેને બેહસ્તી બાપના નામથી તાકીદ કરતી હતી!

લોહીને એક ગોટ ગળી સુલતાને પોતાનું ભીઆયલું દીદાર રૂમાલ વડે જોરથી લુછયું અને નીચી મુડીએ વળી પાછો ફુલના કયારાઓમાં લટાર મારવા પડયો. કુમી તરફની મોહબત——

શું કહોછો? "મોહબત"? ના—એ એક ભયાનક મુસીબત હતી! રે કયે અવર ચોઘડયે એ "મોહબત" સંધાઇ હશે? જયારે કુમી જાણશે કે તેણીના પોતાને હાથે બચાવ પામેલા બધવાએ તેણીના કાકાનો કચડઘાણ કાહડયો છે ત્યારે—ઓ ત્યારે એ કાંકણી છોકરી સુલતાનના નગુણા-પણાં વીશે શું ધારશે? તેણીનું કોમલ જીગર કેમ તુટી જશે!—સુલતાનને પોતાને છાતીમાં કેવો કારી જખમ લાગશે!

પણ નહી! કચકચાવીને દાંતની બત્રીસી પીસી–જમણા હાથની મુથ્થી જોરમાં વાળી—સુલતાન એક મર્દ બચ્ચાની માફક ખડો થઇ ઉભો. તેને આસ્માન ગમ એક ઝડપી નજર ફેંકી——

"મારા જીન્નત ગુજીન પીના!" તે જીવસે એક હાય મારીને અત્યંત લાગણીથી મનમાં બોલ્યો—"ઘડીભરની મારી નબળાઇ માફ કરજો! મારી જનેતર માયે મને સોગંદ

આપ્યાછ ને તે હું પાલશ! આહ—નીરદોશ બાવાજી! સુરંગમાં આપણે બે જણાએ પાડેલાં લોહીનાં આસું હું મરતાં ભુલી શકવાનો નથી."

બેહદ અકળામણથી સુલતાને કુમળાવી ડોકું ધુણાવ્યું. જાણે મગજ અને છાતી પરનો કાંઇ ઘણોજ નાખુશ બોજો તે છંછેરી નાખવા માંગતો હતો.

"મેહરબાઇજી! કુમી!" તે ખોખરા નામુરાદી ભર્યા સાદે જીવ સાથ સેહજ મોટેથી પાછો બડબડયો—"હું મારા મરનાર બાપ તરફની ફરજ બજાવશ! હું શેહરીયારનો દગો દુન્યાં સામે ઉઘાડો પાડું નહી તો હું મારા પીતાનો બેટો હોઇ શકુંજ નહીં. મારા ખાનદાનપરનો ગેરવાજબી દાઘ હું ધોઇ નાખું નહીં તો મારા જેવો બેશરમ મુજી બીજો કોઇજ નહી. જામી—બસ તારાં જીગરને હવે લોખંડની માફક કઠણ કર મારી છાતી ફાટી જશે—પણ આય કોટડીની ખબર તો હું લેવશ! પરવરદેગાર—તેમાં તું મને સહાય થજે. ઓ કુમી—મારી કુમી!—તારી સાથ હવેથી—"

"એ નીચે ભોંયપર જોઇને શું કાહરના એખલા એખલા બરબર કર્યાં કરોછ, સુલતાન!"

પછવાડેથી આ કોમલ અવાજ ઓચીંતો સાંભળતાંજ જાણે પગ આગળ એક બોઇલર ફાટું હોય તેમ સુલતાન બાસ્સો ત્રણેક ઇંચ જેટલો જમીન પરથી ઉછળ્યો અને પછવાડે ફરીને જોયું—

"કુમી!—કુવરબાઇ!"



## પ્રકરણ ૩૩ મું.

—:૦:—

**"એક બેટા જો પોતાના બાપનું વેર નહીં લે તો તે એક બેબુન્યાદ માણસ હોવો જોઇયે !"**

કુમી કોઇક ગેલથી ખડખડ હસી પડી—

"કાંય—મારો સાદ સાંભળીને એટલા ચોંકયા કાંય ? બીધા કે ?"

"નહીં બીધો તો નહીં—પણ જરા ચમકયો તો ખરોજ. તમે એવાં અચણુચ આવી ઉભાં કે કોઇગી ચોંકે."

કુમી વળી જીણે સાદે હસી. આજે તેણી વળી કાંઇ ઓર ખુશ મીજાજમા હતી.

"હું તો કાહરની તમારી પછવારે છેઉ—પણ તમારૂં ધક કાંહ ઉતું ? તમે તો કોણ જાણે શું ઉડા ખ્યાલમાં ચકચુર થઇને હવા સાથ વાત કરતા'તા તેથી મેં તમુને છેરીયા નહી. શું કાહરના બરબર કરતા'તા, સુલતાન—સાચ્ચું બોલો ?"

સુલતાન સહેજ મુછમાં હસ્યો ! આ ચંચલ છોકરીના હસ્તા માયાળુ મુખડા આગળ તે હમેશ લાઇલાજ થઇ પડતો હતો. તોબાહ ! હમણા તેણી કેવો કઢંગો સવાલ તેને પુછતી હતી !

"શું બબરૂં ? કઇગી નહીં—જરા અમથો જીવ સાથ તરેહવાર ભલતું ભલતું બોલ્યા કરતો'તો."

"નહીજી—એ ગપ મારી આગળ નહી ચાલશે. તમે કંઇ ઘણુંજ ગંભીર મ્હોને આસમાન ગમ જોઇ બબરતા'તા.

સુલતાન, ગભરાઓ ના—મેં કંઇ તમારી ખાનગી વાત બધી સાંભળી નથી."

સુલતાન પાછો સેહજ હસ્યો.

"મારી ખાનગી વાત વળી હોયજ શું કે તમે સાંભળો! પણ—તમે—કાંય?—મને કંઇ પુછવા માંગોછ? મારૂં કંઇ કામ છે?"

"મને તો મેહરાં ફુઇએ તમુને પુછવા મોકલી કે દાદીને તમે જોયોછ?—રાતેબી માલપર નહીં આયો ને આજે સહવારે ચાહે પીતી વખતબી દેખાયો નથી. તે ફુઇ મને કેહજે જા સુલતાનને પુછી આવ કે એ હમણાં કાંહ છે?"

"કોણ જાણે? મેંબી કંઇ એને આજે જોયો નથી."

"તમે એને ગેઇ રાતના અહીં જોયલો વારૂં?"

"અહીં તો નહીં જોયલો—પણ તાંહ નદી કીનારે મને મળેલો. હોશે—અહીંજ કેહે હોશે. તમે લોક એને સારૂં એટલી ફીકર કાંય કરોછ? એ કંઇ બાવાજીનું ખુચું ખુચું છે કે?"

"બાવાજીના ખુચા કરતાંબી નપેતર છે! બીચારાં મેહરાંફુઇ રાતદીસ એના ધરક ધુજારામાં બરાબર જમતાંબી નથી. ખરૂં કેહુંછ સુલતાન, ઘણુંબી ખરાબ માટીડાઓ હોશે—પણ આય દાદીના જેવો અભાગ્યો ને દાહડાબર્યો તો મેં કોઇજ જોયો નથી. વરી કોણ જાણે શું ખાંધપર આસું હોશે તે ગેઇ સાંજ પછીનું અમુ લોકને મોહડુંજ નથી દેખારયું. પણ એમ નહીં હરવાયો જોતો જો, કે બીચારાં ફુઇને જાણુ કેટલી ચીંતામાં પરશે."

"લાવો-હું જરા એની ખોળ કાહડીને મેહર-બઇજીને કેહું."

આમ કહી સુલતાને ચાલવા માંડયું. તે આ ચલકતા ડોળાવાળી છોકરી આગળથી હવે બસ નાહસ્વાજ માગતો હતો. પણ તેની મોટી અજાયબી વચ્ચે કુમીએ તેના ડગળાની બાંહે પોતાના નાજુક આંગળાંઓમાં પકડી લઇ તેને જતાં અટકાવ્યો.

"જરા ઉભા રેહો—એટલી બધી કંઇ ઉતાવળ નથી. જરા આવો, બેસો અહીં—મારી વાત એમ ઉડારી નાખવા માગશો તે કંઇ ચાલશે નહીં."

ખુશમીજાજે આટલું બોલી કુમી નજદીક મેળેલા એક લોખંડના બાંજટ ભણી ચાલી અને દપ દેતી કે ત્યાં ગોઠવાઇ જઇ પોતાની પાસે બેસવાની સુલતાનને ઇશારત કીધી. એક પાળેલા ટેરીયર કુત્રાની પેઠે ડોકું નમાવી સુલતાન ત્યાં તેણી વાળા બાંજટ પર જઇ બેઠો.

"બીજાં બઇરાંઓની કાની મારો ખવાસ ખટપટયો નથી, સુલતાન-પણ હું જાહરે હમણા તમારી પછવારે ચાલતી'તી તાહરે અજરતું તમારે મ્હોંનેથી એ વખત કંઇ મારૂં નામ કુમી-કુમી કરીને નીકળતું મેં સાંભળ્યું. પછી તમે કંઇ પરવરદેગારની મદદ માંગી. હવે મને કેહો-સાચુંજ કેહજો-કે તમે મારે સારૂં એવો તે શું વીચાર કરતા'તા કે પરવરદેગારની મદદ માંગવી પરી ?"

સુલતાને એક ઝડપી નજર આ વીચીત્ર છોકરીના ઘટમદાર ચેહરાપર નાખી. ત્યાં કાળા ભમ્મર બે ડોળાઓમાં કાંઇ અજબ આતુરતા અને આગ્રહ ચમકી રહેલાં તેણે

સ્પષ્ટ જોયાં. આવી કમ્બસ હાલતમાં તો સુલતાન કવચીતજ આવ્યો હશે. પણ હવે છેકજ નબળા પોચા પડી જવાનો પ્રસંગ ન હતો. આ મકકમ મનની કુમી સાથ જરા મજબુત છાતીએ કામ નહીં પાડયું તો બધું રફુચકકર થવાનો સોદો હતો. હાલ તુર્ત કાંઇ પાટયાં ગોઠવ્યા વીના બીજો છુટકોજ હતો નહીં. કુમી કાંઇ તેને સેહજમાં છટકવા દે એવો સંભવ સુલતાને જોયો નહીં.

"તમે મારા સંબંધી બધી વાત એટલી ચીપી ચીપીને પુછોછ કે હું ખરેખર કોઇ વખત ગુચવાઇજ જાઉંછ." તે હવે મ્હોડું કાંઇક ડાવકુ કરીને આસ્તેથી બોલ્યો, "હું શું જીવ સાથ બડબડતો'તો તે તમુને કેહવાને મને વાંધો નથી— પણ તે અગાઉ મને ખરૂં કેહો, તમે શું સાંભલ્યું? ખરૂંજ કેહેજો, કુવરબઇ."

"મને તો ફકત એટલાજ બોલ કંઇ અછરતા સંભળાયા કે 'છાતી ફાટી જશે'ને પછી કંઇ પરવરદેગારની તમે મદદ માગી ને પછી મારૂં નામ બે વખત કંઇ બોલ્યા— બસ એટલુંજ—મારા સમ!"

સુલતાનને હવે જરા ધીરજ આવી.

"ને તમે મારા વીચારો શું ઉતા તે જાણવા ખરેખર ઘણાં ઇંતેજાર છેઓ?"

"ઘણીજ ઇંતેજાર છેઉં—કાંય જે તેમાં મારૂં નામ તમે દીધું."

"વેલ–તાહરે સાંભળો, કુવરબાઇ—"

"તમે મને કુંવરબઇ, કુવરબઇ કરીને ના કેહો. કુવરબઇ શું બરીયુંછ? એ નામ મને નહીં ગમતું."

"તાહરે શું નામે બોલાઉં?"

"મને બસ ખાલી કુમી કરીને કેહશો તો હું ઘણીજ ખુશી થવશ. ચાલો બોલો હવે?"

"અચ્છું ! કુમી, ખરી વાત એ છે કે આજે સહવારના કાંઇ કીસ્સારૂપી લખાણ એક ન્યુસપેપરમાં મારા વાંચવામાં આવ્યું. એક જુવાન ગ્રહસ્થની તે ગમખાર કાહણી છે- ઘણી દીલ ઉસ્કેરનારી હકીકત છે."

"શું હકીકત?"

"જોન મીલર નામના એક ઇંગ્રેજ જવાનને એક અતી ખુબસુરત ઇંગ્રેજ કુંવારીકાએ એક આફતમાંથી—કેહો કે મોહતમાંથી-ઉગારયો. અલબત જોન તે ફરેસ્તાઇ મદદગારની જીવ સટોસટ મદદ વગર આબરૂથી, ખુદ જીંદગીથી, ઉખડી જતે. પરીણામમાં વખત જતાં જોન તે છોકરીને એક દયાની દેવી તરીકે પોતાનાં મુંગાં જીગરમાં રાત દીવસ પુજવા લાગ્યો. હવે બન્યુ એમ કે જોન ભુખે મરતો'તો તેટલાં એક પરગજુ કોઇ જઇફ લેડીએ તેને પોતાના આસરામાં લઇ પૈસાટકાથી નવાજી સુખી બનાવ્યો."

સુલતાન આ વાર નીચે જમીનપર જોઇનેજ બધી વાત ચલાવતો હતો. કુમીના ગાલોપર એક પલકવાર—માત્ર બે સેકંડ—જે લોહી ધાઇ આવ્યું તે તેના જોવામાં આવ્યું નહી હતું.

"પેલી છોકરીબી જોનને—મકું જોનને સારૂં એમજ ઉંચો વીચાર રાખતી'તી કે?" કુમીએ આસ્તેથી સવાલ નાખ્યો.

સુલતાને વાંકો વળી ને પોતાના બુટ ને ધારી ધારીને પાંચેક સેકંડ જોયા કીધાં.

"કોણ જાણે ?"

"પછી ? પછી શું થયું ?" તેણીએ પુછ્યું.

"સમજોની—જોન મીલર તે ભલી છોકરી (જેનું નામ કોનસ્ટન્સ ઉતું) ના ઉપકારમાં બીલકુલ કચડાઇ ગયલો હતો, તેટલાં તેની જાણમાં ચોકકસ આવ્યું કે જોનની ખુદ પોતાની અને તેના કુટુંબની પાયમાલી કરનાર તો એજ કોનસ્ટસનો પોતાનો કાકો થતો હતો !"

"પછી ?"

"એટલુંજ નહીં—તેના મોટા સંતાપ અને અફસોસ વચ્ચે તેને એવુંબી માલમ પડયું કે પેલી તેની મુરબ્બી પેત્રનેસ, પેલી માનવંત બાઇ, કોનસ્ટન્સની પોતાની ફુઇ થતી હતી—એટલે તે ભલી પરગજુ લેડીના ભાઇએજ જોન મીલરનું કેટું નખોદ વાળયું હતું."

અડધી મીનીટની ચુપકીદી પંઠરાઇ.

"વારૂં પછી ?—બોલો આગળ, જામાસ્પ—અરે છેતે, સુલતાન ?"

"હવે આણી ગમ જોન મીલરને તેની માતા એ હેવલના ઓલ્ટર આગળ લઇ જઇ સોગંદ આપ્યા હતા કે તેના મરનાર બાપનું સત્યાનાશ વાળનાર અને દગો કરી તેના કુટુંબનો અને જોનનો કચ્ચરઘાણ કહાડનારના કારેસ્તાનને ઉઘાડા પાડી દુન્યા સામે પોતાનો કલંક ધોઇ નાખવો. અલબત જોન મીલરે એ સોગંદ લીધા તે વખત તેને બીલકુલ ખબર નહીં ઉતી—ઝાંખામાં ઝાંખો ખ્યાલબી નહીં ઉતો—કે જેની ઉપર તે ભયંકર વેર લેવા માગતો હતો તે

લાગણીને ખાતર પોતાના લોહીનેબી જુડો નીકળી—પોતાની ફરજ બજાવતાં ચુકે તો હું તેને એક બેમરવત બેગુન્યાદ કંગાલ માણસ કેહુ! 'ઉપકાર' 'ઉપકાર' શું કરોછ?—પેલી બાઇનો પોતીકો ભઇતો બાજુએ રહયો-ખુદ તે બાઇની પોતાની ઉપર આફત લાવવાની જરૂર હોય તો તે પણ કરવાને-જામી-એક સાચ્ચા દીકરાએ અચકવું નહીં જોઇયે."

સુલતાન ફરીથી ઝબકી ઉભો થયો. તેની છાતી હમણા ઉંઢલાઇ જતી હતી.

"આફ્રીન—ફુમી—આફ્રીન!"

"હું કોનસ્ટન્સની જગાએ હોઉં ને જો જોન મીલરની જગાએ તમે હોવ-ને જો મારે ખાતર યા મારી ફુઇને ખાતર મારા કાકાની દગલબાજી પર તમે ઢાંક પીછોડો કરવા માંગો—પોતાના કુટુંબ પર ચીટકેલો નામોશીનો ખોટો ડાઘ ધોઇ નાખવાની શરમભરી બેદરકારી બતાવો—તો તમુને એક એકલપેટા વગર લાગણીના ઢોર તરીકે મારાં ખરા દીલથી ધીકકારૂં—તમારે સારૂં ઘણોજ ઘણોજ હલકો વીચાર બાંધું—તમુને મારો પ્યાર તો કદીબી કદીબી આપુ નહીં."

"જીવતી રહેજે—ઓ ભલી છોકરી—જીવતી રહેજે!"

"ચાલો—હવે પાછા હું તમુને તમારાં મીઠાં બદલાયલાં નામેજ બોલાઉ!—સુલતાન!—"

"જી?"

"સુલતાન—મેહરાં ફુઇ મારી વાટ જોતાં હોશે. નાસ્તા પર જરૂર આવજો-અંકે. ને પેલા દાદીની કંઇ ખબર લેતા આવજો. સાહેબજી."

એક શબ્દબી વધુ સુલતાન મ્હોમાંથી ઓચરી શકે તે અગાઉ કુમી સપાટામાં ત્યાંથી નીકળી ચાલી હતી. આંખ્યો ફાડીને અડધાં ઉઘાડેલાં મ્હોડાં સાથ આ ફરેસ્તા સમાન રૂડી છોકરીને ચાલી જતી જોયા કરતો મેહરબાઇ જસાવાલાનો સેક્રેટરી પોતાની જગ્યાએ થાંભલા મીસાલ જડ બની ઉભોજ હતો.

પાંચ છ મીનીટ તે આમ ડઘાઇને હીલવા ચાલવા વગર ઉભો હશે. અંતે તેના સુકાઇ જતાં ગળામાંથી એક ધીમો ખોખરો પોકાર નીકળી પડયો.

"યા મારા ખુદા! આય દસ્તુરની દીકરી એક સાધારણ ઓરત નથી. એ એક મહાતમાનુ બચ્ચું છે—ખરેજ ઉંચે તબકકે જઇ પોંહચેલો એ એક મહાન આત્મા છે!"



## પ્રકરણ ૩૪ સું.

——:o:——

### તડ ને ફડ—અને તરછોડ.

મોટા "ટ્રેવલીંગ પોર્ટમેંટો"ની અંદર સર્વે પોતીકાં કપડાં સીંચી દાદીએ કળ મારી અને પછી તેને જોરમાં એક લાત લગાવી એક બાજુ ઓરડામાં ખસાડી મુકયો. શેઠજીનો મીઝાઝ ગઇ કાલ સાંજથીજ ચસ્કી ગયલો હતો. 'ફરનરી'માં જાલુ અને માનેક સાથ તેણે આગળી સાંજે ત્રણ પાંચ કરી નાખી—નદી કીનારે કાલીયાએ મોહકાણના સમાચાર આપી તેને ખરો અગર નનાવી મુકયો—અને રહયા સહયા પેલા નીચ

બે અદબ બ્રટ, પેલા ટુકડાચાટુ ચંડાલ મુસલમાન સેક્રેટરીએ તેની પછવાડે જાસુસી કરવાની બદમાશી ચલાવી તેની પર હાથ વટીક ઉચકયો!

દાદીનું લોહી હમણા કીના અને ક્રોધથી ઉકળતું હતું! તેને લાગ્યું કે તેની પોતાની બેન, અમસી પોતીકી મમાઇ, તેનાં પીત્રાઇઓ બધાંજ તેની તરફ એક શરમભરી બેદરકારી દેખાડતાં હતાં. કુમી તો તેને જોતાંજ મોહડું ફેરવી નાખતી—માનેક તેને વતારતો નહીં—જાલુ તેની સાથ ઉંચે મ્હોંડે રહેતી—અને ખુદ પેલી કાતરયાંની ઘસેલી ડોકરી ખાઇ પીને પોતાની દીકરીના એકપુરા દીકરાનો જાણે ખીલો ઉપાડજ કરવા મથેલી હતી! મમઇ આટલાં બધાં તેની સાથ સખત અને કરડાં થતાં હતાં તેગી ચોકકસ પેલા મુજી સુલ- તાનનીજ છુપી ઉસ્કેરણીનું પરીણામ હતું—એમાં હવે શું શક હતો? પોતાના હઝારો રૂપીયાના કોઇ એસ્ટેટનાં વેચાણ સટાણુનો સવાલ નકકી કરવાનો હોય, કે પછી કઇ જાતની તપકીર ખરીદવી તે બાએ સલાહ પુછવી હોય, તો બસ મેહરબાઇ પોતાના આ માહભારત સેક્રેટરીનું મત લેતાં હતાં!! મુવાં મરે એમનાં એમ પાછલી રાતનાં!!

દાદીના દીલમાં આ કસરવેજી પરજાત કુતરા સુલતાન માટે અનંત તીરસ્કાર—જબુન જબુન ધીકકાર—વરસી રહયો હતો. જો એ બ્લેગાર્ડ મુસલ્લાની ગલચી હાથમાં આવે તો તેનું ખુન કરવા માટે દાદી તલપી રહેલો હતો. પણ ઇગ્રેજીમાં કહેતી છે કે—

> "જો મનની ઇચ્છાઓ ઘોડાઓ હતે તો ભીખા- રડાંઓ તે ઉપર સ્વારી કરતે!"

દાદી પોતાની ઇચ્છાના ઘોડા ઉપર સ્વારી કરવાને અશકત હતો!—એજ તેની મોટામાં મોટી ખેજાલત હતી. નાપેકાર સુલતાનને પોતાનોબી કાંઇક રંગ દેખાડવા તે કમજોર થઇ પડેલો હતો એ વીચારથી દાદીનું મગજ ગુસ્સા અને ગુંગલાટને મારે ધગધગી આવતું હતું. એક બેવકુફ બુઠી ડોકરીને પોતાની લતરાઝથી આંજી નાંખી આ ઓશીયાળો ભીખારડો—આ ભાભડભુંજો મુસલમાન—કેટલી હદ સુધી બાજી રચવામાં ફાવ્યો હતો તે દાદી ખુલ્લું જોઇ શકતો હતો. અકકલ વગરનાં આંધળાં મેહરબાઇ અને પેલું નાદાન બેઅકલી 'ઘેલું–ગઘેડુ" જાલુ તે જોઇ શકતાં નહીં હતાં. આસ્તે આસ્તે પોતાની જાલ પાંઠરી એ બદમાશ સુલતાન એટલી હદ સુધી ધરડી ઉપર પોતાનો લાગવગ વધારયો જતો હતો કે એક દહાડો જરૂર જાલુ જેવાં હુલક પક્ષી ને પેતાના ફાંદામાં તે લઇ લેયા વગર રહેશેજ નહીં—એવું દાદીનું ચોકકસ અનુમાન હતું. હા એજ સુલતાનની દેખઇતી બાજી હતી. તે કમસમજ બચ્ચું તો અત્યાર અગાઉનું એ મીઠા મુજીના સપાટામાં આવી ચુકેલુંજ હતું. યાહ, એક પરહોમનો ભટકતો ભામટો. આમ કરારને છૂટે પોતાની બેહનની દોલત ઉપર પોતાનો દાવ માંડયો જાય–કુમી જેવી છોકરીનું ગી માથું ફેરવી નાખે–દાદીની પુઠે લાગી ને વળી ચોરીપર સરજોરી કરે–એક પોશાગીરની પેઠે બોંહે ચઢાવીને મુકકોણી લગાવી કહાડે—દાદી તેને કંઇ કરી શકે નહીં—એ કેટલી નામોશીની વાત હતી !

દાદીનાં ભવીષ્યની બેહતરીની વચ્ચે આ અણજાણ્યો મહામેદન એક ડરામણા પહાડ મીસાલ નહી હોય તો કુમી છેક આટલી બધી હદ સુધી તેને હડધુત કરે નહીં એ

સુલતાન પેલી ડોહીના કાન ભંભેરવા હાજર નહીં હોય તો મમઇને દાદી કંઇબી અસ્ટમ પસ્ટમ સમજાવી ફુસલાવી પોતાને મોમબાસા ધકેલી મેલવાનો તેવણુનો ધખારો કદાચ સુકાવી દઇ શકે.

પણ કરવું તોબી શું ? એકદમ ફટાંઉ બની જઇ સુલતાનની ઉપર હાથ ચાલાકી કરવા જેટલું દાદીમાં કઉવત નહી હતું. તે બ્લેગાર્ડને હાથનો ગઇ રાતનો કાનપર પડેલો 'બબરચો' હજી દાદી વીસરી જઇ શકતો હતો નહીં. સુલતાનનો બાંધો અને કસાયલું અંગ એવી કંઇ આસનાઇ કરતાં દાદીને પળેપળ અટકાવતાં હતાં. વળી એમ એકદમજ તરછોડ કરી દીધાથી મમઇ છેલ્લે પાટલે બેસી જવા વગર રહેજ નહીં-એટલે તે વીચાર તો દાદીએ પડતોજ મેલ્યો હતો.

કેટલો ગણત્રી બાજ, ઠાવકો, સફેદ ઠગ એ સુલતાન હોવો જોઇયે તેનો દરીયાફ્ત કરતાં દાદીએ દાંતેદાંત પીસ્યા ! સાધુનો સાહયો ઓઢી એ ફાંકડો ફીતુરી પોતાનો તાગડો કેવો સફાઇથી—કેવી કુનેહથી—રચ્યો જતો હતો ! તે ખામખા જાલુથી જાણે અલ્લગ રહેવાનું ડોળ ઘાલતો હતો-કે જેથી તે વગર સમજતું બચ્ચું ઓરબી તેની તરફ વધારે અને વધારે ખેંચાય, અને એની મેર પેલી ચકલેટ ધરડીને તેની ઉપર વધારે અને વધારે વીશ્વાસ બેશે ! કેટલી દુન્યાદારીની સીફતથી એ 'સ્કાઉનડ્રલ' કુમી તરફ વધારે ધ્યાન આપવાનો દેખાવ કરતો હતો તે શું દાદી સમજતો નહી હતો ? ચંડાલ સુલતાનનો બધો ફાંદો જાલુપર હતો-પણ જયાં સુધી આબાદ તાલ નહી બેસે ત્યાં સુધી કુમી તરફ ખેંચાવાના ઢોંગ કરી, ભોલી જાલુને તેથી વધારે પોતાને માટે અદેખી બનાવી, એ

બદ દયાનતી જુદદીન ધુતારો પોતાના સદ્ધર બીલ્લુ માટેજ પોતાનો ધીરજવંત દાવ ખેલ્યો જતો હતો !

તોબાહ ! જો એકવાર આ સુલતાન પોતાની પાપી નેમમાં ફાવ્યો તો દાદી માટે નખોદ સીવાય બીજું કાંઇજ બાકી રહે એમ નહી હતું ! હમણા—આ ઘડીએબી—તે મુસલમાન સેક્રેટરીના પંજામા પોતે શીકડાયલો હતો. દાદીના કાળાં ધોળાંથી એ હરામખોર ઓસીયાલો સેક્રેટરી વાકેફ તો થઇ ચુકેલોજ હતો. એનો બાપ મરે એ સુલતાનનો !

બેહદ ખીજવાટ અને ખળભળાટથી દાદીએ ધડાક દેતું કે ઓરડાનું બારણું અફાળી નાંખી ઉઘાડયું અને ધસારાબંધ બહાર પડયો. બાહેરથી કાંઇબી પુછવા વગર તે એમજ જોશમાં ચાલી તે પાસેના મમઇના ઓરડામાં આવી પેઠો.

મેહરબાઇ જસાવાળા ત્યાં ચશ્મો ચઢાવી 'જામે' વાંચતાં હતાં. જાલુ એક બાજુ ધોલ્યા ઉપર અઢેલી પડી કાંઇ પીકચર પોસ્ટ કાર્ડ આલબમના પાના ફેરવતી હતી.

ઓરડામાં પેસતાંને વાર દાદી ધબ કરતો કે ત્યાં વચમાં મેલેલી એક ખુરસીપર બેસી ગયો. મેહરબાઇએ પોતાનાં ચસ્માની ધાર ઉપરથી સેહજ તેની તરફ એક નજર ફેંકી. દાદીનો ખાઉં કરડું ચેહરો જોતાંજ તેવણ પામી ગયાં કે વળી એ કાંઇ ત્રણ પાંચ કરવાજ આવેલો હોવો જોઇયે. પણ તેને વધારે કાંઇબી કોહું આપવા વગર તેવણે પાછું ન્યુસપેપરમાં મુડું ખોસી જાણે કાંઇ જાણતાંજ નહી હોય તેમ વાંચ્યા કર્યું. જાલુએ તો પોતાના ભાઇ ગમ જરા જોયુંબી નહીં— ગઇ રાતની એ ભુંડાની નાલાયક વર્તણુંકથી કચવાઇને તે

છોકરી બસ તેની સાથ જરાબી હવે વાત કરવા માંગતી નહી હતી.

બે ત્રણ મીનીટ સુધી જયારે મમઇ કે જાહુ તરફથી કાંઇબી શરૂઆત થવાની નીશાની મળી નહીં ત્યારે આખર દાદાભાઇ શેઠનેજ ચુપકીદી ભાંજવી પડી.

"હું આજે બપોરની ટ્રેનમાં મુંબઇ જાઉંછ."

દાદીના મનમાં તો એમ કે આ બોલો સાંભળતાંને વાર મમઇજી તેની સાથ છેડાઇ ઉઠશે, અને તરેહવાર સવાલો પુછી બધાંની સાથેજ મુંબાઇ જવાની તેને બોહસ કરશે. પણ તેને બદલે તો ડોસાંજીએ મુગાં મંતર 'જામે' વાંચ્યા કરવાનુ ચાલુજ રાખ્યું.

"સમજોછ કે, મમઇ—હું આજે બપોરના મુબઇ જાઉંછ."

"તે જાઓછ તો જાઓ—તેમાં મને શું કહોછ ?" ગુઝોરગ મેહરબઇનોબી હવે 'સ્ટીમ' ચઢવા માંડયો હતો; કાંઇ પણ સકાર વગરની ધબે દાદી ઓરડામાં ધસી આવ્યો તેથી એક તો તેવણનું પાકી ગયલુંજ હતું.

"હું ત્રણ ચાર દાહરામાં પાછો આવશ."

"સારૂં—મેહરબાની થઇ !"

"મુંબઇ કંઇ કામકાજ છે-કંઇ લાવવા મુકવાનુ હોય તો કેહો."

"નહીં. કંઇ કામ નથી."

થુંક ગળીને દાદી અડધી મીનીટ ચુપ બેઠો.

"મારી બે ત્રંકને એક ચામડાનો કોડસો અહીં તમારા ઓરડામાં મુકી જાઉંછ—જરા તપાસજો."

મેહરબાઇએ હવે ન્યુસમાંથી ડોકયું કાહડી પોતાના દોત્રા ગમ જોયું.

"નહીં—મારા ઓરડામાં કંઇ મુકવા બુકવા દેવાની નથી," તેવણ જરા રોંહસાથી બોલ્યાં. "એવું ધમસાણ મને નહીં જોઇયે. અહીં એક તો ફરી વળવાની જગા નથી. ને વરી કંઇ આયું ગીયું તો તારા જેવા મેટ સાથે કાંહ ભેજું લાઉં?"

હવે તો હદ થઇ હતી. દાદીએ બીજાઇને એક પગ જમીન સાથ અફાળયો અને દડાક દેતો કે ઉઠી ઉભો થયો. તેનો ચેહરો ગુસ્સાથી રાતો થઇ આવ્યો હતો અને ડોળા ચકચક થતા હતા.

"એટલે? શું છે શું પણ તે?" તેણે અકળાઇને બુમ પાડી, "શાને વાસ્તે તમે લોક બધાં મારી સાથ એટલી બધી તરછોર કરોછ? મમઇ—તમુને મારી ગંધ ગમતીજ નથી, તો બોલી કાંય નથી દેતાં? એમ મને એક પારીયા કુતરાની કાની 'ત્રીટ' કરવાનાં ઉતાં તો શું કેહું તે કરવા મને કાગલપર કાગલ લખીને અહીં ગુલેબરગા બોલાવ્યો?"

મેહેરબાઇએ હાથમાંનું 'જામે' બાજુએ મેલી દીધું.

"ચુપ—એમ સહવારપરી જીવ્નસાનો, પછારી મરેછ!" તેવણ તરારો કરી પડયાં—"શું છે? છેકજ ઘોરે ચહરીને શાનો મુવો આયોછ? કંઇ તારૂં ડાપુ બાપુ છે કે? મુંબઇ જવાનો છે તેમાં મને કેહીને શું કરેછ? કહરાતો કાંય નહીં? કોણે હાથ આરા કીધા?—જો વરી બોલતી નહીં તાંહ સુધી!– ચાલ નીકલ અત્તરઘડી મારા ઓરડામાંથી બાહેર!"

આમ મોટેથી બુમ પાડીને મેહરબાઇએ બારણાં ગમ આંગળી કીધી. દાદીએ થોડીક પળ તેવણ ગમ ફાટ ફાટ

થતી આંખ્યોએ જોયાજ કર્યું. તેણે દરેક ચીજની વકી રાખી હતી—પણ આમ 'મુવા'ને 'ધુવા' સાથના તરીયાપાવ અને બે રેજાંની ગણત્રી તો કદીજ રાખી નહી હતી.

"તું શું મનમાં એમ સમજેછ કે તું દમસમ કરશે તેથી હું ગભરઇ જવશ કે?" મેહરબાઇનો ગુસ્સા ભર્યો સાદ પાછો ઓરડામાં ધમધમી રહયો—"કાલે જતો હોય તો આજેજ જા! જા—ભસ્તે ગીયા!—કહરા કે જરા અમુનેબી જપ મલે હું તો તાહરેથી કંટાલી ગેઇછ—મુંબઇથી પાછો આવતોજ ના-મને તો હવે તારૂં મોહતુબી જોવા નથી ગમતું—"

જાલુ હવે ઉઠી ઉભી થઇ.

"મમઇ—મમલાંજી—એમ ઉસ્કેરઇ ના જાઓ," તેણી ધીમા પટામણા સાદે બોલી, "દાદી, શું કામ તું એવણને ખાલીપીલી ચીચવાવેછ!"

"તો જોની—જાલુ—એ તે કંઇ રીત છે? બીજાબી છોકરાઓ હોયછ કે નહીં? બસ જાહરે હોય તાહરે એ મરી ગીયો હાઉવાઉ કરીયા કરીને એમ મારો જીવ કુહરાવ્યા કરે તે કેમ પરવરે? હું બસ હવે એનીપર પુરોજ સુઝી બેઠીછ."

સામલો કેવી જોખમ ભરી વળણ લેતો હતો તે બાબે કાંઇક દુર અંદેશ વીચાર કરી લેવાનો દાદીને પુરતો વખત મળી ચુકયો હતો. તેણે મમઇજીના કકડાવેલા ડોળા અને મોહડાંપરના અચુક થોબરા પરથી જોઇ લીધું કે ઘણી લાહેરી-કરવા જતાં ઓરનું દોર થઇ ગયું હતું! હવે વળી એક વાર પાછી વાણયા મુછ નીચી કરી નહીં તો આ મુઇ

ચક્રમ ફાંટાબાજ ડોહીના ચીચોડામાંથી સદાના રખડી જવાનો સોદો હતો.

"અરે પણ—મમઇજી—તમે એટલાં બધાં ચીરડાવોછ શાના ? કંઇ સમજબી પાડશો કે અમથાં અમથાંજ બુમ મારયા કરશો ? મેં શું કીધું કે એમ-એમ ગુસે થઇ ગીયાં ?"

"બસ મને તારી સાથે વધારે તકરાર કરવીજ નથી. તું એટલો બધો છેક ચકાસી ગેયલો છે એમ મને ખબર નહી ઉતી-નહીં તો અહીં હું તુને આવવા કેહતેજ નહીં."

દાદી પોતાની બેહન ગમ ફરયો.

"તેં એવણુને ગેઇ કાલ સાંજની 'ફરનરી'ની વાત કેહી ?——"

"નહીં—મેં કંઇ વાત કીધીજ નથી—"

"પણ તાહરે એવણ એમ અમથાં અમથાં મારીપર ઉખરી શાનાં જાયછ ? મમઇ, તમુને મારી સામબે પેલા બ્લેગાર્ડ મુસલ્લાએ તદન જુઠાં હુલકાવી મારયાંછ !"

મેહરબાઇએ ખુબ મીજાજથી ભવાં ચઢાવ્યાં.

"કોણે ? કોણે હુલકાવી મુકયાંછ ?" તેવણે અત્યંત નારાજીથી પાછો સવાલ કીધો.

"પેલા તમારા સુરીયાના સેક્રેટરીએ. સંભાલો-મમઇ સંભાલો ! તમે શું કરોછ તેનો વીચાર રાખો ! તમે ગમે એટલાં મારીપર ચીરડાઓ-આઇ ડોન્ટ કેર ! પણ હું તો તમુને જે કેહવા માગુંછ તે તો કહેવાનો ને ફર કેહવાનો."

"બસ દાદી-ચુપ-આજે તારૂં ઠેકાણું નથી !" જાલુ ચીચવાઇ વચ્ચે બોલી ઉઠી.

દાદી એક ભડકેલા ભુંડની મીસાલ તેની ગમ ફરયો.

"વચમાં ના બોલી મર!" તેને બરાડ મારી. 'મમઇ–એક રખરતા હરામખોર પીજારડાને તમે ઘેરમાં ઘાલ્યોછ–પણ તમે દેખતી આંખે જોઇ શકતાં નથી કે શું ખરાબી થાયછ. એક બે બદામના મુસલમાનની કાનાસોરીપર તમે મને–મને તમારા દીકરીના દીકરાનેબી–આજે આય એમ હાંકી કાહરવા માંગોછ. ફરીથી કેહુંછ કે છલી આંખે તમે આંધરાં છેઓ!"

લાઇલાજ જેવે ગુંચવાયલે ચેહરે મેહરબાઇએ હવે જાલુ ગમ જોયું.

"એ શું બકેછ શું?–જાલુ, આજે આય દુકતાનું માથું ગીયુંછ કે શું?

"હા–મમઇ–મારૂં માથુંજ ગીયુંછ. તમે હમણા બોલ્યાં કે મારૂં મોહતુંબી તમે હવે જોવા માંગતાં નથી તે સાંભળીને ખરેખરજ મારૂં માથું ફરી ગયુંછ. જોઇયે તે કરજો—પણ સાંભળી લેઓ. આય તમારા સુલતાન ફુલતાનથી ચેતજો. એ બદમાશ મુજી એક ઉંડો ભયંકર દાવ રમેછ. એણે આય હુલ્લડ નાદાન જનાવર જાલુપર પોતાનું છટકું માડયુંછ–જો કોઇ દહારે એ ચંડાળ આપરા ઘેરપર આફત નહીં લાવે તો મને કેહજો!"

"ચુપ ચુપ, દાદી! તુને આજે થયુંછ શું?" જાલુ ખરેખર કળવાઇ પડી.

"એ હ્યાનતી નજીસ કુતરાની પછવારે તમે મમઇ, અને આય બે છોકરીઓ તમારી અકકલ ગુમાવી બેઠાંછ—પણ મારો બોલ યાદ રાખજો, એનુ પરીણામ આજે નહીં તો થોરા વખતમાં ઘણુંજ ઘણુંજ

બુરું આવશે. એ ઝેરી સાંપથી હજુબી ચેતજો-મમઇ. ગેઇ કાલે રાતે કે આજે સહવારે એ સાલાએ વરી પાછા તમારા કાન મારી સામખે ભરયાછ ! દેખઇતુંજ છે-તેની અસર હમણા હું જોઉંછે; પણ મમઇ-એણે જેબી તમુને કેહયું હોય તે બોલેબોલ જુઠું-હરફતું જુઠું છે. એ બસ ખાઇ પીને મારી સામખે ખીટેલો છે-કારણ કે એના કસરવેજી કારસ્તાનો હું બરાબર પામી જઇ શકયોછ. એ મારૂં કાટલુંજ કાહરવા માંગેછ. હું આજે તો જાઉંછ-પણ જરૂર બે ચાર દાહરામાં પાછો આવશ. તેટલાં તમારો ગુસ્સોબી કદાચ ઉતરશે-તે મેં આય સુલતાન વાસ્તે જે કંઇ હમણા કેહયુંછ તે ઉપર તમે ગંભીર વીચાર કરી રાખશો."

આટલું જુસ્સાદાર લંબાણ ભાષણ અતીષ્ય દમામ અને રોંહસાથી કરી દાદી જે ધડાકાબંધ ધબે ઓરડામાં આવ્યો હતો તેવીજ ધબે તે ત્યાંથી નીકળી ગયો.

મેહરબાઇએ ફગળાઇને અડધી મીનીટ બારણાં ગમ જોયાજ કીધું. પછી એક નાનો નીસાસો નાખી સહેજ એક હાથ પોતાના કપાલપર કુટયો.

* * *

લાલ ટસ ડોળે ફુંકારા મારતો દાદી ધરધર દાદર ઉતરી નીચે ભોંયતળીયે આવ્યો. ખચીત આ તાંમસી જવાન શખ્સનું માથું હમણાં ફરતુંજ હતું. મમઇ સાથ તે પોતીકી રીત પ્રમાણે તડ ને ફડ કરી આવ્યો ખરો—પણ તેનું પરીણામ શું હવે આવશે તેનો તેને પેટમાં ધસ્કો બેઠો હતો. એક ગમથી મુંબાઇમાં તે પૈસા પૈસાને માટે હાય સોસારા કરે— પોતાની 'ટોળી'પર આવેલી આફત વખતે દોઢીયાં દોઢીયાંને

માટે અછાડ પછાડે કરે—તેનીજ વખતે આ ધણુચકકર ખુઢી છેડાઇને દર મહીને તેને મળના પંચોતેર રૂપીયા પરખી ગીકું મુકી ભુકી દે તો—ઓજ્જા!

ગુંચવણુ, ગુસ્સા અને ગભરાટથી ગુંગળાતો તે એકદમ બગીચામાં ઉતર્યો. દાદીને તાજી ઠંડી હવા જોઇતી હતી. તે નીચી મુડીએ કમપાઉંડમાં આગળ વધ્યો. તે કયાં જતો હતો? કેઠેગી નહીં—માત્ર તે પાંચેક મીનીટ એખલો અહીં તહીં ડમકવા માંગતો હતો. વીચારમાં વીટળાઇને તે બગીચાના પાછળા ભાગપર વધ્યો.

"સલામ શેઠ!"

દાદીએ ચમકીને આ બોલનાર ગમ જોયું. તે શેહરી-યાર જંગનો વીસવાસુ કારભારી કમાલખાન હતો.

"સલામ, કમાલમીયાં! અહીં શું ફાંફાં મારેછ?"

"વળી નવાબ સાહેબની આય એસટેટનો ડુંગરો આજે પાછલી રાતે પેલી નદીની બાજુએથી થોડો ધસી પડયો—સાહેબ, શું કયેં? બધા સાથ ટકકર જીલાય—કુદરતના કોપ સામે આપણાથી કાંઇ બની શકેછ? નવાબ સાહેબ કાલે પાછા વીકારાબાદથી આવશે ત્યારે વળી આ નવી મોહકાણુ સાંભળી ને કેટલા રંજીદા થશે."

"વારૂં કમાલખાન—હું આજે બપોરના સુંબઇ જાઊંછ. ચારેક દાહરામાં પાછો આવવાનો છેઊં—મારૂં એક કામ છે—કરશે?"

"ફરમાવો શેઠ."

"મારી બે પેટીઓ અને એક ચામડાંનો કોઠલો છે—તે જરા સંભાળીને તારી પાસ એટલા દાહરા રાખશે?"

કમાલખાને લગાર અચરતીથી દાદીનું કોહું ટીકયું.

"કેમ—શેઠ? આપના મમાઇજી અહીં છે કેની?"

"હા—પણ ઘણા ચોકકસ કારણસર તે મારો સામાન હું એવણુના કબજામાં રાખવા માંગતો નથી. તારી પાસ એકુ કંઇ ગોડાઉન જેવું નથી?"

કમાલખાન હસી પડયો.

"રોશન મહાલમાં ગોડાઉનોના શું તોટા છે, શેઠ? હું તો મોટી ખુશીથી તે મારી પોતાની ખોલીમાં રાખતે—પણ કાલે હું તો ત્રણ મહીનાની રજા ઉપર મારે દેશ જાઉછું."

"તું જાયછ? કાલે?"

"જી હા. નવાબ સાહેબે મને શાદીની ખુશાલીમાં ત્રણસે રૂપીયા આપ્યા, અને ત્રણ મહીના આખા પગારે રજા આપી છે. આજે મને અઢાર વર્ષ નવાબ સાહેબની ચાકરીમાં થયાં, શેઠ."

"ઓત્તારી! તાહરે હવે મારો લગેજ કોણના ચાર્જમાં આપું?"

"શું અંદર કાંઇ ઘણી જોખમની મતા છે? કોઇના હવાલામાં સોંપી નહી જવાય એવું છે?"

"ઉં—હા—એ પેટીઓ જરા સલામત ઠેકાણે રેહ તો બેહતર."

"તાહરે એક કામ કરો. જુવો—આ કોઠડું જોયું? એ બીલકુલ આખો વખત બંધ પડી રેહ છે. એમાં તમારો સામાન મુકો—ને સુખ્ખે મુંબાઇ જઇ આવો."

કમાલખાને આટલું બોલતાં પેલી છુપાં ભોયરાંવાળી પડત કોઠરી ગમ આંગળી બતાવી.

દાદીએ ચુંચી આંખ્યો કરી તે બંધ કોટડીના લોખંડી દરવાજા ગમ ધારી ધારીને જોયું.

"એ બંધ પડી રહેછ? એમાં શું છે?"

"તદન ખાલી છે, સાહેબ."

"એની કુચી કાંહછે?"

"એની બે કુંચીઓ છે. એક નવાબ સાહેબની પોતાની પાસે છે—ને એક ફાલતું કુંચી મારી પાસ છે."

"પણ કાંય એ કોઠરી તદન ખાલી છે તાહરે એમ બબે ચાવી રાખીને બંધ કાંય રાખીછ?"

"ખુદા માલુમ—નવાબ સાહેબનો બસ મને હુકમજ છે કે એ તદન બંધ પડી રહેવા દેવી ને એની ફાલતું કુંચી મારી પાસ ઠાવી રેહવા દેવી."

"જોઉં, લાવની એની કુંચી—કાંહ છે?"

કમાલખાન ઝટ પોતાની ખોલીમાં દોડયો અને એક કીટાયલી મોટી કુંચી લઇ આવ્યો.

"આ રહી એની કુંચી. આવો તમને કોઠરૂં ઉઘાડી દેખાડું."

દાદી કમાલખાનની પુઠે ચાલ્યો. કોઠરી તેઓથી ભાગ્યે વીસેક કદમ દુર હતી. કાટ ચઢેલી કુંચીથી તેનું તાળું ખોલતાં કમાલખાનને જરા મુસીબત નડી—પણ અંતે જરા જોર કરતાં તે કળમાં ફરી. બારણું ઉંઘાડી તેઓ બંને અંદર દાખલ થયા. લગભગ બપોર પડવા આવવા છતાં અંદર અંધારૂં હતું.

"હા—કોઠડી તો ખાલી ખપ્પા છે." દાદી બોલ્યો, "કમાલમીયાં, શેહરીયારજંગ એ કોઇ વખત ઉઘાડેછ કે?"

"મેં તો એવણુને કોઇ દીવસ ઉંઘાડતાં જોયા નથી. શું કામ ઉંઘાડે? અંદર બળ્યું છ શું કે ઉંઘાડે?"

"તાજુબ! પણ હું સમજી નથી શકતો કે એ બંધ શું કામ રાખી મુકીછ?"

"નવાબ સાહેબની ખુશી! માલેકના કાંઇ આપણાથી માલેક થવાય છે?"

"કદાચ શેહરીયારજંગને આય કોઠડી સારૂં ભુત પલીદનો વેહમ ભરાયો હોશે!"

"હોયબી—મુમકીન છે!"

"તો ઠીક છે, કમાલખાન—આય બંધ કોઠડીમાં મારો સામાન જરા મુકવા દે. લાવ, કુંચી મને આપ–હું બપોરે જતી વખત મારા દાગીના અહીં મુકી જવશ ને તાળું મારી કુંચી મારી સાથ લેતો જવશ."

"અચ્છુ શેઠ—પણુ પાછા જરૂર અહીં પધારશો કે ની?"

"જરૂર—ચોકકસ!"

"બ્હોત ખુબ–ત્યારે આ કુંચી નવાબ સાહેબને જરા જરૂર પાછી સપુરદ કરશો, શેઠજી. કદાચ આવતી કાલે નવાબ અને બેગમ આવી પોંહચે તે અગાઉ તો હું જતો રેહલો હોવશ—તો પછી એવણુને એ કુચી બાબે કેહવાને મને ફાવશે નહી."

"ચીંતા નહીં. હું જરૂર યાદ રાખી પાછો ફરતાં એ કુંચી નવાબને હાથો હાથ આપશ. લે મીયાં–આય મારી તરફની નાહની જેવી બખશીશ."

આમ કહી દાદીએ બે રૂપ્યા કમાલખાનનાં હાથમાં હેસવ્યા.

કમાલખાને વાંકો વળી બે હાથે સલામ કરી અને તાળુ પાછું કોઠરીને મારી તે ફાલતુ કુંચી દાદીના સ્વાધીનમાં આપી.

દાદી તે ચાવી ખીસાંમાં મારીને ગુપચુપ ત્યાંથી ચાલી ગયો.



## પ્રકરણ ૩૫ મું.

—:૦:—

## સંભાળ, નવાબ શેહેરીયાર જંગ! દીવાલનેબી કાનો હોય છે!

'રોશન મહાલ'ની જીંદગી હમણાં લગાર 'ડલ' બની ગયલી હતી. પરોણાંઓ મોટે ભાગે પાછાં પોતાને ઘરેબારે વીદાય થયાં હતાં—અને નવાબ શેહરીયાર જંગના ખાસ અતલગનાં થોડાંક સગાંઓ સીવાય 'મહાલ' એક વાર પાછો પોતાનાં રાબેતાનાં સુમસામ એકાંતવાસમાં વીટ- લાઇ ચુકયો હતો. નવાબ સાહેબ તથા બેગમ સાહેબાબી વીકારાબાદ હનીમુન ગુજારવા ગયલાં હતાં—તેમજ શાદીની ધમચકરી માટે ખાસ મુંબઇથી અને હેદરાબાદ વગેરેથી આવેલાં વધારાનાં ચાકર નફરો, કંત્રાકટરો, બાવરચીઓ સરવે કયા- રનાં ખંખેરાઇ જઇ વગેસગે થઇ ગયલાં હતાં.

છેલ્લા ચારેક દીવસની ઉપરાસાપરી ધડાધડીથી ચળી ગયલું પોતાનું મગજ જરા સમાધાન કરવાને માટે સુલતાનને હવે અવકાશ મળ્યો હતો. નવાબની બોહસહોંસને આધીન થઇ—તથા સુલતાનની મજબુત સલાહને માન આપી—

મેહરબાઇજી બાઇએ બીજા આઠેક દાહડા ગુલબગેંજ પોતીકા ભાઇના પરોણાં તરીકે ધામો નાખવાને હા પાડી હતી. કુમી તથા માનેકનેબી થોડા દાહડા વધુ રહી પડીને મેહરબાઇની સાથેજ વીદાય થવાની શેહરીયારજગે ફરજ પાડી હતી. નવાબ પોતીકી નુરીબેગમ સાથ વીકારાબાદથી આજે બપોરેજ પાછા ફરયા હતા—પણ તેટલાં વચમાં ગબડી ગયલો એક દાહડો અતીશ્ય શાંત ચુપચાપ વચ્ચે પસાર થયો હતો પેલો દાદીબી ગઇ કાલ બપોરનો મુંબઇ કહડાયલો હતો— એટલે જરા જરામાં બધાઓની સાથ વીજેકું લેયા કરી તેઓની સુસ્તીમાથી ચમકાવનાર હવે કોઇ 'મહાલ'માં હતુંબી નહી.

આસાએશ અને શાંતીનો આ આવકારદાયક અંતર સુલતાન માટે તે કીરતારની એક કરમ બક્ષેશ સમાન હતો. મેહેરબાઇના થોડાંક અગત્યનાં કામકાજના કાગળો લખવામાં, તથા મુંબઇ અને જંગબારથી ટપાલમાં આવેલો તેવણની મીલકતોને લગતો પત્રવ્યવહાર આટોપી નાખવામાં સુલતાને આજે સહવારે બે ત્રણ કલાક ગુજારયા—બાકી તે ઉપરાંત બીજું કામ કે રોકાણ ગુલબગેં હોયજ શું? વરંડાપર ઇઝીચેરમાં અરડાઇને એકાદ ન્યુસપેપર કે ચોપડી વાંચ્યા કરવાની—ત્યાં સુધી આંખ્યો સાથ સ્થીર પડી રહીને પોતાના તરેહવાર તુરંગોમાં લીન બની જવાની—અથવા જાલુ, માનેક, કુમી સાથ એકાદ બીલીયરડનો દાવ કે 'બ્રીજ'નું 'રબર' માંડવાની-યા કલાક અડધો કલાક એલારપેલાર ટાહેલાં કરી કુમીની સંગતમાં બે ઘડી નચીંતાઇથી વખત ગુજારવાની આ તક છેલ્લા બે દહાડા થયા સુલતાનને માટે ઘણીજ મનગમતી થઇ પડી હતી.

* * *

"રોશન મહાલ"ની લોહરીએ સાંજના સાત વાગતાના હથોડા ઠોકયા ત્યારે સુલતાન કમ્મર પાછળ બે હાથો મેલીને નીચી ડોકે બગીચાના છેક નાકેના છેડા ગમ ઝાડીઓ વચ્ચે લેહરે લેહરે લટાર મારતો હતો. તે સાંજે બાંઇજી મેહેરબાઇ, જલુ અને કુમી સાથે માણેક મોટરમાં ફરવા ગયો હતો—તેથી સુલતાનને પોતીકો આ માનીતો એકાંત ચકરાવો સમીસાંજની ઠંડકમાં લેવાનો 'ચાન્સ' પાછો મળ્યો હતો. કોઇબી સોબતી વગર ગીચ ઝાડોની ઘટામાં આમ તેમ ભમીયા કરવાનો આ જવાન પુરૂષને બસ એક જાતનો જાણે અભખરોજ હતો. હમણા તેનું મગજ જરા શાંત હતું, એટલે કુદરતી રીતે તેના અણદીઠ સોબતીઓ—તેના માથામાંથી પસાર થઇ જતા વીચારો—ખુશીભરયાજ હતા.

હજી તો ઝઝકળું મોજુદ હતું. ચાલતાં ચાલતાં સુલતાન 'રોશન મહાલ'ના વીશાળ કમપાઉંડને એકદમ છેડે આવી પુગ્યો હતો. ત્યાં નવાબ શેહરીયાર જંગની સાત એકર જમીનની હદ આવી લાગવાથી પઠરની એક ઉચી પાળ બાંધી લીધેલી હતી. આ પાળની બીજી બાજુની સપાટી ટેકાવદાર ઢળાણવાળી હતી. છેક સાઠેક ફીટ નીચે ત્યાં એક નદી વર્ષના ૩૬૫ દાહડા જોરમાં વેહતી રહેતી હતી. આપણે જાણ્યે છીયે કે 'રોશન મહાલ' એસટેટનો વીસ્તાર ચોમેર એક નદીથી ઘેરાઇને એક ઉંચી ટેકડીપર આવેલો હતો. નવાબના કમપાઉંડનો આ છેડે ખુણેનો ભાગબી અલબત ઉચાં ભરાવદાર ઝાડોથી ઢંકાયલો હતો—એ સબબે સાંજના સાત વાગતાને અમલે કુદરતી રીતે તે મેર અંધારૂં ઝાઝું થઇ ગયલું હતું.

લાંનો ખડખડાત સાંભળતાંજ પેલી વૃધ્ધ જેવી સ્ત્રી ઝટ કરતી ઉઠી ઉભી થઇ. તેણીની સાથ જુવાન બાઇબી ઉઠી—અને બેઉએ લગાર ચોંકેલે મોંહડે સુલતાનની દીશાએ જોયું.

"એ ?"

સુલતાનના મુખમાંથી વળી પાછો ગુંગલાયલો આશ્ચર્ય નીકળી પડયો. પેલી જુવાન બાઇ કોઇજ નહીં પણ નવાબ શેહેરીયાર જંગના નવાં મોહરદાર નુરજેહાંન બેગમ હતાં ! અને પેલી અધોર સ્ત્રી ? તેણી નુરજેહાન બેગમની દાસી અમીના હતી !! અને એજ દાસી બે મહલાજે બેગમના ખોળામાં માથું નાખી કરારને જીવે અરડાઇ પડેલી હતી !

હજી તો સુલતાન પીઠ ફેરવીને ત્યાંથી ચાલતી પકડે તે અગાઉ પેલી બંને સ્ત્રીઓએ સડસડાટ પોતેજ 'મહાલ'ની દીશાએ ચાલુ મુકી દીધું !

અડધી એક મીનીટ ત્યાં ઠરીઠામ ઉભો રહીને અચરતીના ચઢાવેલાં ભવાં સાથ સુલતાને આ ઝડપમાં ચાલી જતી બે જણીઓને પીઠથી જોયા કરી. પોતીકી એક હલકી ચાકરડીનું માથું પોતાના ખોલામાં લઇને બેગમ સાહેબા આમ પયારથી તેણીનું માથુ પસવારે ?—વાહ ! એનો ઠીક ડીંગલી ગુંડીયાનો ફારસ હતો ! સેહજ મુછમાં હસીને સુલતાને પોતાની ભટકણી મંજલ પાછી શરૂ કરી. આ નવાં બેગમ સાહેબનો કાંઇ જબરદસ્ત ધોંટાળો જરૂર કેઠે હોવોજ જોઇએ એમ તો છડેચોક આજે કેટલા દાહડાઓ થયાં આખાં ગુલબર્ગામાં બોલાતું હતું—અને સુલતાન પોતેબી થોડું ઘણું પામી જઇ ચુકયો હતો. પણ છેક આટલી હદ સુધી એક

બેબદામની દાસી સાથે બેગમને આવો ધાડો સંબંધ હશે એવી ગણત્રી તેણે કદી કરી હતી નહીં.

"હોશે! આપુને શું? એ લોકને મોહતે એ લોક મરશે. આય અમીના દાસીનો શું ભેદ છે તે પોતાની મેળે—"

સુલતાન બોલતાં વળી અચકી પડયો. બાંધેલી ફરતી પાળની પેલી મેરથી ઓચીતો કોઇનો વાતચીત કરવાનો બોલ્લો અવાજ તેને કાને અફડયો.

"નહીં—કભ્ભી નહી! અહી તુને મારાં મકાનમાં એક મીનીટ પાણી પીવાબી હું ઉભો રહેવા દેવાનો નથી!"

સુલતાન તે ચણી લીધેલી દીવાલની અડોઅડ જઇ ઉભો. તે જગ્યાએ પાળ તેના પોતાના અંગની ઉચાઇ કરતાં ખાસ્સી અડધોએક ફુટ વધારે ઉંચી હશે. બીજી મેર કોણ હતું તે તો સુલતાન અલબત કયાંથીજ જોઇ શકે?—પણ તેણી મેર ઢળાવદાર જગ્યા ઉપર કોઇ ઉસ્કેરાયલે ચીરડાયલે અવાજે ઉતાવળથી બોલતું હતું, એટલે બોલ્લી રીતે એકથી વધુ આસામીઓ ત્યાં કાંઇ જબ્બર તકાતડીપર આવી ગયલા હોવા જોઇયે એમ તેણે અનુમાન કર્યું. કદાપી સુલતાન તુરત ત્યાંથી નીકળી ગયો હતે—વગર જરૂરની કાનાસોરી કરતા રહેવાનું તેને મુતલગ પસંદ નહીં હતું. પણ બીજીજ પળે પવનના સુસવાટ સમેત તે બોલનારનો સાદ કાંઇક વધારે પરગરો તેના કાન સાથ અફડયો—અને એક નાની ઓક ખાઇને સુલતાન તે જગ્યાએ અચકીજ ઉભો. તે સાદ તદન સાફ સાફ—જરાબી શક વગર—નવાબ શેહેરીયારજંગનો હતો, તેવણ ખુબ ચીચવાઇને તથા ખીજવાઇને કોઇ ત્રાહેત આદમીને કાંઇ કહેતા હતા.

"તારી આય બેઅદબ બદમાશીનો નતીજો તુને મળવા વગર રહેશે નહીં—સમજ્યો !" નવાબનો ગુસ્સાથી ધ્રુજતો સાદ આવ્યો, "મારી સાથ એપોઇન્ટમેંટ કરવાના તેં ચાર કાગજો લખ્યાં તેનો મેં બીલકુલ જવાબ આપ્યો નહી—તોબી અહીં ધસરઇ આવીને મારા ઉવપર બેસવાની તેં શેખઇ કીધી !"

"અરે પણ—"

"આપરી શરત તેં ભાંજીછ—ને તારા સોગંદ તેં તોડીયાછ ! પણ તું મને ઓરખતો નથી. તું મને દબરાવીને એક દોહરીયુંબી હવે કહરાવવાની વકીમાં અહીં મુંબઇવેરથી આયો હોય તો હું કેહુંછ કે તું જખ મારેછ !"

"પણ શેહેરીયારજંગ, એટલા ઉશ્કેરઇ શું કામ જાઓછ ? જરા મારૂં સાંભળો તો ખરા—"

"હું એક બોલ સાંભળવા માંગતો નથી. લ્યાનતી કુતરા ! તારી મજાલજ શું કે તારી કંગાલ હાજરીથી તું મારા જેવા શખ્સને નારાઝ કરવાની હીંમત બતાવી શકે ?"

"નવાબ સાહેબ—ના એટલા તપી જાઓ. હું ભુખે મરૂંછ—તમારા સમ—હું સાવ ભુખે મરી ચાલ્યો."

"જહાનમમાં કાંય નહી જતો—કુત્રાંતે મોહતે કાંય નહી મરતો ! તેમાં મને શું કેહછ ? ચાલ બસ હવે મને વખત થાયછ—તુંને પાછું આજની રાતનીજ ગાડીમાં મુંબઇ જવુંછ કે નહી ? શું કેહછ—બોલ ?"

પેલાં અણજાણા આદમીનો બહુજ ધીમો કાલાવાલા ભર્યો જવાબ કાંઇ નીકળ્યો પણ સુલતાન તે પકડી શકયો નહી.

નવાબનો અવાજ પાછો આવ્યો. પણ હવે ઉશ્કેરાઇને એકદમજ ચીચવાટથી કલ્લા પાડવાને બદલે સેહજ નરમ પડેલા હોય તેમ સુલતાનને લાગ્યું—છતાં તેવણનું બોલવું બરાબર સાંભળી શકાયું.

"પાછા જવાના તારી પાસ પૈસા નથી. તો ઠીક છે—હું તુંને વીસ રૂપીયા આપુંછ. પેસી, તુંને અહીં હું તો મરી જતાંબી રેહવા દેવાનો નથી. જો સાંભળ—તું ચંડાલ મુછ જો અહીં ગુલબર્ગેથી તારી કાળી સુરત દુર નહીંજ કરશે તો નકકી હું તારૂં કાટલું કહરાવી નાખશ. હા, ડોરા ફેરીને મારી ગમ જોયછ શું? હું તુને ને તારા સગા બાપને કાચ્ચો ને કાચ્ચો ખાઇ જાઉ તેવો છેઉં. હું તારો જીવ લેવરાવશ—પેસી—ખુદાના કસમ—હું તુને અહીં મારી નખાવશ. ગુલબર્ગામાં મારો લાગવગને ચલણ કેટલું છે તે તુંને માલમ નથી."

સામા ધણીનો ખોખરો ધીમો હસવાનો સાદ આવ્યો.

"નવાબ સાહેબ! એવી ઠાલી ધમકીથી મારાં જેવાં એક જુનાં પાપપર શું અસર થવાની ઉતી? મરવા ભાગે હું બીહતો હોતે તો લાગટ મહીનાઓ સુધી રોજની દોઢથી બે બાટલી હલકો બેવડો પીને મારૂં કાળજું બાળી શું કામ નાખતે? તમે બરાબર મનમાં સમજોછ, શેહરીયારજંગ, કે મારી સામે એક આંગળી ઉપાડવાની તમારામાં તાકાત નથી. તમુને હું પચ્ચીસ વખત કહી ચુકોછ. કે પેલા હેંસી હઝારના નેકલેસના તમારા ઘોંટાળાની અને પેલા બાલમુકંદ એન્ડ પીરોશાહવાળી પેહેડીનાં તમારાં કોહતાં કાવત્રાંની તમામ કેફીયત પેહેલ્લેથી છેલ્લે સુધી લખીને એક મોહરબંધ પરબીરાંમાં મેં રાખી

જગ્યાએ રાખેલી છે. એની ગમ તમે મારી જીંદગીપર તરાપ મારો અને બીજી ગમથી બધુ ભોપાળું ફુટી તમુને પોતાને શેશન્સ કમીટ થવું પડે! જીવ લેવાનો સુકકો દમ તમે તમારાં હેદરાબાદી બોચીયાંઓ આગળ ચલાવો—સમજીયા?—પેરી દુબાશ આગળ તે નહી ચાલશે!"

બે સેકંડની ચુપકીદી ફેલાઇ! સુલતાનની છાતીમાં લોખંડનો હથોડો જાણે વાગતો હતો. નવાબ સાથે વાત કરતો આસામી ત્યારે પેલોજ બદકાર નાપેકાર પેસ્તનજી દુબાશ હતો કે જેણે પોતાના મુરબ્બી શેઠ પીરોજશાહ મોદીની પેહડીમાં એક હેડ કલાર્ક તરીકે તેવણનું નીમક ખાઇ તેવણનુંજ કાટલું કાહડવા માટે આ દગાબાજ નવાબની સાથે મળી જઇ એક જબુન તરકટ રચ્યું હતું. એજ ચંડાલ પેસીની મદદ વડે નવાબે સર્વે જોઇતાં ઓચરીયાંઓ તફરગે કરેલાં હોવાં જોઇયે—અને એજ મુજી કલાર્કની દગલબાજીથી પેલો નેકલેસબી ચોરાઇ ગયલો હોવો જોઇયે—એમ મરનાર પીરોશાહ મોદી અવાર નવાર તુરંગમાંગી બોલ્યા કરતા હતા. આહ! સુલતાનના જીગરમાં હમણા શું થતું હતું તે કોણ કલ્પી શકશે? તેના કપાલપર ઝરાં ફુટી નીકળ્યાં અને તેના પગ ઠર ઠર ધ્રુજવા માંડયા. કુદરતની સાહયતાથી તે એકાએક આજે કાંઇક ભયાનક છુપી ગુફતેગો સાંભળવા પાંમ્યો હતો. નવાબની ગુનેહગારી માટે હવે સંદેહજ શો રહયો? દાંતો વચ્ચે પોતાનો નીચલો હોઠ જોરમાં કરડેલો રાખી ઘુંટેલા દમ સાથ સુલતાને કાનો ઉંચા કરી રાખ્યા. તે હવે એક શબ્દબી બરબાદ જવા દેવા ઇચ્છતો નહી હતો.

અત્યંત ઇંતેજારીભરી ખામોશી પછી આખરે નવાબ શેહેરીયારજંગનો સદાનો ધાડો મોટો અવાજ પાછો આવ્યોઃ–

"તારા સરખા એક બદલગામ ભીખારડા સાથ કોઇબી કામ પાડવામાં મેં મારી જીંદગીની મોટામાં મોકી ચુક કીધીછ. મને તારૂં મોહતું જોઇને બસ કંઇ થઇ આવેછ. તું આય ખોટું દાહરૂં ધાલીને તથા આય મુસલમાની જભ્ભો પેહેરીને અહી મારાં મકાંન આગળ ભટકે તે સામે ખચીત મને મોટો વાંધો છે. પેસી—તું મને છેક ખુણે દાગીને શું ફાયદો મેળવવાની આશા રાખેછ? હું તુંને હવે પૈસા આપુ તો હું મારા બાપનો દીકરો નહીં—પણ ધેડને પેટનો! ચાલ બોલ—હવે શું કહેવા માંગેછ?"

"મારા મેહરબાન નવાબ—એમ છેક તંગડી ઉંચી નહી રાખો. મુજ મીસ્કીનનું માનો—આપણ બેઉ જણાને પંચાતી કરવામાં જરાબી લાભ નથી—હું તમુને અરજ કરીને———"

"બસ ચુપ! તારેથી થાય તે કરી લે! તું મને ગામમાં રૂસ્વા કરવા ધણુંબી બોલશે—તારા જેવા ટુકરા-ચાટુ બદમાશ ભામટાને માનશે કોણ? તારો સુખન લોક કબુલ રાખશે કે નવાબ શેહરીયારજંગનો! ચલ—હટ—મને મોડું થાયછ—તારી સાથ વધારે જીકકર મારે કરવી નથી."

અત્રે નવાબના ઝપડમાં ત્યાંથી ચાલવાના પગળાં સભળાયાં. સુલતાન એક ઝાડને ઓઠે વધારે દબાઇ ઉભો. અધારૂં પડી ચુકયું હતું—છતાં તે કોઇબી સુરતે નવાબની નજરે પડવા માંગતો નહી હતો. પોતીકા પ્યારા મરહુમ પેદર સાથે એક જાલમ કાવત્રું હાર પાડનાર આ ચશમચોર

નવાબ અને તેના લંફગા હમશરીકને તે પુરેપુરા મુદ્દા સાથ બરાબરજ સપાટામાં લેવા માંગતો હતો. જીવ પર એક જબરદસ્ત આંકોશ રાખીને બની શકતી દરેક વીગતો જાણી લેવાની પ્રથમ મોટી જરૂર હતી.

અરધી મીનીટમાં કમપાઉન્ડની ઉંચી દીવાલનું નાનું લોખંડનું બારણું ઉંઘડયું—અને પેલી મેરથી નવાબ શેહરીયારજંગનું ડોકું નીકળ્યું. સુલતાન ઉભો હતો ત્યાંથી તે નાનો ભીંત માહેલો દરવાજો ભાયગે દસેક વાર દુર હશે. અંધારૂ પડી જવા છતાં સુલતાનની તીક્ષ્ણ આંખ્યોએ જોયું કે નવાબ પોતાના બગીચામાં પેઠો કે તુર્ત તેની પાછળ પેલો બેગાનો મર્દબી અંદર ધુસી આવ્યો. તેણે નવાબને બારણું બંધ કરી દેવાનોબી ટાઇમ આપ્યો નહીં. સુલતાને જોયું કે પેસી દુબાશે એક આરબનો સોંગ લીધો હતો ! લાંબો ઝુલતો ઝભ્ભો શરીરે ઓળવ્યો હતો—અને સાથે એક આરબાની ડુપેટારૂપી પધડી ઘાલી હતી. તેને ટુમકી કાળી દાઢી હતી—જે નવાબના બોલવા પ્રમાણે ખોટી હોવી જોઇયે. પેસી દુબાશ જયારે પોતાના પીતાની પેઢીમાં કલાર્ક હતો ત્યારે તેને દાઢી ન હતી એવી કાંઇક યાદ હવે સુલતાનને આવી.

એક છેડાયલા ભુંડની પેઠે નવાબ શેહરીયારજંગ પોતાને પગે વળગેલી આ જાલમ પીડા ગમ ક્યો઼ં.

"હું તુને ફરીથી કેહુછ કે તું મારો પીછો છોર ! અહીં મારા કમપાઉંડમાં હૂં તુને તારાં નજીસ પગલાં કદીગી મુકવા દેવાનો નથી."

"પણ મને તમારા લગનની આસોદાદથી નહીં ? નવાબ સાહેબ—છેક એટલા બધા ખફા થઇ ગીયાછ ?"

"તું અહીંથી એકદમ ચાલી જાયછ કે નહીં ?"

"નહીં ! જો મને તમે બે હઝાર રૂપીયા કાલ સાંજ સુધી નહીં આપશો તો આય ત્રણ મોહરબંધ પરબીડાં જુવો !"

આમ કહેતાં સમેત આરબાના લેબાશમાં સજ થયલા પેસ્તનજી દુબાશે ચડપ દેતાં કે ત્રણ મોટાં એનવીલપો પોતાના જભ્ભાના અંદરનાં ખીસાંમાંથી ખેંચી કાહડી નવાબના નાખ સામે ધર્યાં.

"કાલ સાંજ સુધી હું રાહ જોવશ—નવાબ," કઠોર અવાજે પેસીએ પાછું ચલાવ્યું, "મને રાતના સાત વાગતા સુધીમાં બે હઝાર રૂપીયાની રોકડ રકમ નહીં મળશે તો આય પેકેટો માંહેલું એક હેદરાબાદ બ્રીટીષ રેસીડન્ટને હાથો હાથ થાવું પોંહચાડવામાં આવશે. બીજું હુઝુર નીઝામને અને ત્રીજી નકલ મુંબાઇનાં પોલીસ કમીશનરને ઠાવી મોકલી આપવામા આવશે. જાઓ—હવે સુખ્ખે સીધારો. તમારાં નવાં બેગમ રાહ જોતાં હોશે ! હું કાલે બરોબર સાત વાગતે સાંજે આજનીજ જગ્યાએ—આય દેવાલ બાહેર પેલી ગમ—તમારી રાહ જોતો ઉભો રેહવશ. સાહેબજી !"

આમ બોલી પેસીએ સંભાળથી ત્રણુડો પરબીડાં પાછાં પોતાનાં ઝભ્ભામાં ખોસ્યાં અને પછી ઝડપમાં પીઠ ફેરવી પેલા લોખંડી દરવાજામાંથી પાછો બાહેર નીકળી ચાલ્યો. ભબરાઇને શેહરીયારજંગે થોડોક વાર પોતાના આ ચાલી જતા જીવલેણ જમડા ગમ જોયા કર્યું—પછી એક ઉંડી હાય મારી નસોસ પગળે 'મહાલ' ભણી ચાલી ગયા.

નવાબને જવા દઇને સુલતાન તો ત્યાંજ ઝાડના થડને અઢેલી ઉભો રહયો. તેની છાતી હમણા એટલા તો ગુસ્સાથી અને જુસ્સાથી ઉંચકાતી હતી કે તેણે નવાબની પુઠે બંગલામાં જવાની હીમત કીધી નહી.

"ચશમચોર ચંડાળો !" તેણે દાંત્યાં પીસીને જોર સાથ પોકાર માર્યો—'તમારી સવા પોહોરની પાદશાહીનો હવે અંત આવી લાગોછ. મારૂં તકદીર હવે જોર કરેછ. મારા સપાટામાંથી આય ગુમરાહ નવાબ અને પેલો ભાડુતી બદમાશ પેસી કાંહ છટકવાનો છે !"

નીચી મુડીએ સુલતાને ત્યાંથી આસ્તે આસ્તે ચાલવા માંડયું.

"ધીરજ ! એ જીવ—જરા ધીરજ પકડ !" તે છાતી-પર ધડ નાંખી દઇને ચાલતાં ચાલતાં બડબડયો, "જરાને ખાતર ઉતાવળ કરીને મારે કામ બગાડવાનુ નથી. એ બેઉ મુજી બદકારોને તેમનાં કરતુક માટે બટંબે નહી મોકલું તો મારૂ નામ જામાસ્પ મોદી નહીં. પેલી કોડડીના ભોંયરાંમાં જવાનો લાગજ ફાવતો નથી—પણ તેની મુલાકાત લેવા વગર કંઇબી પગલું ભરવું રદ છે. હવે બધી ધમચકરી જરા નરમ પડીછ—જોઇયે, આજ કાલ કંઇ તાલ બેસે તો પહેલું તે કામ કરવાનું છે."

બીજું ત્રીજું તો સુલતાન કંઇ તરેહવાર મન સાથ ગુફતેગો કરી રહયો હશે—પણ તે બધું આપણે કયાં સાંભળવા જઇયે ? જ્યારે તે 'રોશન મહાલ'ની પોરટીકો આગળ આવી પુગ્યો ત્યારે જુવે છે તો ત્યાં બાહેર ખુરસીઓ અને ટીપાઇઓ માંડીને નવાબ સાહેબ અને તેવણનાં બેગમ

અને બે ત્રણ બીજાં યુરોપીયન બાનુઓ તથા ગ્રહસ્થો બેઠેલાં હતાં, અને ખુશ મીજાજથી શરબત આઇસ વગેરે રીફ્રેશમેંટ લેતાં હતાં.

"અલ્લો, મી૦ સુલતાન ! કેમ છેઓ ?" નવાબે ખુશ મીજાજે શેકહેંડ માટે હાથ લાંબો કરતાં કહયું. "કાંહ ઉતા ?—હજુ મેહરબાઇ અને છોકરાંઓ ફરી નથી આયાં કે ?"

સુલતાને શેકહેંડ કરવાના અખાડા કર્યા અને જાણે લાંબો કરેલો હાથ જોયોજ નહીં હોય તેમ થોડેક દુર મેળેલી ખુરસીપર ગોઠવાઇને બેસીજ ગયો.

"નહી હજુર એ લોક આવેલાં હોય એમ દીસ્તું નથી. હું તો જરા નદી કીનારે ફરવા ગયલો."

નવાબ ઉઠીને સુલતાન બેઠો હતો ત્યાં આવી ઉભા.

"આ યુરોપીયન જેન્ટલીમેન કોણ છે તે ઓરખોછ કે, સુલતાન ?" તેવણે ત્યાં બેઠેલા ઇંગ્રેજ ગ્રહસ્થ તરફ ઇસારત કરી પુછ્યું.

"નહી કોણ ?"

"એ હેદરાબાદના અમારા રેસીડન્ટ સાહેબ ! એવણ મારાં ઇજનને ખાસ માન આપી પોતાના વાઇફ અને દીકરી સાથ મારાં ગેસ્ટ તરીકે આજેજ વીકારાબાદથી અહીં આયાછ. કાલે એ લોકને મેં આફ્ટરનુન ટી-પાર્ટી આપીછ. ઘણા કાર્ડો બાહેર પાડયાછ. તમે જરૂર હાજર રહેજો અંકે-મજેનો મેલાવડો થશે. મેહરબઇ તો વળી નહીંજ પાર્ટીમાં સામેલ થશે. પણ તમે બોંહસ કરીને માનેકને અને દાદીને તેમજ બેઉ છોકરીઓને લઇ આવજો."

"દાદાભઇ તો ગેઇ કાલનો મુંબઇ ગીયોછ ?"

"મુંબઇ ગીયોછ? કાંય?"

"કોણ જાણે! આજ કાલ પાછો આવવાનો છે એમ તો કેહ છે. એક્ષક્યુઝ મી-મને જરા અંદર કામ છે"

આમ કહેતાં સાથ નવાબને ત્યાંજ ઉભેલા રાખી સુલતાન ઠસ્સામાંજ ત્યાંથી પોતીકા ઓરડા તરફ ચાલી ગયો. ખસીયાણે મ્હોંડે તાજુબ થઇને શેહથીયારજંગે આ વીચીત્ર મુસલમાન સેક્રેટરીને પુઠેથી જોયાજ કર્યો!



## પ્રકરણ ૩૬ સું.

—:૦:—

## દુન્યા સુખી કે દુ:ખી?

અરે સબર! દાહડાબળ્યા દાદી, સડકણા શેહરીયારજંગ અને પોશાગીર પેસીની ગડબડમાં આપણે આપણી રમકડાં સરખી જાલુને તદન વીસરી જઇયે છીયે. તે નીરદોશ જીવની દુન્યાં હમાચુ કેવી હતી?—સુખી કે દુ:ખી? તદન સુખી તો એટલીવારમાં ક્યાંથી હોઇ શકે? પણ તોય તેણીના કુમળાં જીગરમાં નાસીપાસી અને નામુરાદીનો જે મજબુત ચમટો થોડા દીવસપર તુટો હતો તેનો ચમચમાટ હવે ઘણે દરજજે ઠંડો પડયો હતો. તેણીએ પોતીકા ભાઇ દાદીને મુખથી એ ત્રણવાર સુલતાન માટે કાંઇક નાલાયક સખુનો સાંભળ્યા કર્યા-એટલે આસ્તે આસ્તે હવે જાલુની છાતી માહે ઉભરાતો છુપો ગુસ્સો અને જુસ્સો સુલતાન માટે ઓછો થતો જઇ દાદી તરફ વધતો જતો હતો. સુલતાને પોતીકી ખાનગી

મ્હોબત અને છુપી મુસીબત વીશે એકરાર કરતાં ગમે તેબી. તેણીને કહયું—ગમે તેવીગી રીતે તેણીનાં અંતરની ગુપ્ત લાગણીઓને અણજાણતાં કચડી નાખી—પણ તોબી તે બાલેબાલ એક સાચ્ચો પ્રમાણીક શુધો ગ્રહસ્થ હતો, એ વીશે, તો જાલુને દાદીભાઇના લાખ બકબકારા છતાં એક તલ ભારબી સંદેહ હતોજ નહી.

આખર કરેને બચ્યું તે બચ્યું ! સદાની ભલી અને ભોલી નીરદોશ જાલુ ફક્ત પાંચ ૭ દીવસમાંજ પોતીકાં મમાઇના મુસલમાન સેક્રેટરીને પોતાના અંતકરણમાં પુરેપુરી માફી બક્ષવાને શકતીવાન થઇ ચુકી હતી. અલબત એટલો વખત તેણી જરા સહેજ ઠસ્સામાંજ સુલતાનથી દુરની દુર રહી ખરી–પણ તે જુવાન સેક્રેટરીએ એવી તો ગ્રહસ્થાઇભરી નરમાશથી તેણીની સાથ વર્તવાનું ચાલુ રાખ્યું, તેણીની સાથ વાતચીત કરતાં એટલુ સાફ દીલ ખોલ્લે ખેલ્લું બતાવ્યા કીયું, કે થોડા વખતમાં જાલુમાયની "ખાંધપર આવેલુ" તદન ઉતરી ગયું હતું. તેણીના હૃદયમાં હવે 'પ્રોટેસ્ટ'નો જે એકલો પોકાર ધમધમ્યા કરતો હતો તે અભાગ્યા દાદી તરફથી જાહેર થયલા સુલતાન બાબેના અનીચારી અઘટીત, શરમભર્યા એસારાઓ માટેનો હતો.

અને દાદીએ વળી તે દાહડે સાંજના 'ફરનરી'માં જાલુ અને માનેકને કાંઇક એકાંત ગુફતેગુ કરતાં જોઇ કેવી વાહીયાત તરછોડ કરી મેલી હતી ! માનેક સાથ માત્ર સાધારણ વાતચીત જરા પોતે કરી તો દાદીએ તે બનાવને કેવું ગાડું ઘેલું અને મોટું રૂપ આપવા માંગ્યું હતું ! જાલુના ગોરા ગાલોપર સહેજ રતાશ તે સાંજને યાદ કરતાં ઘણીવાર ધાઇ આવ્યા

કરયો હતો. છતાં માનેક કેટલો શુધ્ધો 'જેન્ટલમેન' હતો કે દાદીએ પોતાને કરેલાં અપમાન માટે મ્હોંમાંથી એક તુકારો વટીક તેણે કોઇ આગળ કાહડયો નહીં હતો. જાલુની છાતીમાં હમણા બે જુદી જુદી લાગણીઓએ ઘર કરયું હતું. એક તો પોતીકા ભુંડા ભાઇ તરફ અનંત ખીજવાટ અને બીજું તો માનેક માટે દાહડે દાહડે વધતો જતો ઉંચો વીચાર. સુલતાનના એકરારથી જાલુના જીગરમાં જે ઉંડો ખાડો પડવા પામ્યો હતો તે હવે તેણીની ભીત્તરની આ બે લાગણીઓના સામટા આવેશમાં મોટે દરજજે પુરાઇ જઇ શકયો હતો. જાલુ હવે બરાબર જોઇ અને મનમાં સમજી શકતી હતી કે એક ગમથી જયારે દેખઇતી રીને સુલતાન તેણીના પોતાના કરતાં કુમી તરફ વધારે ખેંચાતો હતો—ત્યારે બીજી ગમથી માનેક છેલ્લા બે ત્રણ દહાડા થયા તેણીની (જાલુની) સાથ કાંઇ અજબ માયા અને મીઠાસથી વર્તતો રહી તેણીને દરેક બાબદમાં ખુશ અને રાજી રાખવાને પોતાથી બનતી કોશેશ કરતો હતો. દાદીના ગમે તેવાંણી વગર અર્થનાં ફાટાં ફાટાં બકવા છતાં કુમી અને મમાઇજીના મુસલમાન સેક્રેટરી વચ્ચે માત્ર સાધારણ દોસતીના એખલાસ કરતાં કાંઇબી વધુ હોઇ શકે એ વીચારજ બેહુંદો અને હસવા જોગી લેખી જાલુએ છંછેરી નાખ્યો હતો-પણ તોબી સુલતાન તેણીના પોતાના કરતાં કુમી તરફ આટલી ખુલી રીતે વધુ પસંદગી બતાવતો હતો, કુમી માટે આટલો બધો વધારે ઉંચો વીચાર ધરાવતો હતો, જાલુ કરતાં કુમી સાથ વાત કરવા આટલો વધારે ઇંતેજાર દેખઇતી રીતે રહેતો હતો-તે બીનાની માહી-તીએ ૧૭ વર્ષની એક કુમળી ઉછળતી કન્યાનો મન ઉતારો

કરવામાં તથા તેણીના 'હાર્ટ' ઉપરનો પહેલો ચમચમાટ દફે કરી નાખવામાં ઘણેક અંશે મદદ કરી હતી.

જાલુ હવે જરા વધારે ખાલેસ દીલથી માનેક સાથ ભેળાતી હતી. તેણી અનેકવાર ખુદ માનેકને પોતાને છડેચોક મ્હોડાંપર કહી ચુકી હતી કે દરેક બાબદની હુશીયારીમાં—લખાણ કરવાની કે વાતચીત કરવાની બાહોશીમાં—બીલી-યરડસ ખેલવાની કુશળતામાં કે બ્રીજ યા ટેનીસ રમવાની અઠંગ શકતીમાં માંનેક સુલતાનની બરોબરી તો કદીબી આવી શકેજ નહીં! છતાં જાલુએ ભોલાં દીલથી અને નીરદોશ જીવે માનેકને કહયું હતું કે તે પીત્રાઇની દરેક રીતભાત તેનું ખોલ્લું ખાલેસ દીલ, તેનો ખુશમીજાજી ઠંડો મીલનસાર સ્વભાવ, તેની બધી ધપાછબ તેણીને ઘણી ગમતી હતી: જ્યારે આ છોકરી માનેકની પોતાના ભાઇ દાદીની સાથ સરખામણી કરતી ત્યારે તે જવાન, સોહામણા, ચંચલ, પીત્રાઇ બારીસ્ટર માટેની પોતાના અંતરની વખાણ તેણી અંતરમાંજ સમાવી શકતી નહી હતી. બ્રીજમાં હવે માનેકની પાર્ટનર થવા તેણી ખરે મનથી તત્પર રહેતી—માનેક સાથે બેસી વીલાયત વીશેના એલાર પેલાર સટાકા સાંભળવાને તેણી પુશકળ હોંશ દેખાડતી—પોતે વાંચેલી ઇંગ્રેજી ચોપડીઓ બાબે માનેકનું મત જાણવા તેણી અગાઉ કરતાં હવે કાંઇ અજબ ઉલટ દેખાડતી—અને સુલતાન ને હાથે માનેક બીલીયરડસમાં કે ટેનીસમાં માર ખાતો ત્યારે જાલુ અગાઉના જેટલી ખુશી થતી નહીં હતી.

વાંચનાર! તું મુછમાં હસીશ નહી. એમ બનશે એ

માટે તો સુલતાન દીવસો અગાઉની ટેંપ મારી ચુકયો હતો. તું સુલતાનનેજ સુછમાં હસવા દે—કેમજે પોતાની આંખ્યોના હાવકાં પાપણો ચુંચાં કરી રાખીને તે આ બધો રાહધાટ ઘણી અચ્છી તરેહથી જોયો જતો હતો—અચ્છી તરેહથી સમજ્યો જતો હતો.

શું જાલુના દીલમાં આ જવાન માનેક માટે કાંઇબી મીઠ્ઠી લાગણી ઉત્તપન થતી ચાલતી હશે? અનેકવાર જીવ સાથ ખડખડાટ હસી પડીને જાલુએ એ પ્યાર ફયારનો ‘આઇડીયા’ ના—પાસ કર્યો હતો. માનેક ને તેણી ચાહે?—નહી, નહી! પ્યાર કે મ્હોબતનો વીચાર હવે જાલુને મનથી અશકય હતો. પણ એટલું તો ખરૂં કે સુલતાન પછી જો કોઇબી જુવાન સખ્શે તેણીના નાનકડાં દીલમાં કાંઇબી ‘ઇનટરેસ્ટ’ ઉતપન કર્યો હોય તો તે આ નમાનો સાદો—પણ દરેક રીતે ‘એકોમપ્લીશડ’ તેણીનો ‘કઝીન’ હતો! ચાલો—માંડી વાળો!——

## પ્રકરણ ૩૭ સું.

——:o:——

### “તું?—તું? ઓ, ઝોબી!—તું આહીં?”

નવાબ શેહેરીયારજંગ બહાધુરની “ઇવનીંગ પાર્ટી” ખુબ રંગ ઉપર હતી. સાડા છનો સુમાર થયો હશે—એટલે સાંજનું ઝઝકઝુંબી દહ્‍ને થઇ જઇ ‘રોશન મહાલ’ તથા તેનો કમપાઉન્ડ વળી પાછો ઇલેકટ્રીક રોશનીના પુર બાહારમાં ઝકઝકી રહયો હતો. ‘મહાલ’ના બગીચામાં ટોકેલા ચાલી-

શાન શામયાનાના ઠઠેરા માટે પુછવું શું પડે ? હૈદરાબાદના રેસીડન્ટ સાહેબને ખાસ "મળવા" માટે નવાબ શેહરીયારે નીઝામી સલતનતની યુરોપીયન તેમજ દેશી સોસાયટીની નગદ "મલાહી"નેજ ગુલબર્ગે ખેંચી મંગાવી હતી—એટલે પછી 'ઇવનીંગ પાર્ટી'ની બાદશાહી રચના પાછળ રૂપીયા, આના, પાઇની કસરનો સવાલજ શેનો હોય ? ખાસ્સા ૩૦૦ થી ૪૦૦ પરોણાંઓથી શામયાના તેમજ મંડપ હળમળી રહયો હતો. નવાબ પોતે તો પોતીકાં પરોણાઓને આવકાર દેવામાં અને પોતાની 'બેગમ'ને બધાંઓ સાથ 'ઇનટ્રોડયુસ' કરાવવામાં છેક ત્રણ વાગતેથી એવા મશગુલ થઇ ગયલા હતા કે એક મીનીટબી તેવણ એક બાજુએ ટાંટયો ઠેરવીને ઉભા રહી શકયા નહી હતા. મેહરબાઇ જસાવાળાએ તો ધસીને એ પાર્ટી ફાર્ટીમાં સામેલ થવા સહવારથીજ ના પાડી હતી—પણ માનેક, કુમી, જાલુ અને સુલતાનને તો એ મેળાવડામાં હાજરી આપવીજ પડી હતી.

* * *

એક બાગેબેહુસ્ત મીસાલ આરાસ્તે કરેલા શામીયાનામાં ગુલબર્ગાના નવાબ ને પોતીકા પરોણાંઓની મેહમાનદારીમાં હસ્તે મુખડે મસ્ત થવા દઇને હવે જરા ચાલો મારી સાથે "રોશન મહાલ"ના પાછળા ભાગ તરફ ત્યાં અલબત વીજળીક બતીઓનો પ્રકાશ સેહજ કમતીજ હતો. એ બાજુએ બાવરચીખાતુ, માણસ ચાકરોના રેહઠાણો, તબેલાઓ, ગોડાઉનો વગેરે વગેરેનું એક નાનું જેવું સંસ્થાન જાણે વસી રહેલું હતું. નવાબે પોતાનાં સખ્યાંબંધ પરોણાંઓ માટે જેમ દુલ્લા છવે ઉતારાની અને ખાવાપીવાની ગોઠવણો

ખુદ 'મહાલ'ની અંદર રાખી હતી તેવીજ એ પરોણાંઓનાં ચાકર નફરો, હજુરયાઓ, આયા દાયાઓ, ગાડી ઘોડાઓ માટેબી આ મેર હરેક પ્રકારનો મનપનીજ બંદોબસ્ત રાખેલો હતો. એક લાંબુ એલાહેદું બે માળનું મકાન ખાસ પરોણાઓના અંગત નોકરો માટેજ જુદું કાહડવામાં આવેલું હતું—જેમા દરેક આસામીને એકેક જુદો ઓરડો આપવા આવ્યો હતો.

"સરવંટસ કવારટર્ઝ"ના આ ભાગ તરફ આજે—ઇવનીંગ પાર્ટીની સાંજે—વસ્તી અને ગડબડ રાખેતા કરતાં કુદરતી રીતે વધારે હતી. નવાબના માલેતોઝાર મેહમાનો જ્યારે શામીયાનાની અંદર ચમન કરવામાં ચકચુર હતાં ત્યારે તેમના સંખ્યા બંધ નોકર નફરો આ "સરવંટસ કવારટર્ઝ" ભણી પોતપોતાનું કામકાજ કરવામાં, ગાડીઓ ધોવામાં, ઘોડાઓ માલીસ કરવામાં યાતો ગપ્પા સપ્પા હાંકવામાં મશગુલ બની રહેલાં હતાં.

એક લાંબો ઝભ્ભો પહેરેલો દાહડીવાળો કોઇ આરબ આ પાછલા ભાગ તરફ કયારનો અહીંથી તહીં અટુલો એખલો આંટા માર્યા કરતો ઘણાક નોકરોએ જોયો હતો—પણ જ્યાં બધાજ ચાકર માણસો એકમેકથી અણજાણ્યાં ત્યાં પછી કોઇને શી કનવાર પડી કે આ આરબાને કંઇબી સવાલ કરે? પણ તે આરબ પોતે તો ત્યાં જમાવ થયલાં માણસો સાથ કાંઇબી વાત કરવા ઇંતેજાર દેખાતો હતો. તેણે અત્યાર તુલીકમાં પાંચ છ અણજાણ્યા નોકર લોકો આગળ જઇ કાંઇ પુછપરછ કરી હતી—પણ પોતાને જોઇતી ખબર તેને મળી હોય એમ દીસતું નહી હતું. તે એક આરબો હોવા છતાં

ભાંગી તુટી હીંદુસ્તાનીમાં સઉ કોઇને નવાબ શેહરીયારજંગ, અને તેમનાં નવાં બેગમ વગેરે વગેરે બાબે તરેહવાર સવાલો પુછતો–પણ બધાઓ ડોકાં ધુણાવી, ખભાં ચઢાવી તેને એકનો એક જવાબ આપતા કે તેઓ તદન નવાજ ગુલબર્ગે આવેલા હોવાથી તેઓને કશું માલમ નહીં હતું.

અંતે એક કોઇ ખુદાનો લાલ એ આરબાને મળી આવ્યો. અક લાહ્યો જેવો કોઇ નોકર આદમી 'સરવંટ્સ કવારટર્ઝ'ના મકાનની સીડીપર બેઠો બેઠો કયારનો અવાચી ખાયા કરતો હતો. પેલો આરબ તેની નજદીક ગયો.

"ભાઇ, ઇધર નવાબ શેહરીયારજંગકા કોઇ નોકર લોક નહીં હય?"

"માલુમ નહીં—બા."

"નવાબ ઓર બેગમ સાહેબકા કોઇ ખીદમતગાર મેરેકુ બતાવ, ભલા–મેહરબાની હોઇગી."

"અરે મને ખબર નીહ મરે તો કાંહથી કેહું? પણ બેગમ છાબની કોઇ દાછી અહીંયા રહેતી છે—જા જોઇયે તીને પુછ—"

"બેગમ સાબકી દાસી?"

"હા–અહી કેઠે ઓરડામાં ઓછે."

"કોણસા ઓરડામેં, ભાઇ?"

"ઉહુંહુંહું! હું કંટાલો આપે? કીયા ઓરડામાં તે હું છું જાણું? અંદર કેઠે રહેતી છે એટલું મને ખબર છે. અંદર જઇને પુછો, મીયાં."

આરબાભાઇ પગથીયાં ચઢીને ઇમારતની વરંડામાં પેઠા.

પુછતાં પુછતાં પંડીત થવાય ! તેને નવાબના બેગમ સાહેબની અમીના દાસીવાળો ઓરડાનો પત્તો મળ્યો.

દેખઇતી રીતે બીજે માળનો સઉથી સરસ હવા ઉજાસવાળો ઓરડો આ બેગમની દાસી માટે રોકવામાં આવ્યો હતો. આરબ ત્યાં ચઢી ગયો. ઓરડાનું બારણું બંધ હતું. તેણે તે ઉપર ત્રણ ચાર ટકોર માર્યા.

"કોણ હય ?" અંદરથી કોઇ ઓરતનો ઝીણો અવાજ આવ્યો.

ઉત્તર વાળવાને બદલે આરબે પાછા ટકોરા માર્યા. બારણું સેહજ ઉંઘડયું—એને અંદરથી એક અધોર જેવી સ્ત્રીએ ચીમાઇને જોયું. આરબ તેણીનું મ્હોડું જોઇ શકયો નહીં—કેમજે ત્યાં બાહેર ચાલમાં તેમજ અંદર ઓરડામાં રોશનીનો ઉજાસ ઘણોજ ઓછો હતો.

"તુમ કોણ હય–કીસકુ પુછતા ?' અંદરથી અમીના દાસીએ પાછો સવાલ કર્યો.

"આપ બેગમ સાબકા દાસી હો ?"

અમીનાએ હવે બારણું આખું ઉંઘાડયું અને ઉંબરપર આવી ઉભી.

"હા—કયું ? કુચ્છ કામ હય ?"

"કામ તો કુચ્છ નહી—મગર ખાલી—કોણ ?—ઝોબીદા ! !—મારા બાઆઆપ !—તું—તું ઝોબી !—તું રાત અહીં કાંહથી ?—"

પેલા આરબે આ છેલ્લો પોકાર એટલો મોટેથી કર્યો કે અમીના દાસીબી ચોંકીને એકદમ પાછળ હટી ગઇ ! તેણી

ફ્રુટવાથી ઓરડા માંહેલી ઝાંખી બતી પેલા આરબના મ્હોંપર સેહજ પડી હતી.

"કોણ?-પેસી!!-યા અલ્લાહ! તું અહીં કેમ આયો?" અમીનાને જાણે ફીકરૂં થઇ આવ્યું હોય તેમ તેણીએ હવે બુમ પાડી ઉઠી.

બેઉ જણા હરણફાર જેવાં એકમેકને ટગર ટગર ટીકતાં એક મીનીટ જડ બનીને ઉભાં. સારે નસીબે બીજે માળે ચાલમાં તે વખતે ત્યાં ત્રીજુ કોઇ હાજર હતું નહીં.

"તારા ઓરડામાં કોઇ બીજું છે કે? મને તારી સાથ પાંચ મીનીટ વાત કરવીછ?" પેસી દુબાશનો હવે ધીમો ઘાડો સાદ નીકળ્યો.

"ચાલ નીકળ અહીંથી! તારૂં મ્હોડું બી જોવા હવે રાજી નથી. મારા ઓરડામાં તારાથી——"

અમીના-લકબે ઝેબીદા-કાંઇ વધુ બોલી શકે તે અગાઉ પેસી તેણીના ઓરડામાં પેઠો અને પોતાની એકવારની "પ્યારી ઝેબી" ને બાજુમાંથી પકડી બાજુએ ખસાડી બારણાને અંદરથી અડગરો માર્યો.

એક ખુરસીપર ધપ કરતો ફસડાઇ બેસી તેણે બોટું દાહરૂં જડબાં પરથી ખેંચી કાહડી ટેબલપર ફેંકયું—અને ખડખડ હસવા માંડયો.

"અજી વહુવા! એ આય શું બધા છાંણ પુટલાંના નાચ છે! ઝેબી—૭ વરસે આપણે પાછાં મલ્યાં! પણ તું અહીં! નવાબનાં બેગમની દાસી તરીકે!—વાહ!!"

અમીના દાસીના મ્હોંડા ઉપર હમણા ઘભરાટ, ફચવાટ,

ખીજવાટ, કમકમાટનો જે સામટો છાપ પડેલો હતો તે જોવા માટે પેસીને દુરબીનની કશી જરૂર નહીં હતી.

"બોલ ઝોબી—જરા તો કંઇ બોલ? તું અહીં કેમ આવી મુઇ?"

"તુ એક બેશરમ બેહેરમ કુતરો છે!" અમીના બેહદ ધીક્કારથી હોઠ પીસીને બોલી, "તું અહીં આયોજ કેમ? તેં કેમ જાણ્યું કે હું અહીં છેઉ?"

"તકદીર! ઝોબી, મારી તકદીર મને અહીં લાવીછ. યા અલ્લાહ—મને સપનેબી ખ્યાલ નહીં ઉતો કે મારૂં કલેજું તુંબી અહીંજ હોશે! મને કેહ—પ્યારી—તું અહીં કેમ ઘુસી શકીછ?"

"એમાં કહેવાનું શું છે? તેં મને છોડી દીધી પછી શું હું હવા પર જીવું? મને સારી ચાકરી દાસીની મળી તે મેં લીધી–ને મારાં બાઇની નોકરીમાં હું અહીં આવીછ."

"પણ તારાં બાઇ કોણ? કીયે ગામનાં?"

આ સવાલ નીકળતાંજ બેગમ સાહેબના દાસીનો ચેહરો એક જાતની પરગરી હેબત અને ધાસ્તીને મારે એવો કુમળાઇ ગયો કે એક આંધળોબી તે જોઇ શકે!

' એ ઝોબી—જવાબ દેની? કોણ અજીઠાં પાપને તેં પેલા બુધા ધુવરને ગળે બોરવ્યુંછ?"

હવે ઝોબીદાં બીબી ચીચવાઇ પડયાં.

"તેની તુને શું ખટપટ? બસ તુને હવે મારી સાથે લાગે વળગેજ શું? એ આય આરબના પોશાકમાં તું મુવો અહીં શું કારાંધોરાં કરવા આયોછ? હ્યાનતી કુતરા! છ છ વરસ તેં જુઠઇએ જરા મારી ખબરબી નહી લીધી—હું

મરૂંછ કે જીવુંછ તેનીબી દરકાર નહી રાખી—ચાલ જા! હવે મને તારી સાથ વાતબી નથી કરવી."

"બીબી—એટલાં તાણપર ના આવી જાઓની તો! વારૂં—પણ આપરાં બચ્ચાંનુ શું થયું?"

"બસ—હું તારી સાથ વાત કરવા સાફ ના પારૂંછ. તું હવે મારી ખોલીમાંથી બાહેર જાયછ કે નહીં!"

"જો એઇ-ધણી લાહેરી કરશે તો વાત જોતી રેહી જશે! જબ્રને નવાબના કાનમાં ફકત એકજ ફુંક મારશ કેની કે તમારાં બેગમની દાસી તો પેસ્તનજી દુબાશ નામના કોઇ પારસીની રાખેલી મુસલમાની સ્ત્રી—"

"અરે ચુપ! પેસી, તારા દીલમાં જરા શરમ છે કે નહીં?" અમીના દાસીના મ્હોંપરનો છાંટો છાંટો ઉડી ગયો હતો.

"તારાં ધસકોરાં એટલાં ધીલાં છે તાહરે મારી સાથ એવી હુશીયારી શાની ચલાવવા નીકલીછ! બોલ—મારી હોશન કાંહ છે! હું તમુ લોકને છોરી ગીયો તાહરે એ છોકરી અગયાર બાર વરસની ઉતી—હવે તો—"

"હોશનઅરા તો બીચારી તું મને છોરીને નાહસી ગીયા પછી બીજેજ વરસે કોલેરાથી મરી ગઇ!"

પેસી જેવા મુંજી થંડાળેબી હવે મ્હોં કુમળાવ્યું.

"મરી ગેઇ! બીચારી મરી ગેઇ? મજાની રમકડાં જેવી છોકરી ઉતી, ઝોબી. તેં રાને એની બરાબર સંભાલ નહીં લીધી હોશે. લે ચાલ હવે હું જાઉછ. કાલે તો મુંબઇ ઉપડી જવશ—પણ તે અગાઉ હું તુંને પાછો મળશ.

ઝોબી—મને હમણા દશ રૂપીયા જોઇયેછ. ઘણી તાકીદની જરૂર છે—લાવ દીકરા, જોઉંછ તો."

"તું કાલે જરૂર મુંબઇ જવાનો છે, પેસી."

"જરૂર! કેમ—એટલી કાહર કાહરમાં કાંય પરીછ? પ્યારી, તું મને અવારનવાર હવે કંઇ પુછતી રેહશે કેની?"

"હા—હું જાણુંછ કે તું એવો બદમાશ છે કે મારા બદનમાંના લોહીનું ટીપેટીપું નીચવવાનો. જો સાંભળ; તુને દર મહીને પચીસ રૂપીયા આપું—એક સરતે!"

"તે શું?"

"તારે ગુલબર્ગા આજે રાતેજ છોરી જવું. ને ફરીથી અહીં પગ નહીં મુકવો. આજે રાતોરાત ઉપરી જાય તોજ હમણા આય ઘડીએ પચીસ રૂપીયા આપું—નહીં તો મારી તરફથી તુને દોહરીયુંબી નથી મળવાનું."

"પણ કાંય? એમ મને અહીં જોઇને એટલી અફરાતફરીમાં કાંય પડી ગેઇછ, ઝોબી?—શું છે શું? મને કંઇ સમજ નથી પરતી!"

"બસ મને તકરાર નથી જોઇતી—તું આજેજ જશે કે, બોલ?"

"અરે પણ હું તુને વચન આપું કે નવાબ આગળ એક હરફબી હું——"

"નહીં—બસ તું આજનો આજ જાય તોજ હમણા પચીસ રૂપીયા આપું ને દર મહીને મુંબઇ મોકલતી જાઉં."

"દર મહીને પચીસ રૂપીયા? જરૂર મોકલશે, ઝોબી!"

"અલ્લાહના કસમ મોકલશ—પણ અહીં હું તુને

જોવશ તો એક ફુટી બદામ નહી આપું! બોલ્ તું આજે રાતનાજ જશે કેની ?"

"હે, હે, હે! ઓબી, તુને એ શું ધખારો આયોછ કોણુ જાણે! લાવ પચીસ રૂપીયા કાહર! જરા મને અહીં કામ છે—તે પુરૂં થશે તો આજે રાતે નહીં તો કાલે જરૂર"

ઓબીદાએ લોહીનો ગોટ ગળ્યો અને મુંગે મ્હોંડે એક લાકડાંની મોટી પેટી ઉઘાડી અંદરથી રૂપીયા પચીસની નોટો કાહડી આ બદકાર બદબખ્તના હાથમાં મેલી.

"ચાલ સલામ—કુલેજાં, છ વરસે મલી તોબી જરા સલામ વટીક નહીં ?"

"બસ નીકલ અહીંથી નીકલ! મને તારૂં મહોડું જોવા નથી ગમતું !"

પેસી વળી ખુશાલીથી હસ્યો—અને પેલી ખોટી દાહડી સંભાળથી પાછી પેહડી બાહેર પડયો.



## પ્રકરણ ૩૮ મું.

---:o:---

### "હીરાની ખાણુ હાથ લાગી રે, સારા બાબ્બાપ !"

નવાબની 'પાર્ટી' લગભગ પુરી થવા આવી હતી. પરોણાઓનો અરધો અરધ—બલકે પોણો ભાગ વીદાય થઇ ચુકયાં હતાં. સાત વાગીને પાંચ મીનીટ ઉપર થઇ હતી. શામીયાનાને છેક છેડે એક બાંબુના પોલને હાથનો થેભો દઇ ગંભીર મહોંડે એખલો સુલતાન ઉભો રહી બધી ધમચકરી જોયા કરતો હતો. વીચારના કોણુ જાણે શુંબી વમળમાં

વીટળાઇ તે ચોમેરની રચના જોતો ઉભેલો હતો, તેટલાં કોઇએ હળવેથી તેનાં ખભાંપર એક હાથ મેળયો. સુલતાને ચોંકીને પછવાડે જોયું.

પેલોજ—પેલોજ આરબ (!) ત્યાં સેહજ હસતે મુખડે ઉભેલો તેણે જોયો !

"કેમ ?" સુલતાને જેમ તેમ ચીત્ત ઠેકાણે રાખીને પુછયું.

"શેઠજી—નવાબ સાહેબ મને હમણા મળી શકશે ?"

"નહીં-હમણા ઘણા રોકાયલા છે. આપ કોણ છેઓ ?"

"હું નવાબને મળવા આતુર છું."

"આપનું નામ ?"

"અનવર બે !"

મુજી બદમાશ પેસી ને તેના છુપા અવતારમાં આમ મ્હોંડે મ્હોંડું જોતાંજ જે ગુસ્સા અને અજાયબીનો પહેલો ઝટકો સુલતાનને લાગયો હતો તે દીલમાંજ સમવી દેવાને તેને હવે પુરતો ટાઇમ મળી ચુકયો હતો. ઠાવકું મ્હોંડું રાખી વાતચીત કરવાની સુલતાનને હવે તમેહજ પડી ગયલી હતી.

"મીસ્ટર અનવર બે, આજેજ રાતના—હમણાજ—ખાસ મળવાની તાકીદની જરૂર છે ?"

"જી હા—લેકીન હું ખોટી થઇ શકીશ. આપ સાહેબ, મેહરબાની કરી મને જરા કેહશો કે નવાબ સાહેબના નવાં બેગમ કયાં છે ?"

સુલતાન મુછમાં સેહજ હસ્યો.

"પેલાં રેહયાં," તેણે નુરજેહાન બેગમ તરફ આંગળી બતાવીને કહયું—"નવાબના ડાબા હાથ ઉપર રેસીડન્ટ સાહેબની પાસે બેઠાંછ તે."

અનવર બેએ ડોળા ફાડી ફાડીને નુરજેહાન બેગમ તરફ જોયું.

"એ—એ—કોણ?" તેણે ખોખરા ભખરાયલા અવાજે અત્યંત અકળાઇને પાછું પુછ્યું.

"એ નવાં બેગમ સાહેબા."

"એવણ નવાં બેગમ સાહેબા! એવણનું નામ શું?"

"એવણનું નામ નુરજેહાન! કેમ કંઇ ઘણાજ અજબ થયલા દેખાઓછ?"

"નહીં—બહુ ખુબસુરત છે! અચ્છું—સલામ—મેહરબાની થઇ!"

સુલતાન કાંઇબી બોલે તે આગમચ અનવર બે ઉરફે પેસી દુબાશ ત્યાંથી ધડાકા સમેત નીકળી ચાલ્યો હતો.

* * *

આરબના લેબાશમાં સજ થયલો તે લફંગો પારસી દેખાઇતી રીતે કાંઇક અચાનક ભયંકર બીના સમજીને એકદમ ઉશ્કેરાઇ ગયલો હોવો જોઇયે—કેમજે સુલતાન આગળથી જ્યારે તે ચાલી ગયો ત્યારે તેના ડોળા ફાટ ફાટ થતા હતા અને પગ લડડતા હતા! ગાંડા હાથીની માફક તે એકદમ ત્યાંથી ધસ્યો ગયો—અને શામીયાનાથી ઘણેક દુર જઇ ઝાડના એક ઓહામાં ભરાયો. તેના ઠડને અદીંગી એક છાકટા આદમીની પેઠે તેણે બે હાથોમાં માથું ધાંકી ડોકું ધુણાવ્યું.

"નુરજેહાન!—એ નુરજેહાન બેગમ! મારી હોશન—નવાબની બેગમ!! યા પરવર—એ શું બધું રપુચકકર હું અહી જોઉંછ! વાહરે—ઝોણી—રાન ણીલારી! તેં તો જબરી બજાવી!! પેસી—બચ્ચા—તારો દાહરો ફર્યો! આહ! આય

નવાબ અગાઉ સુનાની ખાણ ઉતી—હવે એને હીરાની ખાણ બનાઉં!—એ મારો જમઇ થાય!!—આહાહાહાહા!"

સાવ ઘેલા આદમીની પેઠે તે ખુબ ગેલમાં આવી જઇને ખોખરા સાદે હસ્યો; પછી બીજી પળે વળી ભેજાંમાં કોણ જાણે શું વાહરૂં આવ્યું કે પોતાની સંતાવાની અંધારી જગ્યામાંથી નીકળી શામીયાના તરફ પાછો લાંબી લાંબી ફલાંગે ચાલ્યો. આ વેળા તે સુલતાનવાળી આગલી જગ્યાએ નહીં, પણ વળી બીજાજ ભાગ તરપ આવ્યો હતો.

કોઇનેબી પુછવા પરછવા વગર તે એકદમ યાહોમ શામયાનામાં પેઠો. ત્યાં નાકા ઉપર ત્રણ નેતરની ખુરસીઓનું કુડાળું માંડી ત્રણ જણાં બેઠેલાં હતાં. બે પારસી જુવાન લેડીઓ હતી—અને એક કોઇ જુવાન પારસી ગ્રહસ્થ ઇંગલીશ ડરેસમાં હતો. હા વાંચનાર—તારા મનની તર્ક ખરી છે. તેઓ કુમી, જાલું અને માનેક હતાં. અનવર બે તેઓ આગળ જઇ ઉભો. આ હૈયાં ફુટો હેવાન પોતાની પેટે જણી દીકરીની સામે ઉભો—પણ જાલુ તેને જરાબી ઓળખી શકી હતી નહીં! કયાંથી ઓળખે? નાની જરે પોતાના પેદરની સુરત વર્ષો સુધી જોઇજ હત્તી નહીં. અને પેસી વળી પોતાના કંગાલ છુપા લેબાશમાં હતો!

"સલામ શેઠ!—મને જરા નવાબ સાહેબ સાથ અગતનું કામ છે. મેહરબાની કરી એવણને કહેશો કે સીકંદરાબાદથી અનવર બે નામનો એક માણસ કાંઇ બહુ તાકીદનું કાગળ લાવ્યો છે અને ફકત બે મીનીટ તમુને મળવા ચાહે છે?"

માનેકે અચરતીથી ભવાં ઉચકી આ આરબા ગમ જોયું.

"તમે હમણાંજ તેવણને અહીંજ મળવા માંગોછ?" તેણે પુછ્યું.

'જી હા, જરા મને તેવણ આગળ લઇ જશો—બહુ ઉપકાર થશે, શેઠજી."

માનેક આસનેથી ઉઠયો.

"ઠીક છે—આવો. જાલુ, કુમી, તમે લોક અહીંજ બેસજો—હું અબઘડી આઉંછ."

માનેકના મ્હોંડાંમાંથી જાલુનું નામ બાહેર પડતાંજ અનવર બે એ એક નાની ઝોંક ખાઇ તે છોકરી ગમ જોયું—પણ બીજીજ સેંકડે તે માનેકની પુઠે ચાલ્યો.

નવાબ ખુબ રંગમાં હતા. રેસીડન્ટ સાથ ખુબ સટાકા મારવામાં તેવણ એટલા તો મશગુલ થઇ ગયલા હતા કે માનેકે આ અનવર બે ને તેવણની અડોઅડ લાવી ઉભો કર્યો તે તેવણે જોયું નહીં હતું.

"નવાબ શેહરીયાર જંગ—આય કોઇ આરબ તમુને મળવા માંગેછ."

આટલું કહી માનેક તો ત્યાંથી પાછો જતો રહયો. નવાબે હસતે મ્હોંડે અનવર બે ગમ જોયું!—અને—અને તેવણનાં જડબાં ને જાણે લકવો થઇ આવ્યો હોય તેમ અકડીને ઉઘાડેલાં મ્હોડાં સાથ તેની તરફ ટીકતા બેસીજ રહયા!

"નવાબ સાહેબ!" અનવર બેનો ધીમો અવાજ નીકલ્યો. "પેસતનજી દુબાશ શેઠને સલામ બેજ દીયા, ઔર આપ કુ વ્હો કાગળ કી યાદ દેને લીયે મેરેકુ ભેજા—"

નવાબ ધરરર કરતા ઉઠયા. તેવણના કપાલ ઉપર પરસેવાનાં ઝરાં ફુટી નીકલ્યાં હતાં.

"હા—ખરેખર! એક્ષકયુઝ મી, રેસીડન્ટ સાહેબ. મને બે મીનીટ રજા આપશો? આય સખ્શને કુંઇ ઘણુંજ અગતનું કાગળ મારા ઓરડામાંથી આપીને અબઘડી પાછો આઉંછ."

આમ બોલી સપાટામાં નવાબે ત્યાંથી ચાલુ મુકયું. અનવર બે ગપચુપ અદબ વાળી ને તેમની પુઠે ગયો. નવાબ પોતાના ઓરડામાં જઇ ભરાયા હતા—અને અંદર પેલા આરબાનેબી દાખલ કર્યો હતો!

* * *

પાંચ મીનીટ પછી બેઉ બાહેર પાછા નીકલ્યા. નવાબનું મ્હોડું એક જીવતા આદમી કરતાં એક મુડદાંને વધારે મળતું આવતું હતું. અનવર બેથી મલક મલક હમાઇ જવાતું હતું. તેના ખીસાંમાં રૂ. ૫૦૦૦) ની કરનસી નોટોનો ચોડો આવી પડેલો હતો!!!

"વાહ રંગ છે, પેસી, રંગ છે!" તે આરબો પોતાની ખોટી દાહડી પસવારતાં ત્યાંથી જતો રહેતાં જીવ સાથ બડબડયો—"આય વંડોરાં પાસથી પહેલા હફતા તરીકે આટલા આજે કહડાવ્યા! હા—હા—હા—મારી હોશનની વાત જયારે એણે જાણી તાહરે એ ચટક દેતો કે પાંચ હજાર ઓકી પડયો! હવે એક લાખથી ઓછા ચીકાઉં તો હું ઘેડને પેટનો! શું મારી હોશન ખીલી રેહીછ—હેં? બેગસ તુરજેહાન!!!—હે,—હે—હે—હે!"



## પ્રકરણ ૩૯ મું.

—:o:—

## સુરજ કેની મેર ઉગયો ?

નવાબ શેહેરીયારજંગની 'પાર્ટી' પુરી થઇ કે બીજે દીને દાદાભાઇ શેઠની સવારી પાછી ગુલબગેં આવી પુગી હતી. સહવારના પોહરમાં હજી તો મેહરબાઇ, કુમી, જાલુ, માનેક, સુલતાનનું કુંડાળું બ્રેકફાસ્ટ ટેબલપર બરાબર ગોઠવાઇ રહે તેટલાં કાંઇ નહીં ધારેલા આ મુરબ્બી ફુટી નીકલ્યા હતાં. પોતાની હંમેશની રીત પ્રમાણે ધામધુમ અને ધડાધડી કરતા તેવણ સપાટામાં માળપર મમઇજીના ઓરડામાં ચઢી આવ્યા અને ખુશાલ હસ્તે મ્હોંડે ધબ કરતા નાસ્તાની ટેબલપર લાધીબી પડયા !

ચેહ ! એ દાદીને વળી શું લાહત આવી ગયો હતો ? તેણાણ ઘણાજ ખુશમાં હતા—અને ડાચું ફસકાઇ જતું હતું !

"કેમ મમલાંજી—તબીયત કેમ છે ? જો હું મારા પ્રોમીસ પ્રમાણે જલદી પાછો આયો કેની ?"

પણ "મમલાંજી"નો થોબરો હજી ઉતર્યો નહી હતો. તેવણે તો બેઉ ભવાંનો ચીલ્લો ચઢાવીને ગુપચુપ હાઇ—બોઇલ્ડ ઇંડુ પોતાને માટે ભાંજયાજ કર્યું

"મમઇજી—હું ગીયો તાહરે તમારી સાથ મેં ઇડીયટ જેવાએ નકામી તરછોર કીધી, હં. મુંબઇ ગીયા પછી મને ઘણો પસતાવો થયા કીધો ! પણ કોઇ વખત મારી આગરી જરા ખીસીજ જયા કરેછ ! હે–હે–હે ! મોમબાસા જઇને જરા થોરો વખત ગગરશ કેની તો

ઠેકાણે આવી જવશ. મમલાં—આખર કરેને તમે જે કેહોછ તે વાજબીજ કેહોછ. મેં ઘણો વીચાર કીધો ને અંતે મેં ઠરાવ કીધોછ કે તમારા હોકમને તાબે થવું. મમલાં—તમે કેહો તાહરે હવે હું ઉપરી જવા તઇયાર છેઉં !"

મેહરબાઇએ હવે પહેલીવાર જરા ડોકું ઉંચકી આ પોતાના પૌત્ર ગમ જોયું—અને પછી જાલુ તથા સુલતાન ગમ નજર ફેંકી.

"એ આજે સુરજ કેની મેર ઉગ્યોછ ?" તેવણે ઘણાજ અણુકાથી સેહજ હસી ટાપસી પુરી.

"નહી—અપોન માઇ વર્ડ ! હું મોમબાસા જવા તદન તઇયાર છેઉં. મારી અત્યાર સુંધીની ખરાબ ચાલથી તમુને મેં ગુસ્સે કીધા હોય તો આય બધાનાં દેખતાં હું માફ માગુંછ. તમે મમલાં ડારલીંગ જે કરોછ તે મારા ફાયદાને સારૂંજ કરોછ ! હું તે બરાબર સમજાુંછ."

એક મીનીટ સઉ કોઇ મુંગા મંતર થઇ ગયાં. જાલુ અજાયબીથી ડોળા ઉંચકી આ પોતાના ભાઇમાં થયેલો અદભુત ફેરફાર જોવા પડી માનેકે ચુંચી આંખ્યો કરી દાદીનો ચેહરો બારીકીથી તપાસતાં ખુરસીપર અઢેલીને માખણ લગાડેલાં પાઉની કાત્રી ગુપચુપ ખાયા કરી. કુમી તો નીચી મુડીએ પોતાનો નાસ્તો ખાવામાં એટલી મશગુલ હતી કે દાદીની ગમ એકવારબી તેણીએ જોયું નહીં. સુલતાન લેહરે લેહરે પોતાનો બુક ચાવતો જઇ તે દીવસના ટપાલના કાગજો વાંચવામાં તદન રોકાઇ ગયલો હતો !

દાદીએજ પાછી ચુપકીદી તોડી.

"કેમ જાલુ, ડીયર—તું કેમ છે ? એક્ષક્યુઝ મી, અંકે—મેં તુને ઘણી ફફડાવી. હું આશા રાખુંછ કે હવે

બધું બોલાયલું મુકાયલું તું ભોલાં દીલથી વીસરી જશે ને તારા ભઇને માફ કરશે!"

"બસ દાદી; હવે એકદમ ચીઓ ના થા!" જાલુએ ટુંકમાંજ ડાહ્યું.

"માનેક—ઓલ્ડ ચેપ! મારી ખાત્રી છે કે તે દાહરનો 'અનપ્લેઝંટ' બનાવ તેં મનમાં રાખ્યોજ નહીં હોશે?"

"ઇટસ ઓલ રાઇટ, દાદી! તે બાબદને ફરીથી ચુંથવાની કંઇ જરૂર નથી—મેં તો તેની ઉપર પાછો વીચારજ નથી કાધો" માનેકે હળવેથી જવાબ આપ્યો.

"ધેટસ એ ગુડ બોય! આઇ એપોલોજાઇઝ! કમ—શેક હેન્ડઝ! આપરે હવે દોસ્ત છીએ કેની?"

"આઇ હોપ સો!"

"દાદી, કંઇ મુબઇ જઇ આવીને ઘણોજ ડાહયો કાગરો થઇ આયોછ? શું થયું—તાંહ ભેજા પર બાલીસ્ટર બીનાસ્ટર મરાવ્યું તું શું?" મેહરબાઇએ આખરે સવાલ નાખ્યો.

"મમલાંજી—તાંહ જઇને જોઉછ તો મારા બાવા ઘેર છોડીને ચાલી ગેયલા ને મારી સાવકી માયજી કોણ જાણે કાંહ નાહસી ગેયલી! બારણાને જોઉછ તો તારૂં! કેહજે અનાજવાળો ટાંચ લાયો તો!"

"બસ—એ સુવાં નસાબંદાઓની વાત મને નથી જોઇતી."

"મમલાંજી—હું તો ફકત તમુને એટલુંજ કહેવાને ખાતર એ બાબદ બોલ્યો કે હવે આય દુન્યામાં મારે મનથી મારાં માય બાપ કોઇ નથી. માત્ર એખલો તમારાજ

—મારાં આનવંત મુરબ્બી, વાહલાં માયાલુ મમઇજીના—આશરા પર છેઉં.

વળી દસેક સેકંડની ખામોશી પંથરાઇ. પછી મેહેર-બાઇનોજ ધીમો નરમાશ ભર્યો અવાજ નીકળ્યો.

"તું અહીં આજે સાન સાલુકની વાત કરેછ તેથી હું ઘણી ખુશી છેઉં. તું હુલક જનાવરની કાની જે ફાટું ફાટું બોલી ગયેલો તે હું ભુલી જવાની તજવીજ કરશ. પણ જો હું તુને બધાંના દેખતાં કેહુંછ, દાદી, કે ફરીથી તારાં મોહના-માંથી એક સખુનબી એવો આરો અટારો નીકળશે ને તે મારા કાનપર આવશે તો હું મરતાંબી ફરીથી તારૂં મોહનું નહીં જોવશ ને મારા ઘેરમાં તુને પાણી પીવાબી ઉભો નહીં રેહવા દેવશ"

દાદીએ પરેશાનીથી ડોકું નીચું નમાવ્યું.

"મમઇજી—ફરીથી કબ્બી નહીં બોલું. બસ એ વાત બનીજ નહીં હોય તેમ સમજો. મને માફ કરો મમલાં ડીયર, મને માફ કરો!"

"ઠીક છે. સુલતાન, હવે તમે આપરા જવાની ગોઠવણ આવતા સનીવારપર રાખો. એ શેહરીવારભઇ કંઇ એમ આપસી મેરે આપુને જવા કેહવાના ઉતા વારૂ?—દાદી, અમે પહેલાં અમદાવાદ જઇયેછ. બરજોરજી ભઇ બોલાવ બોલાવ કરેછ—તે તાંહ જરા બે ચાર દાહરા રેહી ને પછી હું ને જાલુ ને સુલતાન મુંબઇ જઇશું. તુંબી અમારી સાથેજ આવ. બરજોરજી બીચારા તુને જોઇને ઘણા ખુશી થશે."

"યસ—દાદી—તું અમારે તાંહ આવશે તો અમે ઘણાં 'પ્લીઝડ' થઇશું" માનેકે આ ઇજનને ટેકો આપ્યો.

"ઓલ રાઇટ થેંક્યુ—મને વાંધોં નથી ! ફુમી, હું આઉં તો તુને 'ઓબ્જેક્શન' નથીની ?"

"જરાબી નહી."

"વેલ તાહરે—મમલાંજી—હું હવે તમારી સાથેજ છેઉં. બસ મારી પર મેહરબાની રાખજો એટલે ઘણું છે. તમે મારી તરફ સખત થાઓછ તાહરે મને ઘણું લાગી આવેછ ને પછી ચક્રમ જેવો હું શું બોલુંછ ને શું કરૂંછ તેનું મને ભાણ રહેતું નથી. બોલોની, ડીયર ઓલ્ડ ડારલીંગ મમલાં ! તમે મને માફ કીધુંછ કે નહીં ?"

"દીકરા, તું હમણાની માફક હંમેશ ડાહયો થઇને વાત કરે ને બધાંની સાથ મજેહથી ભેરાય તો મને શું અભાગ લાગી કે તું મારાં બચ્ચાંની સાથે હું સખત થાઉં ? અમદાવાદ અમારી સાથ આવ ને મુંબાઇબી અમારી સાથેજ રહેજે. ખબરદાર હવે પેલા મુવા તારા બાપની સાથે જઇને રેહતો ના. હું તુને મારી સાથે જંગબાર લઇ જવશ—ને તાંહથી પછી મોમબાસા મોકલવાની ગોઠવણ કરશું. તાંહથી નજીક પરશે."

"અચ્છું—મમલાં ડારલીંગ ! જેવી તમારી મરજી."

"લે હવે જરા જમ—એ ડારલી ફારલી પછી કરયા કરજે ! આય ઇસ્ટુ મજેનુ છે."

"બસ ઠેકસ—મેં ત્રેનમાં સહવારે છોટા હાજરી લીધેલી છે જરા મને અહીં કામ છે તે કરીને અરધા કલાકમા આઉંછ."

"ઓવાય ! વરી આવતાને વાર રખરપતી માડી કે ? એટલી વારમાં કામ શું મુવું નીકલી આયું ?"

"મને જરા મારા એક ફ્રેન્ડને મલવાનું છે રે. મને મુંબાઇમાં એણે કંઇ કામ સોપેલું તે બાબદ છે. ચાલો સાહેબજીઓ ! કુમી સાહેબજી."

"સાહેબજી."

"જાલુ, માનેક—હું આય પાછો આઉછ અંકે; બીજ માંડો તો હવે સેવક તૈયાર છે.

"ચાલ તાહરે જલદી આવજે !" જાલુએ કહયું. પોતાના ભાઇના આ નવા અવતારથી તે ભલી છોકરી સઉ કરતાં વધારે ખુશી થઇ ગઇ હતી.

"અરધા કલાકમાં આઉંછ. સાહેબજી—મી૦ સુલતાન."

સુલતાને ગંભીરાઇથી માત્ર પોતાનું ડોકું નમાવીને સલામ પાછી વાળી.

દાદી નીકળી ચાલ્યો. દાદર પરથી ઉતરતાં તેણે હસીને પોતાનો નીચલો હોઠ જોરથી કરડયો—

"મેં ધાયુઁ તે કરતાં આય કબ્રસ્તાનનો સામાન, આય કરકટી વંડોરૂં મારી ધાંખરી વધારે જલદી સીસામાં ઉતરી ગેઇ! બચ્ચા દાદી, આરે લાકરે આરો વેહ મુકયા વગર હવે છુટકો નથી. હવે તો એ તે એજ ! તીર નહીં તો તુકકો ! એ સાલી ધસપરમ ડોહીના પેટમાં હું ભરાવશ નહીં તાંહ સુધી મારેથી એક તસુ આગલ વધી શકાવાનું નથી. પેલી કુમીનો મીજાજ તો હજુ જોવ. ઉભી રેહ—ઉભી રેહ—તારોબી ધાટ બરાબર ઘડું તોજ હું દાદી ખરો ! ને પેલો સેક્રેટરી !—મને એવો ઠાર લાગો કે જાણે ઉંચકીને બારી વાટેથી ફેંકી દેઉં ! મારી ગમ જોય તાહરેબી જાણે મારાં દીલમાંની વાત વાંચતો હોયની ! યાહ એ સુલતાન વચમાં નહી હોય તો મારૂં કામ

કેટલું આસાન થઇ પડે ! જોઇએ—હવે ઉથરો કેઇ તર બેસેછ ? પેલા પાંચ ચંડાલોએ બીરૂં કરફ્યુંછ તો ખરૂં ! અકેક એક જણ ખુદ બકસ્તે સેહતાનની મુછ ઉતરાવે તેવા છે. હવે તો પાસો ફેંકાઇ ચુકયો એમજ બસ સમજો ! યાતો લખ્ખો રૂપીયા કે યાતો ત્રણ લાકડી ! !"



## પ્રકરણ ૪૦ મું.

—:૦:—

## ફીતુર ગલીનું કાવતરૂં.

ગુલબર્ગાના બઝારને છેક છેડે ખુણે—શેહરની વસ્તીથી બીલકુલ દુર—એક સાંકડો ગલીચ મોહલ્લો તેટલાંજ ગલીચ, તંગદસ્ત શકમંદ લોકોથી વસાયલો હતો. ખુબસુરત ગુલબર્ગાની તે એક કંગાલ નાલેશી હતી—નીઝમી સલતનતની આ ગંધાતી ગલી એક એબજ હતી. જાણીતી વાત હતી કે આ પલીદી ધામમાં હૈદરાબાદ, સીકંદરાબાદ, ઔરંગાબાદનું સઘળું પાપ આવીને સંકોચાઇ બેસતું હતું. નીઝામ હુઝુરના સત્તાવાળાઓની દરેક તકેદારી છતાં—ગુલબર્ગાની પોલીસની હરેક ખબરદારી છતાં—આ "ફીતુર ગલી"નો લ-તો અનાતીમાન બદમાશો, બીજાં ગામોમાંથી નાસી આવેલા ગુનેહગારો, જીવ પર આવી ગયલા ગળાં ફાસુઓથી સદા એવો ધાસ્તી ભર્યો રેહતો કે એ કાતીલ ભમરાઓના પુડાને છેડીને માથે કાંઇ જબરદસ્ત બલાગત ખેંચી લેવા કરતાં ગુલબર્ગાની પોલીસે તે તરફ આંખ આડા કાન અત્યાર સુધી કરી રાખ્યા હતા.

એ 'શીતુર ગલી'માં વસ્તા "ફરેસ્તા"ઓ ને કાયદો શું અને સતા તે શું તેની ઝાઝી પરવા હોય એમ દીસ્તું ં હતું. તેઓને તેમને મારગે ગગડી દેવા દીધા તો ઠીક-—બાકી જો કોઇ સરકારી માણસોએ તેમના ખાનગી (!) માં મુડું ખોસવાની આસનાઇ કરી તો ખાસ્સી ફુટની લાંબી છુરીઓ કે છ બારી રીવોલવરોથીજ આગે તે કમબખ્તીના ઘેરેલાઓને આવકાર મળતો "કોન્સપીરીસી લેન'નો એ ત્રાસ તોડવા માટે ત્યાંમની સરકારે કાંઇ ઓછી મેહનત કરી નહીં હતી—પણ વ્યર્થ! એકાદ વખત હથીયારબંધ પોલીસનો દરોરો પાડી ત્યાંના થોડાક જાણીતા જાલમ દઇત્યોનો ખીલો ઉપાડ કરયો તો વળી બે ત્રણ મહીના જરા જપ મળતો—પણ ત્યાર પછી વળી પાછું જેનું તેજ. વળી નવા કોઇ શયતાનના સાગેરદો કોણ જાણે કયાંથી આવીને ત્યાં ખુદા માલમ કયારે ભરાતા—અને પોતાનું ઝોહાકી રાજ એ 'શીતુર ગલી'માં પાછું સ્થાપણ કરતા. એ ખુની લુટારાના જોખમભરયા ધામને ઝાડઝુડ કરતાં હવે તો પોલીસબી હારી ખાઇ ગઇ હતી.

પણ ચાલો—હવે આપણે આપણી વારતા સાથે આગળ વધ્યે.

એજ નેહરત 'શીતુર ગલી'ના એક નાકા ઉપર ત્રણ માળના ભાંગાં ભસ્તાં જેવા કરકટી સમાન ઘરમાં સઉથી ઉપલે મજલે છ રાંઢોડી જેવા ખવીસ દેખાવના શખ્સોની એક મીટીંગ મળેલી છે. રાતના અગ્યાર વાગી ગયલા છે. ઓરડાના સરવે બારી બારણાં બહુ સંભાળથી ચપ્પટ બંધ કરી દેવામાં આવેલાં છે. આ અરીમ ધરીમ અડધો ડજન

પુરૂષો દેખઇતી રીતે કાંઇ અત્યંત જીવ સટોસટ બાબદ ઉપર બેહદ આતુરતાથી મસલત ચલાવતા ત્યાં ભોંયપર ફસડાઇ બેઠેલા છે—તેમનો વાતચીત કરવાનો અવાજ બહુ ધીમો છે.

"હવે તો આય તર કે પેલી તર, દાદી તું એમ બાય-લાની કાની ધ્રુજયા કરશે તો અમારો બધાનો કચરડો નીકલી જશે. એ તારી મમઇનો ખોજો સેક્રેટરી કોણ (એવો તેવો) મુવોછ તેનો કાંટો કાહરી નાખ્યા વગર છુટકોજ નથી"

ઉપલું બોલનાર એક જબરી ભરાવદાર મુછ વાળો કબરદીંગ કોઇ મુસલેમાન હતો. લાલ ટસ ડોળા ઉઘાડી તેણે પોતાની સામે બેઠેલા એક પારસી જવાન ગમ એવી ઢપે જોયું કે જાણે કાંઇ સેવટનો જવાબ તેની પાસ માંગતો હોય.

ભીંતને અઢેલીને બેઠેલા દાદીએ—(હા, મેહરબાઇ જસાવાળાની દીકરીના દીકરાએ)—ગંભીર મ્હોંડે બારીની બાહેર થોડો વાર જોયા કર્યું.

"મેં તમો લોકને કેહી મુકયુંછ, ગફુર, કે હું મારો પાર્ટ પ્લે કરવા તઇયાર છેઉં." દાદીનો ધીમો અવાજ નીકળયો. "આય સુલતાન આપરી ટોલીની તમામ વાત જાણેછ—ને જો તમે એને વધારે વખત છુટો રેહવા દીધો તો આપરાં ડોસલાં બેઠાં એમ જાણી લેજો. એ એવો ઉંડો ને ખરાબ માણસ છે કે બધું બરાબર રાંધીને આપુને એકકે એક ને આબાદ છટકાંમાં લેશે નહીં તાંહ સુધી એનું પાપણબી હીલવાનું નથી."

"દાદી, તારી ડોહી અમદાવાદ કાહરે જાયછ-કેહયું ?" ટોલીના એક બીજા આસામી—આપણા મીત્ર કાલ્યા—એ સવાલ કીધો.

"સનીવારે ઉપરી જવા માંગેછ."

તે માઝનદરાન મીટીંગનો એક ચોઠા સભાસદ નામે બરજોર બામણયો જે બે ગાલે બે હાથના થેભા દઇને બેઠો હતો, તેણે એક ધીમી પણ લાંબી સીસોડી મ્હોડેથી ફોડી.

"આજે મંગલ તો થયો ! . આજ કાલમાં થઇ જવું જોઇયે—નહીં તો એક વાર એ અહીં ગુલબરગેથી છટકયો તો કાટલાં નીકળી જવાના !"

"બસ બદલા ! માંડીજ વાર !" ગફુર કંટાળીને વચમાં બોલી ઉઠયો "તું તો બેસીજ રેહ ! દાદી તારી બુઢીને તો તેં રમારી લીધીછ કેની ?"

"હા—હાલ તરત નબોદ ગેઇને સમજાવી લીધીછ તો ખરી. પણ આય કાફર મુસલ્લો વચમાં છે તાંહ સુધી મારૂં કંઇ વળવાતું નથી. ગફુર, એ સુલતાન જયારે આપરી ટોલી સાથના મારા સંબધની બધી વાત જાણે તો પછી હું મમઇની આગળ બધો સુધરી ગયલો ડાહયો દીકરો બનવાનો મારો ભાગ ભજવું તે કેવી રીતે ? નબોદ ગીયો મારી સાથ આંખસે આંખ મેળવેછ ને મારાં પાણી મરી જાયછ."

"અલબત એ જાંહ સુધી ડોહીની આગળ હોય તાંહ સુધી તું તારૂં પેલું બીજું કામબી નહીં કરી શકવાનો !" મીટીંગના પાચમા મેમબર મી૦ વીઠલદાસ—ઉરફે વાઠુ વાધે હસીને ટાપસી પુરી.

"બેશક નહીંજ !" દાદી બોલ્યો "મારેથી એક ડગળું આગળ નહીં ભરાશે. આય સુલતાનને ખીસાડો—ને પંદર

દાહરામાં મારી ધરડીનો રસ્તો કરી નાખવાનું સેવકનું કામ છે !"

"એ તારી મમઇ મરે તો, દાદી, તુને કમતીમાં કમતી દસેક લાખ મળે, હેં !"

"હા ગફુર, કમતીમાં કમતી ! ધાંખરીએ મને ને મારી બેહનને સરખે ભાગે પોતની દોલત વેહંચી આપવાનું વીલ કીધુંછ."

"તે બેહનથી જો રસ્તામાંથી ખસ્તી થઇ જાય તો–"

"ચાલ બસ હવે ! હમણા હસ્વાનો વખત નથી." દાદી ચીચવાઇને છેડાઇ પડયો.

"વારૂ વારૂં—એમ બીગડી શું કામ જાયછ ? જો દાદી, આય બધાના દેખતાં તેં સોગંદ ખાધાછ—અ. ડોકરી ધપે અને સુલતાન ને વચમાંથી અમે દુર કરયે તો અમુને દરેકને વીસ હજાર રૂપીયા—કેશ—નું મહીના દાહરામાં આપે જો એમાં ફેર નહી પડવો જોઇયે હો !"

"મારાં સત ઇમાનથી કબુલ ! મારી જવાનીના કસમ ખાઇને કેહુંછ કે પૈસા મારા હાથમાં આવતાંને વાર તમો દરેકને હું તે કબુલેલી રકમ આપશ. સરત એકે ત્યાર પછી આપરી ટોળીએ વીખરઇ જવુ ને મારો તમારા લોકથી સંબંધ સદાનો છુટો."

"અચ્છું. તાકરે ગફુર, આપરે કાલે બુધવારની રાત ઠેરવ્યે, કેમ ? બુધ ને કામ થાય શુધ્ધ !" કાલ્યાએ હવે કાંઇ "બીઝનેસ"ની વાત ખરે મને શરૂ કરી.

"શું પેલાને ઉપાડી લાવવા ?"

"હા.

"મારે વાંધો નથી—વીઠ્ઠુ, હું અને કરીમ અસારી સાથે હોશો તો બસ. આપરે . ચાર ઘણા થયા. બદલા, તું અહીંજ રેહજે. આપણા પરોણાની મદારત તાહરે કરવા આખી રાત રેહવું પડશે."

"મારૂં તાહરે બીલકુલ કામ નથી?" દાદીએ પુછ્યું.

"બીલકુલ નહી!" કાલ્યાનો ઘાડો અવાજ નીકલ્યો. 'દાદી. તારે તો અલગ રેહવું. આખો વખત તારી ઘાંખરીની આગળજ કાલે રાતે રેહજે કે જરાબી શક તારીપર આવે નહીં."

"ઓલ રાઇટ! પણ કાલ્યા—મને તમારો પલાન બરાબર સમજવો જોઇએ. તમે તમે શું કરવા માંગોછ— મને કેહો."

"હવે ભેજું ના ખા–કાલે રાતના સુલતાન ફુલતાન તારી મસદ આગળથી નાબુદ થઇ જાય પછી બસ કેની?"

"પણ તેનું ખુન થયલું જાહેર થશે તો ધડાધડી થઇ જશે"

"બસ કર કહયુંની! સુલતાનનું ખુન નહી થશે–ને જો થશે તો કોઇના બાલનેબી તેની ખબર નહીં પડશે!"

દાદીએ વસવસાથી ડોકું ધુણાવ્યું.

"આય કંઇ વાજબી નથી. તમે લોક શું કરવાના છેઓ તે જાણવાનો મને હક છે."

વીઠ્ઠલ હવે વચ્ચે પડયો.

"હા—પણ તે વખત આવે ત્યારે જાણજેની. સુલતાનનું શું કીધું તે વળી તુનેજ નહીં કેહીશું, દાદીસઇ?"

"હમણા એ સત્યાનાશ ગીયાને પેહલાં આપરાં છટકામાં

બરાબર સલામત રીતે લાવવા તો દે, દાદી; પછી એ શેકારનું શું કરવું તેના વીચાર કરવા સારૂં આપરી પાસ પુષ્કળ ટાઇમ છે.” કરીમબક્ષે વીઠ્ઠલને ટેકો આપ્યો.

“ દાદી હવે આસ્તેથી ઉઠી ઉભો થયો.

“ ઠીક છે. જોઉંછ તો તમે મારા દોસ્તો કેવી બજાવોછ ! હુંબી મારાં કામ પાછળ વાઘની માફક ચોંપમાંજ છેઉં.” દાદીએ પોતાનો સંતોષ જાહેર કીધો.

“ પણ જો ભાઇઓ—મારી સરત તમોને મેં કેહીછ હો,” બદલો હવે ઉઠીને ઉભો થતાં ખોલ્લા મોટા અવાજે બોલ્યો—“હું તમુને દરેક મદદ કરશ. પણ કોઇના લોહીમાં હાથ બોરવા મને કહેશો તો મારી ચોખ્ખી ના. પછી વાંધો નહીં પડે.”

“ વારૂ—વારૂ—બદલા—તું ઘણો પરેહજગાર ફરેસ્તો છે તે મને ખબર છે. કોણ એવો તેવો તુને લોહીમાં હાથ બોળવા કેહછ ?” કાલ્યો ચીરડાઇ પડયો.

દાદીએ અજાયબીથી બદલા ગમ જોયું.

“ કેમ એ વરી શું સાધુ થઇ નીકલ્યોછ ?”

“ બીલ્લી સઉ ઉંદર ખાકે હજ કુ ચલી ” ગફુરે હસીને ખુલાસો કીધો.

“ તમે લોક ગમે તે કેહો—જો કોઇનું ખુન કરવાનું હોય તો હું એ કામમાં પરવા માંગતો નથી,” બદલાએ લગાર ગંભીરાઇથી કેહયું.

“ પણ ગદ્ધા, તુને ખુન કરવા કેહછ કોણ ? તુંને જે કામ કહીયે તેજ બસ કરજેની—થયું !” કરીમબક્ષ બોલી ઉઠયો.

મીટીંગ અત્રે બરખાસ્ત થઇ. કાલ્યો ગફુર અને કરીમ તો પોત પોતાને કામે નીકળી ચાલ્યા. અંધારી રાતે શીતુર ગલીમાં દાદી, વીઠલ અને બરજોર સાથે સાથે ચાલતા હતા.

"બદલા–એ વરી સાધુનો સાહયો તેં કે દાહરેથી પેહડયો?" દાદીએ હસીને પુછ્યું, "નખોદ ગીયા, હું તો તુને પેહલા નંબરનો ડામીસ સમજતો'તો."

બદલાનો ચેહરો વળી પાછો 'સીરીયસ' થઇ ગયો.

"દાદી, એક માણસ તુરંગમાં જઇ આવ્યો તેથી તે જીંદગીથી બસ રદબાતલજ થઇ ગેયલો હોવો જોઇયે–એમ?"

"હા—હું તો ધારૂંછ."

"જરાબી નહીં. જો સાંભળ એક નાહલી મારી કાહણી કેહું. હું સાબરમતી જેલમાં મારી ત્રણ વરસની ટેંપ ભરતો'તો. મને ૪ મહીના બાકી ઉતા તેટલાં મને સખત ભેજાંની તાપ આવી. આખી રાત સુવું નહીં. તાંહ મને બે પારસી બાપ દીકરા કેદીઓએ મરી જતાં બચાવ્યો. આખી આખી રાત મારી આગળ બેસી રેહયા–ને મને પંખો નાખ્યો ને એક સગી માય માવજત નહીં કરે તેવી મારી સારવાર કીધી. બીચારાઓને લાંબી ટેંપ ઉતી. એ લોક નહીં હોતે તો હું મરી જતે. પણ તે લોકનીજ—ખાસ કરી પેલા જુવાન જરથોસ્તી કેદીની–અઠાગ સંભાળ અને લાગટ એકવીસ દાહરાની જીવતોડ માવજતથી મારો જાન બચ્યો. ખુદા તેમનું ભલુ કરો!"

અત્રે દાદી અને વીઠલ બેઉ જણ ખડખડાટ હસી પડયા.

"તમારે જોઇયે તો હસો. પણ તે દાહડેથી મેં કસમ

ખાધાછ કે કોઇના લોહીમાં હાથ નહીં બોળવા. વીઠુલ, એમ ખીખી ખીખી શું કરેછ? મારી મુડી તમો ચંડાલોના જાલમ સપાટામાં છે—બાકી આય કંગાલ મારફાડના પેશાની હું મરતાંબી અડાસે નહીં જાઉં. આય તારો સુલતાન એક મુસલમાન છે તેથી હું એટલોબી તમારા કામમાં સામેલ થવા તઇયાર થયોછ—બાકી એક જરથોસ્તીનું કાટલું જો તમે કાહડવા માગને તો હું તમુને બે હાથે સલામ કરીને કેહતે કે 'બા મને માફ કરો.' ચાલ સાહેબજી—હું તો અહીં આય કોટડીમાં જાઉંછ."

બદલો તે લોકથી છુટો પડયો. દાદી અને વીઠુલજ માત્ર રહી ગયા.

બદલાની 'પહરેજગારી' (!) જોઇને તેના આ બે મીત્રોને ખુબ રમુજ ઉપજી હતી. થોડેક કટકે તેઓએ તેનીજ ઉપર આપસ આપસ ટકોર કર્યાં કીધી. દાદીને સઉના કરતાં આ વીઠુલ સાથ વધારે ઘરોબો હતો.

'રોશન મહાલ'ની નજદીક આવી પુગતાં દાદીએ પોતાના હીંદુ સોબતીના બરડા ઉપર હાથ મેલ્યો—

"બચ્ચા વીઠુલ, મને એક તારી સલ્લાહ જોઇયેછ. મેં જોયુંછ કે તું બધામાં સઉથી ઠંડો ને સઉથી શેહારો છે. બોલ દીકરા—એક બાબદમાં તું કંઇ મને રસ્તો દેખાડી શકશે?"

"કેહ તો ખરો—જોઉં?"

"જો વાઠ્ઠુ—આય મારી ડોકરીની સાથે હમણા તેના ભઇની એક છોકરી કુમી કરીને છે. મને તે પોટ્ટી બહુ ગમે—પણ રાનનાં નાકમાં ગંધ ભારી છે."

"એટલે ? તું તેને—"

"હું તેને પરણવા માગું છ—તારા સમ !"

"ને તે તુંને દાદ નથી આપતી ?"

"જરાબી નહીં."

"તો માર તેને ઝાડુ ! એમ બાયલાની કાની શું વાત કરેછ ?"

"છટ—તેના ભેજાંમાં એમ ભરાયુંયુંછ કે હું તદન રદબાતલ માણુસ છેઉ. જો વીઠ્ઠુ—આય સુલતાનનું હાડકું નીકળી જાય ને હું જો એ કુમીના મનપર કંઇ સારો છાપ મારી શકું તો એ રસ્તે પાધરી ઉતરે."

"વારૂં ?—પછી તે શું કર્યે ?"

"સાંભળ—મારે કંઇ એવું કરવુંછ કે જેથી એ જુસ્સાવાળી છોકરી મારે માટે સારૂં મત બાંધે ને મને હેશાનમંદ થઇ રેહ !"

"ભસી મરની—શું કરવુંછ તે ?"

"જો આય કુંચી ! રોશન મહાલના બગીચાનાં એક ખુણામાં એક કોઠરી છે તેની એ ચાવી છે."

આમ કહી દાદીએ પેલાં ભોંયરાંવાળી કોઠરીની ડુપ્લીકેટ ચાવી જે તેને કમાલખાન પાસથી મેળવી હતી તે વીકુસના હાથમાં મુકી.

"વારૂં—પછી ?" વીકુસે અર્ધ રમુજમાં અર્ધ અજાયબીમાં પુછયું.

"દીકરા, આવતી કાલે રાતના ખાણું લીધા પછી એ કુમીને કંઇબી તદબીરથી આય કોઠરીમાં ફુસલાવી લાવીને એને ગાંધ."

"એટલે ?"

"એને તું એ કોઠરીમાં આણીને બાહેરથી બારણું બંધ કરી બસ મને ચાવી આપી ચાલ્યો જા."

"પછી ? હું તારી ગોલા લડાઇ કંઇ સમજતો નથી ?"

"તું એવો ઉજબખ કીયે દાહડે ઉતો, વીઠ્ઠુ ? એક આખી રાત એ બીજાજી છોકરીને અંદર ગુંગલાવા દે. કોઇ જાણશે નહીં કે કોણે અને કાંય આય એમ તેણીને તાંહ પુરી. તું બસ પછી ખીસ્તો થઇ જજે. હું બીજી સહવારે જાણે ફરતો ફરતો તાંહ કોઠરીમાં મારો સામાન લેવા જઇ લાગશ—ને તેણીને જાણે કેદમાંથી છોડાવશ. પછી એ કુમીનો મારી સામેનો અભાવ ડપટ પડવા વગર રેહશેજ નહીં. બધો ગડબડ ઘોંઘાટ હું એવો કરી મુકું કે સઉ કોઇ ગભરઇ જશે ! હવે હજુબી સમજ્યો કે હજુબી નહી ?"

"હા—હવે સમજ્યો ? કાલે રાતે ૮ વાગે એ બાઇને બસ અંદર પુરવી—ને ચાવી તુને આપી દેવી ? બસ એટલુંજ મારૂં કામ ?"

"એટલુંજ !"

"અચ્છું ! જા—એ કીધું ! પણ કોઇ માણસને થોરા ઘણા રૂપીયા આપીને એને બોલાવી લાવવા સારૂં—"

"લે આય વીસની નોટ છે. જો ચુક નહીં થાય."

"કભભી નહી થાય મારી પર વીસવાશ રાખ. તું ચાવી પાછી લેવા કાંહ ઉભો રેહશે. ?"

"હું તુને રોશન મહાલનાં પાછળા નાના દરવાજાની બાહર દસને ટકારે મળશે."

ઠીક છે—એનાં કોઇ માય બાપ ભાઇ બેહેન અહી સુવાંછ કે ?"

"એક ભાઇ છે."

"બસ તાહરે એ ભાઇને જરા કુવરબાઇથી રાતે ૯ વાગે ખીસ્તો રાખજે."

"તે મારૂં કામ—ફેર નહીં પડે!"

"તાહરે બસ એટલ! સલામ!"

"જો વીઠ્ઠુ—તારે ભરૂસે—અં?"

"બેફીકર રેહ!"



## પ્રકરણ ૪૧ મું.

—:૦:—

## મુસીબતનો માર!

સુલતાને પોતાના હાથમાંની ચોપડી પટાક કરતી કે બંધ કરી. દર પળે વધારે ઝાંખાં મારતાં સાંજનાં ઝઝકલાંમાં તે હવે કાંઇબી આગળ વાંચી શકવાને અશકત હતો. પુસ્તક કાંઇક ફીલસુફીની બાબદ પર હતું—અને છેલ્લો કલાકેક થયો સુલતાન તેની અંદર એટલો તો ચકચુર બની રહેલો હતો કે સમી સાંજના સાત વાગતાની લોહરી લાગી જઇને લગભગ અંધારૂં થવા આવ્યું હતું તેનુંબી તેને ધક રહયું નહી હતું. નદી કીનારે એક એકાંત જગ્યાએ મોટા પથરાઓને અઢેલીને ખુશનુમાં ઠંડી લેહકી ઘોરતાં એક રસીલી કેતાબ સાથ એખલે જીવે ગોફ્તેગો કરવાની મજાહ ઓરજ છે! એ મજાહમાં લીન બની બેહેલા સુલતાનને પોતાની આસપાસનું દુન્યાદારીનું ભાણુ કયાંથી હોય?

પણ અંતે તેની બીલાડી સરખી તેજસ્વી આંખ્યો પણ

લગભગ દફે થઇ ચુકેલી રોશનીના છેલ્લાં ડચકલાં આગળ લાઇલાજ થઇ પડી. સુલતાને ગમે તેટલુંણી ડોળા ખેંચીને અડધું પાનુ વટીક વધુ વાંચવાનો પ્રયત્ન કર્યો—પણ વ્યર્થ! તેને ચોપડી બંધ કરવીજ પડી.

અને ચોપડી બંધ કરી ત્યારેજ ઘણે વખતે તેને આ દુન્યાની પોતાની તે ઘડીની હાલતની શુદ્ધી આવી. ખીસાંમાંનું ઘડીયાલ તુરત તેને ખેંચી કહાડયું—અને સવા સાત વાગી ગયલા જોઇ તેણે સેહજ ભવાં ચઢાવ્યાં. તે સાંજના તેને છુટી મલેલી હતી. કેમજે મેહરબાઇ સાથે જાલુ, દાદી અને માણેક મોટરમાં ફરવા ગયાં હતાં. કુમીના તો જીવને જરા ઠીક નહીં હોવાથી ઘરમાંજ રહેલી હતી. માનેકબી તેણીની સાથે રહેવા ચાહતો હતો, પણ દાદીએજ બજીદાઇ કરી તેને પોતાની સાથે ઘસડયો હતો. કુમીએ પણ પોતાના ભઇને જરા બે ઘડી ફુઇજી સાથ ફરી આવવા ઘણીજ ઓંહસ કરી, એટલે માનેકે તેઓ સાથ જવા હાં પાડી હતી.

સુલતાનને તો આ જેવું જોઇતું હતું તેવુંજ મળ્યું. કુમી ઉપર બંગલામાં મેહરબાઇના ઓરડામાંજ હતી—એટલે પાંચ વાગતેથી તે પોતાની માનીતી નાનકડી ચોપડી "ધી એથીક્સ ઓફ એરીસ્ટોટલ" લઇને નદી કીનારે નીસરી પડયો હતો.

ચુંચી આંખ્યો કરી નદીના ધીમાં વહેતાં પાણી નીહાલતો જઇ, લગાર સંતોશી જીવે સુલતાને પોતાના ઉંઘાડા માથાંના બાલોમાં એક હાથે આગલાં ફેરવયાં. તેના હાથમાંની ચોપડીએ છેલ્લો દોઢ કલાક થયો તેનું મન બહુ સમાધાન કરી નાખ્યું હતું. બે ઘડી તે આ જીંદગીની જફાઓ, સંસા-

રના સંકટો, દુનયાની દગલબાજીઓ બીલકુલ વીસરી ગયો હતો. માથાંપર ફુંકતા ઠંડા મીઠા પવનથી તે હમેશ ઘણો રીજતો હતો. પણ હવે જ્યારે તેને પેલી જહાનમાં તાણી જનારો તેનો મુંગો પણ શુભાખીત સોબતી—પેલી ફીલસુફીની ચોપડી—બંધ થઇ ગઇ ત્યારે સુલતાનનાં મગજપર વળી પાછો આ જુલમગાર જેહાનનો ઓહાકી' દોર ધાઇ આવ્યો. કુદરતી રીતે તેનેથી પોતાનો જમનો હાથ પોતાનાં વેસ્ટકોટનાં અંદરનાં ગજવાંપર નખાઇ ગયો. ત્યાં પેલી કોઠરીની કીટાયલી કીમતી કુંચી અનામત બેઠેલી હતી. શેહરીયારજંગનાં ભેદી ભોંયરાંના લોખંડી બારણાંની આ ચાવીને સુલતાને પોતાથી એક સેકંડ પણ વ્હીલી મેલી નહીં હતી. પોતાની હોરમત અને નીરદોશપણાની આ કુંચી પોતાના ગળામાં ઓળવી આ ધીરજવંતો શખ્સ તેને છેક અંદરના વેસ્કોટ ખીસાંમાં જીવની પેઠે સાચવી રાખતો હતો. કોણ જાણે શું થયું હતું—કે એકાદ રાતે પેલાં ભોંયરાંની મુલાકાત લઇને ત્યાં દટાયલો અમુલ્ય ખજાનો પોતાને કબજે લેવાને સુલતાનને લાગજ હજી સુધી મલયો નહી હતો. નખોદ ગયલો ગુલબર્ગાનો નવાબ પોતાની પાર્ટી ફાર્ટીઓ જરા ડપટ પાડે તો કાંઇ લાગ મલે કેની? "રોશન મહાલ"ની રોજીંદી ચાલુ ધમચકરીને લીધે મોડી રાત સુધી નવાબની એસ્ટેટપર પરોણાઓની, માણસ ચાકરોની અને બીજા ત્રીજાંઓની એટલી વસતી રેહતી હતી કે પેલી કોઠરીને પોતીકી છુપી મુલાકાત આપવા માટે થોડાક દીવસો સબુરી રાખીને થોભવા સીવાય સુલતાનને છુટકોજ નહીં હતો.

પણ નવાબની છેલ્લી ઇવનીંગ પાર્ટીની ધધુખરણી પુરી

થઇ—અને "રોશન મહાલ"ના લગભગ સઘળા પરોણાઓ પોતાના નોકર નફરોના ખટલા સહીન વીદાય થઇ ચુકયાં હતાં. હવે આજે રાતે ગમે તે થાઓ-ગમે તેટલાં માણસો સામે મળો—તોયે કોઇબી ભોગે, કોઇબી જોખમે, આજેજ રાતે આ કોઠરીનાં ભોયરાંની અંદર છુપાવેલાં પોતાની બે ગુનાહીના બે મુળ પુરાવાઓને ઉપાડી લાવવા સુલતાને દાત્યાં પીસીને મક્કમ ઠરાવ કર્યો હતો. હવે વધુ વખત—એક દીવસ વટીક-ઢીલ કરવામાં સલામતી નહીં હતી. મેહરબાઇજી બાઇ આવતે સનીવારે ગુલબગેથી ઉઠાંગરી કરી જવાની દોડાદોડીમાં પડયાં હતાં——અને આની ગમ સુંજી ગુનેહગાર શેહરીયારજંગનો એક અડધા કલાકનોબી હવે વીમો કયાં હતો ? તેની પુઠે વળગેલો તેનો જીવલેણ જાલમ જમડો—તેના કરતુકોનો મળત્યો સોબતી પેસી દુબાશ—નવાગતું ખુશાલ જીવે હાલ લોહી ચુસવા મંડી ગયલો હતો. આવા એક ધાસ્તીભર્યા બદમાશ સાથીના સપાટામાં પોતાની ગલચી આટલી આમ સાબુત સીકડાઇ ગયલી દેખીને શેહરીયારજંગ કેથે વટેણા વાવી જાય—તો સુલ-તાન પછી હાથ ધસ્તો રહીજ જાય ! દુનયા સમક્ષ ખરા કરપીણ ગુનેહગારોને ઉંધાડા પાડી પોતાની અને પોતાના પેદ-રના કપાલપરની કાળી ટીળી ભુસરી નાખવાની તેની આશાઓ ધુળમાં મળે !

ઉપર કહયું તેમ નદીના નીરમળ વહેતાં પાણીને ટીકતો જઇ ગંભીર ઉદાસ મ્હોંડે સુલતાન પોતાનાં માથામાં આ વીચારો ધોળવ્યા કરતો ત્યાં સ્થીર બેસી રહેલો હતો. તેનું શરીર સ્થીર હતું—પણ તેનુ હૃદય સ્થીર હતું નહીં. ઉશ્કે-રણી, કીના, ખીજવાટ અને લાંબો વખત સમાવી રાખેલા

અનેક જુસ્સાઓના મારા હેઠલ તે નાનકડું હાર્ટ લોખંડી હથોડા તેની છાતીમાં ઠોકતું હતું.

બત્રીસી પીસી એકવાર ફરીથી સુલતાને અંદરના ગજવાં માહેલી તે લોખંડી જીણસ ઉપર આંગળું દાબ્યું. તેના કુટુંબના સારાં નામનું સીલ–તે પયારો બેસુલ દાગીનો–પેલી ચાવી ત્યાં સલામત હતી કે નહીં તે બાબે તેણે ફરીથી પોતાની ખાત્રી કરી. તે ત્યાં અનામત હતી. જયાં સુધી એ કુચી સુલતાનના ડગલામાં હતી ત્યાં સુધી પેલાં ભોયરાંમાં પડેલો અસબાબ—પેલો નેકલેસ અને પેલાં ગુમાયલાં દસ્તાવેજો–ઠાવાં સલામત હતાં એમ તેને દીલે નેહ હતી. એજ ખીસાંમાની ચાવી વડે નાપેકાર નવાબનાં અને તેના દારૂડયા મદદનીશ સોબતી પેરી દુબાસના કરતુકોની સંદુક ખોલવાની હતી.

પેસી દુબાસ! એ નામ યાદ આવતાજ સુલતાનનો ચેહરો કરડો અને કઠોર બનયો–અને આંખમાં ઝનુનનો ચમકાટ ફેલાઇ રહયો. આરબના છુપા વેશમાં નવાબને નીચવતા એ ભાડુતી દગલબાજ મુજીને થોડીજ ખબર હતી કે તેની પોતાનીબી સત્યાનાશીનો સામાન તો કોઇ બીજાજ આદમીના હવાલામાં આવી ચુકયો હતો!

પોતીકા વાહલા મરહુમ પીતાના નીરદોશપણાનો સુદદો જે કોઠરીમાં સંતાયલો પડેલો હતો તે જો એક વાર બરાબર હાથમાં આવે તો પછી તે તફરગે થયલા નેકલેસનું શું કરવું—અને પેલાં ઓચરયાંઓની મદદ વડે પોતાના પીતા પીરોશાહની પહેડીમાં થયલા ઘોટાળાની ખરી હકીકત જાહેરમાં રજુ કરીને વડી અદાલત પાસે પાછો ઇનસાફ કેમ

માગવો—તે સુલતાને કાંઇક ઝાંખી રીતે પોતાના મગજમાં ગોઠવી રાખ્યું હતું. પહેડીમાંથી ચોરાઇ ગયલો કેહવાતો પેલો નીઝામ સરકારનો લગભગ દસ લાખ રૂપીયાનો નેકલેસ (જેના બેમુલ ઝવાહીરો છુટા પાડીનેબી ચંડાલ શેહરીયાર આજની ઘડી સુધી વેચવાની હીંમત દેખાઇતી રીતે કરી શકયો નહીં હતો-તે કીમતી દાગીનો એમનો એમ લઇ જઇ ને હેદરાબાદના બ્રીટીષ રેસીડંટના હાથમાં મેળી દઇ સોગંદ ઉપર તમામ પોતાની ખરી હકીકતનું લેખીત સ્ટેટમેંટ તે અમલદારને સપુરદ કરવાની સુલતાનની ધારણા હતી. પોતાને કબજે આવેલાં સર્વે ઓચ્યર્યાં (જે નવાબે બેહસ્તી પીરોશાની પહેડી માંથી બદમાશ પેસી દુબાસની મદદ વડે તફરગે કરી નાખી આજની ઘડી સુધી દબાવી રાખ્યાં હતાં.) તેની મદદ સાથ પોતાનું નીરદોશપણું જરાબી શક સુબેહ વગર પુરવાર કરી આપી નવાબની દગલબાજી અને કરતુકના લેખીત પુરાવાઓ નીઝામી તેમજ બ્રીટીશ સત્તાવાળાઓને હવાલે કરવાનું સુલતાનનું પ્રોગ્રામ હતું.

પણ તે બધું કાંઇ ઉપર ટપકેની રીતે તેના ભેજાંમાં ગોઠવાયલું હતું. આહ—એ બધો કાશીસંગ કેમ જશે તેનો વીચાર વીચાર કરતાં કેટલી વખત સુલતાને અકળાઇને પોતાનું ઠાકી ગયલું દેમાગ બે હાથે જોરમાં દાબ્યું હશે! વળી જયારેબી તે એ બાબદનો ખ્યાલ કરવા બેસતો ત્યારે તેના તુરંગોનો ઘોડો જાણે બે પાંખ લઇને એક એરોપ્લેનની ઝડપે ઉડયો જતો—અને અંતે મુંઝાઇને સુલતાન પોતેજ વધુ વીચાર કરવાને ના પાડતો હતો. જે થવાનું હશે તે પછીથી થઇ રહેશે એવા સધીયારા સાથ તે માત્ર એકજ ચીજ પહેલી હાર પાડવા

માટે આજે પાંચ દીવસ થયા તલ્પી રહેલો હતો; તે શું? પેલો છુપાવેલો નેકલેસ અને ઓચરીયાંઓનો કબજો!! મેહરબાઇ જસાવાલા શનીવારે ઉપડી જવા ચાહતાં હતાં—આજે ભેસ-પતવાર તો થયો! વચમાં બે દહાડા બાકી રહયા. એ બે દહાડાના પેટામાં શું ભરાયલું હતું તેનો દરયાફ્ત કરતાં સુલ-તાનની છાતી બમણા જોરથી ઠડક ઠડક થવા માંડી. જે વખત જાય છે તેમાં હવે તે બાઇના સગા ભાઇને અને સગા જમા-ઇને સુલતાન મુદ્દા પુરાવા સહીત ઇનસાફની ચુંગાલમાં સપડાવવાનો હતો! નાની જાલુ અને પેલા રદબાતલ દાદીના બાપને તથા વાહલી ફુમી અને ભલા માનેકના સગા કાકાને સુલતાન એક ભયકર ફોજદારી ગુનાહ માટે સંડોવી પોતે એ સરવે સનમુખ પોતાના ખરા આકારમાં ઉભો રહેવાનો હતો! બીજા બે દહાડામાં!! તે ભયાનક ઘડી માટે જીવને ધાડો બનાવતાં સુલતાન આજ કેટલી કેટલી રાતો થઇ આંખ્યો વાચીને કરારે સુઇ શકયો હતો નહીં.

લોહીનો એક ગોટ ગળીને સુલતાન ખડો બેઠો અને છેલ્લે પાટલે બેઠેલા એક ઘેરાયલા આદમીની પેઠે જોરમાં બેઉ હાથની મુઠીઓ વાળી.

પેરી દુબાશનો પત્તો તેને કેવી કટોકટ ઘડીએ આબાદ મલી ગયો હતો! ઓ રાસ્તીના ઇનસાફી બાપ! બદફાર નવાબનો આ પાપી મળત્યો પોતે ચાલી ચલાવીને. બરાબર કેવે રામ-બાણ વખતે ગુલબગે ફુટી નીકળ્યો! સુલતાનના ફાંદામાં એ બીજું બીલ્લુબી આપસી મેળે ચાલી આવ્યું—એમાં બેશક કાંઇ અણદીઠ મદદગારોનો હાથ તો હોવોજ જોઇયે! શેહરીયારજંગ, મેહેરબાઇ, જાલુ, દાદી, પેસી—સર્વે એક વખત એક જગ્યાએ!

કેવો સંજોગ ! સુલતાનનો ખ્યાલ પેલા જોખમભર્યાં ભુડા દાદી તરફ દોડયો. મુંબાઇથી આજ સહવારે આવતાં ને વાર જે નવી ગોળા લડાઇ તે જવાન પુરૂષે એકદમ લગાવવા માંડી તે જોતાંજ સુલતાનનું માથું ટણકયું હતું. ઘરડાં 'મમઇજી'ને રમાડી લેવામાં દાદીનાં નવાં કારસ્તાન શું હશે તે સુલતાન સમજી શકતો નહી હતો—પણ બેશક તે અભાગ્યો છકેલ પોશાગીર કાંઇ ઘણીજ ભયભીત ઉંડી હેબતનાક બાજીમાં રમતો હોવોજ જોઇયે એ બાબે તો સુલતાને પોતાના જીવ સાથ ગાંઠવાળી મેલ્યો હતો. પણ હમણાં કાંઇબી ગડબડ કરી સરવે કોઇને ભડકાવી નાખવાનો મઉકો ન હતો. પહેલે સુલતાનને નવાબ શેહરીયારજંગ અને દાદીના બાપની સાથ હીસાબ ચુકવવાનો હતો. દાદી ઉપર ચાંપવંતી બારીક નજર હાલ તુરત તો રાખી મેલવા ઉપરાંત વધારે કશું કરવું નહીં— એ તેનો નીશ્ચય હતો.

સુલતાને ઘડીયાલ કહાડીને જોયું. ઓહોહોહો !—પોણા આંઠ થવા આવ્યા હતા ! બધું અંધારૂ કીલ થયું હતું. મેહરબાઇજી, જાલુ, માનેક દાદી ફરીને કયારના આવ્યાંબી હશે ! પોતાની મુસલમાની ફીસબી પાઘડી ઉચકી હલવેથી સુલતાન ઉઠયો—આજની રાત તો કતલની રાત થવાની હતી ! મધ્ય રાત પછી તેને પેલી કોઠડીની ખબર લેવા જવાનું—

" ઓહ !"

એક ગુંગળાયલી બુમ સમેત તમ્મર ખાઇને સુલતાન ધમ્મ કરતો ત્યાં ખડકપર બેશુદ્ધ તુટી પડયો. કોઇએ પછવાડેથી તેનાં ઉઘાડાં માથાં ઉપર એક જાડી ડાંગ જેવાં કાંઇ લાકડાંનો ફટકો જોરમાં મારયો હતો.

બસ એકજ ફટકો! તે જોરાવર કદાવર સુલતાનને ત્યાં અણીયાલા પથરાઓ વચ્ચે ઢગલો થઇને તદન બેભાણ હાલતમાં તોડી પાડવા આ એકજ જાલમ ફટકો પુરતો હતો.

ઓ વાંચનાર! તે વખત સુલતાન બેહોશીમાં પડયો હતો—અને આ જવાન માટે બેશક એક દયાવંતોજ તે બનાવ બન્યો હતો. એક સીપટી ફુટતાંજ બીજા ત્રણ જણાં કોણ નીકળી આવ્યા—તેના લોહીથી ઝઝરતાં માથાં ઉપર બેનઝોઇન દવા કોણે લગાડી દીધી— કોણે તતરાવી ને પાટો બાંધ્યો—ચાર અણજાણ્યા મુજીઓ તેને ઉપાડીને એક ગાલ્લીમાં નાખી કયાં હંકારી ગયા—તે સઘળું જાણવા કે જોવા સુલતાનની આંખ્યો ઉઘાડી નહીં હતી!

* * *



## પ્રકરણ ૪૨ મું.

—:o:—

### એક હીચકારા ઠાગાનો ભોગ!

આંઠ વાગ્યા—સવા આંઠ થયા—સાડા આંઠબી થવા આવ્યા!! અરે—એમ કેમ? પોતાના ઓરડામાં સોફા કોચ ઉપરથી બારીએ—અને બારીએથી સોફા કોચ ઉપર—ઢકેલા ખાતાં ફ્રુમીની ધીરજનોબી હવે તો અંત આવ્યો હતો. મેહરાં ફુઇ કોઇ દાહડે આંઠ વાગતા પછી ઘરની બાહેર નહીં રહે અને આજે વળી એવણને એકદમ શું વાહરૂં આવ્યું હશે? હમણા આવશે—ઓય આવતાંજ હશે—કરતાં ફ્રુમીએ સાડા આંઠ વજાડયા. ઓરડાની બારીએથી ટીંગાઇને મોટર પાછી

ફરવાની રાહ જોતાં જોતાં તેણીની આંખ્યોબી તણાઇ આવી હતી. ફુઇજી અને જાલુ સાથ માનેકભઇ અને દાદી ઉપરાંત શેહરીયાર કાકાનો ભરૂસેદાર "શોફર"બી હતો, એટલે કુમીને કાંઇ ખાસ ધાસ્તી જેવું તો કાંઇ લાગ્યું નહીં. પણ છેલ્લો પોણો કલાક થયો તે છોકરીની ચટપટ એટલી વધી ગયલી હતી કે કંઇ મન મુકીને વાંચવાનુંબી સુજ પડતું હતું નહીં.

એ પેલા દાદીનુંજ કામ! ઘેલી સાસરે નહી જાય—અને જાય ત્યારે એકદમ! કુમીએ વીચાંરયું કે અભાગ્યો દાદી જે અગાઉ પોતીકાં મમઇને જુકુઇએ જરા દહાડામાં એક વખતબી મ્હોડું દેખાડતો નહી હતો, તે હવે વળી એકદમજ ભેસરઉ બની જઇને ડોસાંજીને છેકજ ખુશ—ખુશ—ખુશ કરી નાખવાની મતલબથી બધાંને ખુબ મોટરમાં રખડાવવા કેડે લાંબે લઇ ગયલો હોવો જોઇયે!

અને વાંચનાર! તને હલુસે કાનમાં કહેવાની જરૂર છે કે ખરેખર તેમજ હતું. કુમીની આ તર્ક સાચ્ચીજ હતી. દાદીએ નવાબના "શોફર"ના હાથમાં અલ્લકસે દસ રૂપીયાની નોટ સેરવી દઇ પોતાની પારટીને એક લાંબી ખુશનુમાં ડ્રાઇવપર હંકારી લઇ જવાને કહી રાખ્યું હતું. પોતાની સટાકાબાજીથી દાદીએ મેહરબઇને અને જાલુને આખો વખત એવાં હસાવ્યાં કરયાં કે કલાકનાં ત્રીસ માઇલની ઝડપે 'શોફર' પોતાની મોટરને કયાં હંકારી જતો હતો તેનું કોઇને ધ્યાનબી રહયું નહી. સાતેક વાગતે અંધારૂં પડતાં જયારે મેહેરબાઇ જસાવાળાએ પાછું ફરવાને હુકમ આપ્યો ત્યારેજ તેવણે જાણ્યું કે 'રોશન મહાલ'માં પુગતાં ઓછામાં ઓછા બીજા બેથી હડી કલાક નીકળી જવા જોઇયે!

પોણા નવ થયા કે કુમીની સબુરી રહી નહીં. એ સુલતાનનેબી તે સાંજે શું ભુત ભરાયો હતો? આજે સાંજ પછી તેણેબી મ્હોડું દેખાડ્યું નહીં હતું. પોતાના ઓરડાને બાહેરથી તાળું મારી કુમી નીચે ઉતરી પડી. સુલતાનને શોધી કહાડી મેહરાં પુછ અને તેવણની ટોળકીવાળી મોટર હજી પાછી ફરી કેમ નહીં તે બાબે પુછપરછ કરવા તેણી અધીરી બની ગઇ હતી. તેણી પાધરી ભોંયતળીયે સુલતાનના ખાનગી ઓરડા ગમ ગઇ. તે ઓરડાનું બારણું બંધ હતું અને બાહેરથી તાળું મારેલું હતું! કુમીને સુલતાનપર પહેલવહેલી-વાર જરા ગુસ્સો જેવો આવ્યો! આવી વખતે એબી કયાં ગેબ થઇ ગયો હશે!

તેણી બગીચામાં ઉતરીને અહીંથી તહીં સુલતાન યા શેહરીયારજંગની શોધમાં ખુબ ડમકી—પણ કોઇનો પત્તોજ નહી મળે! જાણે 'રોશન મહાલ' પોતાની છેલ્લા કેટલાએક દીવસની રોજીંદગી ધધુખરથી ઢાકીને નસોસ પડી ગયો હોય તેમ કમપાઉડ સુમસામ અને શાંત બની રહેલો હતો. એક કાળું કુતરૂં ત્યાં દેખાતું નહીં હતું. દુર દુર છેટે મેળેલા ઝાંખી બતીઓના અડકચરા ઉજાસ સીવાય ત્યાં અંધારૂંબી ઝાઝું હતું. કુમી 'ફરનરી'માં જોઇ આવી—ત્યાંબી કોઇ હતું નહી. શેહરીયારજંગ અને બેગમ પણ અધુરામાં પુરાં સાંજનાં બાહેર ગયલાં હતાં એવી તેણીને ખબર મળી! કયાં હતાં તે કોઇને માલમ નહીં હતું. સુલતાન કયાં હતો તે બાબે તો કોઇને સેહજ પણ ખબર નહીં હતી.

હવે? હવે શું કરવું? કુમીને હવે ખરેખાત ચીતા લાગવા માંડી. નવ વાગી જવા છતાં સુલતાનબી કયાં જતો

રહયો હશે ? મેહરબાઇ ફુઇ વાળી મોટરની તલાસમાં તે કુમીને જણાવ્યા વગર નીકળી પડયો તો નહીં હોય ? ઘરમાં તેણી સદંતર એખલી હતી. એ વીચારથી કુમી જેવી હીમતવાન છોકરીબી જરા "નરવસ" થવા લાગી. સમજો કે—ખુદા ન કરે—મોટરને કાંઇ અકસ્માત થયો તો કુમીની મદદે નહીં શેહરીયારજંગ મળે, નહીં સુલતાન મળે !

લગાર બેચેન જીવે તેણી ચાલતી ચાલતી 'રોશન મહાલ'ના પાછળા ભાગ ભણી "સરવન્ટસ કવારટર્ઝ" આગલ જઇ પુગી. ત્યાં જઇને માણસ ચાકરોથી મોટર બાબે યાતો નવાબ અને બેગમ બાબે કાંઇ તેહકીક કરવા માંડી. બેગમની પેલી અમીના દાસીબી ત્યાં નહીં હતી નવાબ સહી કારભાર એટલે કોઇ માણસો બરાબર મ્હોંડું ખોલી ને જવાબબી દઇ મરતાં નહીં હતાં.

કુમીની ઇંતેજારી એટલી વધી ગઇ કે તેણી પાણી પાણી થઇ ગઇ. આહ— જો એ વખતે બીજું કોઇ નહીં પણ સુલતાનજ પાસે હોય તો કેટલી હીમત— કેટલી ધીરજ—તેણીને આવે ? પણ કુમીના દીલની સઉથી મોટામાં મોટી ધાસ્તી એજ હતી કે નવ વાગી જવા છતાં સુલતાન કોણ જાણે કયાં ગુમ થઇ ગયો હતો. ખરૂં પુછો તો પેલી મોટરવાળી પાર્ટીના કરતાં કુમીને હમણા સુલતાન માટે વધારે અંદેશો થઇ પડયો હતો.

રડમેસ જેવે જીવે મગજમાં તરેહવાર ભયભીત ખ્યાલો કરતી કુમી હાંફળી ફાંફળી જેવી તે નોકરોના રેહઠાણોવાળા ભાગ આગળથી નીકલી ચાલી. હવે વધુ કયાં ખોળ કરવી તે તેણીને સુજબી પડતું નહી હતું. આખા બગીચામાં તે

ભાગ તરફ અંધારૂ એવું હતું કે બેવારને છેટેથી બરાબર કાંઇ દીસી શકે નહીં. ટંટોસી ટંટોસીને ચાલતી તેણી પોતે કયાં જતી હતી તે કુમીની બળાનેબી ખબર નહીં હતું. થોડીક મીનીટ તેણી આય ઉતાવળે આગળ વધી હશે કે સામેથી કોઇ માણસ ને હાથમાં એક હરીકેન લેમ્પ સાથે આવતાં જોઇ તેણીના પગળાં ધીમાં પડી ગયાં. કોઇ હીંદુ જાતનો તે ઘરડો જેવો માણસ હતો. હાથમાં ફાણુસ સાથે તે કુમીની નજદીક આવ્યો—તેના બીજા હાથમાં એક કાગજની કાપલી પર કાંઇ લખેલું હતું.

"સલામ બાઇ!" તે અદબથી સલામ કરતાં બોલ્યો, "આ નામના બાઇ અહી કયાં રહેછે? હું અંદર બધે સોધી આવ્યો તો માંહે કોઇ નથી."

કુમી એ તેના હાથમાંથી તે કાગજની કાપલી લીધી અને ફાણુસની મદદ વડે તે ઉપર લખેલું નામ વાંચ્યું.—

**બાઈ કુંવરબાઇ બરજોરજી ખંબાતા.**

"કેમ શું કામ છે?—એ ચીઠ્ઠી કોણે આપી?" તેણીએ અચરતીથી પેલા હીંદુ ગમ જોઇને સવાલ કર્યો.

"એ બાઇ હમણા કયાં મળશેજી?"

"હુંજ એ બાઇ છેઉ. શું કામ છે?"

"તમેજ છેઓ! ઓ ત્યારે લ્યો! હું આખું મકાન ઢુંડી વળયો! બાઇ, ઓલી મેર કોઇ સુલતાન ભાઇ કરીને મુસલમાન પડી ગયેલા ને માંથામાં લાગેલું છે. તે તમુને ત્યાં હમણા બોલાવે છે!"

"સુલતાન પરી ગીયા?" કુમી અકળાઇને બુમ મારી પડી, "કાંહ—તેવણ કાંહ છે?"

"આવો બાઇ મારી સાથે—હું દેખાડું!"

કુમીએ ઝડપમાં તે હીંદુની પુઠે ચાલવા માંડયું. તેણીની નાજુક છાતી ધક—ધક—ધક થતી હતી.

"એવણ શું પરી ગીયાછ?—શું થયું? ઘણું વાગુંછ કે?" તેણીએ ચાલતાં ચાલતાંબી પુછપરછ કરી.

પણ પેલો હીંદુ તો દેખઇતી રીતે તે જગ્યાએ પોંહચવા માટે એટલી ઉતાવળમાં હતો કે કાંઇ નહી સમજ પડે તેવો ઉંહ અને આંહનો તુકારો કરી ડોકયું ધુણાવીને તેણે તો ચાલયાજ કર્યું.

"પણ તમે સમજોછ કે? એઇ—ચાલ્યા શું કરોછ જો? મને કાંહ લઇ જાઓછ?"

"બાઇ તાંહ પેલી મેર એવણ પડી ગીયેલા છે તે માથામાં બહુ વાગેલું—તમુને તેડી લાવવા મને મોકલ્યો. તમે આવોની તો મારી પછવાડે—"

"પણ આય કંઇ સુલતાનનાં અક્ષર નથી.?"

પેલો હીંદુ હવે સેહજ હસ્યો.

"બાઇ ત્યાં બે ચાર બીજા માણસો છે. સુલતાન મીયાંને બહુ વાગેલું તે તેવણ લખી કેવી રીતે શકે? એ જુવો પેલી કોઠરી દેખાયની ત્યાં છે."

નીચલો હોઠ કરડેલો રાખીને કુમી મુંગી મુંગી તે હીંદુની પાછળ ચાલી. તેઓ એક મીનીટમાં પેલી કોઠરી આગળ આવી પુગ્યાં. કોઠરીમાં એક લાઇટ બળતી કુમીએ દીઠી.

"આ કોટડીમાં એવણને લઇ જઇ સુવાડયા છે. બાઇ આવોજી"

આમ બોલી પાછુ ફરીને જોયા વગર પેલો હીંદુ કોટડીમાં દાખલ થયો. એક પળનોબી વીચાર કરવા વગર કુમી તેની પુઠે અંદર ગઇ. સુલતાનને મળવા માટે તેણીની આતુરતા તે ઘડીએ એટલી જબરદસ્ત હતી કે વીચાર કરવા ને માટે તેણીની પાસે વખતજ નહી હતો.

જુસ્સાવાળી હુલ્લડ છોકરી !

જેવી કુમી કોટડીમાં પેઠી કે તેજ ઘડીએ પેલો હીંદુ હાથમાં ફાણુસ સાથે ઝડપમાં—એક પલકારામાં—પાછો બારણાની બાહેર નીકળી પડયો. હજી તો કુમી ડોળા ફાડીને આસપાસ જોઇ શકે, શું બનાવ તે સમજી શકે, તે અગાઉ—

તે અગાઉ ઠડાક દેતું કે કોટડીતું લોખંડી બારણું બાહેરથી કોઇએ બંધ કરી દીધું. ત્યાંના કીટાયલા અડગરાનો બંધ થવાનો સાદ કુમીને કાને સ્પષ્ટ પડયો અને બીજી પળે તેમાં તાળુ દેવાવાનો અને કુંચી ફરવાનો અવાજ તેણીએ સાંભળ્યો !

એક તીક્ષણ લાંબી ચીસ કુમીએ પાડી. કાંઇ ભયંકર ઠાગાનો તેણી ભોગ થઇ પડી હતી. કોઇ બદમાશ બદકારે તેણીને આ ભોંયરાંમાં રાતની વખતે કેદ કીધી હતી.

કોણે?—શાને માટે?

કુમીના હોંશ કોશ ઉડી ગયાં. ભોંય ઉપર એક કેરોસીનના દીવા સીવાય બીજું કશું હતું નહીં. નહી સુલતાન મળે કે નહીં કાંઇ ફરનીચરનું એક સોટીયુંબી મળે ! કુમીને આંખે ફેર આવી ગયા. હીમત ધરીને જરા ચીત્ત ઠેકાણે

રાખવાની તેણીએ ઘણીબી કોશેશ કરી. પણ નહીં ! એક નાજુક જુવાન અબળા માટે આ હદથી જયાદા થઇ ગયું હતું. કુમીએ દેવાલ પકડીને ઉભા રહેવાની તજવીજ કરી--વ્યર્થ. બીજીજ સેકંડે તેણી ધમમ કરતી જમીનપર બેહોશ હાલતમાં તુટી પડી.



## પ્રકરણ ૪૩ સું.

——:O:——

## ભલા કર ભલા હોગા !

ચુપચાપ ! ઓરડાના એક ખુણામાં ઝુંફતાં કોપરેલના એક મેલા અખંતર ફાણસની મુડદાળ રોશની સીવાય આસ અને પાસ એક જાતની બીહામણી ચુપકીદી વ્યાપી રહેલી હતી. ખુદ તે જગ્યાની હવામાંજ એક જાતનો ત્રાસદાયક વાસ હતો.

સુલતાનની વીંચાયલી આંખ્યો જયારે પહેલીવાર ઉઘડી ત્યારે તે પોતે કયાં હતો—કેવી હાલતમાં હતો--તેનું તેને જરાબી ભાણ તો કયાંથીજ હોય ? ફાટ ફાટ થતા ડોળા તાણીને તેણે ચોમેર જોવાની તજવીજ કરી--પણ અડધી મીનીટમાં પાછાં તેને તમ્મર આવી ગયાં અને પેલો કોપરેલનો દીવોબી પાછો લીપાઇ ગયો ! એક ઉંડી નસોસભરી હાય-- અને—

અંધકાર ! એકવાર ફરીથી તે કમભાગ્ય જવાન પુરૂષ પોતાના માથાંપરના જબગ જખમની અસર તળે બેશુદ્ધ બની ત્યાં જમીનપર ચટોપાટ પછડાઇ પડેલો હતો.

* * *

વચમાં કેટલો અંતર નીકળી ગયો હશે તેની ગણત્રીજ સુલતાન પાસે નહતી. જ્યારે બીજી વખત તેણે પોતાનાં ડોળા ઉઘાડયા ત્યારે તેને લાગ્યું કે કોઇ તેના મ્હોંપર હળવેથી જાણે ઠંડા પાણીના ફટકા મારતું હોય. ધગધગી જતા તેના દેગામ પર ઠંડુ પાણી અહડતાંજ સુલતાનની ગુમ થયલી હોશ પાછી આવવા માંડી. ઓરડામાં હજી અંધારૂં ફીલ હતું. પેલી રડતીના આંસુ તુછાવે તેવી બતીના અડકચરા ઉજાસ છતાં સુલતાન પોતાથી બેચાર ને અંતરે કોણ બેઠું હતું તે જોઇ શકતો નહીં હતો. એક જબરદસ્ત કોશેશ કરી તે જમીનપર તરો થઇ બેઠો. તેના માથાંમાં મારતા ધટકાથી તેનો જીવ જાણે નીકળી જતો હતો—પણ હમણા એક બીહીકણ બાયલાની પેઠે શારીરીક વેદના ને રડવાનો વખત નહીં હતો.

હવેજ તેને પહેલીવાર ધક આવ્યું કે એક અણજાણી જગ્યામાં, કોઇ અણજાણ્યા મુજી બદકારોના ફાંદામાં તે લાઇલાજ સપડાયલો હતો. સાંજે નદી કીનારે તેના ટાળકાપર પડેલો પેલો કાતીલ ફટકો હવે તેને યાદ આવ્યો—અને એક દેહસતનું લખલખું તેના આખા બદનમાંથી પસાર થઇ ગયું. તેણે એક હીમતભરી તજવીજ કરી જમીનપરથી ઉઠવાં માગ્યું—વ્યર્થ! છાતીમાં નાઉમેદીની એક નહીં વરણવી શકાય તેવી કળતર સાથ સુલતાનને માલુમ પડયું કે તેના બેઉ પગ એક જાડાં સફેદ કપડાંથી મુસ્કાતાટ સીકડીને તેના દયાહીણ દુશમનોએ બાધી લીધેલા હતા!

ઓ દયાના દાતાર! આ સીતમનો ભેદ શું? સુલતાનપર એ આફત શાને માટે? અને એ સીતમ વરસાવનાર છુપા ખુનીઓ કોણ હતા? તેના મુખમાંથી એક ગમગોસાર નીસાસો

પાછો નીકળી પડયો. બે હાથો વડે તેણે પોતાનું કડકા થઇ જતું માથું દાબ્યું–અને બીજીજ પળે ઢગલો થઇને જમીનપર તુટી પડયો.

આવાર તે બેભાણ થઇ ગયલો નહી હતો તેણે જોયું કે પેલો દુરથી ભીતને અઢેલી બેઠેલો આકાર તેની નજદીક આવ્યો. સુલતાને આંખ્યો તાણીને તેનો ચેહરો જોવાની પેરવી કરી–પણ જખમમાંથી લોહી જવાને સબબે નાતવાન બની પછડાઇ પડેલા એક આદમીને દેખાઇ શી શું શકે?

"શું છે, બા–ધણી પેન મારેછ?" તે અણજાણ્યા સખશે કાંઇ નરમાશભર્યે અવાજે પુછયું.

"પાણી! પાણી!!" સુલતાનના સુકાઇને છોડયાં બનેલાં ગળાંમાંથી માત્ર આટલાજ ગળગળતા ધીમા શબ્દો નીકળી શકયા.

તે બેગાનો મરદ તુરત એક કળસ્યામાં પાણી લઇ આવ્યો, અને સુલતાન પડેલો હતો ત્યાં અડ્ડુ બેસી જઇ કાંઇક મમતાથી તેના હોઠ આગળ ધર્યું. મહા મુસીબતે તે ઘાયલ થયલા જવાને ગટક ગટક ચાર પાંચ ગોટ ગળામાં ઉતારયા–જો કે તેમ કરતાં લગભગ અડધા કળસ્યા જેટલું પાણી તો ભોંયપર રેડાઇ પડી તેના કપડાં ભીજવી નાખી ચુકયું હતું.

સેહજ પાણીથી ગળું ભીજાવતાંજ સુલતાનના જીવમાં કાંઇ જીવ આવ્યો.

"મને–જરા ઉઠારીને બેસારશે?" તેણે નખાઇ ગયલા અવાજે કાકલુદી કરી પોતાના અણજાણ્યા સોબતીને કહયું.

તે દેખઇતો કોઇ લાગણીવાળો માણસ હોવો જોઇયે—
કેમજે ઘણીજ મમતાથી તેણે સુલતાનના ખરડાપર હાથનો
ટેકો આપી તેને ભીંતને અઢેલી ખડો બેસાડયો.

બે મીનીટ બંને જણ મુંગા મંતર બેસી રહયા.
સુલતાનનું ભેજું હમણા હઝારો જાતના ભયાનક વીચારોથી
એવું ભખાઇ જતું હતું કે કાંઇ વાતચીત કરવાની સ્થીતીમાં
તે હતોજ નહી. અંતે પેલા પારકા આદમીએજ
ચુપકીદી તોડી.

"કમનસીબ ખોજા—હું ખરેખર તારે સારૂં મારાં
અંતકરણથી દલગીર છેઉં" તે દયામણે ધીમે અવાજે
બોલ્યો, "તારા અલ્લાહની બંદગી હમણા કરી લે. કદાચ
સહવાર પછી તું જીવતો રેહવા પામશે નહીં"

સુલતાનના જીગરપર કોઇએ જાણે તાતેલું સીસું રેડયું
હોય તેમ તેણે એક આંચકો ખાધો. તેની સાથ કાંઇ
ભયંકર દગલબાજી રમાઇ હતી એમ તો તે સમજી જઇ
શકયો હતો—પણ આટલી હદ સુધી તેના ગુપ્ત જીવલેણ
જમો તેની જીંદગીપરબી ટાંપી રહેલા છે એવો હેબતનાક
ખ્યાલ તો હવે પહેલીજ વાર તેના મગજમાંથી
પસાર થઇ ગયો.

તેણે છાતીપર પોતાનું ડોકું નાખી દીધું. ઓ તકલીદી
જીંદગી! હવે છેલ્લી સલામ! હઝારો માઇલને છેટે નીરાધાર પડેલી
વાહલી વીધવા માતા! તને છેલ્લી સલામ!—પ્યારી ભલી કુમી
તને છેલ્લી—છેલ્લી—સલામ! ખાકી દુન્યાની મીથ્યા
માયાઓ! તમને છેલ્લી સલામ! કીનો, કપટ, દોસ્તી, દુશમની,
મોહબત, મુસીબત! તમો સર્વને છેલ્લી સલામ!—ખાન-

દાનના સારાં નામ પર ચોટેલો દાધ ધોઇ નાખવાની ઉછળતી ઉમેદો! તમને છેલ્લી સલામ!—ચંડાલ ચશ્મોચોર ગુનેહગારોને ફેજે પુગાડવાની સર્વે ગણત્રીઓને—આહ—છેલ્લી સલામ!

કેટલો વાર સુધી સુલતાન આમ ડોક નાખી દઇને બેસી રહયો તે તે પોતે જાણતો નહીં હતો. તેના ખભાં પર પેલા તેના સાથીએ હળવેથી એક હાથ મેળયો ત્યારેજ લગાર ચમકી ને તેણે ઉંચે જોંયુ.

"ભાઇ!" તે આસ્તેથી માયા ભર્યા સાદે બોલ્યો, "એમ નામુરાદ ના થઇ જાઓ! આ દુનયા એક નજીસ દોજખખાનુ છે. તમારૂં દીલ સાફ હોશે તો તમે હંમેશગીના બેહસ્તમાં જશો. એક દાહરો આપણે સઉને ચાલ્યા જવાનું છે—કોઇ વેહેલો તો કોઇ પાછળથી."

"હું મરવા ભાગે બીહતો નથી!" સુલતાને તેની ગમ જોઇને ભાંગેલે અવાજે કહયું. "પણ મને અફસોસ એ પેદા થાયછ કે મારાં આવાં કમોહત માટે તઇયારી કરવાનોબી મને વખત આપવામાં આવ્યો નથી."

પેલાએ કશો જવાબ દીધો નહીં, તેની પીઠની પછવાડે દીવો હોવાથી સુલતાનને બીલકુલ તેનું મોહડું દેખાતું નહીં હતું. સુલતાનેજ પાછું દગદગતે સાદે ચલાવ્યું.

"મારો જીવ લેવાથી કોણને લાભ થશે તે આય ઘડીએ હું ખરેખર જાણતો નથી—મારા એવા તે કોણ સુદઇઓ છે તે તો જરા મને કેહ?"

પેલાનો વળી કાંઇજ ઉત્તર મલ્યો નહી. અલબત

સુલતાનને સવાલ એવો કઢંગો હતો કે તે જવાબમાં શું દે?

"—મારા જીવને માટે તલપી રેહલાઓના નામ ના દે. પણ તું પોતે કોણ છે? તુંબી મારાં મોહતનો તલબગાર છે?"

"નહીં—નહીં."

"તું ભલો માણુસ દેખાયછ. તારૂં નામ પુછવામાં સાર નથી—તું તે કેહવાનો નથી. પણ ખુદાને નામથી તુને પુછુંછ—સાચ્ચું કેહ—તુ જાતનો કોણ છે?"

"હું એક પારસી છેઉ."

"પારસી છે! જરથોસ્તી! તો સાંભળઃ તારા એક હમદીન ભાઇની મરતી વખતની છેલ્લીજ અરજ છે. તું કબુલ નહી કરશે?"

"હમદીન ભાઇ!" પેલો કાંઇક અચરતીથી હવે મોટે સાદે બોલ્યો.

"હા—તારો હમદીન ભઇ! મારી અરજ મંજુર રાખ ને મારૂં રૂહ તને પેલી જેહાનમાં દુવા દેશે."

"પણ તું તો એક મુસલમાન છે કેની?"

"નહીં—હું એક જરથોસ્તી છેઉં. એક કમનસીબ, જમાનો મારેલો, કીસમતનો ફુટેલો જરથોસ્તી છેઉં. પરવરદેગાર જાણેછ કે હું ખરાબ માણુસ નથી—મેં કદીબી એક ખોટું કામ કીધું નથી—કોઇના હું પાપમાં નથી—પણ મારી તકદીર આગળ ચાલતી નથી. મારા દોસ્ત આય દુનયાજ સારાં માણુસો માટે નથી."

સુલતાને બેહદ મુંઝાઇને બે હાથે પોતાનું મહોડું ઢાંક્યું અને નામુરાદીથી બે ત્રણ વાર જોરમાં ધુણાવ્યું.

"નહીં—બીરાદર, એટલો નાહીમત ના થઇ જા. હીમત રાખ. બોલ તારૂં શું કામ છે?—મને કેહ—બનશે તો મારા બાપના બોલથી બજાવશ."

"ભાઇ!" સુલતાન ગમખાર સાદે બોલ્યો, "એક હમ-દીન તરફ આટલી લાગણી બતાવેછ તે માટે અશો જરથોસ્ત તુને બદલો આપશે. મને તારૂં નામ ના કેહ—પણ એટલું કેહ કે મારી પર આવો ગજબ ગુજારવામાં તું જેવો દેખઇતો ભલો માણસ કેમ સામેલ છે?"

પેલાએ એક લાંબો દમ ખેંચ્યો.

"સંજોગ—સંજોગ! જાણ, રફીક, કે તારૂં કાટલું કાહડવામાં મારો હાથ નથી. ફક્ત તારીપર આજની રાત અહીં ચોકી કરવાના કામ ઉપરાંત મેં તારાં લોહીમાં હાથ બોલવા સાફ ના કહ્યું. શું તકદીરની તાસીર છે! જાહરે મેં એ નેહરત કામમાં સામેલ થવા ના કહી તાહરે કદાચ મને ગુપ્ત બસારત થઇ હોશે કે' બરજોર! તારે તારા એક હમદીન ભાઇના—"

"બરજોર! તાહરે તાહરૂં નામ બરજોર છે! સાંભળ: બરજોર—મારા દોસ્ત, સાંભળ! એ ચંડાલો કોણ કોણ મારી પુઠે લાગ્યાછ તેનો મને કાંઇક હવે ખ્યાલ જાયછ. એ લોક હવે મને જીવતો છોડવાના નથી. મારા જીવવાની તો હવે મેં આશા છોડીછ. બરજોર—ફક્ત મને જે સંતાપ થાયછ તે એટલોજ કે ગુનાહની એક તદ્દન નાહકની ટીલી મારે કપાલે લઇ હું ચાલ્યો જવશ. ઓ, જે મને બે દાહરા બીજા મળે

તો હું દુનયા આગળ મારૂં નીરદોશપણું સાબેત કરૂં—ખરા કરપીણ બદમાશોની દગલબાજી મુદદા પુરાવા સાથ જાહેરમાં મેળી મારાં કુટુંબના સારાં નામપરનો ખોટો ડાઘ કાહડી નાખું. પણ હવે થઇ ચુકયું ! મારાં કીસમતને શરણ થવા સીવાય છુટકો નથી. ફકત હવે એકજ આશા છે. હું તુને તે મુદદા પુરાવાઓ સ્વાધીન કરૂં ને તું જો મારૂં નીરદોશપણું દુન્યાને જાહેર કરવાનું વચન આપે તો હું મરવા ભાગે બીહતો નથી. બોલ, બરજોર મને હા કે ના કેહ."

એટલા તો આગ્રહથી, જુસ્સાથી અને ખરી મીનત· જારીથી સુલતાન ધીમાં ગંભીર અવાજે આ સઘળું બોલી ગયો કે પેલો તેના સોબતી તેની હજી જરા વધારે નજદીક આવ્યો.

"હું તુને કેમ અને શું મદદ કરૂં—મને બરાબર કેહ. તારીપર મને અજબ રેહમ છુટેછ. તારૂં કામ બજાવતાં મારી ગલચી ચીપટઇ નહીં જવી જોઇએ. બીરાદર, તારા દુશ્મનો કેવા મુઝમાં મુજી હેવાનો છે તેનો તુને ખ્યાલ નથી."

"મને બધો ખ્યાલ છે—અને તેથીજ આય છેલ્લી મરતી વખતની તુને અરજ કરૂંછ. જો તું એક સાચ્ચો પારસી બચ્ચો હોય—જો તું, બરજોર, તારી માતાને ધાવ્યો હોય—તો મારી બીચારી ગરીબ દુખી વીધવા માયને ખાતર એટલું કામ બજાવજે—અને પરવરદેગાર તુને સાહય થશે."

"બોલ—બાપુ—બોલ, તારી શું કાહણી છે? તારૂં નામ શું, ભલા?"

"એક જબુન જાલમ દગાને ભોગ થઇ પડેલો હું એક નીરદોશ ખાનદાની માણુસ છેઉં." સુલતાન ઘાડા ધીમા અવાજે અદબ વાળીને અંધકારમાં પેલાંના મ્હોડાંનાં આકાર ગમ ટીકતાં બોલ્યો, "બરજોર, એક વખત એવો હતો કે જયારે મારા બાપની પેહડી મુંબઇમાં લખ્ખોનો વેહવાર ચલાવતી હતી. આય ગુલબર્ગાના બદમાશ નવાબે અમારૂં નખોદ ઘાલ્યું. તેણે મારાજ બાવાના એક નીમકહરામ લ્યાનતી તોખમના કલાર્ક સાથ મળી જઇ અમારાં કેટલાક દસ્તાવેજો તફરગે કીધા—અમારી પેહડીની તીજોરીમાંથી નીઝામ સરકારનો દસેક લાખનો નેકેલ્સસ ગરપ કરી નાખ્યો–અને ટોપલો બધો મારા બીચારા અસરાફ પીતા અને મારી પર આવ્યો."

અડધી મીનીટ વળી ઓરડામાં ખામોશી પંઠરાઇ. પેલો અણુજાણ્યો જરથોસ્તી એક પુટલાં મીસાલ સ્થંભ બેસી રહીને સુલતાન ભણી જોયા કરતો હતો.

"બરજોર! હવે મને એ ચંડાળોના કુકર્મોનો પત્તા મળ્યો છે—ને તેની ચાવી હમણા મારા ગજવામાં છે. ઓ–જો હમણા હું છુટો થાઉં તો મેં અને મારા બાવાએ પાંચ પાંચ વરસો સુધી સાબરમતી જેલમાં જેટલાં આંસુઓ ખેરવ્યાં તેટલાં બદલ એ નાપેકારોના આંખમાંથી લોહીના ટીપાં ખેરવાઉં."

"સાબરમતી જેલમાં !" પેલો પારસી પોતાના ગુઠણુપર હવે અરધો ઉભો થઇ અચરતીથી પોકારી ઉઠયો.

"હા સાબરમતી જેલમાં! મારી જવાનીનો સઉથી સારો વખત મેં તાંહના અંધારા ગારમાં વીના કારણે–વગર

તકસીરે—બરબાદ કીધોછ. બરજોર, મારા બાવાજી, બીચારા તુટેલા જીગરે તાંહજ મરી ગીયા—"

સુલતાન બોલતાં અચકી જઇને ખુબ ચોંકયો—કેમજે પેલા બરજોર નામના તેના પાસબાને એકાએક આવીને તેની કાંડી મજબુત કકડાવીને પકડી લીધી હતી.

"તારૂં નામ શું? બોલ—બોલ—જલદી બોલ!"

"મારૂં નામ જામાસ્પ! જામાસ્પ પીરોશા મોદી! હું–"

પણ સુલતાન પોતાનો વાકય પુરો કરે તે અગાઉ બરજોર એક અછાડ મારીને ખુણા માંહેલો પેલો ઝાંખો ઝુંઝતો દીવો એક હાથે ઉપાડી લાવ્યો અને જામી મોદીના ચેહરાની લગોલગ ધરયો!

"જામાસ્પજી–જામી–તમે!!" તેણે ઉસ્કેરાઇને બરાડ મારી.

"કોણ? બરજોર! તું અરે–તું અહીં કેમ!"

"હા હું અહીજ છેઉં. તે ખુદાએ મને તમારો જીવ બચાવવાજ જાણે અહીં મોકલ્યોછ! ઉઠો, જામાજી શેઠ! મારા મુરબ્બી–મારા ભઇ–ઉઠો! એક પળ અહીં ખોટી ના રેહો. નાહસો–જીવ લઇને નાહસો!"

સુલતાન એટલો આ સઘળા ઉપરાસાપરી બનાવથી આજેજ થઇ ગયો હતો કે તેને પાછા ફેર આવવા માંડયા. પણ આ વેળા ધીલા પડી જવાની નહી હતી. એકેક મીનીટ એમુળ હતી બરજોરે ઝટ તેના પગપર બાંધેલી પીછોડી છોડી નાખી અને ટેકો આપી સુલતાનનો લડડતો પડડતો ઉચકી ઉભો કરયો.

"જામાસજી શેઠ–આપરો બેઉનો જાન જોખમમાં છે. આવો, હું તમુને નવાબના બંગલા સુધી પોહચાડી આઉં.

સહવારૂં પડવાને હજી ત્રણ ચાર કલાકનો વાર છે. હમણાંજ થોડો વખત થયો બાર વાગવાની ટકોરી મેં સાંભળી. પેલાઓ ૪ વાગા અગાઉ નથી આવવાના. તમે મારો જીવ જતો જેલમાં એક વખત બચાવ્યોછ. હવે જો હું આગળ રેહીને તમુને મરવા દેઉં તો હું મારા બાપને પેટનો નહીં! ચાલો-જલદી ચાલો!"

સુલતાનને કાંઇબી બોલવાનો યા પુછવાનો વખત આપવા વગર તેને બાજુમાંથી મજબુત પકડી આ ભુંડી સોબતનો ભલો સાગેર્દ-બરજોર-ધસડતો પસડતો તે નેહસ્ત મકાનમાંથી સલામત નસાડી લઇ ગયો હતો.

* * *

સુલતાનની છાતી અંદર ઉછાળા મારતી લાગણી આગળ તેના માથાંમાં ધટકા મારતી વેદના હમણા બીલકુલ ભુસાઇ ગઇ હતી. ઓ ઇનસાફના અદ્ભુત માલેક! આ કેવો જીવ સટોસટ મોજેજા સમાન બંચાવ! 'રોશન મહાલ'ના કમપાઉંડના દરવાજા આગળ જ્યારે બરજોરે તેનો ધ્રુજતો હાથ બે પોતાના પંજાઓમાં મોહબત અને માનથી દાબી પોતાની આખ્યોમાં ચાંપ્યો—અને પછી એક છેલ્લી નજર તેની ગમ નાખી ત્યાંથી પવન વેગે જ્યારે નીકળી ગયો-ત્યારે સુલતાનના મનની હાલત કેવી હશે? વીચાર કરો! તેનું હઇડું ભરાઇ આવ્યું, અને આ એકવારનો જોરાવર જવાન મરદ બચ્ચો લાગણીથી ડચકાં ખાતો ત્યાંજ લાકડાં મીસાલ થંભ બની ઉભો રહયો.

છટક્યો! મોહતના ડાચામાંથી બસ છટક્યો! કોણે કહયું કે ભલાં માણસો માટે આ દુન્યાજ નથી?

આફ્રીન ! ઓ શસ્તીના સાહેબ—તારીબી કરામતો પર આફ્રીન છે ! .

આજે રાતે સુલતાન માટે માણસાઇ આકારમાં આ બરજોર એક ગેબી મીનોઇ મદદગાર નહી હતો તો બીજું કોણ હતો ? સુલતાનની આંખયોમાંથી તડ-તડ-તડ આંસુઓ ખરી પડયાં. તે બહાધુર પારસી બચ્ચાએ પોતાના જાનના જોખમે વટીક સુલતાનને છોડી મુકયો હતો. ભલા કર ભલા હોગા ! સાબરમતી જેલમાં એજ બરજોરને ભયંકર બીમારી વખતે પોતે તેની કરેલી સારવારની સુલતાનને ફ્રોમ આવી ! ઉપકાર જેવી ચીજ ત્યારે અંતે આ જુઠ્ઠી જેહાનમાં કેઠે કેઠે મોજુદ હતી ખરી ! દોડાદોડી અને ગડબડ સડબડમાં પોતાના જીવના ઉગારનારનો જરા આભારબી બરાબર માનવાનું ધક સુલતાનને રહયું નહીં તે માટે તેને હવે ખરાં દીલનો સંતાપ લાગવા માંડયો—પણ બરજોર તો નજરસે હવે સદાનો ગુમ થઇ જઇ ચુકયો હતો.

ફ્રુમી—ભલી ફ્રુમી—તેને યાદ આવી ગઇ ! દુનયામાંબી ત્યારે આવાં માણસો હોય છે ખરા ! આ વીચારથી સુલતાનનું અકળાયલું મન અને જખમાયલુ તન ખરેજ કેટલીક રાહત પામયું. બાહેરની ખોલ્લી હવાથી તે હવે પોતાની નાકઉવતીમાંથી જરા હુશીયાર થયો હતો.

તેણે હવે પહેલી વખત સુધ્ધી આવી કે તે પોતાનો કીનો લેવા—પોતાની બેગુનાહી પુરવાર કરવા—દુનયામાં એકવાર પાછો છુટો બનેલો હતો ! કુદરતી રીતે તેનાથી પોતાના ખીસાંપર હાથ મેળાઇ જવાયો

યાહ રહીમ-તારી મેહર ! સુલતાને લોહીનો ગોટ ગળી દાંત

પીસ્યા. હવે તો જે થાય તે ખરૂં, પેલાં ભોયરાંનો દટાયલો ખજાનો તુરત—તેજ ઘડીએ—હાથ કરી લેવો જોઇયે!

એક પળ હવે ખોહવામાં ડાહપણ નહી હતું. કાંઇ ભીત્તરના ગુપ્ત જોસ્સાને આધીન થઇ સુલતાન પોતાથી જેટલું જલદી ચલાય તેટલું ચાલતો યાહોમ પેલી કોઠરી ભણી ધસ્યો!

"આવો નાપેકાર કુત્રાઓ! આવ નવાબ શેહરીયાર—આવ શયતાન પેસી દુબાશ! હવેજ મારો દાવ આયોછ!" તે જડબું પીસીને બડબડયો.



## પ્રકરણ ૪૪ મું.

—:૦:—

### "ખલકનો ખાવીંદ તને નાહેક ખુવાર થવા દેશેજ કેમ?"

કોઇ નધારેલી આફતના ઓચીંતા મારા તળે આપણે જ્યારે પોતાને કચડાઇ ગયલા જોઇયે છીયે, ત્યારે પહેલો થોડોક વખત તો આપણને આપણી હેબતનાક હાલતનું પુરેપુરૂં ભાણબી આવી શકતું નથી. એવા સંજોગો વચ્ચે દેહસત અને તાજુબીના સામટા આવેશમાં શરૂઆતની થોડીક મીનીટ આપણું ભેજું એટલું ભખાઇ જતું રહેછે કે આસપાસના ભયંકર મામલાની ખરી ગંભીરતા બરોબર તે સમજી શકતું નથી. કાંઇક અંતર વીટવા પછીજ આપણે જરા સમાધાનીથી વીચારો ગોઠવી શકયે છીયે—અને ત્યારેજ આસ્તે આસ્તે

આપણી સ્થીતીનો સાચ્ચો ખ્યાલ કરવાને આપણે સામરથવાન થઇયે છીયે.

અને આપણી કુમીના બાબમાંબી તેમજ હતું. સેહજ ખ્યાલ કર—વાંચનાર! તેણી સરખી એક નાજુક કુમારીકાએ જ્યારે રાતને વખતે એક અણજાણી અંધારી કોઠરીમાં પોતાને હડસેલાઇને કેદ પડેલી જોઇ ત્યારે તેણીના મનના તુરંગો પહેલી થોડીક સેકંડો શું હોવા જોઇયે? એક બેગાનો હીંદુ તેણીને જુઠું કહીને આ જગ્યાએ શા માટે દોરવી ગયો—તે મુજી ચંડાળ કોણ હતો—તેણીને રાતને વખતે આમ એક એલાહેદી બીહાબાન ઓરડીમાં પુરવાની તેની મતલબ શું હતી—અને અન્નપાણી વગર ચાર કાલી ડરામણી ભીંતો વચ્ચે તેણીને કયાં સુધી ખુદ તેણીના કાકા નવાબ શહેરીયાજંગનાં કમપાઉડમાં બંદીવાન રાખવામાં આવનાર હતી—તે સર્વે સવાલો જીગ્ર સાથ કુમી પુછી શકે તે અગાઉ ખાસ્સી વીસ મીનીટ નીકળી ગઇ હતી.

તે દહાડે આખો દહાડો કુમીની તબીયત જરા નરમજ હતી—અને તે કારણસર તો તેણી મેહરાંબુઇની પાર્ટી સાથે મોટરમાં નહીં જતાં ઘરમાં રહેલી હતી. પેલા અણજાણયા હીંદુએ કોઠડીમાં પેસ્તાંજ એકાએક જ્યારે પોતે બાહેર નીકળી પડી કુમીના મ્હોડાં સામે લોખંડી બારણું ધડાક દેતું કે ધાંકી દીધું—અને બાહેરથી તાળાંને કુંચી મારવાનોબી જ્યારે સાદ સંભળાયો—ત્યારે તુર્ત તેજ ઘડીએ ચીસ પાડવા જેટલીબી સુદ્ધી તેણીને રહી નહીં. ધબ કરતી કે તેણી કોઠડીની દેવાલ સાથ ચણી લીધેલી એક નીચી પાળ ઉપર ઠપકાઇને બેઠી અને બે ત્રણ મીનીટ સુધી તો ડોળા ફાડીને પોતાના ભયંકર

બંદીખાનાની ભીતો તરફ આમ તેમ જોયાજ કર્યું. કેટલે વારે જ્યારે તેણીને ખ્યાલ આવ્યો કે કાંઇ ન સમજ પડે તેવો નીચ દગો તેણીની સાથ રમાયો હતો ત્યારે તેણીના મુખમાંથી એક તીક્ષણ લાંબી ચીસ નીકલી પડી.

પેલો હીંદુ પોતાના હાથમાંનું ઝુંફતું ફાણુસ જે જમીન પર છોડી ગયલો હતો તેની ઉપર કુમીની પહેલીવાર નજર પડી. તે છોકરી સાધારણ રીતે બીહકણ નહીં હતી—પણ આ ઘડીએ કુમીના બદનમાં દેહસતને મારે લખલખુ ભરાઇ આવ્યું. તેણીનું આખું દીલ પાંદડાંની માફક ધ્રુજતું હતું—છતાં છલાંગ મારીને તેણી ઉઠી, અને ચડપ દેતું પેલું ફાણુસ ઉપાડી કોટડીના બંધ બારણાં ગમ ધસી જઇ પોતાના બનતાં જોરથી તે ખખડાવી જોયું. મદદને માટે તેણીએ દયાજનક બે ત્રણ ચીચીયારીઓ વટીક પાડી—પણ ફોકટ! સઘળું ફોકટ!! જબરદસ્ત લોખંડના દરવાજાને મારેલો અફલાતુન આલડરાપ એક નાજુક જવાન સ્ત્રીના ખડખડાટને શું મચક આપે? છેટ્ટે ખુણે બગીચામાં આવેલી એક પડત બંધીયાર કોટડીની આગે પાછે રાતે ૯ વાગતે હોયજ કોણ કાળું કુતરૂં કે કુમીની ચીચીયારીઓ સાંભળીને દોડી આવે?

બારણા સાથ લગભગ દસેક મીનીટ રહમસ છીવે અને ધ્રુજતે શરીરે કુમીએ બની શકતી અછાડપછાડ કરી હશે. પણ બારણું ઉઘાડવાની અને બાહેરની મદદ મેળવવાની પોતાની સઘળી કોશેશ અકારત ગયલી જયારે તેણીએ જોઇ ત્યારે હાકીને નાહીમત બની દુઃખ અને ધાસ્તીની એક બુમ સમેત કુમી પાછી કોટડીના એક ખુણામાં જઇને નસોસ જેવી

ચંપાઇ બેઠી—અને—અરેરે બીચારૂં નીરદોશ બચ્ચું!—ખરે મને ધભરાઇ જઇને ડુસ્કે ડુસ્કે તેણીએ રડવા માંડયું.

પણ રડયાબી કયાં સુધી કરે? ફુમી એટલી તો ઠાકી ગયલી હતી કે દીવાલપર માથું નાખી દઇ પોતાની ભીંણા-યલી આંખ્યો બધ રાખીને તેણી બસ લોઠ પોઠ થોડોવાર પડીજ રહી. ફુમીનો જીવ ખરેજ તે વાર નાખ—છાંટ થતો હતો. બીજી કોઇ છોકરી તેણીની જગ્યાએ હને તો જરૂર તે ઘડીએ પોતાની હોશ ખોહી દઇ બેશુદ્ધ થઇ જતે—પણ ફુમી કાંઇ જુદીજ કીસમની મીટ્ટીથી બનેલી હતી. પા કલાક આમ સ્થીર પાપણ બંધ રાખીને પડી રહેવાથી તેણીનો અકળાઇ આવેલો જીવ જરા સમાધાન થયો.

ડોળા ઉંધાડીને ખડી બેસી તેણીએ શું બધુ રપુચકકર થઇ ગયું તેનો વીચાર કરવા માંડયો. તેણીનું ચકભમ બનીને તાતી ગયલું ભેજું કોઇબી મનમાનતો ખુલાસો મેળવવા માટે અશકત હતું. યા તો કોઇ બદમાશ લોકોએ નીચ કાવતરૂં કરીને તેણીને કાંઇ પાપી મતલબસર અહીં પુરી હોય, કે યાતો કંઇ જબુન ગફલતી કેથે થઇ હોય! શું કારગા મુજીઓ અરધી રાતે બધું સુમસામ થવે તેણીને મુસકાતાટ કેથે ઉપાડી જશે! ઓ ખુદા—ઓ દાદાર અહુરમજદ!! આ હેબતનાક વીચાર આવતાંજ કમકમીને ફુમીએ હાડેહાડ ધ્રુજાવ્યાં અને દેવાલના ખુણામાં ઓરબી વધારે દબાઇ બેસી. તેણીના જીગરમાં જાણે ધાસ્તીને મારે હમણા બરફ બંધાઇ જતું હતું. તેણીને હવે જરાજરા ફેર આવવા માંડયા. આ હા—ભયાનક ઇંતેજાર અઘોક-સાઇ કરતાં હજી ફુમી બેશુધ્ધ થઇ ગઇ હોત તો

કેવું સારૂં! ઠઠરતાં આંગળાંઓ વડે તેણીએ ખીસાં માહેલું પોતાનું નાનું ઘડીયાલ કાહડયું અને વખત જોયો—સવા નવ થવા આવ્યા હતા. પેલું ફાણુસબી કયારનું ડોળા બાળતું હતું. આસ્તે આસ્તે તેની રોશની વધારે ઝાંખી બનતી જતી હતી. દેખઇતી રીતે અંદરનું તેલ ખપી ગયલું હતુ.

એકાએક કુમી ઝોંકા સમેત ઉઠી! તે એક ધરમગુરૂ પીતાની દીનચુસ્ત દીકરી હતી. આફ્ત કે એશની ઘડીઓમાં તે મહાન સર્વોત્તમ સર્વવ્યાપક સર્વજ્ઞાની બાપની ઉપર એક સરખી રીતે વીશવાશ મેળવાની તરબીયત તેણીને તેણીના જન્મથીજ મળેલી હતી. શું તે દયાળુ દાદાર હોરમઝદ કુમી જેવી એક ભલી, સદગુણી, છોકરીનું વીના કારણે નખોદ વળવા દેશે? ના!—કાંઇ અજબ જોર કુમીના બદનમાં જાણે આવી ગયું. થોડીક પળ તેણીનું ધ્રુજવાનુબી બસ જતું રહયું. ધીમેધીમે તદન ખતમ થતા દીવા સામે ઉભી રહી તેણીએ કસ્તી પખોડીને શરોશબાજ ભણવા માંડી.

બંદગીમાં તે નેકીનું બચ્ચું એટલું મશગુલ થયું હતું કે દીવો બીલકુલ બુજાઇ જવાની અણીપર હતો તેનુંબી તેણીને ભાણ રહયું નહીં. આખરે જયારે ફાણુસ સદંતરજ ગુલ થઇ ગયું—અને ઓરડીમાં કાળું ઠણક અંધારૂં થયું ત્યારેજ કુમીએ ભણતાં ભણતાં ટટોસીને દીવાલના ખુણામાં પાછી બેઠક લીધી.

આહ—હવે તેણીનો જીવ જરા મોકલો થયો હતો. એ

રડીમાં અંધારૂ કીલ થઇ રહયું તેથી બીહને વધારે ફાળ ખાઇ જવાને બદલે તેણી ઓરબી વધારે શાંત બની હતી.

તેણી આંખ્યો બંધ રાખીને ભણતીજ ગઇ. હોરમજ—ખોદાય બંદગી પુરી થતાંજ એક ધીમો નીસાસો તેણીએ નાખ્યો.

"ઓ મારા પરવરદેગાર ! જો આય દુન્યાની નીરદોશ અને ભલા માણુસો પર તારી નેગેહબાનીજ હોય તો મારી મદદે આવ !" તેણી ગળગળતા દબાયલા સાદે જીવ સાથ બોલી, "આય આફતમાંથી મને બચાવ—અને મારી બાકીની આખી જીંદગી ભલાઇના કામો માટે અર્પણ કરવાના હું પવીત્ર સોગંદ ખાઉછ !"

કુમીએ આટલા સખુનો બડબડી પાછું ભણવા માંડયું-પણ કુદરત કયાં સુધી ટકે ? તેણીનો ઝુમાઇ જતો જીવ વધુ વાર જવાબ દેવા હવે સાફ ના પાડતો હતો. તેણીને તમ્મર આવી ગયા. ભીંતને અઢેલીને ખભાંપર નાખી દીધેલી ડોક સાથ તે રૂડી છોકરી અંતે અડધી બેહોશીમાં—અડધી ઉંઘમાં—ઢગલો થઇ ત્યાં ખુણામાં સ્થીર પડી રહી.

એબી તે પરમકૃપાલુ પીતાની એક જાતની દયાજ હશે ! મનની થોડાક વધુ કલાકની ભયાનક વેદનામાંથી તે પરવરે તેણીને છટકાવી હતી.

* * *

સુલતાને જયારે નેતરની પેઠે ધ્રુજતાં પોતાના આંગળાંઓ વડે કોકડીનો લોખંડી અડગરો ઉઘાડયો ત્યારે 'રોશન મહાલ'ની લોહોરીએ મધરાતના એક વાગતાનો ધમધોર ઠોકો ચોમેર ધમધમાવી મેલ્યો. તે ઘડીએ સુલતાનની તબીયત

પેલી બાઇ ભડકીને જાગી ઉઠી ઉભી થઇ !

"કોણ ?" તેણીએ બીહધેલે સાદે બુમ પાડી.

સુલતાને તુર્ત પોતાની હવે છેલ્લી બાકી રહેલી વેસ્ટા સલગાવી અને તેણીની સામે પકડી—

"કુમી—કુવરબાઇ !!!" બસ તે આટલાજ શબ્દો હેબતાયલા અવાજે ઓચરી શકયો.

"સુલતાન !"

ખુશાલીની એક તીક્ષણ ચીસ સમેત કુમી તેની ગરદનને બાઝી પડી. અરેરે—એવી વખતે બીજો કાંઇબી વીચાર કરવાને માટે કુમીમાં તાકાત કયાં હતી ? તે છોકરીએ એકાએક પોતાના બે નાજુક હાથો પોતાના આ વાહલા "હીરા"ના ગળાં આસપાસ જોરમાં વીટાળી દીધા, અને સલામતીનાં એક ડચકાં સાથ તેની છાતીમાં પોતાનું ડોકું દાબી દીધું !

પણ સુલતાન પગ ઠેરવીને ઉભો કયાં રહી શકતો હતો ? જેવા કુમીના હાથ તેના ખભાંપર પડયા કે એક ઘાયલ થયલા આદમીની માફક તમ્મર ખાઇને એક દુઃખની હાય સાથ સુલતાન ધમમ્મ કરતો બેભાણ—સાવ બેભાણ—ભોંયપર તુટી પડયો.

* * *



## પ્રકરણ ૪૫ મું.

——:o:——

### તાલ્યારોળ.

કહેવાની શું જરૂર છે કે 'રોશન મહાલ'માં તો ગઇ રાતના ૯ વાગતેથી તાલ્યા રોળ પડી રહેલી હતી. મેહરબાઇ જસાવાળાની પાર્ટીવાળી મોટર છેક પોણા અગ્યાર વાગને પાછી ફરી. પેટ્રોલ ખપી જવાથી શોફરને અધવચે મોટર ઉભી રાખી પાઉપ્યાદા કેટલેક દુર ચાલી જઇને થોડુંક ખરીદી લાવવું પડયું હતું; અને તેટલો વાર–ખાસ્સો સવા કલાક–મેહરબાઇ, જાલુ, માનેક તથા દાદીને ભર રસ્તાની વચ્ચો વચ મોટરની અંદર બેસી રહેવું પડયું હતુ. શોફર એટલો તો ઝડપથી લંબાણ કેથે ઉજડ રસ્તા ઉપર મોટર હંકારી ગયલો હતો કે પગે ચાલીને પાછું બંગલે ફેરાય તેમણી નહી હતું. વળી કોઇ બીજી ભાડેની ગાડી કે ગાડુ વટીક મુવું જીવતું ત્યાં તે વેરાન ભાગ તરફ ફટકતું નહીં હતું—એટલે હાથ જોડીને બેઠાં બેઠાં બડબડ ફડફડ કરવા સીવાય બીજો કશો ઉપાયજ નહી હતો. આખો વખત મેહરબાઇ તો વટવટયાંજ કીધાં—અને અલબત "શોફર"ની બેવકુફાઇ તથા બેદરકારી માટે ખુબ તરેહથી તેના ઉધરા લીધા. પણ શોફર બંદાની હથેલી પર દાદીબાએ અચ્છો ચીકાસ લગાડી એવો તો પાઠ ભણાવી રાખ્યો હતો કે તે તો નખોદ ગયો પેટ માંહેલું પાણીબી હલાવતો નહીં હતો. અંતે હા–હો કરતાં છેક પોણા અગ્યાર વાગે આ ટોળકી "રોશન મહાલ" માં પુગી શકી હતી.

"અરે-હરવઇ ગેઇ કુમી તો આબર ખોધામાં પરી હોશે! એક તો શેહરીયારજંગબી બંગલામાં નથી. પણ સુલતાન છે-તેથી મને જીવને નચીંત છે!" મેહરબાઇ કાંઇ ડજનેક વખત આમ જીવ સાથ પટપટી સધયારો લઇ ચુકયાં હશે.

'મહાલ'ના પોરટીકોમાં મોટર દાખલ થતાં ને વાર પહેલો બાહેર માણેક કુદી પડયો. મેહરબાઇ અને જાલુ તો કુમીને અકળાયલી ગભરાયલી બાહેર દરવાજા આગળ ડોળા તાણીને વાટ જોતી ઉભી રહેલી જોવાની-વકીમાં હતાં. પણ કુમીની ત્યાં ધણ નસલ કાંઇ જણાઇ નહીં, એટલે તેઓ વીચારમાં પડયાં. રહયા સહયા સુલતાનનીબી કાંઇ નીશાની દેખાઇ નહીં! એમ કેમ? બેઉ જણાં વાટ જોઇ જોઇને આખરે ઠાકીને પોતપોતાના ઓરડામાં ઘોંટઇ ગયા કે શું?

માણેક ત્રણ ત્રણ ફાંડયે માલપર પોતાના ઓરડાગમ દોડયો. મેહરબાઇ, જાલુ ઝડપમાં પોતાના ઓરડાગમ વળ્યાં.

* * *

સાડાબારબી વાગી ગયા—અને કુમી તેમજ સુલતાન બેઉનો પત્તા નહીં મળે. "રોશન મહાલ"ના એકેકએક ચાકર નફરોને ચીપી ચીપીને બંને જણ માટે પુછ્યું તો બધા ગાવડી જેવા કાને હાથ મુકી ચુકર્યાં હતાં. ફકત કેટલાંક માણસોએ માત્ર એટલી બાતમી આપી કે કુવરબાઇ રાતે ૯ વાગે બગીચામાં મોટરની ખબર કહાડતાં આમતેમ ફરતાં હતાં ખરાં.

શેહરીયારજંગ તો ગુલબરગા છોડીને બે દહાડા બીબી સાથે બીજે કેઠે ગામ ગયલા હતા, એટલે મેહરબાઇ તો આ નહી ધારેલી મુસીબતથી ઢગલો પુંજો બની ગયાં.

સુલતાન જરૂર ગુમાઇ ગયલી મોટરની ભાલ કહાડવા નીકલી પડેલો હોવો જોઇયે–અને કુમી એખલી રહેતાં બીહથી હશે તેથી સુલતાનની સાથેજ ગાડીમાં ગયલી હોવી જોઇએ. માણેકનું આ અનુમાન હતું. અરે પણ કોઇને કહી મુકી તો જતે! માણેકના વીચાર સાથ મહેરબાઇણી મળતાં થયાં—અને સહેજ ટંડા પડયાં.

બારીએથી ટીગાઇ ટીગાઇને ત્રણડો જણાંઓ—મહેરબાઇ, માણેક, જાલુ—કુમી તથા સુલતાનની પાછા ફરવાની રાહ જોતાં ઠાકી ગયાં. દાદી તો આ બે જણાની તલાસ કરવા પાછો 'મહાલ'માંથી પગે ચાલતો કોણ જાણે કયાં નીકળી પડયો હતો.

બાર થયા—સવા બાર થયા—સાડા બારબી થયા! હવે મેહરબાઇની ધીરજ ખુટી અને તેવણે માણેકને પોલીસ સ્ટેશન પર ખબર કાહડવા દોડાવ્યો.

એક વાગી જવા છતાં નહીં કુમી મળે–નહીં સુલતાન મળે—નહી દાદી બાહેરથી પાછો ફર્યો માણેક પોલીસપરથી એક અમલદારને અને થોડાક સીપાઇઓને લઇને મારતી ગાડીએ પાછો આવ્યો પોલીસ સ્ટેશનપર તો બંને જણાંની કાંઇબી ખબર મળેલી હતી નહીં. પોલીસ ફોજદારે મહાલમાં ચાંપતી પુછપરછ કરી–ચોમેર માણસો દોડાવ્યાં—પણ વ્યર્થ!

જાલુ તો ગભરાઇને ચેડી જેની ડુસ્કે ડુસ્કે રડવા પડી ગઇ માણેકબી ફગલાઇ જેવો ગયલો હતો. કુમી જેવી તેની ભલી અને વાહલી બેહન આમ ભેદભરી રીતે અડધી રાતે ગુમ થઇ ગઇ તેનો ખુલાશો શું રજુ કરવો તે તેને પોતાને

પણ સુજ પડતું નહીં હતું. અને સાથે સુલતાનબી ગેપ થઇ ગયો—એટલે તેનો અર્થ શું?

એક કઢંગો વીચાર તેને એકજ મીનીટ—બસ ફક્ત એકજ મીનીટ—આવ્યો! પણ બીજીજ પળે તેણે તુચ્છકારથી તે છંછેરી નાખ્યો. ફુમી જેવી સદગુણી છોકરી કાઇબી વેળા પોતાના વાહલાંઓની જાણ વગર એક આંધળુ ઉછાછળું પગલું ભરે એ કદીબી બનવાજોગ હતુંજ નહીં. વળી સુલતાન કેવો ઇચે ઇંચનો ગ્રહસ્થ માણુસ હતો તેબી માણેકને માલમ હતું. એ તો બનેજ નહીં—પણ યેહ! ત્યારે એ બેઉ જણાં સાથેજ એકકી વખતેજ બેમાલુમ કેમ થઇ ગયાં? કયાં ગયાં?

મેહરબાઇ ફુઇ તો એવાં ડચાઇ વધાઇ ગયલાં હતાં કે એકગમથી તેવણને સધીયારો આપતાં, બીજીગમથી જાલુને પટાવતાં, ત્રીજીમેરથી પોલીસના માણુસો સાથ માથાંઝીખ કરતાં માણેક જાણે સુનો બાવરો જેવો બની રહયો હતો. ઉપરથી નીચે તેણે કાંઇ પચાસેક ઢેકેલા ખાધા હશે. નાસુરાદ અને બેબાખરો જેવો તે બીચારો પાછો પચીસમી વખત ફોજદાર સાથે નીચે બગીચામાં ખોળ કરવા ઉતરી પડયો—અને રડમેસ જેવે ચેહરે પોર્ટીકો આગળ ઉભો રહી હવે શું કરવું તેના અંદેશામાં આમ તેમ જોવા પડયો—તેટલાં—

"એ ફુમી!"

ફુમી એક બીધેલી હરણીની પેઠે સામેથી દોડી આવતી હતી! માણેક એક ખુશાલીની બુમ સમેત પોતાની બેહન તરફ ધરયો. બીજી સેંકડે ફુમી—લગભગ લોહપોહ જેવી—તેના હાથોમાં તુટી પડી.

અને જાય ! બીચારી કુમીએ તોબી સર્વે કરતાં વધારે હીંમત દેખાડી.

"મુઇ, હું સારી કાની છેઉં. તમે જરા ઉભાં રેહો. મને—મને પાણી આપો. હું બધું તમુને કેહુંછ. જરા મને દમ ખાવા દેઓ—" તેણી મહા મુંશકેલીથી હાંફતાં હાંફતાં આટલું બોલી.

કોઇએ પીવાનું પાણી તુર્ત લાવી આપ્યું તે થોડાક ગોટ કુમી ધચધચ પી ગઇ.

"સુલતાન તાંહ બેસુદ્ધ પડેલો છે-મુઇ ! બધું લોહી લોહી જાયછ-માથાંમાં કોઇએ એને માર્યુંછ-તમે જરા અહીંજ રેહજો. હું જાલુ સાથ મારા ઓરડામાં જાઉછ. સુલતાનને સારૂ ડાકટર બોલાવજો-પછી ઉપર જલદી આવજો. ચાલ, જાલુ-આવેછ કે ?"

આટલું બોલી કુમી તો ઝપાટામાં માળપર પોતાના ઓરડામાં દોડી ગઇ. જાલુ તેણીની પુઠે જવા માંડે તેટલાં માણસોનું ટોળું સુલતાનને લોહપોહ ઉપાડી લાવતું તેણીની નજરે પડયું—એટલે તેણી તો ત્યાંજ ડગાઇને ઉજળી વાખ જેવી ઠસી રહી ગઇ. મેહરબાઇ ધબ કરતાં કે બાજટપર ફસડાઇ પડયાં હતાં.

* * *

આખી રાત સુઇ કોણ શકે ? સુલતાન માટે ત્રણ ત્રણ ડાકટરોની દોડ મેહરબાઇએ કરી મેળી હતી—પણ તે જખમી થયલો સેક્રેટરી તબીબોની ગમે તેવી ચાંપતી કોશેશ છતાં છેક ચાર વાગતા સુંધી સુધ્ધીમાં આવી શકયો નહીં હતો. માણેક, શેહરીયારજંગપર આ બધા ભેદભર્યા સીતમની

ખબર આપનારો એક લંબાણ અરજંટ તાર રવાના કરી તેવણને તુર્ત ઉપડી આવવા આગ્રહ કર્યો હતો. દાદાભાઇ શેઠ ડોળતા ડોળતા આસ્તે રહીને સવા ત્રણ વાગતે કોણ જાણે કયાં કયાં રખડીને વસણાયલાં ડાચાં સાથ પાછા 'માહાલ'માં ફર્યા ત્યારે તો જરા ચોમેરનો અકરાટ ધસરાટ ડપટ પડેલો હતો. કુમી પોતાનાં ફગલાઇ ગયલાં સગાંઓને પોતાપર નહી સમજ પડે તેવો જખુન હીચકારો ગજબ શું અને કેવી રીતે ગુજર્યો તેની કાહણી કરી ચુકી હતી. બધાં 'મહાલ'ના માણુસોબી જગે વગે થઇ ગયલાં હતાં.

સર્વે કોઇ સુલતાનની ચાલુ બેભાની અને તેના માથાં-પરના જખમની ગંભીરતાને લીધે એવાં દલગીર થઇ ગયલાં હતાં કે મેહરબાઇ, જાલુ તથા માણેકે તો બીછાનાપર જરા બે મીનીટબી બરડો નાખવા સાફ નાજ પાડી. સુલતાનના ઓરડામાંથી કુમીના ઓરડામાં આ ત્રણડે જણાંઓએ ઉચાટ અને ચીંતાતુર જીવે ધકેલા આખી રાત ખાયાજ કીધા. સુલતાન આગલ એક ડાકટર અને નર્સ આખો વખત મેહરબાઇએ રાખીજ મેલ્યાં—અને પોતે પોતાના આ વીશ્વાસુ માનીતા સેક્રેટરીની ખબર અંતર જાણવા એટલી કાળજી દેખાડતાં રહયાં કે ડાકટર તથા નર્સબી તાજુબ થયાં. અને નાનકડી જાલુ ? બોંહસ કરવા છતાં તેણી સુલતાનના ઓરડામાં એક સોફાપર ખડીને ખડી સુની સાવજ બનીને બેસીજ રહી. માણેક પણ મોટે ભાગે સુલતાનની આગલનો આગલ બેઠેલો રહયો.

કુમી પોતે તો ઠાકીને લોઠપોટ થઇ છેક ત્રણેક વાગને અંતે ભર ઉંધમાં પડી હતી. દાદીબી બે ત્રણ વાગતા સુધી

અહીંથી તહીં ડમકયા કરી અંતે પોતાના ઓરડામાં જઇ ભરાયો હતો. જયારે ચારેક વાગતે પાછળી રાતના સુલતાને પહેલીવાર ડોળા ઉઘાડી ફાટી ફાટી આંખ્યોએ આસપાસ જોયું ત્યારે તેના બીછાના આગલ ડાકટર, નર્સ માણેક તથા જાલુ ઉભેલાં હતાં.

ત્યારે મેહરબાઇ જસાવાલા કયાં હતાં? તેવણ પોતાના ઓરડામાં જઇ અંતે સાડા ત્રણેક વાગતે ઘોલ્યાપર અલેટાયાં હતાં. ત્રણ વાગતે તેવણને સોસ લાગવાથી પોતીકાં બીછાણાં આગળ ટીપાઇપર હમેશ ધંકાઇ મેલાતું પાણીનુ ટમબલર આખું પીને સુલતાનવાલા ઓરડામાં પાછા આવ્યાં. બાદ બસ તેવણને જીવ ચુંટાયાજ કરયો. દસ પદર મીનીટ સુધી તો તેવણ તાસવીસ કરીને જેમ તેમ એક બાજુ ખુરસી પર બેસીજ રહયાં—પણ આખરે જયારે નહીંજ ટકાયું ત્યારે માણેકે તેવણને બજીદ થઇ જરા બે ઘડી આરામ લેવા તેવણના ઓરડામાં મોકલી આપ્યાં હતાં.

"મેહરાંફુઇ—તમે જરૂર સજજડ પટકાશો જો!" માણેક જરા ગંભીર થઇને ચીરડાયો, "કામમાં કામ તમે વળી કાહડી બેસશો તો પંચાતી! જાઓ, જરા અડધો કલાક તો બરડો નાખી ઉઠો હું અહી સુલતાન અગળજ છેઉં આય ડાકટર છે—નર્સ છે-પછી તમારૂં શું કામ છે?—તમારી તબીયત એક તો નબલી ચાલેછ તેમા આય 'શોક'થી તમે તદન આજેજ થઇ ગીયાંછ. નહીં બસ—જાઓ—ઓહસ ના કરો! સુલતાન જરાબી હુશીઆર થશે કે હું જરૂર તમુને કેહવા આવશ જા જાલું, એવણને લેઇ જા."

સારી કુટીને મેહરબાઇને જાલુ સાથ માણેકે તેવણના

ઓરડામાં મોકલ્યાં. મેહરબાઇને ઉઠવા વગર છુટકોજ નહીં હતો. તેવણનું માથું વળી સખત પકડયું હતું—અને આખો વખત જીવ ઘણોજ ડોહવાતો હતો. બુઢું માણસ એટલે આવા ઓચીંતા બનાવોથી હેબત ખાઇ જઇને ધ્રુજી પડે તેમાં શું નવાઇ?

મેહરબાઇને ઘોલ્યાપર સુવાડી તેવણ આગળ પાણીનું બીજું ટમલર ભરીને મેલી જાલુ તો સુલતાનના સીક ઓરડામાં પોતાના ભાઇ આગળ પાછી સટકી આવી. માણેકે તેણીને ઘણીબી પટાવી, સમજાવી, ધમકાવી કે મમઇજીની આગળ જવું—પણ ના. જાલુ તો આંખ પાણી કરતી સુલતાનના આગળજ છેક ચાર વાગતે તેણે ડોળા ઉઘાડયા ત્યાં સુધી ખડે પગે ઉભી. આ ભલા જુવાન સેક્રેટરી—જેણે તેણીનો જાન જતો એકવાર બંચાવેલો—તેને આવી ભયંકર હાલતમાં બેભાણ પડેલો દેખી નાની જાલુથ રડાઇ રડાઇ જવાતું હતું. બરાબર ચારને દસે સુલતાને ે ા ઉઘાડી આસપાસ જોયું ત્યારે તેણીની ખુશાલીનો શું ' ,, ? જોકે ડાકટરે મ્હોં કુમળાવી ને જાહેર કર્યું કે સુલતાન સખત બોખાર ચઢેલી હતી તે કાંઇ સારી નીશાન નહી ' કેમજે કદાપી ભેજાંની તાવ પર તેને નાખી દે એવું ધાસ્તી હતી—છતાં એક નાનાં બચ્ચાંની માફક કુદ' મારતી જાલુ સુલતાન સુધ્ધીમાં આવવાની ખુશ ખ' મમઇજીને કેહવા દોડી.

પણ "મમઇ "ને એ શું થઇ આવ્યું હતું! તેવણનું માથું ફાર્ટ કટકા થઇ જતું હતું—અને હાથે તથા પગે આંકડાં તાં હતાં. તેવણ પોતાનું દુઃખ ખમી નહી શકવાથી " માય!—ઓ ખોદાય!!—ઓ કોઇ

આવોરે ! !" કરી બુમ મારતાં હતાં. જાલુ તેવણનો આવો આવતાર જોઇને ડધાઇજ ગઇ બીધેલી હરણી માફક તેણી પાછી સુલતાનવાળા ઓરડામાં દોડી અને માણેક ભઇ તથા ડાકટરને ઝટ મેહરબાઇ આગળ બોલાવી લાવી.

તેઓ મેહરબાઇનાં ઓરડામાં ધસી ગયાં. ડાકટરે બાઇની નાડ જોઇ અને કપાલનો ચીલ્લો ચઢાવ્યો ! મેહરબાઇ જસાવાળાના ડોળા ચઢી ગયલા હતા અને હાથ પગ ખેંચાઇ જતા હતા

તેવણની બુમ સાંભળીને દાદીબી પાસેના પોતાના 'બેડ-રૂમમાં'થી ત્યાં અડધો ઉઘરેટો જેવો દોડી આવ્યો—અને ગભરાઇને શું થઇ ગયું તે સઉ કોઇને પુછવા પડયો. પણ શું થઇ ગયું તે કોઇને સમજ પડે તો ખુલાસો કરે કે ? "મમઇજી"ને એકાએક શું બીમારી થઇ આવી હતી તેથી દાદીના જેટલાંજ સર્વે કોઇ—ડાકટર સુદ્ધાં—અણજાણ હતાં. મેહરબાઇ પોતે તો ખુલાશો કરવાને અશકતજ હતાં.

"ઓ—ઓ—ઓ—મારો જીવ જાયછ રે—ઓ ! મારૂં ગલું તણાઇ જાયછ રે !—ઓ—જાલુ !—માણેક !—હું મરી જાઉંછ રે——"

બસ બીજું કાંઇ મળેજ નહીં. સારે નસીબે ડાકટર મેન્સફીલ્ડ ગુલબર્ગનો સર્વથી બાહોશ ફીઝીશીયન હતો. તેણે તુર્ત થોડીક લીટી ચીત્રી કાહડી પોતાને ઘર (જે 'રોશન-મહાલ'થી પાંચ સાત મીનીટના રસ્તાપર હતું) ત્યાં દાદીને મારતી મોટરે દોડાવ્યો. તેવણે દર્દીના ગળાંમાં પાઇપ ઉતારી ને "વોમીટ" કરાવવાનો સાંચો મંગાવ્યો હતો. અલબત દાદીની ઉંઘણુશ ઉડી ગયલી હતી. ચાર ચાર ફાંડયે દાદરપરથી

ઉતરી આ ચીઠ્ઠી સાથ નવાબની તઇયાર મોટરમાં ડાકટરને ઘરે તે ધસ્યો અને પંદર મીનીટમાં તો "પમ્પ" સાથે પાછોબી આવ્યો.

ડાકટરે ચાંપતી બરદાસ્તથી જયારે મેહરબાઇના પેટમાં સઘળો પ્રવાહી પાછો બાહેર કહાડયો ત્યારેજ જરા ડોસાં ડપટ પડયાં—જો કે તેવણનું માથું અતીશય દુખતું હતું અને શરીરે ૧૦૩ જેટલી તાવ ચઢેલી હતી.

સહવારું પડતાં ડાકટર મેન્સફીલ્ડની ઉપરાસાપરી દવાઓ અને બીજી ત્રીજી માવજતથી મેહેરબાઇજી બાઇના માથાંનો દુખારો તથા હાથ પગની ખેંચતાણ જરા નરમ પડી—અને તાવબી સેહજ ઉતરી. પણ તેવણ તદન નસોસ પડી ગયલાં હતાં. તેવણ ઝુમાઇ ગયલે જીવે હવે જરાતરા આસપાસનાંઓ સાથ વાતબી કરી શકતાં હતાં. સુલતાન સાવધ થયો હતો તે જાણી તેવણ ખરેજ ખુશી થયાં. સુલતાનને મજબુત તાવ ચઢી હતી—અને 'બ્રેન ફીવ' નો સોદો હતો—તે બીના તો બધાંઓએ મેહેરબાઇને કેહવાના અખાડાજ કર્યા.

મેહેરબાઇ જસાવાળાને ઉભરી આવેલી બીમારી જેટલી ઓચીંતી, જેટલી સખત, તેટલીજ ભરમ ભરી હતી. ગઇ કાલ રાતથી 'રોશન મહાલ' ઉપર બધો ભેદ ભરમોનોજ સાહયો જાણે ઉતરેલો હતો. ડા૦ મેન્સફીલ્ડ તો ખુંટો દાટીનેજ 'રોશન મહાલ'માં અડી બેઠો. તે નીઝામી સલતનતનો એક માલેતોઝાર તબીબ હતો–તેને પૈસાની શું કનવાર હતી? પણ એક ગમથી સુલતાનની બોખારે તેને ચીતાતુર બનાવ્યો હતો, અને તે જવાન મહોમેદન ગ્રહસ્થના ખુબસુરત ચેહરાથી તેનું ભલું દીલ બહુ પીગળી ગયું હતું. બીજી ગમથી 'રોશન મહાલ'ની

ભેદી જબરદસ્તીની બધી કાહણી સાંભળયા પછી ડા૦ મેન્સ-ફીલ્ડ પોતાનો આવો 'ઇનટરેસ્ટીંગ' કેસ છોડી દેવા ચાહતો હતો નહીં. સુલતાનની તાવની પહેલી ધાસ્તીભરી નીશાની સામે જીવપર આવી ને લડવામાં પોતાના ફરેસ્તાઇ ધંધાની એક પવીત્ર ફરજ—એક ખરી મોટાઇ—સમજીને તેણે માણેકને જાહેર કર્યું કે જો વાંધો નહી હોય તો તે એક આખો દાહડો 'રોશન મહાલમાં'જ રહેવા ઇચ્છે છે. માણેકને વાંધો શું હોય? મેહરબાઇએ જ્યારે ડાકટરનો આ ઠરાવ સાંભળ્યો. ત્યારે તેવણનું મ્હોડું ખુલી ગયું.

"માણેક, એ ડાકટરને કેહ કે જે એની ફી થશે તે હું ખુશીથી આપશ. પણ સુલતાન આગળથી ખસે નહીં. રાતની નર્સનીબી ગોઠવણ કરજે. સુલતાનને કશું કંઇ થશે તો હું તુને પુછશ જો, માણેક! એ મારો સુલતાન તો મારો દીકરો છે—મારો જમનો હાથ છે."

"ફુઇ-ડાકટરને તો હાલ તુરત શેહરીયાર કાકા પાછા આવે નહીં તાંહ સુધી 'મહાલ'માં રાખવાનોજ તો! તમારી તબીયતબી કાંહ બરાબાર છે?"

"અરે મને કાંહ મુઇને દાર દોધીમાં નાખેછ? હું તો હવે સારીકાની થઇ જવશ બસ તમે લોક સુલતાનને ઉઠારો. એને મારનારાઓના હાથ ભાંગે! મારા હીરા જેવા છોકરાને કોણ મુવો દુખ દેવા નીકલી આયો કોણ જાણે! માણેક એ બધું શું શ્મશાન થયું? એ પોતે કંઇ ખોલાસો કરેછ કે?"

"લે! બીચારો તાપની ઝુમમાં સસરતો પડેલો છે તેમાં ખોલાશો કાંહથી કરવા બેશે? પણ મમલાં, તમે હવે ઘણું

બોલ બોલ ના કરો—ચાલો પોઢરી ઉઠો, જોઉછતો!" દાદી જે આ વેળા પાસે ઉભેલો હતો તેણે આ પ્રમાણે મમઇજીની કદર બાધી.

સુલતાનને ચઢેલી તાવ વીશે દાદીએ મેહરબાઇ આગળ આમ ભાંગરો વાટી દીધો તેથી માણેક મનમાં બહુ ખીજાયો—પણ દાદી સાથ હમણા પંચાતી કરવા કયાં બેસે? મેહરબાઇ આ સુલતાનની બેમારની વાત સાંભળીને બીચારાં પુરાં ધ્રુજી પડયાં.

"મરે કંઇ સમજ પરતું નથી. જાણે બધું મુવું જીન પરીયાનું કારખાનું ઉલટી પરયું હોયની, તેમ સામટાંજ વધનો વીટયાંછ! શેહરીયાર આવી ગગરતો હોય તો જરા તલાસબી કરીને આપુને શું થયું તે સમજાવે."

"પુઇ, ડાકટર મેનસ્ફીલ્ડ ખતી ખતીને અમુને બધાંને પુછેછ કે તમુને એકાએક દીસે આંકરાં આવી ગીયાં તે આગળી સાંજે તમારા ખાધાપીધામાં કંઇબી આવેલું વારૂં?" માણેકે હવે કાંઇક ઇંતેજારીથી સવાલ પુછયો.

"કંઇજ નહીં, બા. રાતના મોહના પર આપરે કોઇએબી એક બુકબી મુકયો છ? આપરે બાહારથી ફરીને આયાં ને મુનું બધું એવું રોખરૂં થઇ ગીયું કે ખાધાનું ખાધાને જગોએજ બરીયું રેહી ગીયું."

"પણ તાહરે એમ એકદમ તબીયત શાએ બગરી આવી, પુઇ?"

"ઓવાય—તે હું શું જાણું, દીકરા? આજે તીસ તીસ વરસ થયાં મુવું એવું દરદ તો મેં જાણેલું નહીં. મને માથું દુખવાની આદત તો છેજ રે—પણ ગેઇ રાતના તો

બસ ઓચીતું મને એવું કંઇ થઇ આયું કે જાણે આખું દીલ કપઇ વેહરઇજ જાય ને આંખના ડોરા નીકરી નીકરી પરે–"

"મમલાં, તમે તમારી રીત પ્રમાણે એક નાહલ્લી ચીજને મોટું રૂપ આપી દઇને અમુને બધાંને હબકાવીજ મુક્યાં! હોય—જરા આય કુમી ને સુલતાનના બનાવથી મગજ 'એકસાઇટ' થઇ ગ્હેલું ઉતું તેમાં વરી આપરી મોટરની ડ્રાઇવથી થાક ચહરેલી એટલે—"

"ફુઇ, તમે કંઇ તમારી દવા બવા પીધેલી?" માણેકે વચમાં સવાલ નાખ્યો.

"બીલકુલ નહી, દીકરા. બધો જીવ એવો અકરઇ રહેલો કે દવા પીવાનુ ધક કાંહ રહે? ફક્ત રાતે એક વખત જરા ટમલર ભરીને પાણી પીધું. પણ પાણી તો રોજ રાતે પીવુંછ. હા જો ખરા–મને પાણીબી મુવું એવું મોરચ્યું મોરચ્યું લાગું કે તેજ વખતે હું અજબ થઇ કે આજે એમ કેમ? પણ બધા ગભરાટ અકરાટમાં કોણને કેહવા જાઉં? બસ પછી મારો જીવજ ફરવા લાગો—"

"પાણી મોરચ્યું લાગું!" માણેક મોટેથી બોલી પડયો, "કીયું પાણી—કાંહથી તમે પીધું?—"

"મરે એમ શું કરેછ જો! રોજ મારે વાસ્તે અહીં ટીપઇ પર જાલુ પાણી ભરી—મુકેછ કેની!"

માનેકે જાલુને બોલાવી.

"જાલુ, ગેઇ રાતે આય ટમલરમાં પીવાનું પાણી ફુઇજીને સારૂં તેં ભરી મુકયુંતું?"

"હા–મેં પોતે મારે હાથે માટલાંમાંથી મુકયું. કાંય?"

"માણેક—વોટ આ ફુલ યુ આર!" દાદી વચ્ચે ફફડી

ઉઠયો! "એવણને હવે બસ બોલાવ બોલાવજ કરેછ કે? ચાલો, મમઇજી, હવે મજાહથી પોહરી ઉઠો—બધું વખત વીટી ગીયુંછ ને ખુદા સઉનું સારૂં કરશે. કમ—મેક—આપરે ઉભા રેહીશું તાંહ સુધી એવણ પટપટ પટપટ કર્યાજ કરશે."

આમ બોલી દાદી પોતાના કઝીન બારીસ્ટરનો હાથ પકડી ઓરડામાંથી બાહેર તાણી ગયો.

——:o:——

## પ્રકરણ ૪૭ સું.

——:o:——

### નખોદનું પહેલું નગારૂં.!

વચમાં એક આખો દીવસ નીકળી ગયો. આગલે દીવસે સહવારના ચાર વાગતે સુલતાન પોતાની બેહોશીમાંથી ફારેગ થયો હતો ખરો—પણ ૧૦૪॥ ડીગરી તાવની લેપનમાં તાસવીસ કરતા પડેલા એક દર્દીનું ધક ઠેકાણે તે કયાંથી હોય? ડા૦ મેન્સફીલ્ડ અને કુશળ નર્સ મીસ બોવનની ચાલુ ચાંપતી માવજત છતાં સુલતાનની 'ટેમપરેચર' હાથમાં આવીજ નહી—અને તેનો લવારો બકારો વધતોજ ચાલ્યો. બપોરના તો તાવ ૧૦૬ જેટલી થઇ ગઇ—અને ડાકટર તેમજ નર્સ બંનેના ચેહરાપર દીલગીરી તેમજ ચીંતાનો ખુલ્લો ચીન્નો ચઢેલો હતો. ડાકટરે ગમગીન અવાજે માણેકને તથા દાદીને અલ્લકસે કહી મેલ્યું હતું કે જો આ ભેજાંની તાવ નીવડશે તો કેસ ઘણો જોખમ ભર્યો દેખઇતી રીતે થઇ પડશે.

તબીએ સખત તાકીદ કરી હતી કે દર્દીના ઓરડામાં કોઇએબી બીલકુલ જવુંજ નહી.

મેહરબાઇ જસાવાળા પોતાની આગળી રાતની બીમારીમાંથી મોટે ભાગે તદાર થયાં હતાં—પણ હજી પોતાનું બીછાણું છોડી શકતાં નહી હતાં. તેઓને જ્યારે જાનુએ ડુસ્કે ડુસ્કે રડીને સુલતાનની ગંભીર હાલનથી વાકેફ કર્યાં ત્યારે ઘરડાં મેહરબાઇજીબી બીચારાં પોતાના માનીતા સેક્રેટરી માટે પુશકળ કકલ્યાં. સર્વે કોઇના દીલ ઉચટ અને ગમખાર બની ગયલાં હતાં. જાલુ તો ઘેલી જેવી કંઇ ખાવા પીવાબી ના પાડતી હતી. સુલતાનને માટે તે છોકરીના નીરદોશ કોમળ જીગરમાં એક અજબ સાચ્ચું જાતનું વહાલ હતું. ફ્રુમી પણ આખો વખત પોતાના ઓરડામાં ભરાઇ રહેતી. એક વખત પોતાની એ બેહનને ઘણી પટાવીને જરા "મોહડાં ગમ" કરવા માણેકે સમજાવી ત્યારે પોતાના ભાઇના ખભાંપર ડોકું નાખી દઇને કુમી—મુંગી પણ ભલી ફ્રુમી—ડુસ્કે ડુસ્કે બેઅત્યાર ધસાધસ રડી પડી હતી.

ફ્રુમી અને સુલતાનપર સીતમગાર જફા ગુજારનાર કોણ છુપું માણસ યા માણસો હતાં તેનો સેહજબી પત્તો હજી તુલીક મળી શકયો નહીં હતો. પોલીસ ફોજદારે આખું ગુલબર્ગા ઉપર તળે કરી મેલ્યું કે કાંઇબી એનો ખુલાસો મળી શકે—પણ વ્યર્થ ! ફ્રુમીનાં કેદ પડવાના અને સુલતાનને જીવલેણ માર પડવાનો ભેદ તો હજી અંધારાંમાંજ વીંટળાઇ રહેલો હતો.

સાંજે સાત વાગતે નવાબ શેહરીયારજંગ અને બેગમ આવી પુગ્યાં, માણેકે તથા દાદીએ વીસ્તારીને બધી પેલી

કોઠડીના કેદખાનાની રપુચક્કર કાહણી તેવણને કહી. શેહેરી-યારજંગ તો જાણે પોતાની ફાંસીની ટેંપ સાંભળતા હોય તેમ બધી હકીકત સાંભળીને દબાઇજ ગયા. સુલતાન તથા રૂમી તે કોઠડીમાં? સુલતાનને ત્યાં માર માર્યો?—અરે કોઠડીને તો તો તાળું હતું!!–હા, ખરી વાત કે આજ કેટલા દાહડા થયા તેવણ કનેની તાળાંની કુંચી ખોવાઇ ગયલી તો હતીજ–પણ—પણ શું?

પોલીસ ફોજદારને તુરત બોલાવી સંગાવી નવાબે કોઠડીની મુલાકાત લીધી. તે વખતે દાદી તથા માનેકજી સાથે હતા. તેવણ પોતે એકલા પેલાં ભોંયરાંમાંથી ઉતરી આવ્યા. જ્યારે તેવણ ભોંયરાંમાંથી પાછા ઉપર કોઠડીમાં ચઢયા ત્યારે તેવણનો અવતાર એક જીવતાં માણસ કરતાં એક મુડદાંને વધારે મળતો આવતો હતો.

નવાબની તબીયત ત્યાંની ત્યાં બગડી આવી. કોલાંનવાટર સુંઘાડી તેવણને 'મહાલ'માં જેમ તેમ લઇ જવામાં આવ્યા. પોતાના ઓરડામાં ભરાઇ બેસી—અંદરથી બારણું બંધ કરી—નવાબ શેહરીયારજંગે છેક બીજે દીવસ બપોર સુધી કોઇનેબી મળવા યા વાત કરવાની સાફ ના પાડી. અમીના દાસીથી માત્ર ખબર મળતી હતી કે નવાબ સાહેબની તબીયત ઠીક નહી હતી.

અને નવાબ સાહેબની તબીયત બગડે તેમાં નવાઇ નહીં હતી! સુખી શાંત જીવે આગલી રાતે પોતાનું સાલેતોઝાર માથું ટકયાપર મેલવા પછી થોડાજ કલાકમાં એક કમબખ્ત ટેલીગ્રામે તેવણને એક કંગાલમાં કંગાલ માણસ બનાવી મેલ્યા હતા! બસ હવે થઇ ચુકયું! કોઇ છુપો હાથ પેલા

ગુપ્ત ભોંયરાંમાં પેસી જઇ નવાબ શેહેરીયારજંગના કરતુકપર અત્યાર સુધી પંથરાઇ રહેલો સલામત પરડો ખસાડી નાખવામાં અંતે ફતેહ પામ્યો હતો. નીઝામ સરકારના એક માનવંત મોભાદાર, મોટા શ્રીમંત અમલદારની સ્થીતીપરથી હવે એક બદમાશ, લ્યાનતી, ડામીજ ગુનેહગારની પંકતીએ ગબડી પડવાનું આ નગારૂં પોતાનો પહેલો નાદ કહાડી ચુકયું હતું! હવે કરવુંબી શું? આપઘાત—કે બેહોરમતી?

શહેરીયારજંગે પોતાના બંધ ઓરડાની ચારો દીવાલો ઉપર એક હેબતાયલી નજર ફેંકી અને ખવીસની પેઠે દાંતો કચકચાવ્યા! એ અવર પગલાંની તુરી! તું આ શું આફત તારી સાથ રીતમાં લેતી આવી! ભોંયરાંમાંથી જે બેમુળ ચીજો સફાચક થઇ ગઇ હતી તે બાબે નવાબ પોતે પોલીસને સેહુજબી ઇશારો વટીક કરીજ કેમ શકે? પેલો નેકલેસ અને ઓચરયાં કોણ મુજી બદમાશના હાથમાં ગયાં હશે? જરાબી શક વગર તેજ ચંડાલના હાથમાં નવાબની ગળચી આવી હતી! શેહરી-યારજંગે બે હાથે પોતાનું માથું ધાંકયું. તેવણનું દીલ દેહસત અને કમજોર ગુસ્સાને મારે ધ્રુજતું હતું. જો તે હરામખોર ચોરનો કાંઇ મુદદોબી મળે તો તેનું કાટલું કાહડી નાખવાને નવાબને શું વાર લાગે? પણ પકડવોબી કોણને?

જો કોઇ સાધારણ ચોર માત્ર નેકલેસની લાલચ પરજ ભોંયરાનો ખજાનો ઉપાડી ગયો હતે તો એક નાસ—પણ પેલાં દસ્તાવેજોનું પાકીટબી બેમાલુમ થઇ ગયું હતું તે ખ્યાલ નવાબને હેબતાવી નાખતો હતો. જેનાબી હાથમાં એ ઓચર્યાં ગયાં હશે તે હવે યા તો નવાબના ગુનાહની તે અસુક સાબેતી દુન્યાને જાહેર કરશે, કે યાતો આ સોનેરી ચલી

હાથમાં આવ્યાથી નવાબને જેમ નીચવાય તેમ નીચવશે ! પાયમાલી—બેઇઝતી–ખુવારી ! બસ નવાબના ડોળા સામે બીજુ કાંઇ રજુ થઇ શકતુંજ નહીં હતું.

બધ કોઠડીનાં બારણાંમાં ખોસેલી કુંચી જે પોલીસને મળી આવી હતી તે ત્યાં આવીજ કેમ ? ઘણો ઘણો વીચાર કરવા પછી અંતે શેહરીયારજંગે અનુમાન કર્યું કે યા તો પોતાની ખોવાયલી કુંચીજ એ હોવી જોઇયે કે યાતો ચસ્મચોર પેલો કારભારી કમાલખાન (જે ઢોંગ કરી રજાપર જતો રહેલો હતો અને જેના કબજામાં એક ડુપ્લીકેટ કુંચી હતી) તેનું એ કારસ્તાન હોવું જોઇયે. અંતે ત્યારે તે નોકરેબી વર્ષોનું નીમક હરામ કીધું ! પણ તે તો હવે કોણ જાણે કયાં પારબી થઇ ગયો હશે ! એક સેહુજ સધીયારો તેવણને આવ્યો. જો કમાલખાનનુંજ એ કરતુક હોય તો તે પોતાના પુરાણા શેઠને પેલા દસ્તાવેજોને આધારે ઉઘાડો પાડીને ઇનસાફની ચુંગાલમાં સપડાવે તો નહીંજ ! ઘણું થાય તો તે થોડાક રૂપીયા ઓકાવવાની તજવીજ કરે. પણ— વળી પાછું પણ શું ? અરે—પણ ત્યારે એ કોઠડીમાં કુમીને કોણે પુરી ? શા માટે પુરી ? સુલતાન ત્યાં કેમ ઘુસી આવ્યો ? નવાબે કુમીને બહુ ચીપી ચીપીને સવાલો પુછ્યા હતા—પણ તે હમેશની થોડું બોલી છોકરી તો ફકત એટલુંજ કહી કહીને કહેતી કે—

"મને કોણ તાંહ જુઠ્ઠું કહીને લઇ ગીયું તે હું જરાબી જાણતી નથી. કોઇ અઘોર જેવો અંણજાણ્યો હીંદુ ઉતો. તેને પાછો જોઉં તો કદાચ હું ઓરખીબી શકું. સુલતાન અંદર કોહડીમાં કેમ આયો ને કાહરે આયો તે મને

થી—હું તો બેશુદ્ધ થઇ ગેયલી ઉતી. મેં જાહરે થઇને આંખ ઉંઘાડી ત્યારે મેં જોયું કે સુલતાન પર લોહીલુહાણ થઇને પરેલો ઉતો, ને કોઠડીનું ારપરાક ઉંઘાડું ઉતું. પછી જીવ નાખતી કે હું ી આવી ને મેં બધાંઓને શું બન્યું તે કેહયુ. ારે મને કંઇ—કંઇ ખબરજ નથી.''

'ખુલાશો' નવાબ શેહરીયારજંગ માટે બીલકુલ કારક હતો. કુમીને બચાવવા જતાં સુલતાનને છુપા એ માર માર્યો હોય એ બનવા જોગ હતું—પણ ભોંયરાંની હસ્તી બાબે, યા તેમાંથી લુટાયલા ખજાના તાનને સેહજબી ખબર હોય તો સત્યાનાશની ા !

કરવું ? હાલ તુરત હાથ જોડીને રાહદ્વાટ જોયા વાય બીજો માગ જ શું હતો ? સુલતાન સાજો ો સઘળાં ધમસાણ પર અજવાળું નાખે ત્યાં તુલીક સીકે ઓળવીને ચુપ બેસવાનો ઠરાવ કરતાં નવાબે તોડ હાય મારી.

## પ્રકરણ ૪૮ મું.

### કીસમતીસે હો ગયે સામાન નયે નયે !''

આખ્ખા દહાડા અને ત્રણ લાંબી રાતો ખળ-વની ઝુમમાં કાંઇબી ધક કે ધ્યાન વગર લવારો તો સુલતાન નહીં આ દુન્યામાં હતો કે નહીં પેલી

ડા૦ મેન્સફીલ્ડ રોજ સહવાર સાંજ બે વખત આવતો હતો—અને રાત તેમજ દીવસની બે હુશીયાર યુરોપીયન નર્સો હેદરાબાદની યુરોપીયન જનરલ આસ્પીટલમાંથી ખાસ તાર કરીને ગુલબગેં સુલતાનની માવજત માટે બોલાવી મંગાવવામાં આવી હતી. એક સગા દીકરા પાછળ એક માતાની કાળજી, વાહલ અને ઇંતેજારીથી જેટલું થઇ શકે તેટલું મેહરબાઇ જસાવાળા હાલ આ પોતીકા વીશવાસુ માનીતા સેક્રેટરી માટે કરી કાંકડાની માફક પૈસો ખરચી ઉભાં રહયાં હતાં.

અંતે પાંચમે દહાડે સહવારના બડી ગજરે સુલતાનની હઠીલી બેખારે એક સારો "ટર્ન" લીધો. કુદરત પર વૈદક વીદયા આખરે ફાવી હતી. દર્દીની મજબુત સંગીન કાઠી—તેની નીયમીત જીંદગી—તેની અડાસે આ વેળા આવી. બડી બામદાદના ચારેક વાગ્યા હશે—હજી તો ઉજરડું પડવાબી પામ્યું નહીં હતું. 'મહાલ'માં વસ્તાં તમામ આસામીઓ હજી તો પોતાની પોણી ઉંઘ પુરી કરી ચુકયાં નહીં હતાં.

સુલતાને પહેલીવાર બેઉ આંખ્યો પરગરી ઉઘાડી ખુલ્લા ચેહરા સાથ આમ તેમ જોયું.

પાસેજ ખુરશીપર બેઠેલી નર્સ મીસ ડીકીન્સ તુર્ત ઉઠી તેની આગળ આવી ઉભી અને તેના કપાલ પર હાથ મેલ્યો. તે નર્સથી સેહજ મળકાઇ જવાયું. તેનાં 'પેશન્ટ'ને આજે પેહલી વાર તાવ તદન ઉતરી ગયલી હતી— અને આજે પહેલીજવાર તે દર્દીના મ્હોડાંપર એક ખુશી થવા જોગ નચીંતાઇનો છાપ હતો.

એક નાના બચ્ચાંને પટાવે તેમ સુલતાનનું માથું પસવારી મીસ ડીકીન્સે તેને હસ્તે મ્હોડે પાછું પોઢી જવાને ઇશારત કરી. એકાદ મીનીટ સુલતાને ટગર ટગર આ નર્સ ગમ જોયુ—પછી કાંઇક ગુંચવણથી ઓરડામાં આમ તેમ નજર ફેંકી. આસ્તે આસ્તે જાણે તેને કાંઇક આગળી પાછળી બાબદો—ગઇ ગુજરી વાતો—યાદ આવતી હોય તેમ તેના મ્હોંપર પાછો ગભરાટનો ઓળો ફરી વળ્યો.

"હું કાંહ છેઉં, નર્સ?" તેણે અત્યંત નખાઇ ગયલા અવાજે ઇંગ્રેજીમાં સવાલ કર્યો.

નર્સે હેતથી તેના બરડા પર હાથ મેળ્યો.

"તમે હવે સારી કાની થઇ જશો," તેણીએ માયાથી નરમ સાદે ઇંગ્રેજીમાં ઉત્તર વાળ્યો—"પાછા ઉંઘાઇ જાઓ—જોઉછ તો!"

પણ પાછી ઉંઘ કયાંથી લાવે? સુલતાનને આ ઘર્થીનું ભાણ દરેક પળે વધારે અને વધારે આવતુંજ જતું હતું. તેણે બીછાણાપર ઉઠીને તરો બેસવાની કોશેશ કરી જોઇ, પણ બેહદ નબળાઇને લીધે તેનેથી તેમ થઇ શકયું નહીં.

"નર્સ! મને મેહેરબાની કરીને કેહો—હું હમણા કાંહ છેઉં?"

"નવાબ શેહેરીયારજંગના બંગલામાં."

સુલતાનનું મ્હોડું એકાએક દયામણી રીતે કુમળાઇ ગયું—તેના મુખમાંથી એક ધીમી હાય નીકળી પડી. દર્દીની આવી પાછી શરૂ થતી તાસવીસ મીસ ડીકીન્સને મુદલ ભાવતી નહીં હતી.

"તમે સુઇ નહીં જશો તો પાછા વધારે બીમાર પડી જશો!" તેણી નાખુશીથી બોલી.

"મને બસ ખુલાશો કરો ને હું સુઇ જવાનું પ્રોમીસ આપુંછ. નર્સ—મને શું થયુંછ?"

"તમુને કોઇએ માથાંપર જખમો કીધા તેથી ચાર દાહડા તમે ઘણા ખરાબ હાલતમાં હતા. આજે હવે તમે 'બેટર' છેઓ. હવે તમે ઉંઘાઇ જશો નહીં તો હું વધારે તમારી સાથ વાત કરવા ના પાડશ."

એક જબરી ખેંચતાણ કરી સુલતાને ઉઠવા માગ્યું—પણ મીસ ડીકીન્સે તુર્ત તેને પકડીને સુવાડીજ રાખ્યો.

"નાઉ—નાઉ—નાઉ!" તેણી બહુજ પટામણે સાદે બોલી, "એમ કરશો તો તો જરૂર પાછી ફીવર ચઢી આવશે. હું તમુને કદી ઉઠવા નથી દેવાની."

"નર્સ-ખુદાને ખાતર! મારા દીલમાં તે-તે રાતે ડગલો હતો તે કયાં છે?" સુલતાને ગગળતા દબાયલા અવાજે આજીજી કરી.

"નેવર માઇન્ડ યોર કોટ! તમે બસ સુઇ જાઓ!"

"નહી—ઉલટું તમે મારી સાથ તકરાર કરીને મને વધારે બોલાવોછ! જોવ—જોવ—નર્સ!—પેલો—તાંહ—ડગલો છે. પેલો કાળો કોટ! તાંહ—તાંહ—ખુંટીપર ઓરવ્યોછ તે!"

એટલો તો દેખઇતો સુલતાન આ વાર ઉશ્કેરઇ ગયલો હતો કે મીસ ડીકીન્સ તાજુબ થઇ. દીવાલની ખુંટી પર સુલતાનનો લાંબો કાળો બનાટનો ડગળો ઓળવેલો હતો.

અને તે ગમ ધ્રુજતે હાથે આંગળી બતાવી આ દર્દી કાંઇ વીચીત્ર આકુળવ્યાકુળ કરતો હતો.

"હમણા તમે ડગલાને શું કરોછ ?" નર્સ જરા ખફા થઇને બોલી.

"મને—મને—મારી આગળ જરા એ ડગલો એક મીનીટ લાવશો ?" સુલતાન કગળી પડયો, "નર્સ, તમારી મોટી મેહરબાની થશે. હું તમુને કેહુંછ કે ખુદાને ખાતર એ ડગલો જરા મારી આગળ લાવો ! પછી હું જરૂર મુંગો મુંગો સુઇ જવશ—"

મીસ ડીકીન્સે કાંઇક શંકાથી સુલતાનનાં મ્હોં ગમ જોયું. તે પાછો "ડીલીરીયમ"માં આ પ્રમાણે કરતો તો નહીં હોય ? ના—તેણી એક અનુભવી કાબેલ નર્સ હતી. "ડીલીરીયમ" કેવો હોય તે તેણી બરાબર જાણતી હતી. તેણીનો દર્દી જરાબી સંદેહ વગર પોતાની પુર સુધ્ધીમાંજ બધી વાત કરતો હતો.

નર્સે જોઇ લીધું કે સુલતાનને વધારે ઉશ્કેરયા કરવામાં સલામતી નહીં હતી. ગુપચુપ તેણી તે ભીંતે ટાંગેલા ડગલા ગમ ગઇ અને તે એમનો એમ કોલરમાંથી પકડી બીમાર દર્દી આગળ ઉંચકી લાવી.

પોતાના નબળા ધ્રુજતા બેઉ હાથોમાં સુલતાને તે ડગલો કાંઇ અસાધારણ આતુરતાથી ઝુંટવી લીધો અને એક નહીં સમજ પડે તેવા ગભરાયલા ચેહરા સાથ તેના બાહેરના અને અંદરના ગજવામાં આગળાં ખોશી કાંઇ ઢુંડવા પડયો. મીસ ડીકીન્સ આ તમાશો જોતી અજબ થઇને મુંગીજ પાસે ઉભી હતી.

"નર્સ !" અંતે સુલતાનનો ધાડો સાદ નીકળ્યો, "મારા ડગલાના ગજવામાં કંઇ છે ? જરા જોવની ?"

મીસ ડીકીન્સે તે ડગલો પોતાનાં હાથમાં લઇ ઘણી સંભાળથી બંને ગજવાં તપાસ્યાં.

"નહી—અહીં તો કંઇ નથી !"

એક ગુંગળાયલો નીસાસો દર્દીએ નાખ્યો.

"તમે–કોઇએમી—અંદરથી–આઇ મીન-તમુને ગજવા-માંથી કંઇ મલ્યુંછ, નર્સ ?"

"નહીં—હું કંઇ જાણુતી નથી. હું આવી તાહરે તમારા દીલપર એ ડગલો નહીં હતો. તમે કંઇ ગુમાવ્યુંછ શું ?"

કંઇ ગુમાવ્યું ! ! અફસોસ ! અફસોસ ! ! સુલતાને શું ગુમાવ્યું હતું તેનો મીસ ડીકીન્સને ઝાંખામાં ઝાંખો ખ્યાલબી કયાં હતો ! એક બીજી હીડી હાય દર્દીના મ્હોંમાંથી નીકળી પડી. સુલતાને જોરમાં અછાડ મારી ધોલ્યા પર હાથ નાખી દીધો.

થઇ ચુકયું ! પેલાં ઓચ્ચરયાંનું બંડળ—અને ખીસામાં મેલેલો નેકલેસ—એઉ ચાજ પાછાં ગેબ થઇ ગયલાં હતાં !

મહેનત બરબાદ અને ગુનાહ લાઝમ ! કમનસીબ જામી ! અંતે તું નીશફૂળ નીવડયો ! ! બેહુસ્તી બાપની બેગુનાહીનો પુરાવો હાથમાં આવેલો પાછો બેમાલુમ થઇ ગયો ! ! અફસોસ ! !

મીસ ડીકીન્સ તો સુલતાનના ચહેરાપરથી પસાર થઇ ગયલો ફેરફાર જોઇ ગભરાઇ ગઇ. વહેલી વહેલી નર્સ એક ચમચી બ્રાંડી પાણી સુલતાનનાં ગળાંમાં રેડવા ઉંચકી લાવી. ફોકટ ફોકટ !

સુલતાન તો ચીકાર પાછો બેસુદ્ધ થઇ ગયલો હતો.

આ ઘણીજ ખરાબ—ઘણીજ ભયંકર નીશાની હતી. "બ્રેન ફીવર"નો "રીલાપ્સ" જો થયો તો દર્દીના આવરદા ટુંકા એમ મીસ ડીકીન્સ જેવી કુશળ નર્સને સમજાવવાને એક તબીબની જરૂર નહીં હતી.

તેણીએ સુલતાનની ટેમપરેચર લઇ જોઇ. ફીવર લગભગ ૧૦૩ ડીગ્રી હતી !

* * *

## પ્રકરણ ૪૯ સું.

—:o:—

## સાથે ઘેરાઈ રહેલું વાદળ.

શેહરીયારજંગ બહાદુરની દુન્યા કેવી હતી ?

શેહેરીયારજંગે સહવારનો નાસ્તો પોતાના ખાનગી ઓરડામાં આજે એકએજ કર્યો હતો. છેલ્લા બે દહાડા થયા નવાબ સાહેબને 'ખબે' કાંઇ મજબુત ચઢયું હતું. તેવણ બહુજ વીચારવંત, દલગીર, ચીંતાતુર બનીને ખાંઉ કરડું જેવા આખો વખત પોતાના ઓરડામાં ભરાઇ રહેતા હતા—અને તદન નજીવાં કારણોસરથી દરેકે દરેક જણ સાથ ચીઢકાં ફાડતા હતા.

સહવારના ડા૦ મેનસ્ફીલ્ડે સુલતાનની પાછી બીગડેલી તબીયત બાબે જયારે ડાચું કુમળાવ્યું—અને નર્સ મીસ ડીકીન્સે ઢીલે મ્હોંડે જયારે સર્વે ઓરડામાં હાજર રહેલાં ઓને પેલા દર્દીના ડગલામાંથી કંઇ ગુમાઇ જવાની અને

સુલતાનને તે સબબે ચઢી આવેલી તાવની હકીકત કહી—ત્યારે નવાબ તે વેળા ત્યાં હતા નહીં.

અને ડગલામાંથી કાંઇ ચીજ ગુમાઇ ગેઇ તેથીજ સુલતાન પાછો તાવે પટકાઇ પડયો એ બીના તેવણને કેહવાની કોઇએ કનવાર કરીબી નહીં હતી. એવણ આમ કડકણા કુત્રાની માફક સારો દહાડો પોતાના ઓરડામાં ગોંધાઇ બેસે ત્યારે કોઇને શું પડી કે ખાસ એ વાત તેવણને કહેવા ચાલી ચલાવીને તેવણના ઓરડામાં જાય ? તેવણનું ખુલ–ડોગ જેવું ડાચું જોઇને સર્વે કોઇ તો એમ સમજતું હતું કે તેવણની ગેરહાજરીમાં તેવણનાંજ મકાનમાં આવી નામોશીભરી બબે જાસ્તીઓ ગુજરી તેથી નવાબ સાહેબનો મીઝાઝ એકદમ બરખેલાફ થઇ ગયલો હશે. સઉ કોઇનાં મગજપર હાલ ચીતા અને ઉદાસીનો એટલો બોજો હતો કે નવાબના આવા 'થોભરા'ને કયાં સેકો તાણવા જાય ?

મેહરબાઇ જસાવાળાનું દીલ તો એવું ઉઠી ગયલું હતું, કે જો સુલતાન જરાબી ફર હર કરી શકવાની હાલતમાં હતે તો ખચીત તેવણ ગાંસડાં પોટલાં બાધી પહેલી ત્રેને ઉપડી જતે. આવા શરમભરર્યા જબુન બનાવો બની ગયા અને હજી તે માટે નહીં મળે કશો ખુલાશો—નહીં કઇ દાદ કે ફરીયાદ—નહીં કોઇ સુજી બદમાશોની જરાબી શોધ કે ખોલ ! મેહરબાઇજીને મનથી આના જેવું હીણપસ્તી ભર્યું કુકર્મ દુન્યામાં બીજું કશું હતું નહીં. હેદરાબાદી પોલીસની આવી ધીકકારવા જોગ નબળાઇ, બેદાદી અને બેદરકારી માટે તેવણને ઘણોજ હલકો વીચાર બેસી ગયો હતો.

સુલતાન તો ચીકાર પાછો બેસુદ્ધ થઇ ગયલો હતો.

આ ઘણીજ ખરાબ—ઘણીજ ભયંકર નીશાની હતી. "બ્રેન ફીવર"નો "રીલાપ્સ" જો થયો તો દર્દીના આંવરદા ટુંકા એમ મીસ ડીકીન્સ જેવી કુશળ નર્સને સમજાવવાને એક તબીબની જરૂર નહીં હતી.

તેણીએ સુલતાનની ટેમપરેચર લઇ જોઇ. ફીવર લગભગ ૧૦૩ ડીગ્રી હતી !

* * *

## પ્રકરણ ૪૯ મું.

—:o:—

### માથે ઘેરાઇ રહેલું વાદળ.

શેહરીયારજંગ બહાધુરની દુન્યા કેવી હતી ?

શેહેરીયારજંગે સહવારનો નાસ્તો પોતાના ખાનગી ઓરડામાં આજે એકએજ કર્યો હતો. છેલ્લા બે દહાડા થયા નવાબ સાહેબને 'ખબે' કાંઇ મજબુત ચઢયું હતું. તેવણ બહુજ વીચારવંત, દલગીર, ચીંતાતુર બનીને ખાંઉ કરવું જેવા આખો વખત પોતાના ઓરડામાં ભરાઇ રહેતા હતા—અને તદન નજીવાં કારણોસરથી દરેકે દરેક જણ સાથ ચીઠડાં ફોડતા હતા.

સહવારના ડા૦ મેનસ્ફીલ્ડે સુલતાનની પાછી બીગડેલી તબીયત બાબે જ્યારે ડાચું કુમળાવ્યું—અને નર્સ મીસ ડીકીન્સે ઢીલે મ્હોંડે જ્યારે સર્વે ઓરડામાં હાજર રહેલાં ઓને પેલા દર્દીના ડગલામાંથી કંઇ ગુમાઇ જવાની અને

સુલતાનને તે સબબે ચઢી આવેલી તાવની હકીકત કહી—ત્યારે નવાબ તે વેળા ત્યાં હતા નહીં.

અને ડગલામાંથી કાંઇ ચીજ ગુમાઇ ગેઇ તેથીજ સુલતાન પાછો તાવે પટકાઇ પડયો એ બીના તેવણને કેહવાની કોઇએ કનવાર કરીબી નહીં હતી. એવણ આમ કડકણા કુત્રાની માફક સારો દહાડો પોતાના ઓરડામાં ગોંધાઇ બસે ત્યારે કોઇને શું પડી કે ખાસ એ વાત તેવણને કહેવા ચાલી ચલાવીને તેવણના ઓરડામાં જાય? તેવણનું બુલ-ડોગ જેવું ડાચું જોઇને સર્વે કોઇ તો એમ સમજતું હતું કે તેવણના ગેરહાજરીમાં તેવણનાંજ મકાનમાં આવી નામોશીભરી બખે જાસ્તીઓ ગુજરી તેથી નવાબ સાહેબનો મીઝાઝ એકદમ બરખેલાફ થઇ ગયલો હશે. સઉ કોઇનાં મગજપર હાલ ચીંતા અને ઉદાસીનો એટલો બોજો હતો કે નવાબના આવા 'થોભરા'ને કયાં સેકો તાણવા જાય?

મેહરબાઇ જસાવાળાનું દીલ તો એવું ઉઠી ગયલું હતું, કે જો સુલતાન જરાબી ફર હર કરી શકવાની હાલતમાં હતે તો ખચીત તેવણ ગાંસડાં પોટલાં બાંધી પહેલી ત્રેને ઉપડી જતે. આવા શરમભરર્યાં જબુન બનાવો બની ગયા અને હજી તે માટે નહીં મળે કશો ખુલાશો—નહીં કઇ દાદ કે ફરીયાદ—નહીં કોઇ સુજી બદમાશોની જરાબી શોધ કે ખોલ! મેહરબાઇજીને મનથી આના જેવું હીણપસ્તી ભર્યું કુકર્મ દુન્યામાં બીજું કશું હતું નહીં. હેદરાબાદી પોલીસની આવી ધીકકારવા જોગ નબળાઇ, બેદાદી અને બેદરકારી માટે તેવણને ઘણોજ હલકો વીચાર બેસી ગયો હતો.

"મુવાઓ કોઇ દાહરો આપરૂં કોઇનું ધોળે દીવસે ખુનબી કરી જશે તોબી આય નીજામ ફીજામના બાયલા પોલીસવારાઓથી ભુંજ્યો પાપડ ભંગાવાનો નથી!" તેવણ ઘણી વખત છોકરાંઓ આગળ બખાળ્યાં હતાં.

પણ આટલું છતાં તેવણે બજીદ થઇને કુમી તથા માણેકને અમદાવાદ ઉપડી જતાં અટકાવ્યાં હતાં આ બંને જણાંના બાવા બરજોરજીએ ત્રણ ત્રણ તારો મોકલી તેમને તુર્ત ઉપડી આવવા તાકીદ કરી હતી-પણ મેહેરબાઇએ પાછા તાર પર તાર કરી પોતાના ભાઇને જણાવ્યું હતું કે તેવણ તદન એખલાં હોવાથી માણેક તથા કુમીને જવા દઇ શકતાં નથી. કુમીપર ગુજરેલી જફા બાબે અલબત બરજોરજીને સંપુર્ણ રીતે વાકેફ કરવામાં આવ્યા હોવાથી તે બુઝોર્ગ પીતા પોતાનાં વાહલાં બચ્ચાંઓ માટે અતી ઘણો ઇંતેજાર બની રહેલો હતો. પણ આનીમેર મેહરાંફુઇની કાકલુદીભરી અરજથી—તેમજ સુલતાનની ચાલુ રહેલી ચીંતાતુર માંદગીને લીધે—માણેક અને કુમી બેઉ જણાંએ તુર્ત વેળા થોડા દહાડા વધુ થોભી જવાનું દરૂસ્ત વીચાર્યું હતું.

"માણેક દીકરા, તું જશે તો હું બીહીને અરધી થઇ જવશ જો! આય હરવાયો દાદી તો ભમતો ભુત છે—એની પર તો મને આટલો વીશ્વાસ નથી. તું છે તો મને કેટલી હીમત છે. જો બધી મરી જાઉં—તું થોરા દાહરા તો રહી પર. સુલતાન જરાબી બરાબર થાય તે પછી આપરે સાથેજ જતાં રેહીશું. મુઇ આ જગામાં કંઇ મને રેહવા ગમેછ? ને તેમાં પેલા શેહરીયારનું તો મોહતુંબી જોવા હવે મને ગમતું નથી."

"પણ એમાં શેહરીયાર કાકા શું કરે, ફુઇ—"

"અરે તું બેસી રેહ, માણેક! મુવો આવો જુલ્મ ગુજરે ને એ જોની કેવો કરારને જીવે નચીંત બેસી રેહયો છ તે! કેવો દુરનો દુર રેહછ—કે રખેને આપરે એને ભીહણું મારયે! મોટો નીજામી અમલદાર તે પર તો થઇ નીકલ્યોછ! ધુર રે ધુર! હમણે કોઇ અંગરેજના રાજમાં એમ બન્યું હોતે તો મુવા ખુનીઓ એમ મજેહથી છુટા ફરયા કરતે કે? મુવું અહીં તો બધું દેવ દરૂજોનુંજ ચલણ છે!"

ફુઇજીનો ગુસ્સો વાજબી હતો. માણેકે કશો ઉત્તર વાળ્યો નહીં. પોતાના પેદરને તેણે લંબાણથી બધી હકીકત લખી જણાવ્યું કે ફુઇજીને આવા મામલામાં એખલાં છોડી આવવાને તેનો તેમજ કુમીનો જીવ ચાલતો નહીં હતો. ખરી બીના તો એ હતી કે ફુઇજીને છોડીને અમદાવાદ જવાને કુમી સઉથી વધારે નારાજ હતી. તેણીએ આંખમાં પાણી લાવીને પોતાના ભાઇને કહયું હતું કે કાંઇ ઘણાજ—ઘણાજ—મુસ્તકીમ ખાનગી સબબો સર તેણી હાલ ગુલબર્ગેજ રહેવા ઇચ્છતી હતી. માણેકને પોતાની વાહલી બેહનપર સંપુર્ણ ઇતબાર હતો. કુમીની ખાહેશને અનુસરીને તેણે વધારે ચાવા-ચાવી કરી તે છોકરીને વધારે આજોરદે કરી નહીં—અને કુમીને કબુલાત આપી કે તેણી કહેશે ત્યાં સુધી પોતે ગુલબર્ગેજ રેહેશે.

સુલતાન પાછો પછડાઇ પડયો એટલી ખબર તો નવાબ શેહરીયારજંગ પોંહચી ચુકી હતી—અને તે જાણી તેવણ બમણા ચીરડાઉ બની ગયા હતા. સુલતાન

મરે કે જીવે તેની તેવણને ભલ દરકાર હતી—પણ છેલ્લા ચાર દહાડા થયા તેવણ એક ચોકકસ કારણસર તે મહામેદન સેક્રેટરીના તટાર થવાની કાગને ડોળે વાટ જોતા હતા. સુલતાન જો જરાબી સાવધ થઇને વાતચીત કરવાની સ્થીતીમાં આવે તો તેની કનેથી પેલી રાતના બધો શું ઘોંટાળો પીંડાળો વાળી ગયો—તે જાણી લેવા શેહરીયારજંગનો જીવ ટપુ ટપુ થતો હતો.

પણ હવે ? નખોદ ગયો એકજ આ માણસ જે એક જીવ સટોસટ મામલા ઉપર કાંઇબી અજવાળું નાખી શકે તેજ વળી પાછો કોણ જાણે કેટલા દાહડા સુધી હોઠ પીસીને તાવે સસરતો પછડાઇ પડેલો હતો !

નવાબ સાહેબને મનથી હાલ તુર્ત સારી દુન્યા અકારી ઝેર હતી પેલી કોડડીમાંથી સફા થઇ ગયલી ચીજોનો પાછો પત્તો નહી મળે ત્યાં સુધી તેવણને માથે અલબત ઝીણા કાચા દોરા વડે એક ભારી તલવાર ટીંગાઇ રહેલી હતી. અને જયાં સુધી સુલતાન કાઇ પોતે ખુલાશો કરે નહીં ત્યાં સુધી એવી અણધણ ધાસ્તી ભરી હાલતમાં ખોટી રહેવા સીવાય બીજો છુટકોબી શું હતો ? એક એક દહાડો જે નીકળી જતો તે વધારે અને વધારે ધાસ્તી અને જોખમથી ભરપુર બનતો જતો હતો ! નવાબને રાતની ઉંઘ અને દીવસની ભુખ છેલ્લી સલામ કરી ચુકી હતી.

પોતાના ખાનગી ઓરડામાં એક છેડાયલા ભુંડની મીસાલ એક ટેબલ આગળ બેઠા બેઠા આજે તેવણ પોતીકી બીબીના કપડાં ચપડાં વગેરે માટેના વગર પગાર કરેલા બીલો એક પછી એક તપાસતા બેઠેલા હતા. બેગમ સાહેબેતો

એટલી વારમાંજ લાલ વાવટો કેથો મેલી દીધેલો હતો. બીલો સઘળાં નવાબને નામેજ મોકલવાનો બધેબધ 'આરડર' આપી આવી કપડાં અને જીણુસો પાછળ અત્યાર સુધીમાં આ નવાં મહામેદન ધણીયાણી લગભગ પંદર વીસેક હઝારનો દાર-વાટળો તો કરી ચુકયાં હતાં! કોણના બાપની દીવાળી! પહેલાં પહેલાં તો નવાબે જરા અખાડા કર્યા—પણ હવે તો અતેરૂં થવા માંડતું હતું. એક તો નવાબનાં ભેજાની અડગરી ખસી ગયલી તેમાં વળી આવી જાતનો લખલુટ ખરચ નુરજહાન કરી જતી એટલે શેહરીયારજંગનો દમ આખર આવી જતો હતો. બીલોના આંકડાઓ વાંચનાં શેહરીયારજંગની આંખ્યોમાં આજે બસ ઝનુન વરસી રહયું. ઝવેરીઓ કનઇયાલાલ પરશરામ એન્ડ કું૦ નો આંકડો રૂ. ૪૬૭૧ ના હતો! ફેશનેબલ ડ્રેસ મેકરઝ મેડમ ગીબન્સનો આંકડો રૂ. ૧૨૦૩–૧૪ આનાનો હતો! વાહ!—આ તો એક જાતની ધોળે દીવસની જાણે લુટજ લાગી હતી! એ કુમીની ઓરત મનમાં શું સમજતી હશે?

નવાબની છાતીમાંથી એક જાતની કાતીલ નાસીપાસી, નામુરાદી, નાખુશીનો દંખ હવેજ—હા, હવે પહેલીવાર—તુટો! પોતાના નવાં જુદદીન રમકડાંનો અખતરો નવાબે ધાર્યો હતો તેટલો બધો કાંઇ ફતેહમંદ દીલખુશ નીવડયો નહીં હતો. થોડાજ દીવસમાં તેવણનું સુખી સ્વપનું ઉડી જઇ તેવણની ધરડી—દુન્યા દારીની ડાવકી—આંખ્યો એક ઢંગઢડા વગરની, બીનકેળવાયલી, બુન્યાદ વગરની હલકી સ્ત્રીને પોતાની ધણીયાણી તરીકે જોઇ શકતી હતી. આહ! નુરજહાન બેગમની અનેક "વલગર" આદતો, તેણીની ચોકકસ

ધીક્કારવા જોગ ખાસ્યતો, તેણીની છકેલ ઉડાઉ રીતભાતો, તેણીનો તુંદ અને પાજી સ્વભાવ, તેણીનું હદ બાહેર અણઘડપણું,—ખાસ કરીને તેણીનો પોતીકી અમીના ચાકરડી સાથનો નહીં સમજ પડી શકે, નહીં તામોશ થઇ શકે, એટલો ધાડો અંગત એખલાસ–આ બધું હવે નવાબ શેહરીયારજંગને હૈયે ધાઇ આવ્યું અને તેવણના ભવાંઓ ઉપર એક તરેહનો વીક્રાળ પડછાયો ફરી વળયો. પણ હવે કાંદો ખાઇને મ્હોંડું સુંધાડવાબી કોણુને જાય ?

મુંગા પડી રહીને શોભા આબરૂમાં હવે તો આ નજીસ ટોક ગળે ઉપાડી રાખવા વીના બીજો કશો છુટકજ નહી હતો.

પણ આવા દીવાબા કારભારનો કંઇ અટકાવ તો થવોજ જોઇયે. આજ સુધી નવાબે નમતી દોરીએ કામ લીધું હતું—પણ હવે તો અતેરૂં થયું હતું!

હવે જયારે મામલો દહાડે દહાડે ચકાસતોજ જવા માડતો હતો ત્યારે તો કોઇબી ભોગે બીબી સાહેબને જરા પોતાની સત્તાનોબી કાંઇક ખ્યાલ આપવો તદન જરૂરનો હતો.



## પ્રકરણ ૫૦ મું.

—:o:—

### "ઓ, મારા જમાઇ!"

હાથમાં સઘળા આંકડાઓ પકડી નવાબ શેહરીયારજંગ એક જાતના ભયાનક ગુસ્સા ભર્યા ચેહરા સાથ ઓરડામાંથી બાહેર પડયા—અને ધસારા બંધ પોતાની બેગમના ખાનગી "બુડવાર" તરફ ગયા. બારણાને અંદરથી કળ હતી—

પણ નવાબે બાહેરથી જોરમાં એવી ઠોકાઠોક કરી મેલી કે નુંરી બીબીએ તે અંતે ખોલ્યું.

અંદર બેગમ એકલાંજ હતાં.

"શું છે? આજે કંઇ ભાંગ ચહડાવી છે શું?" બીબીએ કપાલ ચઢાવી ખુબ મીજાજમાં પોતાના પતીને આવકાર આપ્યો.

પણ આનીમેર નવાબ એવા 'આવકાર' માટે તૈયાર ના હતા નુરજેહાંનના આવા મીજાજી સખુનોથી ઓરબી તેવણને ઝાંઝ ચઢી. એકદમ ઓરડામાં તેવણે બારણાને અંદરથી પાછી કળ લગાવી. પછી વીક્રાળ મ્હોડે પેલ્લાં બધાં બીલો છુટાં પોતીકી બેગમનાં દીલપર ફેંકયા—અને ગુસ્સાથી ટસ ટસ થતે તેણી સામે ઘુરકવા પડયા.

"આય બધા ખરચો તમે કીધા તે કોણને પુછીને કીધા? કંઇ મશકેરી બશકેરી લગાવીછ કે શું?" તેવણે કરડા કઠોર અવાજે તરારો કર્યો.

નુરજહાને એક નજર તે આંકડાઓ પર નાખી. ખુબ મીઝાઝ અને દમાસથી તેવણે નસકોરૂં ચઢાવી આંખના પાપણો બંધ કીધાં—

"એટલે? તમે શું કેહવા માંગોછ—શેહરીયાર? તમે મને પરણી લાવ્યા તે શું ફાટાતુટાં ચીંઠરામાં ફેરવવા સારૂં કે?"

"ખામોશ!" નવાબે એક બરાડ મારી, "મારી સામે એમ તરકડીની કાની જવાબો આપશે તો તમાચો મારીને મોહડું ફેરવી નાખશ! આય બધાં બીલો હવે કોણ પગાર કરશે—તારો કાકો આપવાં આવવાનો છે કે?"

નુરી બેગમનો કાંટો હવે ખીલ્યો. તેણી અસલથીજ એક પાછી બીજાજી છોકરી હતી.

"તમુને એટલું બોલવા કોણ કહેછ? મારી પછવાડે ખરચ કરી નથી શકતા તો ભીખ કાંય નહીં માગતા? હું હમણા અમીનાને બોલાવીને આય વાત કેહુંછ!"

"અરે તારી અમીનાને શું કેહું ને તુને સાથે! એ તમે બે જણીઓએ ઢોંગ શું માંડયાછ? એ અમીના કમીનાને અબઘડી હું લાત મારીને બાહેર કાહડુંછ! એક હલકી ચાકરડી સાથે એટલી બાબસ્થા રાખતાં તુને શરમ નથી આવતી! પણ તું પોતે એક હલકી બે બુન્યાદ ઓરત છે એટલે———"

નવાબ આગળ બોલતાં એક પળ અચકી ગયા. બાહેરથી જોરમાં કોઇએ બારણું ખખડાવ્યું.

"કોણ છે? યુ ગધ્ધા! ચલે જાવ યહાંસે એકદમ!!" નવાબે ચીરડાઇને પોકાર કર્યો.

વ્યર્થ! કોઇ બાહેર ઉભેલો સખ્શ—(દેખઇતો કોઇ મરદ હતો)—બસ ખરખુચાંજ ખાઇને આવ્યો હતો! તેણે એવું તો જોરમાં બારણું ખખડાવ્યા કર્યું કે જાણે ભાંગીજ નાખવા માંગતો હોય!

મ્હોંમાંથી એક નજીસ ગાળ બડબડીને નવાબે અંદરથી સાંકળ ખોલી બારણું સેહજ ઉંઘાડયું.

તેજ પળે તેવણુને ધકકો મારી એક અઘોર પુરૂષ છાકટ લુણ હાલતમાં અંદર સરભોગ ચાલી આવ્યો. તેની પુઠે અમીના દાસીબી અંદર હાંફળી ફાંફળી દાખલ થઇ.

શેહરીયારજંગનો દમજ રૂંધાઇ ગયો. ક્રોધને મારે તેવ

ણને મ્હોંડે જાણે ફીણ ફીણ આવતું હતું. તેવણના બેગમના ખાનગી ઓરડામાં આમ કરારને જીવે ઘુસી આવનારો આ બદલગામ કોણ હતો?

પેસી દુબાશ! લકબે અનવર બે!

આરબ લેબાશમાંજ તે ચંડાલ હજી હતો. તેનું મ્હોડું દારૂથી બેહક બેહક થતું હતું–તેના ટાંટયા લપેરા ખાતા હતા! અંદર આવીને તે મજેહથી નુરી બેગમના સોફાપર લેટી પડયો અને જીણું જીણું મુછમાં હસવા પડયો.

"કેમ જમઇજી? એ અહી વરી મારી દીકરીને શું અશટમ પશટમ સમજાવોછ—હેં? હે, હે, હે!!"

નવાબ શેહરીયારજંગે ડંગ થઇને એક મીનીટ આ બેઅદબ કુત્રાના એબોયલ ડાચાં ગમ ફાટે ફાટે ડોળે ટીકયાજ કર્યું. પહેલી થોડીક પળ તો તેવણ સમજીબી નહી શકયા કે આ મુજી પેસી દુબાશ પોતાની શુદ્ધીમાં હતો કે સાવ દીવાનો થઇ ગયો હતો.

"બેસ—બેસ—નુરી! તારા બાપને જોઇને ઓસકાયછ શાની? શું આપરૂં બચ્ચું ખીલી રેહયુંછ—હેં અમીના?"

આમ કહેતાંજ પેસી દુબાશે પોતાનું ખોટું દાહરૂં ખેંચી કાહડયું. એક જબરી તીક્ષણ ચીસ સમેત નુરજેહાંન બેગમ તો ધમ્મ કરતાં ભોંય ઉપર ફસડાઇ પડયાં અને બે હાથે મ્હોડું ધાંકયું—

"કેમ? કેમ? બેટી, તારા બાપને ઓરખેછ કેની? અમીના—એ હોશનને શું થઇ આયું, હેં?–હે–હે–હે—હે!"

પણ અમીના ઉતર શું દે? તેણી તો લાકડું બનીને ઉજળી સબ જેવી એક બાજુ નીચી મુડીએ થંભજ થઇને

ઉભી હતી. નવાબે દાંત કચકચાવીને એક ઉડતી નજર તેણી ગમ નાખી—અને બીજી પળે તે પેસી દુબાશ ગમ ધસ્યો. એક ઘાયલ થયલો ચીત્તાં કેમ છેડાઇને પોતા ઉપર હુમલો કરનાર પર ત્રાપ મારે તેમ એક ગુંગળાયલી બુમ સાથ શેહરીયારજંગ તે છાકટા ધુણુ માણસના આંગપર ગયો—અને બે હાથે તેની ગળચી ગકડી તેને આંચકા સમેત જમીન પર તોડી પાડયો.

"ચશમચોર ચંડાળ! તું સમજેછ શું!!" તેવણે ગર્જનાની મીસાલ બરાડ મારી, "અહીં આય ઓરડામાં તારાં નજીસ કદમ લાવવાની હીમતજ તેં કેમ કીધી?"

પણ પેસી દુબાશના પેટમાં પોણી બાટલી વીહસ્કી તુર્તને રેડાયલો હતો, એટલે આવી વખતે તેનામાંબી કૌવત કાંઇ કમતી નહી હતું.

એક જબરી ખેંચતાણ કરી તેણે પોતાના દીલ પર તુટી પડેલા નવાબને એક હડસેલા સમેત પાછળ ફેંકી દીધા.

"અહીં આવવાની હીમત?—શાની હીમત? આય છોકરીના બાપ તરીકે આય ઓરડામાં દાખલ થવાનો મને દરેક હક છે!"

"છોકરીના બાપ તરીકે?" નવાબે ચીચવાઇને પોકાર કર્યો, "તારૂં મસ્તક આજે ગેયલું છે!"

"હા ગેયલું છે તેથીજ અહીં તુને કેહવા આયોછ, શેહરીયારજંગ, કે આય તુરીના બાપ તરીકે અને તારા સસરા તરીકે મને આય ઓરડામાં દાખલ થવાનો દરેક હકછે."

"એ શું બકવા કરી રેહયોછ!—બદમાશ, તારી કમબખ્તી આવીછ!"

"મને ગાળ ના દે! હું તારો સસરો થાઉછ! તુને તેનો પુરાવો જોઇતો હોય તો પુછ આય નુરીનેજ—પુછ તેની આય માયે અમીનાને! બોલ અમીના, હવે જરા મ્હોડું ઉઘાડીને કંઇ બોલી મર."

પેસીના બોલવામાં ખલલ પડી. તે ઘડીએ અંદર જાલુ ઘેલી દીવાની જેવી હાંફતી હાંફતી ધસી આવી હતી.

"શેહરીયારજંગ!—ઓ જલદી આવો! જલદી આવો!—ઓ—મમઇજીને પાછું કંઇ થઇ આયુંછ! એવણુને કોઇએ ઝેર આપ્યુંછ—મમઇજી ઘણી ખેંચતાણ કરેછ—તમુને જલદી બોલાવેછ—"



## પ્રકરણ ૫૨ સું.

—:o:—

### બરગસ્તે દહાડો.

"રોશન મહાલ" ઉપર આજને કાલ તો રાહુનો સીતારો બેઠેલો હતો! એકવારના સુખવાસી ગુલબર્ગાનો જાણે બરગસ્તે દહાડો શરૂ થયલો હતો! કયે અવર ચોઘડયે નવાબ શેહરીયારજંગે જુદદીન શાદી કરી હશે કે બસ તે ઘડીથી રોજ કાંઇની કાંઇ આફત કે બળા તેવણુના કુટુંબમાં—તેવણુનાં આલીશાન મકાનમાં—ઉભરી નીકળતીજ રહેલી હતી.

નવાબનાં લગનની યાદગાર ધામધુમે જેટલી નીઝામી ખલકને હળમળાવી મેળી હતી તેટલી તેમના ઘરમાં ગુજરેલી

ઉપરાસાપરીની જફાકાર જાસ્તીઓ તમામ હૈદરાબાદી પ્રજામાં હોહોકાર મચાવી ચુકી હતી. નવાબનાં જવાન ભત્રીજી આબ્બી એક રાત ભેદભરી રીતે કેદ થઇ પડવાના—તથા નવાબના પોતીકી બેહેનના મહામેદન સેક્રેટરીપર ખુની હુમલો થવાના—બનાવોએ નીઝામ હુઝુરને તાબેના ગામેગામ ઠામેઠામમાં ફેલાવેલી ચકચારનું પુછવુંજ શું ? શેહરીયારજંગ બહાદુર જેવા એક માનવંત વડા નીઝામી અમલદારના કુટુંબમાં આવી જબરદસ્તીઓ ગુજરે—અને તેનો કાંઇ પંત્તો કે ખુલાશોણી નહી મલે—એટલે લોકની ચાવાચાવી અને વર્તમાનપત્રોની છાપાછાપીનો શુમાર રહેલો નહી હતો.

અને હજી તો ચોમેરની કચાકચી ભરી પુછપરછ ડપટ પડે તે અગાઉ—લ્યો !—હેદરાબાદ, સીંકદરાબાદ, ઔઉરંગાબાદ, વગેરે વગેરે શહેરે શહેર પાછી જોશભર વાત પસરી ગઇ કે કોઇ ન જણાયલા છુપા મુજી શખસે બમે ફેરી નવાબ સાહેબના પોતીકાં બેહનને આરસનીક ઝેર દઇ મારી નાખવાની એક જાતની શયતાન્યતભરી હીમત ચલાવી હતી !

ખરેજ પ્રજામત પોકાર કરી રહયું હતું કે બીચારા નવાબના ઘરપર કાંઇ હેબતનાક નહી સમજ પડે તેવો ગુપ્ત ગઝબ ગુજરતો હતો. વેહમી આદમીઓ તેને જાદુ કોટલનું પરીણામ લેખતાં હતાં—જેઓના પેટમાં નવાબને નામની ટાઢક હતી તેઓ આવી ભરમભરી જાસ્તીઓને કુદરતના છુપા માર તરીકે ગણી એક જાતનું ચોકકસ અર્થ સુચક હસ્વું મુછમાં હસતા હતા.

ગમે તેમ હોય—પણ જ્યારે મેહેરબાઇ જસાવાલાને આરસનીક ઝેર દેવાની કોશેશ માટે જરાબી સંદેહ વગર

ખોલ્લે ખોલ્લી સર્વેની ખાત્રી થઇ ત્યારે તો નાખતી અને સબુરીની બી હદ આવી રહી હતી. નીઝામી રાજ્યનો છાપો આવા ભયાનક ભેદ ભરમોનો કાંઇ મજબુત હાથે ખુલાશો મેળવવા માટે નવાબ સાહેબને આગ્રહ કરી રહયો હતો. ગામેગામ શેહેરે શેહેરથી શેહેરીયારજંગને કાગળો અને તારોના ઢગલા મલ્યાજ જતા હતા; જેમાં તેમનાપર ગુજરતા સીતમ માટે દીલસોજી દેખાડી સર્વે કોઇ બહુજ ધીક્કાર અને ગુસ્સાથી છુપા અણદીઠ બદમાશોપર લ્યાનત વરસાવતું હતુ અને નવાબ ઉપર અત્યંત ઓજરખ્વાહી દબાણ કરતું કે જરૂર પડે તો ખુદ સ્કોટલંડ યાર્ડના કાબેલ ડીટેકટીવોનીબી મદદ લઇ આવા ચાલુ પલીદી ત્રાસનો હવે કંઇગી અંત લાવવો.

પણ બીચારા નવાબ શું કરે? મરે કે માંદા પડે? તેવણના મગજનું હમણા ઠેકાણુંજ કયાં હતું?

* * *

બુઝોર્ગ મેહરબાઇજીની જીંદગી ઉપર પાછી બીજી વખત ધાડ કેવી રીતે આવી? તેવણના ઘરડા જીવ માટે આમ તલપી રહેનાર વળી કોણ બદબખ્ત મુજી હતું?

તે દહાડે સહવારનાં શેહેરીયારજંગ પોતીકા સસરા (!) સાથ પહેલવહેલી કુટુંબી મુલાકાત કરતા હતા તે વેળા જાલુ ત્યાં હાંફલી ફાંફલી ઉજળી વાખ જેવી ધસી આવી અને મમઇજીને ઝેર દેવાત્રાના સતાનના સમાચાર કહયા તે આપણે આગળાં પ્રકરણમાં વાંચી ગયા છીયે. પેસી દુઆશને અને પેલી મુસલમાની મા દીકરીને ત્યાંજ પડતાં નાખી નવાબ ગાંડા હાથીની માફક તુરત જાલુ સંગાત પોતાના બેદનના ઓરડા ભણી દોડયો.

ખચીત ! મેહેરબાઇનું તો સાવ કાટલુંજ કાહડી નાખવાની કોઇએ એક અજબ ઉંધાડી નફટાઇભરી તજવીજ આ વખત કરી હતી. તેવણનું શરીર આંકડાઓ આવવાથી ખેંચાઇ તણાઇ જતું હતું—ડોળા ચઢી ગયલા હતા—અને મહોંડે ફીણ ચઢી આવતું હતું. સર્વે કોઇ આ નવી આફતથી ફાટીજ ગયું. એક તડાકે જોઇ શકાતું હતું કે હવે મેહેરબાઇનો રૂપીયો ખોટો હતો.

અને ઘરમાં જો તે દહાડે મીસ ડીકીન્સ હાજર નહી હતે તો 'મમઇજી'નો આંકો ખચીત આવીજ રહેલો હતો. મેહેરબાઇની "પલ્સ" તદન બેસી ગયલી હતી—અને કોઇબી પળે "હાર્ટ" થંભ થઇ જાય એવો બધો મામલો હતો. પણ તેવણના નસીબે આ બાહોશ નર્સ (વાંચનાર જાણે છે તેમ) "રોશન મહાલ"માંજ હતી. માનવીના આવરદા જ્યારે હોય છે ત્યારે મોતનો જમડો જખ મારે છે. એક કાબેલ પારસી સરજ્યનનાં યાદગાર શબ્દોમાં કહું તો—"દીકરા પીજામ ! એ ડાકટર ફાકટર અને દવા બવા બધાં ફાફાં છે !—બસ દાહડા જોઇયે ! !"

ડાકટર આવી પુગે તેટલાં મીસ ડીકીન્સે અનેક તદબીરોથી મેહેરબાઇ જસાવાળાના પેટ માહેલો ઝેરી પ્રવાહ જેટલો બની શકે તેટલો ઓકી કહાડાબ્યો. પોતાના દર્દી—સુલતાન—ને તાવે સસરતો છોડીનેબી આ હુંશીયાર નર્સ મેહેરબાઇ આગળ ધસી આવી અને તેવણનો જીવ બંચાવવા સારૂં ત્રણ ત્રણ કલાક બધી પટકાઇ ગઇ. તેણીએ એટલો વખત ઉંઘાઇ ગયલા સુલતાન આગળ તેના ઓરડામાં બેસ્વા ફ્રેમીને અરજ કરી હતી.

જાલુને ત્યાં મોકલવાની આશા ફોકટ હતી—તે છોકરી તો દેહસતને મારે લાકડું જેવી બનીને સમઇના ધોહ્યા આગળથી ખસવાજ ના પાડતી હતી.

જ્યારે ડાકટર મેન્સફીલ્ડ અંતે આવ્યા અને મેહેર-બાઇનાં ગળામાં પાછી ઉલટી કરાવવાની નળી મેળી તેવણનાં હોજરાં માહેલો બાકી રહેલો સેહુલો પ્રવાહથી ખેંચી કાહા-ડ્યો—તથા "હાર્ટ"ને જરા તેજી કરવા બીમારના બદનમાં સુઇયાથી કાંઇ દવા દાખલ કરી—ત્યારેજ બીમાર બાઇની નાડ કાંઇ પાછી હાથમાં આવી. મેહેરબાઇ જસાવાળા જીવ સટોસટ બચ્યાં હતાં—પણ—

પણ શું? ડા૦ મેન્સફીલ્ડે ભવાં ચઢાવીને નવાબને અને માણેક તથા દાદીને જણાવ્યું કે એક તણખાં ભારથી શક વગર આ બાઇને આરનસીક દેવામાં આવ્યું હતું. તેવણની ઉલટીપર નજર નાખતાજ ડા૦ મેનેસફીલ્ડ ચોકકસ કહી શકતો હતો—અને નર્સ ડીકીનસે તેવણને ટેકો આપયો—કે મેહરબાઇનો જીવ લેવાની એક અજબ હીમત ભરી બદમાશી કોઇએ ચલાવી હતી. ડાકટરે ઘણાજ મીજાજ અને નાખુશીથી સર્વે કોઇને જણાવ્યું કે આવા ગંભીર શરમભર્યા ભયંકર ખુનના ગુનાહ ઉપર આ બીજી વખત ઢાંક પીછોડો કરવા તેવણ હવે જરાબી તઇયાર હતા નહીં. પહેલી વખતે તો તેવણ નવાબનાં સારાં નામને ખાતર અખાડા કરી ગયા હતા પણ હવે તો હદ થઇ ગઇ હતી. તેવણે મેહરબાઇની ઉલટી એક બાટલીમાં ભરી લીધી અને તેને સર્વના દેખતાં સીલ માર્યું.

મેહરબાઇ જસાવાળાએ સહવારની ચા પીધા પછીજ

આ બનાવ બન્યો હતો. ખોલ્લી રીતે કોઇએ તેવણની ચાહેમાં ભારોભાર આરસનીક ઠેસ્વી દીધેલું હતું. મેહરબાઇએ પીધેલી ચાહેનું પ્યાલું હજી ખરડાયલું એમનું એમ પડેલું હતું. ડા૦ મેનસ્ફીલ્ડે તુરત તેબી પોતાના કબજામાં લીધું.

"આ પ્યાલામાં બાકી વધેલી ચાહેની અંદર વગર શકે આરસેનીક છે!" તેવણ કપાલનો ચીલ્લો ચઢાવી બોલ્યા. "આ કરપીણ ખુની કોઇ બહુ બેવકુફ નાદાન આદમી હોવું જોઇયે—યા તદનજ હાથથી ગયલો નફ્ટ ખવીસ હોવો જોઇયે! પોતાના ગુનાહની પુરવારીઓ સાંતવાનીબી તેણે દરકાર કીધી નથી! આજે આ ચાહે બાઇએ પોતાને હાથે કરીને પીધેલી કે?"

"નહીં—રોજ એવણ ઉઠેછ તાહરે એવણને વાસ્તે જુદી ચાહે બનાવીને એવણના ઓરડામાં લેઇ જવામાં આવેછ—ને પછી એવણ દાતણપાણી કરીને તે પીએછ," માણેક ખુલાશો કીધો.

"ત્યારે આજે ચાહે કોણે બનાવી?" ડાકટરે પુછયું.

"મેં બનાવી," જાલુ બોલી.

"તમે બનાવી!" ડા૦ મેનસફીલ્ડે ડોળા ઉંધાડી અજાયબીથી જાલુ ગમ બે ત્રણ સેંકડ જોયાજ કીધું—"પછી? પછી તમે ચાહે એવણ આગલ લઇ ગીયાં?"

"હાજી."

"ને તમારાં મમઇ તુરત તે પી ગયાં?"

"નહીં—મેં તે આય ટીપઇપર મુકી. હું તાહર પછી કસ્તી ફરવા ગેઇ ને આવીને જોઉંછ તો—"

જાલુ બાપડી વધારે બોલવાને બદલે અત્રે ડુસ્કે ડુસ્કે દીબો તાણી તાણીને રડવા પડી ગઇ.

"ઘણું અજબ જેવું!" ડા○ મેનસફીલ્ડ મ્હોં કુમળાવીને નવાબ ગમ ફર્યા, "હુ સમજુંછ કે આય યંગ લેડી આય બાઇના ગ્રાન્ડ—ડોટર થાયછ—નહીં?"

"હા."

"ને મીસીસ જસાવાળાના એકલાં વારસ છે—કેમ?"

"એ ને આય દાદી બે જણા વારસો છે!" નવાબ શેહરીયારજંગે ઘણાજ ધીમા સાદે જવાબ આપ્યો.

ડાકટરે વીચારમાં વળી એકાદ મીનીટ મુછ મરડીને જાલુના રડતા ચેહરા તરફ ટીકયા કર્યું.

"ગઇ વખતબી બાઇને એમજ ઝેર ચઢયું ત્યારે એજ યંગ લેડીએ એવણ માટે પીવાનું પાણી ભરેલું—ખરૂં કેની?" ડાકટરે બહુજ કરડા નાખુશ ચેહરે નવાબ ગમ જોઇ સવાલ નાંખ્યો.

કોઇએ જવાબ દીધો નહી. પણ આણીમેર માણેકનો મીઝાઝ જવા માંડતો હતો. અત્યાર સુધી તો તે ખામોશી ધરી ઉભો હતો—પણ હવે તો ડાકટર મેન્સફીલ્ડ વળી છેકજ 'ફાસ્ટ' જતો હતો. જાલુનો નીરદોશ રડતો ચેહરો જોઇ માણેકથી હવે મુંગુ રહેવાયું નહીં—

"એક્ષકયુઝ મી, ડોકટર," તે ભવાં ચઢાવી અત્યંત ઠસ્સાથી બોલ્યો, "મને લાગેછ કે તમે તમારી ફરજોની બાહેર જાઓછ. મેહેરબાની કરીને તમે જેબી બોલો તે સંભાલીને-વીચારીને બોલો. તમે અહીં એક ફીઝીશીયન તરીકે ઉભાછ—એક જડજ તરીકે અહીં તમુને આય

કમનસીબ બનાવની તપાસ કરવાનો અધીકાર નથી. તમે હમણા કોઇની સામે શક લઇ જઇ બીન જોખમદાર ટીકા કરો તે સામે હું મજબુત વાંધો લઉંછ."

એવા રોબ અને ગંભીર મીઝાઝથી માણેક આ સઘળું ફાંકડી ઇંગ્રેજી ભાષામાં બોલી ગયો કે ડા૦ મેન્સફીલ્ડ તો થોડીક પળ આંખ્ગો ઉઘાડીને એ જવાન બારીસ્ટર ગમ જોવાજ પડયો. તે ઇંગ્રેજ તબીબે જોઇ લીધું કે બેશક તે પોતે પોતાની ફરજોની સીમાની બાહેર ગયો હતો. માણેકને ઉત્તર વાળવાને બદલે તે બહુજ તોરથી નવાબ તરફ ફર્યો અને બોલ્યો—

"આય યંગ જેન્ટલીમેનના ગમે તેટલા પ્રોટેસ્ટ છતાં આવા ગંભીર ગુનાહના બાબમાં હું ધારૂંછ કે મને મારાં પોતાના અનુમાનો બાંધવાનો દરેક હક છે."

"યસ—પણ તે અનુમાનો તમારે તમારી પાસેજ રાખવાં જોઇયે," માણેક તુરત તરડાઇ પડયો. "અમુક એક માણસપર જાહેર રીતે તોહમત મુકવામાં તમે પોતે શું જોખમ માથે ખેંચી લેવોછ, તેનો હું આશા રાખુંછ કે તમુને આઇડીયા હોશેજ !"

ડા૦ મેન્સફીલ્ડ હવે લગાર નરમ પડયો—તેણે માણેક સાથ વધુવાર એ બાબે રકજીક કરવાનું મોકુફ કર્યું.

"નવાબ શેહરીયારજંગ—તમારા કુટુંબપરની આવી જબુન આફતો માટે હું તમારી તરફ દીલસોજી ધરાઉંછ." તે ગંભીરાઇથી બોલ્યો, "પણ મને એક આબરૂદાર તબીબ તરીકે મારી ફરજ બજાવવી જોઇયે. આય સીલ કીધેલી બાટલી આજે હું સઘળી હકીકત સાથ નીઝામ સરકારના

કેમીકલ એનાલઇઝરપર મોકલી આપશ. તેમ કરવા વગર મને છુટક નથી. તમારાં મકાનમાં ધોળે દીવસે ખુનરેજી ચલાવનાર કોણ અફલાતુન શયતાન યા શયતાનો પેઢાં પડયાંછ તે હવે એક વાર શોધી કાહડવુંજ જોઇયે. આજે કોઇએ આમ ભારોભાર આરસનીક આય ખાઇને આપ્યું—કાલે કદાચ તમારી વારી આવશે. આજના બનાવની દરેક હકીકત હેદરાબાદની વડી પોલીસને લખવાને નીઝામ હુઝુરની આસ્પીટલના સરકારી ડાકટર તરીકે હું બંધાયલો છેઉં."

નવાબ શેહરીયારજંગ જવાબગી શું દે? તેવણ નીચી મુડીએ અદબ વાળાને ચુપજ ઉભા રહયા. તેવણના કુટુંબની આવી નાલેશી જાહેરમાં થાય—ખુદ નીઝામ હુઝુરના કાનપર એ વાતો જાય—વડી પોલીસપર એક પાધરો રીપોર્ટ જાય—તે ખ્યાલથી તેવણનો દમ ઉપર આવતો હતો. પણ ખુદ પોતે એક મોટા જોખમદાર નીઝામી અમલદાર થઇને શું નામે ડા૦ મેન્સફીલ્ડને એક ગંભીર જાલમ ગુનાહ સત્તાવાળાઓની જાણમાં લાવતાં અટકાવે? ડા૦ મેન્સફીલ્ડ તો જાણે આ છેલ્લા બનાવથી છીંકીજ પડેલો હતો અને ધર્યો ધરાતો નહીં હતો.

"નવાબ શેહરીયારજંગ!" તે તબીબે કડોરતાથી પોતાની આસપાસ ઉભેલાંઓ ગમ પોતાના ડોળા ફેરવી પાછું ચલાવ્યું. "નીઝામ નામદારના એક પ્રતીનીધી તરીકે તમારે પોતે આગળ રહીને ગુનેહગાર મુજી—પછી તે જેબી કોઇ હોય—તેને ઉઘાડું પાડવું જોઇએ. તમારા ઘરનાં સારાં નામપર બટો લાગે એ વીચારથી તમે હટી જાઓ તો આ છુપા ખુનીને ફાવતું પાય. આ લેડી—તમારાં બેહન—તવંગર છે

દર મહીને બેફાં મલનારાં લવાજમની 'આફ્ર' લખ્ખે કરવામાં દેખઇતું ડહાપણ તેણીએ જોયું.

આણીમેર નવાબે કોણ જાણે પેસી દુમાશ ઉપરથી શું 'ઇસકોરૂ' ચલાવ્યો હશે કે તેથી જીદે પડી પોતાની એકવારની પ્યારી અમીનાને અને લાડકી બેટી હોશન-આરા—લકબે નુરજહાન બેગમ—ને 'મહાલ'માંથી બસ કાહડ કાહડમાંજ પડયો. તેણે અમીનાના કાનમાં ફુંક મારી કે મુગાં મુગાં હવે ખરની માપી જની—નહી તો આણીમેર નવાબ શેહેરીયારજંગ બેઉ જણનાં સદર બદર કાટલાંજ કહાડી નાખવાની તઇયારીમાં છે !

નુરી અને અમીના 'મહાલ'માંથી કહડાયાં કે સર્વે કોઇના પેટમાં જાણે જીવ આવ્યો. મેહરબાઇ જસાવાળાએ જ્યારે તે ખબર સાંભળી ત્યારે તેવણે ધીરજનો એક ઉંડો શ્વાસ ખેંચ્યો, અને જાલુથી તો હસાઇ હસાઇ જવાયું. મેરબાઇએ પોતીકા ભાઇ સાથ છેલ્લું સજજડ વીજોડું લીધા પછી તેવણ બસ મુંબઇ ઉપડી જવા સારૂં તલપાપડ કરતાં હતાં. જો કે શેહરીયાર ભાઇ સાથ તદનજ "ઉંચે મ્હોંડે" થઇ જઇ તેની ગમ જોવાનાબી તેવણ અખાડા કરતાં હતાં—તોપણ તેજ ભાઇના છાપડાં તળે ફરજયાત બીજા થોડા દીવસ અટકી જવા સીવાય બીજો છુટકોજ નહીં હતો. ખોટી માત્ર સુલતાન સેહજબી તટાર થવાનીજ હતી. જ્યાં સુધી તે માનીતો તેવણનો સેક્રેટરી પોતાની સાથે આવી શકે નહીં ત્યાં સુધી તેને "આવાં મુવાં ખુનામરકીના કસઇ-ખાનાં"માં એખલો છોડીને ચાલવાં જવા મેહરબાઇએ એક માતા સમાન વાહલથી સાફ લસીને ના પાડી હતી.

"જોઇયે તો મુવાં નસાં બંદાઓ મારા જીવપર તીજી વખત અલાપ લે-જાલુ, પણ હું મારા આય હીરા જેવા છોકરાને કંઇ અહીં એખસો નાખીને કબ્ભીબી જવાની નથી." તેવણે એક દહાડે પોતીકી દોત્રી આગળ ઘણાજ કડવાસથી કહયું.

ભલાં ભોલાં દીલની આ તવંગર બોઝોર્ગ બાઇનું સુલતાનપર પ્રથમથીજ સાચ્ચું હેત હતું. 'મમઇજી' જેવાં એક લગાર જુના વીચારનાં ચુસ્ત જરથોસ્તી બાનુ એક પરકોમના શખ્શ માટે જે ખરાં દીલ લાગણી રાખતા હતાં તે દેખીને કોઇ કોઇ વાર નાનકડી જાલુબી અજબ થતી હતી. તેમાં સુલતાન પર થયલા છેલ્લા ખુની હુમલા પછી તો મેહરબાઇ જસાવાળા પોતીકા આ જવાન મહામેદન મદદનીશની સલામતી માટે ખરેખરજ એક સગી માતાની માફક કાળજી દેખાડતાં રહયાં હતાં. પોતાના આરસનીકના બીજી ફેરીના કડવા અનુભવની અસરમાંથી ફારેગ થતાંજ મેહરબાઇ આખો દાહડો ગાલે ગલાંડો મારી સુલતાનના ઓરડામાંજ તેના બીછાણા પાસે બેસી રહેતાં હતાં—તેની સારવાર કરવામાં નર્સ મીસ ડીકીન્સને દરેક મદદ કરતાં હતાં-અને સુલતાનને માથે બરફ પોતેજ કલાકો સુધી ફેરવવાની બોહસ કરતાં હતાં.

આ મેહરબાન શેઠાણી તેને પોતાને વાસ્તે કેટલી હદ સુધી આતુરતા અને વહાલ ધરાવીને આમ તેની માવજત કરતી હતી તે બીચારો સુલતાન કયાં જાણતો હતો ? લાગટ ત્રણ દહાડા સુધી તો તે લગભગ ૧૦૪ તાવની ઝુમમાં ચાલુ લવારા બકારા કરતો આ દુન્યાના નહી પણ પેલી દુન્યાના

એક પરોણાની માફક બંધ પાપણો સાથ ચટોપાટ પડેલો હતો.

એક દહાડે જ્યારે સુલતાનની તાવ જરા રોજ કરતાં વધારે જોરમાં થઇ, ત્યારે મેહરબાઇએ ગમે એટલીબી બધાંની બોંહસ અને સમજાવટ છતાં આખો દહાડો કંઇ ખાધું પીધું નહી—અને ખરે મને આંખપાણી કર્યા કીધું. બુઢ્ઢાં મમઇજીને એક બેગાના મર્દ માટે આમ છેક આટલી બધી હદ સૂધી "ફારસ" કરતાં જોઇ સઉ કશાંમાં દાદીનું બહુ પાકી આવતું હતું. તેણે એક વાર તો જરા ટકોરબી કીધી.

"મમઇજી—તમે એક પારકા સાધારણ મુસલમાન નોકરને વાસ્તે એમ કરોછ તો મને બને એટલી તાપ આવે તો કોણ જાણે કેમ કરો?"

દાદી ચીઓ થવા ગયો—પણ તે મમઇજીને હજી બરાબર ઓળખતો નહી હતો. મેહરબાઇએ તો તેને ભખીજ ખાધો!

"ઘણો ડાહેલો ના થા—દાદી!" તેવણ ખુબ છીકી પડયાં—"મેં તુને હજાર વખત કેહયુંછ કે સુલતાન મારો નોકર છેજ નહીં. એ તો મારા ઘેરના દીકરા જેવોજ છે! જરા જરામાં તારી પોતાની એની સાથ સરખામણી શાનો કર્યા કરતો હોશે? લેની, હું તુને ખોલ્લું કેહુંછ કે તારા કરતાં એ છોકરાએ મારૂં દીલ વધારે જીતી લીધુંછ, ને તારે સારૂં હું વટવટ કરૂં તેના થાને આય સૂલતાંનને વાસ્તે હમણા વધારે કરૂંછ."

દાંતની બત્રીસી પીસી દાદી મુંગે મોહડે ત્યાંથી ખસી ગયો. મમઇજીનાં આવાં બેરેહમ બોલવાથી તેવણપર જેટલો

તેને કાર લાગ્યો તેનેથી ત્રણ ઘણો વધારે તેને બેહોશ પડેલા સેક્રેટરીપર લાગ્યો હતો.

બીજા બે ચીંતાતુર ગમગીન દહાડા વચમાં નીકળી ગયા. તે અરસામાં અમદાવાદથી અંતે બરજોરજી ખમબાતાબી ગુલબર્ગે આવી પહોંચ્યા હતા. 'રોશન મહાલ'માં બની ગયલા ઉપરાસાપરી મોહકાણના સમાચારો જાણી તે અસરાફ દસ્તુર પીતાની ધીરજ આખરે રહી નહીં હતી. પોતાના પ્યારાં બે બચ્ચાંઓથી આવા સંજોગો વચ્ચે વીખુટાં રહેવાને તેવણનો જીવ વધુવાર ચાલ્યો નહીં—અને ખસુસ કરી જ્યારે માણેકના કાગલથી તેવણે પોતાના બેહન મેહરબાઇને ઝેર દેવાવાની બીજી વેળાની જબુન ભયંકર કોશેશ વીશે જાણ્યું-અને જ્યારે તેવણની ખાત્રી થઇ કે છોકરાંઓ ગુલબર્ગા બીજા થોડા દીવસ સુધી છોડી જઇ શકવાના નથી—ત્યારે તો પોતાની અનંત નામરજી છતાં તેવણ એકદમ તાર કરીને શેહરીયારજંગને ચેતાવી ગુલબર્ગે ઉપડી આવ્યા હતા.

* * *

પણ આપણને જરા પાંચ મીનીટ નવાબ શેહરીયાર-જંગના ખાનગી "બેડ-રૂમ"માં ડોકયું કરવું પડશે.

પોતીકી પરણેતર બેગમ આખર કરેને એક હલકી વરણની બે આબરૂદાર મુસલમાની સ્ત્રીને પેટનું હરામ ઔલતનું બચ્ચું હતું એ વીચારથીજ નવાબ શેહરીયારજંગ દબાઇ ગયલા હતા. પોતાનાં બોહલાં મીત્ર મંડળમાં આ નુરજહાન બેગમનાં 'ખાનદાન'નું કોફરાન ઉંઘાડું પડી જાય તે કરતાં બીજી વધારે જાલમ નામોશી નવાબ કલ્પી શકતા નહીં હતા. શેહરીયારજંગ પોતાના ચડતા ઓહ્દાને પ્રતાપે

નીઝામ સરકારના મોટા મોટા માનવંત યુરોપીયન તેમજ દેશી અમલદાર વર્ગોમાં-ઉંચી સોસાયટીમાં-ભેળાઇ શકતા હતા અને તેવણ પોતાનાં મોભ્ભાભર્યાં નામ અને લાગવગ માટે હંમેશ મગરૂર રહેતા હતા. પણ હવે? કંગાલ પેસી દુબાશ-જેની નેહસ્ત સીકલ જોઇનેજ શેહરીયારજંગના રૂવેરૂવાં કમકમતાં હતાં—તે બે બદામના પાપી બદમાશની રાખેલી જુદદીન સ્ત્રીને પેટની છોકરી સાથ તેવણે સગાઇ કરી હતી! પોતે આટલાં પોતાનાં વર્ષો કેવાં ગંધાતા ગારમાં ફેંકી દીધાં તે બીના ઉપર અફસોસ કરતાં નવાબનું દર કલાકે શેર શેર લોઇ સુકાઇ જતું હતું! તોબાહ!

હવે કરવુંબી શું? નવાબને કાંઇ સુજતું નહી હતું. ગામમાં કે ઘરમાં કાંઇબી વધારે પોતાનો ફેસતો થવા દેવા વગર તેવણે આ બે કમીની ઓરતોને 'મહાલ'માંથી બાહેર કહાડી હતી તો ખરી—પણ જીંદગીના છેડા સુધી આ નજીસ તોક હવે તેવણને ગળે ઓળવાયલીજ રહેશે, ચંડાલ પેસી હવે બમણા તુમાખથી તેવણની ગરદનપર પોતાનો પંજો સીકડી રાખશે, પોતીકી બેહોરમતીના આ સામાનને સાંતેલું ને સાતેલું રાખવાના ધડક ધ્રુજરામાં હવે ચાલુ લોહીનું પાંણી થયાજ કરેશે-એ ખ્યાલોથી નવાબ ઝભોળાઇ ગયલા હતા. હમણા પાસો બધો અવળોજ પડતો હતો—એટલે ચોમેરના કુદરતના માર તળે શેહરીયારજંગ જાણે ભખરાઇ અકરાઇને સુના સાવજ જેવા બની રહેલા હતા.

'નુરી' બેગમની ફરમાસુ આલઓલાદથી જે દીવસે નવાબ વાકેફ થયા તેની બીજેજ દહાડે સહવારે ગુપચુપ તેવણે આ શોભીતી મા દીકરીને "મહાલ"માંથી ખડેરી

કાહડી. બેગમ પોતાની તેવણુની દાસી સાથ અચણુચ કેઠે જતાં રહયાં હતાં એમ સર્વે ચાકર નફરોએ જાણ્યું—પણ તે લોક શું કારણુસર અને કયાં ગયાં તેની કોઇને ખબર નવાબે પડવા દીધી નહીં હતી. ખસુસ કરીને મેહરબાઇને અને માણેક, દાદી, કુમી, જાલુને આ બાબદનો જરાબી સંસારો નહીં પુગે તે માટે નવાબે જીવ ઉપરનો ઉપર રાખી મેલ્યો હતો. મેહરબાઇની ચામાં આરસનીક ભેળાવાના બનાવને લીધે નવાબે પોતાનાં બહેનનો શક ધ્યાનમાં લઇ બેગમને થોડો વખત કેઠે બીજે ગામ મોકલ્યાં હશે એવું માણેકે તથા કુમીએ અનુમાન કર્યું.

જેવી બંધ બુમ આ બે નાપાક સ્ત્રીઓને લઇને બગીચાના દરવાજામાંથી બાહેર પડી કે નવાબની છાતીપરથી જાણે એક પહાડ ઉંચકાઇ ગયો હોય તેમ તેવણે છુટકારાનો એક ગમગોસાર દમ ખેંચ્યો. તુર્ત તેવણ પોતાના ખાનગી ઓરડામાં ગયા—ત્યાં તેવણુનો હેતવંતો કદરવંતો ખુબીવંતો "સસરો" પોતીકો બારબ પોશાકમાંજ નચીંત જીવે એક બેઠી આરામ—ચેર અંદર ગોઠવાઇને પાનની પટી બનાવવામાં મશગુલ હતો.

પેસીએ એક નજર નવાબનાં વીક્રાળ મુખડા પર નાખી.

"ગીયાં કે ?" તેણે પુછ્યું.

જવાબ દેવાને બદલે નવાબ ધબ કરતા કે પાસેની ખુરસી પર ફસડાઇ બેઠા—અને કપાલ પર એક હાથ મુકયો.

"ખુદા જાણે મારાં મસ્તક પર હમણા શું આફત ઘુમેછ," તેવણ જમીનપર પોતાના ડોળા ઠેરવી રાખી નસોસ અવાજે બોલ્યા, "એક ઝીણી દોરીથી બધો ખાનાખરાબીનો

ડુંગર આપરા બેઉને માથે ટીંગઇ રહેલો છે, પેસી. તું ને હું બેઉ જણ સરીયામ ફચડઇ મરવાના છઇયે."

પેસીએ પાન અને ચુનાનો ડબુસો આસ્તેથી મ્હોંમાં ખોસ્યો.

"પણ હવે તો એ લોક કહરાયાં કેની?"

"અરે મુવાં તે લોક! તે લોકને કાંહ સેકો તાણેછ! પેસી—મને હમણા કોઇની સલાહ અને હીમતની જરૂર છે. તું મારી સાથ દગો રમી મને પાયમાલજ કરવા માંગતો હોય તો વાત લંબાવ્યાના કર."

"છટ—છટ! નવાબ સાહેબ, મારી પરથી તમારો વીસવાશ ઉઠી ગયલો લાગેછ. જાંહ સુધી તમે મને છેક ખુણામાં દાબશો નહીં તાંહ સુધી હું એવો ખુબખ નથી કે તમુને દગો દેઇ મારીબી ધોર સાથેજ ખોદું. આય આપરી સગઇની બધી વાત કોઇ જાણવાનું નથી."

"સગઇ ગેઇ હમણાં કેહું તાંહ! પેસી, એ બે જણાંનું તો થઇ રેહશે—પણ હવે ચાલ, પેલી ચીજોનો જે તે નીકાળો કરી નાખ્યે. એ બધાં ઓચર્યાં આપરે તે વખતેજ બાળી નાખવાં ઉતાં. જો પેસી—એ કંઇ હસ્વાની વાત નથી. મને એને લીધે આજે કેટલી કેટલી રાત થઇ એક કતરોબી ઉંઘ નથી આવતી. લાવ એ બંડલને નેકલેસ કાંહ છે?"

આમ બોલતાં નવાબે પહેલીવાર હવે પેસી દુબાશ ગમ જોઇ એક હાથ લાંબો કર્યો. બચર બચર પાન ચાવતો પેસી તો એક ચીત્રે તેવણનું કોડું કયારનો ટીકયા કરતો હતો. હવે તેનું એબીયલ જડબું જરા બચક—બચર—બચક કરતું બંધ પડયું.

"બસ લાવ પેલો નેકલેસ—ને પેલું બંડલ! તાંહ વગર હવે હું તુને અહીં પાણી પીવા ઉભો રેહવા દેવાનો નથી!"

"પણ નેકલેસ ને બંડલ મારી પાસ કાંહ છે? તે તો તમે તમારા કબજામાં રાખ્યાંછ કેની? એમ શું કરોછ?"

નવાબ એક પળ પેસીને આંચકા મારતા અચકી ગયા.

"પેસી! તુને ફરીથી કરગરીને કેહુંછ કે મારી લાગણી સાથ એમ ચેડાં ના કાહડ. હું છીવપર આવી જવશ ને કંઇતું કંઇ કરી મુકશ. યાદ રાખજે—હું પાયમાલ થવશ તો તું કંઇ સખ્ખે બેસીને એ હીરા ખાઇ શકવાનો નથી."

"અરે પણ એમ શું દેવાનાની માફક બકયા કરોછ જો! એ નેકલેસ તો તમારી પાસેજ છે."

"બદમાશ કુતરા! તેં—તેંજ—તેંજ—પેલી કોઠરીમાંથી તે તફરગે કીધાછ. ચાલ તારી લાહેરી છોડ. લાવ, તે મને પાછાં સપુરદ કર. એ ચીજો તારા હવાલામાં રહે તેમાં મોટો જોખમ છે."

"મેં? મેં કોઠડીમાંથી લીધાં? કેઇ કોઠડીમાંથી?"

"તું મને તે નથી આપવાનો?"

"પણ શું આપું? તમારૂં કપ્પાર? કોઠરી શું ને વાત શું? તમારૂં ભેજું ચસકયુંછ—"

"પેસી પડત કોઠડીના ભોંયરાંમાંથી તેં એ ચીજો નથી ઉપાડી?"

"નહીં—મારા જાનના કસમ! હું કંઇજ જાણનો નથી. આ ભોંયરાં ફોયરાંની વાત તો આજે હું પહેલી સાંભળુંછ!"

નવાબનો ચેહરો ચાદર જેવો સફેદ મારી ગયો. તેવણનું મ્હોં ભયભીત રીતે ઉતરી ગયું. ડાચું ઉંઘાડીને તેવણે પોતાની સાંમે ઉભેલા હમશરીક બદમાશ ગમ પાંચેક સેકંડ શરીલી નજરે જોયાજ કીધું.

"પેસી—ખરૂં કેહેછ?" તેવણ રડમેસ ધ્રુજતા અવાજે કગળી પડયા, "તેં તે ચીજો લીધી હોય તો ચીંતા નહીં—મને ધીરજ રહેશે. બોલ, પેસી, ખુદાના કસમ ખાઇને કેહ—તેં તે નથી લીધી?"

"ખુદાના કસમ—હું કંઇજ જાણતો નથી! એ હીરા શું તમે કોઠડીમાં મુકયાંતાં? તે શું ચોરઇ ગીયાછ? ને બધાં ઓચર્યાંથી ગેબ થયાંછ એમ?"

"ગેબ થઇ ગીયાંછ—સાવ કોઇ ઉંચકી ગીયુંછ. તે તે દાહરે કોણ જાણે કોણ ચંડાલે તે કોઠડી ખોલીને ભોંયરૂં શોધી કાહરયું. એ છુપાં ભોંયરાંની વાત મારા સીવાય કોઇ—કોઇ જાણતું'તું નહીં. જો તે એ ચીજો ખરેખરજ નહીં લીધી હોય તો આપરૂં નખોદ છે—પેસી!"

નવાબે જોયું કે સદાના જાલમ પેસીનો ચેહરોબી આ સાંભળી જરદ મારી ગયો હતો.

"અરરર! તમે આજે છેક રેહી રેહીને મને એ મોહકાણના સમાચાર કેહોછ?" પેસી ધીમા ઘાડા અવાજે બોલ્યો, "એ વાતને કેટલા દાહરા થયા? તમે પોલીસને ખબર આપીછ કે? એ—એ ચીજો ચોરઇ જવાની વાત બીજું કોઇ જાણેછ કે? શેહરીયારજંગ, તમે આજ સુધી હાથ જોડીને બેસી રહયાછ?"

એટલો તો કળવાઇને ખરી આતુરતાથી પેસી આ

સવાલો પુછવા પડી ગયો હતો કે નવાબના મનમાં રહેલો સેહજસાજ વેહમનો કતરોબી દૂર થઇ ગયો.

"કેમ કેહું—એ હીરાની વાત કોઇને મારેથી કેહવાયજ કેમ ?" નવાબનો દબાયલો દયામણો સાદ નીકળ્યો, "મને કંઇ સુજતું નથી—મારૂં માથું ફરેછ—હું મેડ થઇ જવશ —આહ !—"

તેવણનું આખુ શરીર ઠરહર ધ્રુજવા પડયું, અને અંતે એક ઉંડી હાય સમેત તેવણ તમ્મર ખાઇને ભોંયપર ઢપકાઇ પડયા.

" નવાબ ! શેહરીયારજંગ ! !—"

પેસી તેવણના દીલપર વાંકો વળી નવાબને પાછો ઉઠાડવા ચાહતો હતો. પણ નવાબ જવાબ શું દે? તેવણ 'ફેન્ટ' મારી ગયલા હતા.



## પ્રકરણ ૫૩ સું.

—:o:—

### આખરે બચ્યો !

પોતાના ડગલાના ખીસામાંથી ચોકકસ જીણુસો ગુમાઇ ગયલી જાણતાંજ સુલતાનની હઠીલી બીમારી પાછી નવેસરથી ઉભરી આવી અને બ્રેન—ફીવરના "રીલાપ્સ" સાથ તે મરણ-તોલ પાછો પડયો તેને આજે બરાબર સાત દહાડા થયા હતા. આ એક ચીતાતુર અઠવાડયાંનો જીવ સટોસટ ગાળો લગભગ મોહોતના ડાચાંમાં પોતે કેમ પસાર કર્યો તે બાબે સુલતાનને

પોતાને કશી શુદ્ધી નહી હતી—પણ તેની આસપાસનાએ માટે તો બેશક તે આશા અને નીરાશી વચ્ચેના ભયંકર ઇંતેજારીના દીવસો હતા. ડા૦ મેન્સફીલ્ડ સવારે તેમજ સાંજે રોજ બે વખત આવતો હતો અને આ જવાન હેન્ડસમ દરદીને જીવાડવાને પોતાનું તન મન પટકી મહેનત કરતો હતો.

તબીબના મત પ્રમાણે સુલતાનને ઉશ્કેરાઇ જવાનું કારણ મળ્યું તે ખચીત એક કમનસીબ બનાવ હતો. ડા૦ મેન્સફીલ્ડ નર્સ મીસ ડીકીન્સ ઉપર લગાર ખફા થયો હતો. દર્દીને આવી દેખઇતી નબલી હાલતમાં તેની મરજી પ્રમાણે ડગલો લાવી આપવામાં જરાબી ડાહપણ નહીં હતું. દર્દીના ડગલામાંથી એવી તે શું ચીજ ગુમાઇ ગઇ હશે કે જેથી સુલતાન એટલો બધો અકળાઇ જઇને બેભાણ વટીક થઇ ગયો—એને પાછી તાવ ચઢી—તે બાબે ડા૦ મેન્સફીલ્ડે ચીપીચીપીને 'મહાલ'માંના એકકેએક જણાને અનેક સવાલો પુછ્યા હતા; પણ કોઇ કાંઇ જરાબી જાણતું નહી હતુ. સુલતાનને કોઠડીમાંથી ઉચકી લાવીને તેના ઓરડામાં લઇ જઇ સુવાડયો ત્યારે તેના દીલપરથી ડગલો કાહડી લેનાર તો માણેક પોતે હતો. પણ માણેકે ભાર મેલી મેલીને ખાત્રીથી જણાવ્યું કે ડગલાના ખીસામાંથી તેને કાંઇબી જડયું હતું નહીં—પછી તે ઘડીના અકળાટ ઘભરાટ વચ્ચે કાંઇ તેની નજર ચુકથી અંદર રહી ગયું હોય તો કોણ જાણે!

"કદાચ અંદર એવણનું કાંઇ ઘણુંજ ખાનગી કાગજ રહી ગયું હશે–યા તો કંઇ કોઇ એવણને અતી વાહલાં કોઇ સગાંની કીમતી સબી હશે!" ડા૦ મેન્સફીલ્ડે અટકળ કરી

"થોડા દાહડા સુધી દર્દીને પોતાને બીલકુલ ખુલાશો પુછી શકાય એમ નથી. હું તમો સર્વેને સખત તાકીદ કરૂં છ કે આય યંગ મેન જરા સાવધ થાય પછીબી મારા હુકમ વગર તેને આ ડગલા બાબે કોઇએ કંઇ સવાલો પુછંવા નહીં—યા તે વાતની યાદ આપી 'એક્ષાઇટ' કરવો નહીં."

સુલતાનનો ડગલો ડાકટરના હુકમથી ઘડી વાળી દર્દીની નજરથી દુર ઉચો મેલવામાં આવ્યો—અને નર્સને થાંપતો હુકમ કર્યો કે હવે ગમે તે થાય તોબી દર્દીને એ ડગલા બાબે જરાબી વાત કરવા દેવીજ નહીં. અતી ઘણી સંભાળની જરૂર હતી—નહીં તો દર્દી નકકી જીવથી માર્યો જશે એવી ડા૦ મેન્સફીલ્ડે ભવાં ચઢાવીને ધાસ્તી આપી હતી.

* * *

આખરે સુલતાને એકવાર ફરીથી મોહતને લાત મારી! આઠમે દહાડે સાંજે તેણે પરગરા ડોળા ઉંઘાડયા અને પોતાના માથાંપર બરફ લગાડતાં મેહરબાઇજી બાઇ ગમ તેમજ પવન નાખતી નર્સ ગમ અજાયબીથી અને ગુંચવણુથી અવારનવાર જોયા કર્યું. મીસ ડીકીન્સના ચેહરાપર ખુશાલી ફરી વળી અને મેહરબાઇની આંખ્યોમાં આંસું ભરાઇ આવ્યાં. સુલતાનના મ્હોંડાનો કલ્લોજ દેખાતો ઘણો શંતોષકારક હતો. તાવ લગભગ નહીં જેવી હતી અને દર્દી પોતે અત્યંત શાંત હતો. તેના જખમો તો કયારના તદન રૂજાઇ જવા આવેલા હતા.

નર્સે સુલતાનને દવાનો ભાગ પાયો અને તેને માયાથી પસવારી ઉંઘી જવા કહયું. પોતાનો ધ્રુજતો નબલો જમણો હાથ સુલતાને ઉંચકી મેહરબાઇજી બાઇનો હાથ પકડયો અને

તે આંખમાં ચાંપ્યા. પછી તે હાથ ધરીજ રાખી ઘણાજ શંતોષી શાંત જીવે તે પાછો પોઢી ગયો.

બસ—આ સુલતાનની "ટર્નીંગ પોઇન્ટ" હતી. તે ઉંઘમાં હતો ત્યારે ડા૦ મેન્સફીલ્ડ આવ્યો અને સઘળી હકીકત જાણી મેહરબાઇને ખુશીની ખબર આપી કે તેત્રણને હવે ચીંતા કરવાનું કારણ નથી—તેવણનો વીશ્વાસુ એસીસ્ટંટ બચ્યો હતો.હવે માત્ર થોડા દીવસની સંપુર્ણ આશાએશનીજ ખોટી હતી.

મેહરબાઇ જસાવાલાની ખુશાલી ખરાં દીલની હતી. તેવણે સુલતાન સારો થાય તો ઉદવાડે અગરની માચી ચઢાવવાની અને કોઇ ધરમખાતે રૂપીયા પાંચ હજાર આપવાની માનતા કરી હતી. તે ઉપરાંત તેવણે ખાસ ઓરડર કરીને ચાર મણ મીઠાઇ ગુલબર્ગાના ગરીબ ગુરબાંઓમાં વેંહચાવી—અને 'રોશન મહાલ'ના દરેક નોકર નફરને પાંચ પાંચ રૂપીયા તથા કપડાં ચપડાં બક્ષીશ આપ્યાં. માણેકજી ખરાં જીગરથી સુલતાનના સારા સમાચાર સાંભળી ખુશી થયો. સઉ કશાંમાં નાની જાસુ હરખને મારે વળી પાછી આમથી તેમ કુદકા ભુસ્કા મારતી થઇ તેથી માણેકની ખુશાલી બેવડી વધી હતી. ફ્રુમી કંઇ ઝાઝું બોલતી નહી હતી—પણ તેણીનો મલકાયલો મુંખડોજ કહી આપતો હતો કે તેણીની છાતી અંદર શું લાગણી ઉછાલા મારી રહી હતી.

બધાં રાજી રાજી હતાં—ફક્ત બે જણ સીવાય! શેહરીયારજંગ અને દાદી—આ બે જણા કાંઇ સુલતાનની જીંદગી બચી તે બનાવથી ઘણાજ ઉલટમાં આવી ગયા હોય તેમ દીસતું નહી હતું. પણ તે એ અવરદશા જેવા લરણનાં બાંધણુયાઓને વટારતું કોણ હતું?



# પ્રકરણ ૫૪ મું.

—:૦:—

## મુશકીલ આસાન

લાંબી ચીંતાતુર કાતીલ માંદગીમાંથી તુર્તનોજ ફારેગ થયલો સુલતાન પોતીકાં આગળાં રંગરૂપનો માત્ર એક બીહામણો પડછાયોજ બની રહેલો હતો. તે ઉઠી બેસી શકતો—સેહેજસાજ લઠડતે પગે ચાલી હાલી શકતો—નબળા અવાજે વાતચીતબી કરી શકતો—પણ તેનો દેખાવજ એક તડાકે દરેક જણને કહી આપતો કે આ આગળા જોરાવર પીલતન સરખા નવજવાનને પોતાની અસલ હાલતમાં પાછા આવવાને બીજા ઓછામાં ઓછા છ મહીના જોઇશે. તે "કોનવેલેસન્ટ" શખ્સની આંખ્યોમાં આવડા આવડા ખાડા પડી આવ્યા હતા, અને એક વારનો તેનો સુરાખી ભર્યો ભરેલો મુખડો સોહરાઇને ઉજળો સપ મારી ગયલો હતો.

છતાં દહાડે દહાડે અલબત સુલતાન વધારે અને વધારે તટાર બનતો જતો હતો. ડા૦ મેન્સફીલ્ડે હવે રોજ આવવાનું મોકુફ કર્યું હતું—અને મીસ ડીકીન્સ નર્સનેબી મેહરબાઇએ ખુબ તરેહથી કીમતી પ્રેઝંટો વગેરેથી નવાજી વીદાય કરી હતી.

દીલપર એક પાતલી સ્યાલ વીંટાળી ગુંટાળીને સુલતાન આખો દહાડો પોતાના ઓરડામાં યાતો ઓરડાની બાહેર વરંડાપર એક ફરાગાત ઇઝીચેરમાં લેટી ને પોતાના વીચારોમાં મશગુલ રહેતો. તે અવારનવાર મેહરબાઇજી સાથ કે બરજોરજી

માણેક, કુમી, જાલુ સાથ સેહજસાજ વાતો કરતો-પણ કાંઇબી વાંચવા લખવાનો હજી સુલતાનને હોકમ મળ્યો નહી હતો. ડાકટરે કાંઇ "ટોનીક" દવા ફરમાવી આ મ્હોતમાંથી માંદમાં ઉઠેલા જવાન શખ્શને બીજો ખાસ્સો મહીનો દાહાડો સંપુર્ણ મગજની આસાએશ લેવા ખતી ખતીને આગ્રહ કર્યો હતો.

"મગજની આસાએશ?" આસાએશ—એ હાલ તુર્ત કેટલી બીલકુલ અશકય ચીજ થઇ પડેલી હતી તે બાપડા સુલતાનનું ભખાંઇ જતું ભેજુંજ માત્ર જાણતું હતું!

પેલી સીતમગાર રાતે તેણે પોતાના જાનને જોખમે નવાબની કોહડી માંહેલાં ભોંયરાં અંદરથી જપત કરેલી બેમુળ ચીજો તેના ડગલામાંથી કોઇ છુપા દયાહીણ હાથોએ પાછી ખુંચવી લીધી, તેની જીંદગીની પવીત્ર એકપુરી ઉમેદ ને ખાકમાં મેળાવી, તેનાં કુટુંબનાં સારાં નામપરનો ખોટો કલંક ધોઇ નાખવાનો "ચાન્સ" હવે જાવેદાન તુલીક લુટી લીધો, એ—બસ એજ—ગમખાર જુલમગાર ખ્યાલથી સુલતાનની નસોસ તબીયત હર પળે વધારે ગુમાઇ જતી હતી.

સુલતાનનાં જીગરે ચોટેલા તાજા ઝઝરતા ડાહમપરે સેહજ આંગળી મુકી તપાસવાનો એકજ જણે—માત્ર એકજ વખત-પ્રયત્ન કરી જોયો હતો. પહેલ વહેલો એક દહાડે સહવારના અગ્યારેક વાગતે જ્યારે તે પોતાના ઓરડામાંથી બાહેર આવી વરંડા ઉપર આર્મ-ચેરમાં લેટયો ત્યારે જરા પાંચ દશ મીનીટ નવાબ શેહરીયારજંગ તેની આગળ આવી બેઠા હતા. તેવણે પોતીકી બહેનના બીમાર સેક્રેટરીની ખબર અંતર પુછવાની તકલીફ ઉઠાવી હતી! તે વેળા સુલતાન તદન એખલોજ હતો—ત્યાં વરંડાપર કોઇબી

બીજું હાજર હતું નહીં. સુલતાન સખત માંદગીને બીછાણે પટકાયો ત્યાર પછી આ પહેલીજ વાર તેણે નવાબનું મ્હોડું જોયું હતું.

ગુલબર્ગાનો એક માલેતોઝાર તાલુકદાર નહીં—પણ જાણે એક ઝેરી કાલો નાગ તેની આગળ ચાલી આવતો હોય તેમ નવાબને પોતાની નજદીક આવતાં જોઇ સુલતાન હાડે-હાડમાં ધીકકાર અને ધાસ્તીથી ધ્રુજયો. શેહરીયારજંગ મુજીનું નામ તેને અકારૂં ઝેર હતું—તેમાં તેજ બદબખ્ત ને તેનાં જુઠાં બનાવટી હસ્તાં ડાચાં સાથ પોતાની પાસે બેઠેલો દેખી સુલતાનનાં ગળાંમાંથી કમકમાટનો એક ધીમો નીસાસો નીકળી પડયો. ઇઝીચેરની પીઠ પર માથું નાખીને બંધ પાપણો સાથ હોઠ બીડીને તે ચુપ પડીજ રહયો, અને નવાબે ખેરીવત પુછી તેના માત્ર ડોકાંના ઇશારાથીજ ઉત્તર વાળ્યા કીધા.

આહ! આ પાસે બેઠેલા બે શખ્શો એકમેકના દીલની વાત જાણી શકવા માટે તે ઘડીએ શું ભોગ આપવા તઇયાર નહીં થતે!

"ઘણોજ હીચકારો હુમલો તમારીપર કોઇએ કીધો—ખુદાની મેહરથી તમે બનચી ગીયા, મી૦ સુલતાન! પણ એ કોણ ચંડાલો હોશે—તમુને કંઇજ ખયાલ નથી?"

સુલતાને ડોકું ધુણાવી ના પાડી.

"પણ હું બહુ તાજુબ થાઉછ કે તમે કોઠડીમાં દાખ-લજ કેવી રીતે થયા? તમે ત્યાં અંદર પેઠા તાહરે તો તમે સાવધ હુશીયાર ઉતા કેની?"

વળી પાછું દરદીએ નહીનું ડોકું ધુણાવ્યું.—

"નહીં ?—તાહરે તમુને મરણતોલ માર મારી કોઇ તાંહ ઉપાડી ગીયું—એમ ?"

સુલતાને ડોકું હલાવી હાની નીશાની કરી.

"ઘણુંજ અજબ જેવું ! પણ એમ કરવાની એ ખુનીઓની મતલબ ? તમારી પુઠે તમારા કોઇ દુશમનો લાગાછ ?"

એક હાથ ઉંચકી સુલતાને અત્યંત નસોસ દેખાવે ઇસારત કરી કે "હું શું જાણું ?"

"તમે તમારા મુદઇઓને જરા જોઇગી શકયાં નથી ?"

વળી પાછું નકારમાં ડોકું ધુણાવવામાં આવ્યું.

શેહરીયારજંગે એવી જાતનું ડાચું કર્યું કે જાણે સુલ-તાનની આવી મુંગી ઇસારતો તેવણુને સદંતર પસંદ આવતી નહીં હતી !

"મી૦ સુલતાન, તમે આજે વાત કરવાના 'મુડ'માં નથી. ચાલો તમે ટટાર થાઓ પછી આપરે જરા બરાબર આ બધા ભેદ ભરયા જુલમાતનો ખુલાશો તમારી પાસથી મેલવશું. ફકત એટલું જરા કેહશો કે તમુને પછવાડેથી કોઇએ ફટકો મારી બેભાણુ કરી નાખયા તે કેઇ જગાએ ?"

સુલતાને ધીમેથી આંખ ઉઘાડી—"બીલકુલ યાદ નથી," તેણે નવાબ ગમ જોવા વગર બહુજ નખાઇ ગયલે સાદે જવાબ વાળ્યો.

નવાબના ચેહરા પરનો ખભરાટ હવે એક જાતના ગુસ્સા ભર્યાં નાખુશ ચીલ્લામાં બદલાઇ ગયો.

"કુમીનેબી પુછુંછ તો તેબી કંઇ ખુલાશો કરી શકતી નથી. મારી મુશકેલીમાં બેવડો વધારો થાયછ. તમે લોક જો જરા મ્હોંડાં ઉઘાડી ને—ધક ઠેકાણે રાખીને—ખરી હકીકત

જણાવો તો છટકી જતા બદમાશોને પકડવામાં મને તેમજ પોલીસને કેટલી મદદ થાય. પણ હું મોટા અફસોસ સાથ જોઉં છ કે તમો લોકો તરફથી મને જેટલી મદદ મળવી જોઇયે તેટલી મળતી નથી. ચાલો, સાહેબજી."

ઉત્તરમાં સુલતાને સેહજ ડોકું કીધું. શેહેરીયારજંગ ખાંઉ કરડું જેવા તેની આગલથી થોબરામાંજ જતા રહયા. તેવણના ચાલી જતા આકારગમ સુલતાને ઝનુનથી હોઠ કરડી એક અનંત તીરસ્કાર ફીટકારની નજર નાખી. આ બદબખત કસરવેજ નવાબ સુલ્તાનના સુખનું સત્યાનાશ વાળી–તેની હોરમતની ધુળધાણી કરી–તેના કુટુંબનુ કાટળું કાહડી–હવે નકટે નાકે વળી તેની ખેર આફ્યત પુછવા આવ્યો હતો !

એજ નવાબ મુજી નાપેકારના હવાલામાં સુલતાનની બેગુનાહીના તે તે બેમુળ પુરાવાએ પાછા જઇને હમણા સલામત કાં નહીં પડેલા હોય ? યાહ–નવાબની દગલબાજ છાતીમાં શું વાત સંતાયલી હતી તે જાણવા સુલતાનબો કેટલો ઇંતેજાર હતો ! તે રાતના ઘોંટાળાની ગડબડ સડબડમાં નવાબે સુલતાનના ડગલાની પહેલી ખબર લઇ તે નેકલેસ બડલ ઝપાટામાં પોતાને કબજે લઇ લીધાં હોય એ તદન બનવા જોગ હતું. નહીં તો બીજાં કોણને જરાબી ખ્યાલ જાય કે સુલતાનના લાંબા કાલા ડગલાનાં અંદરનાં ગજવામાં તે જીણસો ઠાવી મેળાયલી હતી ?

શેહરીયારજંગની કંગાલ સીકલ આંખ્યોથી દુર થઇ કે સુલતાનનો સમાવી રાખેલો ગુસ્સો એક જાતના ઝનુની જોશ સાથ તેની છાતીમાં ઉભરાવા લાગ્યો.

થઇ ચુકું! બસ ખલાસ! સુલતાનને લાગ્યું કે તેનું સત્યાનાશ હવે સદાનું વળી રહેલું હતું! હવે આ બદકાર શયતાન નવાબના સપાટામાંથી પેલી ચીજો પાછી મેળવાની આશા એક હસવા સરખા સ્વપના બરાબરજ હતી. કોઇપણ સુરતે જીવપર આવી ગયલો ધાતકી નાતરસ નવાબ ખારનો માર્યો પોતાના આ જીવલેણ મુદઇ સુલતાનને જાનથી મારી નખાવવા વગર રહેવાનો નહીં—એ દીવાની જોત જેવું ખોલ્લું હતું.

નહી દાદ—નહી ફરીયાદ! ખુની નવાબ અને તેનો નીચ ભાડુતી હમશરીક છુટા ફરી લેહર ઉડાવે—કમબખત દાદી ગળાં સુધી પાપમાં ડુબી હાકાધોકા વગર મેહરબાઇજી બાઇના અને સુલતાનના જીવોપર મન ચાહે તેવી અલાપો લેયો જાય—અને સુલતાન અદબ વાળીને તે જોયા કરવા સીવાય બીજું કાંઇજ કરી નહીં શકે!

જ્યારે અંદરખાનેની તાતી આવેશી લાગણી તામોશ નહીંજ થઇ શકી ત્યારે એક ગુંગળાયલી બુમ સમેત સુલતાન પોતાની આરામ ખુરશી પરથી ઉઠી ઉભો થયો. નબલાઇને મારે તેના પગ લડડતા હતા—અને ગમખાર ગુસ્સાને મારે તેના હોઠ ફડફડતા હતા. તેને આંખે તમ્મર તમ્મર આવવા લાગ્યાં. તે જેમ તેમ ચાલીને પોતાના ઓરડામાં પેઠો—અને ધમ્મ દેતો કે પોતાના બીછાણા પર તુટી પડયો. તેની આંખે અંધારાં આવી ગયાં.

* * *

વચમાં કેટલી મીનીટ બલકે કલાકનો ગાળો નીકળી ગયો હશે તેનું સુલતાનને બીલકુલ ભાણ હતું નહીં. જ્યારે

તેણે પાછા ડોળા ઉઘાડ્યા ત્યારે કોઇનો વાહલભર્યો નરમ હાથ તેનો બરડો અત્યંત માયાથી પસવારતો હતો.

સુલતાને ભબરાઇ ડોળા ફાડી આ પાસે ઉભેલાં આદમીગમ જોયું. બીજીજ પલે તે એક નાનો આંચકો ખાઇ ઉઠવા ગયો.

"મેહરબાઇજી!—બાઇ—"

"કંઇ નહી—સુઇ જા—પોઢરી રેહ—હમણા ઉઠતો ના! મરે, મેં અમથો તુને ઉંઘમાંથી ઉઠાડ્યો!" તેવણ ઘણાજ મમતાથી માયાભર્યા અવાજે બોલયાં.

આ મેહરબાન શેઠાણીને પોતાના ઓરડામાં પાસે આવી ઉભેલો જોઇ સુલતાન પોતાનો પોણો ગમ બસ વીસરી ગયો. તે હવે તદન સાવધ થયો હતો. મેહરબાઇ જસાવાલાનાં હુકમ છતાં તે ઉઠીને ઘોલ્યા પર તરો બેઠો.

"હું ઉંઘાયલો નહી ઉતો, બાઇ! ખાલી આંખ વીંચીને જરા પડી રહેલો ઉતો—" તે નખાઇ ગયલે સાદે બોલ્યો.

"તું સારી કાની તો છે કેની? આજે વરી પાછો એકદમ નસોસ જેવો કેમ દેખાઓછ?—બલા જાણે!"

"બાઇ, જરાક હમણા મારો જીવ ફગણી જેવો આયો 'તો—પણ હવે કંઇ નથી."

"ખરૂં કેહછ? તારી તબીયત પાછી બગરેલી તો નથી? જો મારા સમ—મારેથી કંઇ છુપાવતો ના જો! દીલમાં કંઇ બોખાર જેવી લાગતી તો નથી."

"હું તદન હુશીયાર છેઉં, જી," સુલતાન સેહેજ મુછમાં હસીને બોલ્યો, "જરા સેહેજ દીલમાં નબળાઇ લાગેછ—બીજું કંઇજ નથી."

"તાહરે, દીકરા, જરા પાંચ મીનીટ કંઇ અગતની વાત મારી સાથ કરી શકશે?"

સુલતાને સેહજ ચમકીને અચરતીથી ડોળા ઉંચાડી મેહરબાઇજી ગમ જોયું.

"હાજી—બોલોની–તમારો હોકમ બજાવવા હું ઘણોજ ખુશી થવશ"

"હોકમ કંઇજ નથી—પણ અમે બધાં કાલે જતાં રેહીયેછ તેથી એક ઘણીજ અગતની વાત, આજેજ કરી નાખવી જોઇયે. પણ તું બીચારો આજે એવો અથાતથાં જેવો દેખાએછ કે—"

"બાઇ તમે મારી ચીંતા ના કરો. હું હવે તદન સારીકાની છેઉં. તમે—જી—તમે કાલે ઉપરી જાઓછ? કાલના કાલ?"

આ છેલ્લો સવાલ પુછતી વેળા સુલતાનનો ચેહરો નાસીપાસીને મારે એવો કુમળાઇ ગયો કે આંધળોબી જોઇ શકે.

પણ મેહરબાઇએ જવાબ વાલ્યો નહીં. ગુપચુપ ઉઠી તેવણ સુલતાનના ઓરડાનાં અરધાં ઉઘાડાં બારણાં ગમ ગયાં. તે બારણું આખું બંધ કરી, અંદરથી સાંકલ મારી પાછાં તેવણ સુલતાનની આગલ આવ્યાં અને ઘોલ્યા આગળની ખુરસીપર ગોઠવાઇ બેસતાં ઘણાજ ધીમા અવાજે બોલ્યાં—

"હા—અમે આવતી કાલે બપોરની ટ્રેનમાં અમદાવાદ ઉપરી જઇયેછ. તુબી અમારી સાથ આવેછ કે અહીંજ રેહવા માંગેછ, જામાસજી મોદી?"

સુલતાનની છાતીની આરપાર કોઇએ એક લાલચોલ તાતવેલો ભાલો ભોકી દીધો હતે તોબી તે આ ઘડીએ

થયું ?—ઇનસાફના કામની આરે હું કબ્બી આવવાની નથી. શેહરીયાર કરતાં તું મારે મનથી વધારે છે. તું મારા દીકરા જેવો છે. તું મનમાં કંઇબી દગદગો ના રાખતો. તું શેહરીયારની સામે ગમે તે પગલાં ભરશે તેમાં હું જરાબી વચ્ચે પરશ નહી—ઉલટી તુને મારી જેબી મદદ જોઇયે તે માંગજે, હું મારા બેહસ્તી નવરોજીના નામથી તુને કેહુંછ કે તે મારેથી બનશે તેટલી તુને આપશ !"

જાગીની આંખ્યોમાંથી તડતડ આંસુઓ આ વખતે ખરી પડતાં હતાં. મેહેરબાઇ ઉઠીને ઉભાં થયાં અને એક માતા પોતાના રડતા દીકરાને દીલાસો દે તેમ તેનો બરડો પસવારી જામીને શાંત પાડવા લાગ્યાં.

"જામી—મારા દીકરા—ના એમ આંખ પાણી કર. જા બા—તું એમ કરેછ તેથી મને ઘણુંજ લાગેછ. તું બસ જરૂર અમારી સાથેજ અમદાવાદ ચલ—પછી તાંહથી તારે ગમે તે કરવું હોય તે કરજે. મેં બરજો-રજીને અને છોકરાંઓને કેહી મુકયુંછ કે તારે લગતી વાતનો એક સનસારોબી બાહેર કાહરવો નહીં. હું તો બા કોઇબી રીતે કાલે બસ અહીંથી જવાનીજ—મરી જતાંબી હવે એક કલાક વધારે અહીં હું રહેવા માંગતી નથી. જામી-આય હાલતમાં તું અહીં રેહીનેબી શું કરવાનો ઉતો ? બસ તું હું હમણા તો મારી સાથ અમદાવાદજ ચાલ—"

જામીએ મેહરબાઇજીના હાથ પોતાના ધ્રુજતા હાથોમાં ધરી આંખોમાં ચાંપ્યો—

"હું તમારો કેમ ઉપકાર માનું ?" તે ગળગળતા સાદે બોલ્યો, "તમે જેમ કેહશો તેમ હું કરશ—મારાં મેહરબાન

મેહરબાઇજી, મને હમણા તો કંઇ સુજ નથી પરતું—મારૂં માથું ફરેછ. આજે બસ મારૂં ધઙજ ઠેકાણે નથી. મને માફ કરજો બાઇજી—પણ—પણ મને જરા કહો. મારી વાત તમારા જાણવામાં કેમ આવી."

"ના એટલો ઉસકેરાયા કર—દીકરા—તારી તબીયત નકામી પાછી બગારશે. જો જામી, પેલી રાતે તું દુસ્મેન પર કોઇ મુવાઓએ ખુની હોમલો કીધો ને તુને મદદને લોઠ-પોઠ જેવો પેલી કોઠડીમાંથી ઉચકી લાયા તાહરે તારા ડગલાનાં ગજવામાં એક કંઇ ઘણોજ કીમતી દાગીનો ઉતો ને એક બંડલ———"

"ઓ તે કાંહ છે? તે કાંહ છે? બોલો—બોલો."

આ વેળા જામીના હાથ પાંદડાંની પેઠે ઠરઠર ધ્રુજના હતા.

"તે મારી પાસે છે. તું બીહના—તે મારી પાસે સલામત છે, દીકરા."

"તમારી પાસે?—" જામીથી ખુશાલીને મારે ચીચીયારીજ પડાઇ ગઇ.

"તું એમ આજે જો દીલ તાણયા કરશે તો પાછો પટકાશે. જામી—તું ધીરજથી ને સબુરીથી મારી સાથે વાત કરવાનો નહીં હોય તો હું હમણા ચાલી જાઉં. બીજી કોઇ વખત——"

"અરે નહી—નહીં. કેહો—મને કેહો—તમે મારા ડગલામાંથી એ નેકલેસ ને ઓચરીયાંઓનું પાકીટ કાહડી લીધું—તમે—મેહરબાઇજી?—"

"મેં નહી—કુમીએ એ ચીજો પોતાને અસ્તક હાવી રાખેલી. હરવઇ ગેઇએ તે રાતેજ તું બેભાણ કોઠડીમાં પડેલો તાંહરેજ કેથી તારા હાથમાંથી લઇ લીધેલી—તે મને આજે સહવારેજ લાવીને આપી. દેખઇતી રીતે એ કીમતી ચીજો કોઇ બીજું ગડબડ સડબડમાં ઉપારી નહી જાય તે મતલબથી એ ઠાવકી પોરીએ તે પોતાને સ્વાધીન લઇ લીધી'તી. કાંય, જામી—એ છોકરીએ ધક ઠેકાણે રાખીને બરાબરજ કીધું કેની ? આટલા દાહરા, એ કુમીએ તે ચીજો પોતાની પાસેજ શાંતી રાખેલી—મને, તો, બા, કાંઇજ ખબર નહી. આજે સવારે મારી આગલ બરજોરજીને ને માણેકને લઇને એ આવી ને તારા સંબંધી બધી વીગત માણેકે મને કહી સંભલાવી. કુમીએ પોતાના બાવા તથા ભઇને અવવલથી આખર સુધી વાત માંડીને કહેલી દેખું. તું જેલમાંથી નીકલી આયો ને અમદાવાદમાં કુમીને તું કેમ મલ્યો ત્યારથી તે અહીં આય મુવાં દોજખખાનામાં તારી સાથ પેલી કોઠડીની અંદર કેમ મુલાકાત થઇ તાંહ સુધી મને માણેકે બધી કહાણી કેહી. જામી, જામી—શું છે ? દીકરા—તારો જીવ બગરેછ કે ?—જામી ?——"

જામીનો જીવ ખચીત બીગડતો હતો. તેના સુકકાં ટસ મારી ગયલાં ગળાંમાંથી માત્ર નીચલાં દયામણા ધીમા શબ્દો નીકળ્યા——

"મારી ભલી—ભલી છોકરી—કુમી—આફ્રીન !—આફ્રીન !——"

બસ તે વધારે બોલી શકયો નહીં. સાવધ રેહવાની એક જીવતોડ અછાડ પછાડ છતાં જવાન જામી મોદી પોતાના ભીતરની ભયાનક લાગણીથી અંતે આજેજ થઇ ત્યાં બીછાના પર ઢળી પડયો અને "ફેન્ટ" મારી ગયો.

---

## પ્રકરણ પપ મું.

---

### દોસ્ત કે દુશમન?

| | |
|---|---|
| દાદાભાઈ હુબારાને. ગુલબરગા. | કાલ્યા તરફથી. મુંબઈ. |

"મામલો એકદમ ગંભીર—આપણે ધાસ્તીમાં—પહેલી ટ્રેને ઉપડી આવ.—ઓછામાં ઓછા પ૦૦૦ નહીં લાવશે તો રાઉનો નાશ."

પોતાના હાથની મુઠીમાં એક નાનુ કાગળ્યું મરડી કચડી ભચડી નાખી દાદીએ અત્યંત ખીજવાટથી પોતાના પગ આગળ પડેલું નાનું કુંડું લાત મારીને દુર ઉગાડી નાખ્યું. સાંજના સાત કયારનાં વાગી જઇ આંઠનો શુમાર થવા આવ્યો હતો. 'રોશન મહાલ' 'ફરનરી'માં એક ખુણા અંદર ચંપાઇ બેસીને દાદી કયારનો—લગભગ અરધો કલાક થયો—પોતાના અકીઝ(!) દોસ્ત કાલીદાસ તરફથી આવેલો ઉપલો અરજંટ ટેલીગ્રામ ફરીથી અને ફરીથી વાંચ્યા કરતો હતો. 'ફરનરી'માં તે એકલોજ હતો—અને બાહેર પુર તેજમાં પ્રકાશતા ચંદ્રમાને ને લીધે અંદર સેહજ-સાજ ઉજરડું પડતું હતું.

૫૦૦૦ રૂપીયા ! ગામમાં પેસવાના સાંસ ત્યાં આ કમબખ્તીના ઘેરેલા ચંડાલ કાલ્યાને ઉન્હાં પાણી જોઇતાં હતાં !! દાદીને હમણાં 'રોશન મહાલ'ની પોરટીકોના સંગેમરમર થાંભળા સાથ બાંધીને મરણતોલ માર મારો તો તેની કનેથી ૫૦૦૦ અરધી નહી નીકળે—તો પાંચ હજાર રૂપીયા આ અભાગ્યા વાણ્યાને માટે તે કયાંથી ઉભા કરી શકનાર હતો ? અને તેબી તડ ને ફડ ! "પાંચ હજાર રૂપીયા લઇને પહેલી ત્રેને ઉપડી આવ"—રાજા બોલ્યા અને દાદી હાલી ! કાલે સાંજે તો ઘરડી ડોહી સાથે બધાં અમદાવાદ ઉપડી જવાનાં; તેની આગઉથી મુંબાઇ જતા રહેવા માટે દાદી બાહણુંબી શું કાહડે ? અને ખાલી હાથે ત્યાં જવામાં હાસિલબી શું ?

બેહદ નાસીપાસી, કચવાટ અને ફફડાટથી દાદીએ, મનમાં ને મનમાં કાલ્યા ને અને તેના બીજા મુજી મળત્યાઓને એલફેલ ચોપડી કાહડી. પોતાની સઘળી લાઇલાજ ખફગી છતાં દાદીના પેટમાં એક નહી વર્ણવી શકાય તેવો ધસ્કો પડયો હતો. આ ખાના ખરાબીનો સંદેશો દેખઇતી રીતે કાંઇ જીવ સટોસટ મોહકાણની વધાઇ હતી—ત્યાં વગર અમસ્થો કાલ્યો આવો અરજંટ તાર કદી મુકે નહીં એમ દાદી બરાબર સમજતો હતો.

એક નીસાસો નાખી તેણે તે ટેલીગ્રામનું ચીટરૂં ફાડી તોડીને ઝીણા ઝીણા કડકા ભુકલા કરી નાખ્યું.——

"જે થવાનું હોશે તે થશે," તે બડબડયો, "એ લોક બધા જહાનમની ખારમાં કાંય નહી જાય ?—હું શું કરૂં ? બુદી સાથે અમદાવાદ તો મને જવુંજ જોઇશે—તાંહ કંઇ

ટીકો લાગે તો કોણ જાણે ! બાકી અહીં હમણા પાંચ હજાર ડોહી પાસથી મેળવવાની જરાણી——"

દાદી વધારે પટપટતાં અચકી ગયો. હાથમાં કોઇ હરીકેન—ફાણુસ લઇને ફરનરીની અંદર તેની સામે ચાલી આવતું હતું. ચાંદનીની અપુર્ણ રોશનીમાં દાદીએ જોયું કે તે કોઇ મરદ હતો. દીલપર જાડો લાંબો ઓવરકોટ હતો—સાથે એક ગરમ શ્યાલ લપેટેલી હતી.

તે શખ્સ દાદીની અડોઅડ સરભોગ ચાલી આવ્યો—અને હાથમાંનું ફાણુસ ભોંયપર પાસે મેલી દઇ ઓવર કોટનાં ગજવાઓમાં બે હાથ ખોસી દાદી ગમ ફર્યો.

" હું તમુનેજ શોધતો'તો. મારે તમારી સાથ તાકીદની ખાનગી વાત કરવીછ, દાદાભાઇ," તે પુરૂષે કાંઇ ગંભીર ધીમા અવાજે કહયું.

આંખ તાણીને દાદીએ આ માણસના ચેહરા ગમ જોયું—અને ચોંકીને ખડો થઇ ગયો.

"મુલ—જામાસજી મોદી?" તેણે અચરતીથી સામે ઉભેલા ધણીનું નામ દબાયલા સાદે પોકારયું.

" હા—હું જામાસજી મોદી." જામી 'ફરનરી'ના લાકડાના બાજટપર ગોઠવાઇ બેસતાં બોલ્યો, "આપરી પાસ વાત કરવાનો ઘણો વખત નથી. હું કેહુંછ તે ધ્યાનથી સાંભળો: આવતી કાલે સાંજે બાઇજી મેહરબઇ, બરજોરજી, કુવરબઇ, માણેકજી, અને જરબઇ અમદાવાદ ઉપડી જાયછ. હું તમુને અહીં જણાવવા આયોછ કે મેહરબાની કરીને તમારે તે લોકથી સાથે જવું નહીં, મી૦ દાદાભાઇ."

મીસ્ટર દાદાભાઇએ તો થોડીક પળ કપાલનો ચીલ્લો

ચઢાવી આ દહી ખાઇને આવેલા વીચીત્ર પારસી ગમ ટીકયાજ કીધું.

"દાદાભઇ—કાલે તમારેથી એ લોક સાથ અમદાવાદ જવાશે નહીં. તમારે ગમે ત્યારે, અગાઉ કે પછી, અહીંથી જતા રહો—ગમે તો મુંબાઇ તમારી પેલી ગળાંફાંસુ સોનેરી ટોલીમાં પાછા જઇને જોડાઓ, કે જોઇયે તો હીમાલાયના પાહડપર જઇને સાધુ બનો-પણ આય બધાંની સંગાત તમારે અમદાવાદ જવું નહીં; બલકે મેહરબઇજી જયાં હોય ત્યાં તમારે હરગેઝ હવેથી ફડકવું નહીં એવું અનડરટેકીંગ તમારે મને આજે-હમણાજ-આપવું પડશે"

દાદીએ લોહીનો એક ગોટ ગળ્યો-અને અનંત ક્રોધને મારે બેઉ હાથની મુઠ્ઠી વાળી દીધી.

"જામાસજી મોદી, આવી ઇનસલટીંગ ઢપે મારી સાથ વાત કરવા ખામખા મંને શોધતા તમે અહીં આયાછ—એમ કે?" તે પોતાની છાતીમાં ઉભાતો ગુસ્સો જેમ તેમ સમાવીને હોઠ પીસી અંતે બોલ્યો, "હું તમુને અનડરટેકીંગ આપું કે મારાં મમઇ કે મારાં બેહન જાંહ હોય તાંહ હું હવેથી જાઉંજ નહીં? તમે કોણ થાઓછ કોણ કે મને આવી બેઅદબ રીતે હોકમ કરવાની હીમત ચલાવોછ?"

"હું તમારૂં અને તમારાં કુટુંબનું ભલું ચાહનાર થાઉછ તેથીજ હોકમ કરૂંછ કે તમારે તમારાં બુઝોર્ગ મમઇજીને હવે ત્રીજી વખત આરસનીક આપવાની લાલચમાંથી દુર રહેવું!"

દોઇએ પછવાડેથી બરડામાં જાણે એક તીક્ષણ લાંબો સુઇયો ભોકી દીધો હોય તે મીસાલ દાદી ઝબકીને ખડો બેઠો

અને એક છાકટા ધુણુ સોજરડાની પેઠે પોતાના આ હેબત-નાક હુમનબર્દના ટેકાવદાર ગંભીર મ્હોંગમ ધારી ધારીને જોયું.

એકાદ મીનીટની ખામોશી વચ્ચે આ બે જવાન શખ્સો એકમેક સામે ડોળા કકડાવતા ત્યાંજ ઠરીઠામ બેઠેલા હતા.

"હું આશા રાખુંછ કે મારા બોલવાનો ગંભીર અર્થ તમે બરાબર સમજતા હોશો, મી૦ દાદાભાઇ!" જામીએ બહુજ ધીમેથી પાછું પુછયું.

જામી મોદીની સ્થીર દમામદાર આંખ્યોમાં ફરી વળેલો ભયંકર ધાસ્તીભર્યો ચમકાટ અને તેનાં મ્હોંપરની ગંભીર દૃધતા દેખી દાદીએ પોતાનાં પાપણો નમાવી દીધાં. પોતીકી મમાઇના આ જાલમ સેક્રેટરીના કાંઇ અદભુત ગુપ્ત મેગને-ટીઝમ તરફે આ દાદી જેવો એક ખરવસતર જવાન્યોબી જાણે દબાઇજ જતો હતો.

"તમારાં મમઇજીને ખાતર--તમારાં બેહન ને ખાતર—હું મારા હોઠો, સીવી લેવા તઇયાર છેઉ. એમ કરતાં હું જાણુંછ કે હું કુલ માણસ જાત તરફની મારી ફરજમાં પછાટ પડુંછ-પણ મારાં મુરબ્બી બાઇનું દીલ જરાબી દુઃખે તે કરતાં તમારા જેવા એક હરડતા મુજી સ્કાઉનડ્રલ ને 'સોસાયટી'માં પાછા છુટા છટકી જવા દેવાનું વધારે વાજબી ધારૂંછ. હું બોલુંછ તે તમે સમજોછ કે?"

લાલ ટસ ડોળા ઉઘાડી દાદીએ એકાદ પળ જામીની ગમ પાછું ઘુરકયા કીધું—પછી પોતાના ચાવણ્યાં તેણે જોરમાં પીસ્યાં.

"તમે શું બોલોછ તેનું તમુનેબી ભાણુ છે કે?" દાદીનો હોધારી અવાજ નીકળ્યો—"મી૦ મોદી, તમે અબઘડી હમણા જે શરમભર્યો ગલીચ આરોપ મારી સામગે બોલી ગીયાછ તેનો તમુને જવાબ આપવો પડશે! તમે આય ઘડીએ આવી ખરખર દરદર હાલતમાં નહીં હોતે તો તમારી તુમાખીનો બરાબર હું સવાદ દેખાડતે."

"યસ—યસ! એ જોસ્સાદાર બોલો એક નોવેલમાં હંમેશ ઘણા મજાના લાગેછ" જામીએ હળવેથી જરાબી ઉસ્કેરાયા વગર કહયું. "દાદી ભઇ—આવી ભાષા કુમી આગળ કે જાલુ આગળ ચાલે; અહીં તો તે ચાલવાની નથી. તમે જો મને હમણાં મારા કેહયા પરમાણે કરવાનું વચન નહીં આપી શકતા હોવ તો માનવંત મેહરબાઇજીના જાનની સલામતીને ખાતર હું તમુને અહીંની પોલીસના હાથમાં કાલે સહવારે આપવા માગુંછ. મને સાંભળી લેવો. તમે આરસનીક કાંહથી લાયા—મુંબાઇથી તમુને તમારા કાલ્યાએ કેઇ દુકાનથી લાવી આપ્યું—અહીં તમે લોકે મારૂં કાટલું કાહડી નાખવાનો શું તાગરો કીધો—મારી ઉપર તમારા કીયા ચંડાલ સાથીઓએ તે રાતે ખુની હુમલો કરી મને પેલી ફીતુર ગલીની કોઠડીમાં ઉચકી ગીયા—તમે બબે વખત મેહરબાઇની ચાહેમાં ને પાણીમાં ઝેર કેમ ભેલ્યું—કુમીને પેલી કોઠડીમાં કેદ પુરવામાં તમે કોણની મદદ લીધી—એ બધું બધું મને ખબર છે. બોલો હવે શું કેહોછ?—તમારે મારા માંગવા મુજબની કબુલાત આપવીછ કે નહીં?"

"બધું તમે બોલોછ તે બોલે બોલ જુઠું—તરકટી—સરયાસ ગલત છે!" દાદી હવે નાકના ફીફડાં ફફડાવતો

તટણખાર ઉભો થઇ તરડાઇ પડયો—"તમારેથી થાય તે કરી લેઓ. તમારાં નજીસ બોહતાનો હું તમારાં મોહડાંપર ધીક્કાર સાથ પાછાં ફેકું છ. છેલ્લી સીકનેસને લીધે તમારી ડાગરી ખીસી ગેયલી છે. જાઓ–કાલું કરો મારી આગળથી ! નહીં તો તમારી નાતવાન હાલત છતાં તમારીપર હાથ ઉંચકવાની મને ફરજ પડશે."

આ બોલી એક છેડાયલા ગોધાની માફક જામી સામે ડોળા કકડાવી દાદીએ 'ફરનરી'ના દરવાજા ગમ આંગળી બતાવી.

"તમે સીધે સીધું નહીં સમજતા ?" જામીનો પાછો ઠંડો શાંત અવાજ નીકળ્યો.

"બસ—જાઓ અહીંથી—મારી આગળથી જાઓ—હું તમુને કેહુંછ કેની ?" દાદીએ બરાડ મારી.

"દાદાભઇ, તમુને તમારાં કરપીણ કરતુકોની કાંઇ મજબુત સાબેતી જોઇતી હોશે ?" જામી તો હજી ધીમા અવાજેજ બોલ્યા કરતો હતો. "તમારી માંગણી વાજબી છે—તમારી પહેલે મારે ખાત્રી કરી આપવી જોઇયે કે તમારા હીચકારા પાપી હાથપર કાલે સહવારે બેડી ઠોકાવવા માટે મારી પાસે પુરતી સાબેતીઓ છે. જોવ આય ફક્ત એકજ તમારા પોતાના હાથ દસ્કતનું ફરમાસુ લખાણ !"

આમ કહી જામીએ પોતાના ઓવરકોટનાં ખીસાંમાંથી એક કાગલ્યું કાહડયું અને જમીન પરથી હરીકેન લેમ્પ ઉંચકી તેની મદદ વડે પોતેજ વાંચવા માંડયું.

"કાલ્યા—હું મારી તઈયારીમાં છેઉં. આય સુલતાનને એક વખત તમે વચમાંથી ખીસારી નાખો તો ઘરડીને પોંહતી કરી નાખતાં વાર નહીં લાગશે. ફરીથી કેહુંછ કે મારી મમઈના પૈસા હાથમાં આવતાં આપરી ટોલી વચ્ચે પચીસ હજાર રૂપીયા વેંહચી આપવા હું ખોદાના કસમથી બંધાઉંછ. પણ કામ ઉતાવળે થવું જોઇયે—સુલતાનને અહીં રેહવા દેશો તો આપરૂં કામ કોઈબી દાહરેબી પાર પડી શકવાનું નથી. તેં ગફુર મારફતે ૪ પડીકાં મોકલ્યાં તે પુગાં છે. મેં એકજ રાખ્યુંછ—ગફુર મને જાહરે જોઈશે તાહરે બીજું પડીકું લાવી આપ્યા કરશે. 'મહાલ'માં આરસનીક મારી પાસે રાખવા હું માગતો નથી. મને લાગેછ કે એકથી વધુ ડોઝની અગત પડશે નહીં. સુલતાનને જીવતો રેહવા દેતા ના—એનો રસ્તો થઈ જવોજ જોઈયે, નહી તો એ આપરૂં નખોદ વાળશે. એ બધી આપણી વાત જાણેછ. આય કાગજ જરૂર વાંચીને ફાડી નાખજે.

લા૦ દાદી.

ધીમા સ્થીર સ્પષ્ટ અવાજે જામી આ કાગળ્યું આખું વાંચી ગયો, અને પછી તેટલીજ ધીરે રહીને તે ઘડી વાળી પાછું પોતીકા ઓવરકોટના અંદરના ખીસાંમાં ઠાવું મેલ્યું. તેણે હાથમાંનું ફાણુસ ઉચકી હવે દાદીના મ્હોડાંની લગોલગ પકડયું.

ઓહ અદભુત ફેરફાર ! એ મીનીટની વાત પર જે મ્હોડાંપર ગરૂર ટેંહેકરાઇનો ગુસ્સા ભેર ચીલ્લો હતો તેજ ચેહરાપર હવે હેબત અને ધાસ્તીનો દયામણો છાપ પડી ચુકયો હતો ! દાદીના કપાલપર ધાસ્તીના પરસેવાના મોટાં મોટાં ટીપાં ફુટી નીકળ્યાં હતાં. આ કમભાગ્ય જવાનનો

આવો બદલાયલો અવતાર જોઇ જામી તીરસ્કારથી સેહજ મુછમાં હસ્યો, અને ફાણુસ ભોંયપર પાછું મુકયું.

"મારા માગવા મુજબ હવે અનડરટેકીંગ મને આપોછ કે નહીં, દાદાભાઇ?" તેણે અદબ વાળીને વળી અત્યંત હલવે અવાજે સવાલ નાખ્યો.

દાદીના ગળામાં સાદ હમણા ચીપટાઇ બેઠો હતો. તેના ઠંડાગાર હાથ ઠરઠર ધ્રુજતા હતાં. તેણે જોઇ લીધું કે આ અફલાતુન જુવાન જામીના પંજામાં તેની ગરદન સાબુત સીકડાયલી હતી! જામી જો ચાહે તો બેશક દાદીને માત્ર આ એકજ કાગળ્યાંની મદદ વડે જીંદગીથી સદરબદર ઉખેડી નાખી શકે.

"દાદાભાઇ દુબાશ! આય છેલ્લી વખત સવાલ પુછુંછ. મારાં મુરબ્બી મહેરબાઇજી બાઇને ખાતર—તમારી નીરદોશ ભોલી બેહનને ખાતર—આય કાગળ્યું દાબી રાખી તમુને તમારી સરજતપર એકવાર ફરીથી જતા મુકવા હું તઇયાર છેઉં. એ બાબદની વરાળ મારાં મ્હોંનામાંથી હું કાહડશ નહીં—પણ તે એકજ સરતેઃ તમારે હરગેઝ હવે ભવીષમાં તમારાં મમઇજી કે બેહન જરબાઇની આગળ મરતાંબી જવું નહીં. મેહરબાઇજી તમુને ગમે તેટલાંબી બોલાવે તોબી તમારે કદી—કદીબી—તેવણ હોય ત્યાં ફટકવુંજ નહીં. તમે તે 'અનડરટેકીંગ' મને સત વચનથી આપોછ? આય છેલ્લો ચાન્સ તમુને આપુંછ. જો હું કેહુંછ તેમ કબુલ થાઓ તો કાલે સહવારનાજ બસ અહીંથી ઉપડી જાઓ—ગમે તે બાહણું કાહડજો. પછી બાઇજીને સમજાવી લેવાનું મારૂં કામ છે. તમુને દર મહીને તમારાં મમઇજી તરફથી કંઇ

તમારા ગુજરાન જોગું મળતું રહેશે તે વીશે હું સંભાળ રાખશ. તમુને તુતવેળા ખરચનું કંઇ જોઇતું હોશેજ. લેઓ–આય નાની રકમ મારી તરફથી લેઓ–ને એ લોક કાલે સાંજનાં અહીંથી ઉપરે તે અગાઉ તમે સહવારનાજ ચાલી જાઓ.”

આમ બોલી જામીએ ગજવામાંથી એક બીજું મોટું એનવીલપ ખેંચી કાહડી તેમાંથી કરનસી નોટોનું એક બંડલ દાદીના ધ્રુજતા હાથોમાં મેલ્યું. એકજ નજરે દાદીએ જોયું કે સો સો રૂપીયાની તે લગભગ વીસેક નોટો હતી.

“તમુને–તમુને—આય—પેલું કાગળ કેમ મલ્યું ?” દાદીએ આખરે દબાઇ ગયલે નરમ અવાજે પુછયું.

“તમારો સવાલ બરાબર છે. બરજોર !—ગફુર ! અહી આવો !”

જામીની હાંક સાંભળી એક બીજો પારસી અને એક મુસલમાન ધીમે કદમે ‘ફ્રનરી’ અંદર ચાલી આવ્યા, અને અદબવાળી દાદીની સામે ખડા ઉભા. પોતાની ટોળીના આ બે મળત્યાઓને ત્યાં આમ ઓચીતા આવી ઉભેલા દેખી દાદીના પુરા હોશ કોશ ઉડી ગયા.

“આય તમારીજ નામીચી ટોળીનો બરજોર !” જામી તેઓ માહેલા એક ગમ હાથ કરી બોલ્યો, “એ નહીં હોતે તો, દાદાભાઇ, કદાચ તમારી ગણત્રી બધી બરાબર પાર પડતે. પણ અમારે માથેબી અમારો ખુદા છે. એ બરજોરે મારો જાન બચાવ્યો ને એજ બરજોરે આય બીજા તમારા સોબતી કાલ્યા અને તમારી વચ્ચેના પેગામચી ગફુરને તમારા

પલીદી કામથી વીખુટો પાડી આય તમારી ચીઠ્ઠી કાલ્યાને બદલે મારા હવાલામાં લાવી અપાવી."

દાદીએ એક પળ એક ખુનખાર નજર પોતાના આગળા બે હમશરીકો પર નાખી. બાજી હાથથી તમામ કેમ જતી રહી હતી તે હવે તેને સમજ પડયું.

"તમે દગો દીધો ?" તેણે ધીક્કારથી બરજોર ગમ્મ ઘુરકીને કહયું.

"નહીં—તમે લોક સારી ખલક સાથ દગો રમવા માગતા'તા તેમાં મેં માત્ર અટકાવ નાખ્યો," બરજોરે તેટલાજ તુચ્છકારથી પાછો જવાબ આપ્યો.

"પણ હવે કાલ્યાથી સંભાળમાં રહેજો !"

"અમે અમારૂં ફોડી લેઇશું—તું તારી પોતાની સંભાળ રાખે તો બસ છે—દાદીબા !" બરજોરે કહયું "જામાસજી શેઠ, હવે અમે જઇયે ?"

"હા જાઓ—સાહેબજી !"

બરજોર અને ગફુર જેવા આવ્યા હતા તેવા ત્યાંથી ચાલ્યા ગયા. જામી દાદી ગમ્મ ફર્યો.

"મારી સરત તમુને મંજુર છે ?"

"હું ના કેહું તો ?——"

"તો મારા બેહસ્તી બાપના કસમ ખાઇને કેહુંછ કે તમુંને કાલે સહવારે દસ વાગતા અગાઉ પોલીસના હાથમાં આપસ. મારાં માનવંત બાઇની જીંદગી પર ત્રીજી વખત અલાપ લેવાનો હવે હું તમુને કદીબી ચાન્સ આપવાનો નથી."

"ઠીક છે—મને તમારી શરત કબુલ છે. હું સહવારના ૭ વાગતાની ટ્રેનમાં કોઇનેબી કેહયા કાવ્યા વગર ઉપરી

જવશ. પછી એ લોકને તમે ગમે તેમ સમજાવી લેજો. આય તમારા રૂપીયા હું રાખુંછ—કારણ કે મારી પાસ હમણા ખાવાની ખાખ નથી. એ હું પાછળથી પોછા વાળી દેવશ. એ કેટલા છે ?"

"મને એ પાછા જોઇતા નથી, દાદીભઇ!" જામી હવે લગાર નરમાશથી બોલ્યો, "ખુદા હજુરી તમુને સારી બુદ્ધી આપે એજ હું માગુંછ. બસ તમે સહવારના જતા રહેજો—ને હું મેહરબાઇજીને મારી રીત પ્રમાણે સમજાવી લેવશ. તમે જાંહગી હોવ તાંહનું મને એડરેસ આપશો તો દર માસે હું તમુને સારી રકમ એવણુ પાસેથી અપાવ્યો જવશ–પણ તમે પાધરા તાંહ ચાલશો તોજ !"

"ઓલ રાઇટ—થેંકસ ! બીજું કંઇ કેહવુંછ ?"

"એટલુંજ કે જો તમે મેહરબાઇજીની આગળ જરાબી ફટકવાની તજવીજ કીધી તો મને તુર્ત હું જાંહગી હોવશ ત્યાં તારથી ખબર મળશે. સમજ્યા ? ને તેજ ઘડીએ હું તમુને તમારે ફેજે પુગારૂં તો પછી મને બદનામ ના કરતા. દાદાભાઇ, હું એકજ બોલનો માણસ છેઉં. તમે મને જરાબી ઉલઠાપ આપવા જશો તો હવે નકકી જીવથી માર્યા જશો. આય મારાં ગજવાંમાના કાગજ ઉપરાંત આય બરજોર અને ગફુર ને હું કોઇબી મીનીટે સાક્ષીઓ તરીકે રજુ કરી શકું એવી મેં ગોઠવણ રાખીછ. હવે તમારૂં ભવીષ તમારા હાથમાં છે. હું આશા રાખુંછ કે આપરે બેઉ આપરી કબુલાત ખરા મહસ્થો તરીકે પાળીશું ?"

"હા—હું મારા મમઇની આગળ બીલકુલ જવશ નહી—તેવણુની નજરેબી પરશ નહી—"

"હું જાંહ સુધી તમુને પરવાનગી આપુ નહી તાંહ સુધી !"

"હા-જાંહ સુધી તમે પરવાનગી આપો નહીં તાંહ સુધી !"

"તમે સોગંદ ખાઓછ ?"

"હું સોગંદ ખાઉંછ."

"ચાલો—ત્યારે મારી સાથ શેકહેન્ડ કરો, દાદી ! યાદ રાખજો, હું તમારો દુશમેન નથી—હું તમારો ખરેખરો ભલું ચાહનારો ખેરખાહ છેઉં. માત્ર તમે ભલાં અને ભુડાં વચ્ચેનો ફરક સમજતા નથી. તમારી ખરાબ સંગત બસ છોડી દેઓ અને તમુને તમારાં મમઇજીની મેહરબાનીમાં-તેવણના વાહલા અને ચાહમાં-લાવી મેલવાનું હું તમુનેં પ્રોમીસ આપુંછ જરાબી મુશકેલીમાં આવી પડો તો તુરત મને લખજો યા તાર કરજો—અને તમારી અડાસે આવી ને ઉભો રહેવશ. સાહેબજી !"

દાદીએ નીચી મુડીએ આ ભલા જામીનો હાથ પોતાના હાથમાં લીધો અને શેકહેંડ કરી. બીજી પળે તેને ત્યાં એકલો મેલી જામી ફાણુસ ઉપાડીને ચાલ્યો ગયો હતો.



## પ્રકરણ ૫૬ મું.

—:o:—

### ભોલાપણામાં વટાયલો ભાંગરો !

રાતનું ખાણું પુરૂં થયું હતું. મેહરબઇ જસાવાળાના 'સીટીંગ રૂમમાં એક કુટુંબના ૭ જણાંઓ-મેહરબઇ, બરજોરજી, અને ચાર છોકરાંઓ-'રોશન મહાલ'ની પરોણા-

ગતનું આ છેલ્લું 'ડીનર' તુરતનુંજ ખલ્લાસ કરી ઉઠયાં હતાં.

ખાઇને બધાં ઉઠયાં કે તુરત બરજોરજી ખંભાતા તો પોતાના બે છોકરાંઓ સાથે પહેલે માળે પોતીકા ઓરડામાં જતા રહયા. તેવણને હજી ઘણું પેક-પુક કરવાનું હતું. મેહરબાઇ જસાવાળાને આણીગમ ખાધું કે પેલીગમ ઘોટાલો લઇ લેવાની ટેવ હતી. ઓરડામાં જાલુ અને તેનો ભાઇ દાદી એખલાં પડી ગયલાં હતાં. જાલુ આજે કેટલા દાહડા થયા પોતીકા એક પુરા ભાઇ સાથ ઝાઝી વાતચીત કરતી નહીં હતી—અને દાદીબી તેણીથી બનતાં સુધી દુર રોબમાંજ રહયા કરતો હતો. આજે ખાણું ખતમ થતાં જેવાં મેહરબાઇજી સુવાના ઓરડામાં ગયાં કે જાલુ એક ચોપાન્યું ઉંચકી પોતાની રીત પ્રમાણે સોફા પર અરડાઇ—પણ તેણીની કાંઇક અજાયબી વચ્ચે દાદીભાઇ તેણીની આગળ આવ્યો અને એક ખુરસી પર ગોઠવાયો.

"જાલુ! જરા પાંચ મીનીટ મારી સાથે નીચે બગીચામાં આવશે? હું તારી સાથ કંઇ વાત કરવા માંગુંછ."

જાલુએ કાંઇક નવાઇથી ડોળા ઉંચાડી પોતાના ભાઇ ગમ જોયું. દાદીનો ચેહેરો આજે કંઇ તદન અજબ રીતે ગંભીર, શાંત અને શોકાતુર હતો.

"નહી! રાત પડી બગીચામાં કોણ ઉતરે! વાત કરવાની હોય તો અહીંજ કરની? અહીં કોણ આવેછ જે?" તેણીએ ચોપાન્યામાં પાછું મુહડું ખોસતાં કહયું.

"જર—સને જે કહેવાનું છે તે અહીં કહેવાય એમ નથી—ઘણીજ અગતની ને ખાનગી વાત છે."

"તાહરે તો આપણે કાલે સહવારના વાત કરશું. હમણા તો, બા, હું નીચે અહીં આવતી."

"સહવારના હું અહીં નથી, જાલુ. હું બડી ફજરના અગતના કામ સારૂં મુંબઇ ઉપડી જાઉ છ."

જાલુએ હાથમાનું ચોપાન્યું બંધ કરી દીધું અને સોફાપર ખડી બેઠી.

"સહવારના મુંબાઇ જતો રેહછ? ઓવાય?"

"હા–હમણા પાંચ મીનીટ નીચે આવતી હોય તો આવ, નહીં તો તારી મરજી!"

"પણ મરે, અમલાંજી વરી કુહરશેની? તેવણને તેં કેહયું છ કે?"

"નહીં–તેવણને મી૦ જામાસજી મોદી કહેશે. હું મી૦ મોદીનાજ હોકમથી ઉપરી જાઉછ."

જાલુના માજરા ડોળા અચરતીથી વધારે ઉંઘડયા.

"જામાસજી મોદીના હુકમથી? એટલે?"

"તું અહીં એમ માથું ખાયા કરશે તો વખત નીકળી જશે. હું કાલ સહવારના છની ટ્રેનમાં મુબઇ ચાલી જાઉછ–એક વખત કહુંછ તે સમજેછ કેની?"

"અરે પણ મમલાંને મલ્લીને તો જશે કેની?"

"નહીં—જામાસજી મોદીનો આરડર નથી."

જાલુ હવે ઉઠીને ઉભી થઇ.

"તુ તો એવોજ હંમેશનો રેહી ગીયો, દાદી! જરા બરાબર ધસીને બધું બોલી નહીં દેશે જો–બસ તરલાવ્યાજ કરશે! છે તે–આપરે બધાં સાજે તો અમદાવાદ જવાનાજ છેહયે. તાહરે હવે થોડા કલાકમાં શું ખાટકું મોરૂં થઇ

જવાનું છે? અમારી સાથેજ ચાલ ને પછી જોઇયે તો એક્કુ દાહરો જરા મુંબઇ જઇ આવજે! જો ભઇ, વરી અમલાંને અમથો ના ચીરડવતો–તારે પગે લાગું!"

"ડોન્ટ બી એ ફુલ, જર! મેં તુને કેહવું કેની કે મને સહવારનાજ એકદમ મમઇજીને મળવા વગર મુંબઇ ઉપરી જવાનો મી૦ જામાસજી મોદીએ હુકમ કીધોછ–તે તેમ કરવા વગર મને છુટકજ નથી!"

"ઓવાય? જામાસજી મોદીનો એટલો કેહવાસરનો તું કાહરથી થઇ ગીયો?"

"આજે સાત વાગતેથી! જો સાંભળ:—ચોંકની ના! આજે આપરે કદાચ છેલ્લીજ વખત મળશું. પછી તુને કે અમઇને કદીબી મલવાનો મને હુકમજ નથી!"

જાલુ ઝીણે સાદે હવે હસી પડી.

"જા–જા–ઘેલાં ના કાહર——"

"તું નીચે આવેછ કે નહી?"

"ચાલ બા ચાલ! પણ, દાદી, જે કહેવું હોય તે જલદી કરજે."

આમ કહીને તે ભલી ભોલી છોકરી ચુપચુપ પ્રોતીકા ભાઇની સાથે નીચે બગીચામાં ઉતરી. બાગમાં એક ખુણાં અંદર બાજુએથી મેળેલા બાંકપર બેઉ પાસે પાસે ગોઠવાયાં નહી ત્યાં સુધી દાદી કંઇજ બોલ્યો નહીં. જર ત્યાં બરાબર સેટલ થઇ કે દાદીએ જમીનપર આંખ ઠેરવેલી રાખી ને ધીમા દલગીર સાદે ચલાવ્યું—

"જાલુ–હવે આજેજ હું જોઉંછ કે હું ઘણો ખરાબ માણસ ઉતો! હું કાલે જતો રેહુંછ. આપણે પાછાં હવે

મળી શકશું નહીં. હું મારી વાહલી એકપુરી બેહનને છેલ્લી સલામ કરવા અને તેની માફી માંગવા અહીં હમણાં લઇ આયોછ."

જાલુએ જોયું કે દાદીની આંખો આ વાર સેહજ ભીંગાયલી હતી. તે ખચીત કાંઇ અંદરખાનેની લાગણીથી દુ:ખી થતો હતો એ તો ખોલ્લું તેના ચેહરા પરથી જોનાઇ શકાતું હતું.

"અરે—આજે એમ શું ડોરા બારીયા કરેછ, ભઇ? શું છે? મને જરા બરાબર મ્હોંનું ખોલીને કેહની?"

આમ બોલી જાલુએ મમતાથી દાદીના ખભાંપર એક હાથ મેલ્યો.

"હું હવે જોઉંછ, જાલુ, કે આય જામાસ મોદી—જેને સુલતાન તરીકે હું એક ઘણોજ ખરાબ માણસ ધારતો'તો—તે ખરેખર એક ફરેસ્તો આદમી છે. હું ખરાં જીગરથી પસ્તાવો કરૂંછ કે એવા એક ભલા શુદ્ધા જેન્ટલીમેન ને મેં અણજાણપણાંમાં એટલો ગેરઇનસાફ કીધો!"

જાલુ તો ભખરાઇને દાદીનું મોહુંજ ટીકવા પડી! અરે, આ દાદી આમ સઘળું ખરેખર સાચું બોલતો હતો કે વળી પોતાની રીત પ્રમાણે ઠઠાબાજી ચલાવતો હતો?

પણ નહી. દાદીએ ખીસામાંથી એક બંધ એનવીલપ કહાડયું અને જાલુને હાથમાં આપ્યું.

"હું કાલે જાઉં પછી આય હકબંધ પરબીડું જામીને હાથોહાથ ઠાવું આપજે. એમાં મેં કરગરીને મારો ખરાં દીલનો પસતાવો લખ્યોછ—ને એની માફી ચાહીછ. મ્હોને

મ્હોતુ એની માફ માગતાં શરમને લીધે મારૂં મોહત થઇ જાયછ."

જાલુની છાતીમાં હરખને મારે જાણે હથોડા વાગતા હતા !

"ભઇ"—તેણી ઘણાજ આગ્રહથી બોલી, "તારામાં આવો ફેરફાર જોઇ હું ખચીત કેટલી ખુશી છેઉં ! અરે બીચારાં મમઇજી જયારે એ જાણશે ત્યારે કેવાં ખુશી ખુશી થઇ જશે ! જો—આવ—આપણે તેવણ આગળ હમણાજ—"

"છટ ! છટ ! તેવણને મળવાનો મને હુકમજ નથી—મેં તુને એક વખત કેહયું કેની ?"

"અરે પણ—"

"પણ ને બણ ના કર્યા કર ?" દાદી કંટાળેલે ચેહરે બોલ્યો— "તું આય કાગજ યાદ રાખીને જામી મોદીને આપશે કેની ?"

"હું આપશ. પણ જામી —મી૦ મોદીનું તારીપર એટલું ચલણ કેવી રીતે—મકુંજે—".

"એ આપરાં કુટુંબનો એક મદદગાર ફરેસ્તો છે ! એના સંબંધમાં મેં તુનેથી જે જે અવીચારી શબ્દો કહેલા તે માટે હવે હું શરમાઉંછ. મારી ખાત્રી છે કે તે તું મને માફ કરશે."

"દાદી ! મારા ભઇ—આય તો ખચીત એક સપના જેવો ફેરફાર તારામાં ઓચીતો થઇ ગીયોછ !—મને કેહ—તુને ખરચને સારૂં કઇ રૂપીયા જોઇયેછ ? મારા સસ—ઓરકા ના—લે હું તુને———"

"મને નથી જોઇતા—થેંક્સ ! જામાસજી મોદીએ મને બે હજાર આપેલા છે !"

"જામાસજી મોદીએ ?—બે હજાર ?—"

"હા—અને સાંભળ: એક એકરાર હું તારી એખલીની આગળ કરી જવા માંગુંછ તુંને જો મારે સારૂં દયા હોય તો તે એકરાર તારી પાસેજ રાખજે. હું તુંને તે કેહું નહીં તો મારૂં હૈયું મને દંખયાજ કરે !——"

"જા બા ! મને બીધરાવ ના ની તો !—બોલી દેની ?"

"સમઇને બબે વખત ઝેર કોણે આપ્યું'તું તે જાણેછ?"

"નહી !—કોણે ?"

"મેં."

"દાદી ! ! !"

જાલુના મુખમાંથી લગભગ એક ચીસ સમેત આ બુમ નીકળી પડી—અને તેણી એક બીધેલી હરણીની પેઠ ઉભી ઉછળી થઇ !

"અમથા નાટક ના કર જાલું ! મેં સમઇને મારે પોતાને હાથે ઝેર આપ્યું પણ મારી નેમમાં હું ફાવ્યો નહી—થેંક ગોડ !"

"એ તું શું બોલેછ ?" તે છોકરીએ ડઘાઇને ડબાયલા અવાજે કહયું.

"સાચી વાત બોલુંછ—ફક્ત એકજ જણ એ મારા ગુનાહની વાત જાણેછ—અને તે એક જણ મી૦ જામાસજી મોદી છે !—એ કોણ ?"

ભાઇ બેહનની ખાનગી ગુફ્તેગોમાં ખલલ પડી હતી.

પાસેની ઝાડીમાંથી કાંઇ ખડખડાટ સંભળાયો અને બીજી સેકંડે કોઇ અણજાણ્યો મરદ આ બે જણાં ઉભેલાં હતાં ત્યાં ધીમેથી ચાલીને આવી ઉભો. દાદીએ ચકીત થઇને આમ બે જણાની ખાનગી વાતમાં વગર બોલાવવે પુંરાવા આવેલા તે બેગાના શખસગમ જોયું. કોઇ આરબના પોશાકમાં માથે ફુપેટો સાથ લાંબા ઓવર કોટમાં સજ થયલો તે દાઢીવાળો અઘોર પુરૂષ હતો.

"તમે કોણ છેઓ? ને શું માંગોછ?" દાદીએ ડોળા કાહડીને કાંઇક નાખુશીથી પુછયું.

"દાદી! આય જર મને ઓરખી નહીં શકે તે હું સમજી શકુંછ—પણ તુંબી તારા બાપને ઓરખતો નથી?"

આટલુ બોલતાંજ ચડપ દેતી કે પેલા આરબાએ પોતાની ખોટી દહાડી ખેંચી કાહડી અને ઢીલાં ડાચાં સાથ પેશી દુબાશ પોતાના આ બે પેટે જણયાં બચ્ચાં સામે ઉભો.

"પેસ્તનજી!—બાવા!! તમે અહીં?" દાદીના હોઠો વચ્ચેથી અજાયબીનો એક ગુંગળાયલો પોકાર નીકળી પડયો.

"હું કંઇ અહીં આજકાલનો નથી," પેસી દુબાશ નરમ સાદે બોલ્યો. "જરઅઇ, હું તારો અભાગ્યો બાંપ! હું પેસ્તનજી દુબાશ! આહ—તું લક્ષાપતી મમાઇની દોત્રી, તુને તારા મુફ્લેશ બાપની શું દરકાર હોય?"

જાલુ તો લાકડુંજ બનીને દાદીભઇને બાજુમાંથી પકડી રાખી આ પોતાના પીતાને એકકી ટગરે જોયા કરતી હતી. એજ—એજ ત્યારે તેણીનો પેલો રદ બાતલ પેદર! એજ પેલો કરમનો ફુટેલો પેસતનજી દુબાશ કે જેનેથી હંમેશ દુર રેહવા મમઇ હર પળે તેણીને તાકીદ કરતાં હતાં!

"આહ ! આય છોકરીને જોઉછ કે નરી એની બેહસ્તન માય મારી આંખ આગળ જાણે આવી ઉભી રેહછ ! ચાલો જાલુ—સાહેબજી ! દાદી—સાહેબજી ! હું હવે જાઉછ. દીકરીને મલ્યોછ– બસ હવે મારો જીવ ઠરયો."

આમ બોલી તે ભુંડા પીતાએ હાથ લાંબો કર્યો. દાદીએ મુંગે મ્હોડે તે લઇને શેકહેન્ડ કરી પડતો મળ્યો. જાલુને શેકહેંડ કરવા માટે હાથ આપતાં પેસી દુબાશ જરા અચકાયો—પણ પોતાના બાપ થતા આ શખ્સની ગુંચવણ જોઇ તે છોકરીએજ પોતાનો નાજુક હાથ લાંબો કીધો.

ઇંગ્રેજીમાં કહેતી છે કે "પાણી કરતાં લોહી કોઇબી દહાડે વધારે ઘાડું રહે છે !" યારો—દુન્યાથી રદ થયલા આ બદકાર બદલગામ પીતાનોબી હાથ પોતાની બેટીના આંગળાં પકડતાજ ખરેખર ધ્રુજ્યો.

"તું મને હીણુતી નથી ?" પેસી કાંઇક ગગળતે અવાજે બોલ્યો, "જાલુ—મારી દીકરી—તારી મમઇ તુને શીખવેછ કે મને ધીકકારવો—પણ હમણાં હું જોઉંછ કે તું મને ધીક્કારતી નથી."

"મમઇજી મને એવું કશું શીખવતાંજ નથી."

"વારૂં ચાલો—હું એટલું માંગુંછ કે તું તારા ગરીબડા બાપને હીનતી નાં. તમે બધાં જણાં અમદાવાદ કાંહ પેલા મેરબઇના ભઠ બરજોરજીને તાંહ ઉતરવાના કે ?"

"હા"—જાલુએ જવાબ દીધો—"દાદી તો સહવાર-નાજ કંઇ કામ છે તે મુંબઇ ઉપરી જાયછ. ને જામાસજી મોદી તો અમારી સાથ નથી આવવાના—એવણને અંહીં—"

જાલુ બોલતાં અટકી ગઇ અને અજબ થઇ પોતાના ભાઇ દાદીના મ્હોં ગમ જોવા પડી. તે ભાઇ અલ્લકસે તેણીનો હાથ દાબી ચુપ રેહવાની છુપી ઇશારત જોરમાં કરતો હતો.

પેસી દુબાશે આ ઇશારત કાંઇ જોઇ નહીં. તે તો જાલુનું કોહું ભોપતો ભવાં ચઢાવીને જડ જેવો થઇ ઉભો હતો.

"જામાસજી મોદી? શું-શું કેહયું? જામાસજી મોદી તમારી સાથ નથી આવવાના? પછવારે અહીજ રેહી જવાના છે?" તેણે અકળાઇને ઉપરાસાપરી સવાલો નાખ્યા.

દાદીએ હવે જાલુનો હાથ પકડી ચાલવા માંડયું.

"જાલુ, ચાલ—મમઇ વાર જોતાં હોશે! સાહેબજી, પેસતનજી?———

"પણ—પણ—દાદી! જરબઇ! પછવારે કોણ રેહી જવાનું છે?—કોણનું નામ કેહયું? જામાસજી મોદી?—"

આ સવાલોનો ઉતર વાળવા આ બે ભાઇ બેહનો ઉભાંજ ક્યાં રહયાં હતાં? જાલુ ને બાજુમાંથી ધરી દાદી ત્યાંથી ઘેલા ગાંડા માણસની પેઠે ધસડીજ ગયો હતો.

જેવાં દાદી અને જાલુ 'મહાલ'ના મકાનમાં પેઠાં કે દાદીએ ભોંયપર જોરથી એક પગ અફાળી પોતાની બેહનને ભપીજ ખાધી.

"તારો સુધરો બરે તારો! રાન મેટ! આય તેં શું મોહકાણ વાળી! આય પેસ્તનજી બાવાનેજ કેહી દીધું કે જામાસ મોદી તેજ સુલતાન છે-તે પછવારે રેહી જવાનો છે?"

બીચારી નીરદોશ ભોલી જાલુ! અકળાઇને ભટ કરતી તેણી ખુરસીપર બેસીજ ગઇ અને રડવા જેવી થઇ ગઇ.

"ક્યાં—મરેરે તેમાં—શું થયું, દાદી? અં—કેહની?"

"શું—કેહું તારૂં કપ્પાર! જા જઇને સુઇ જા! આપરા આવાને તેં અણજાણપણે, છટકવાની ટાઇમસર સીંગનલ આપીછ. જા—હવે ઉંઘઇ જા!"

આમ બોલી દાદી તેણીને રડમેસ ભણરાયલી એખલી મુકી ત્યાંથી ઝપાટામાં જતો રહયો.

## પ્રકરણ ૫૭ મું.

—:૦:—

### છરી ચુલ્યાપર વાત!

ગુલબર્ગા શેહરના લગાર એકાંત ભાગમાં આવેલું 'હેમીલટન હોટેલ' જો કે નાનુ અને સાદું માદું હતું—તોય દરેક રીતે સ્વચ્છ અને સગવડભર્યું હતું. એ હોટેલને પહેલે માળે એક એલાહેદા ઓરડામાં તુરતનોજ દાખલ થયલો આપણો મીત્ર જામી મોઢી દેખાતી રીતે ઠાકથી તેમજ ઉશ્કેરણીથી એટલો આજેજ બની ગયલો હોવો જોઇયે કે બારણાને અંદરથી સાંકળ મારી તે દીલપરનો ડગલો અને માથાંપરની કસબી મુસલમાની પાઘડી કાહડવા વગરજ એમનો એમ એક ઇઝીચેરમાં લેટી પડેલો હતો.

સાંજના સાડા પાંચનો અમલ હશે. આજે બપોરથી જામી ખડે પગેજ હતો. ત્રણ વાગતે ગુલબર્ગા સ્ટેશન પર તે મેહરબાઇજી બાઇ, બરજોરજી, માણેક, કુમી તથા જાલુને વળાવવા ગયો હતો—અને આ પાંચો જણાને ત્રેનમાં સહી-સલામત બેસાડી, તેમના 'લગેજ' વગેરેનો બરોબર બંદોબસ્ત

કરી તે ગુલબર્ગાના પોલીસ કમીશનરની આફીસમાં લગભગ બે કલાકનું ભેજું દુઃખણુ કરવા રોકાયો હતો—અને તે અગત્યની મુલાકાત પુરી થતાંજ, જામી આ હેમીલટન હોટેલમાં પાધરો પોતાની એક ટ્રંક અને 'બેડીંગ' સાથે હમણાજ પાછો ફર્યો હતો.

* * *

મેહરબાઇજી જસાવાળાની ટોલકી અમદાવાદ ઉપડી જઇ ચુકી હતી. આપણે જાણ્યે છીયે કે દાદી તો મમાઇજીને મળવા વગર સહવારનાંજ મુંબાઇ જતો રહેલો હતો. જામીએ બાઇજીને સમજાવ્યું હતું કે કાંઇ અગતના કારણસર દાદી તેના પોતાનાજ કહેવાથી આમ અચબુચ મુંબાઇ ચાલી ગયલો હતો—અને તે કારણ શું હતું તે થોડા દહાડામાં પોતે અમદાવાદ આવી બાઇને જણાવવાની જામીએ કબુલાત આપી હતી, એટલે મેહરબાઇના દીલમાં નેહ હતી. ઘણાજ ઉચ્ચાટ અને અકળાયલે જીવે મેહરબાઇ જસાવાળા પોતાના બરજોરજી ભાઇ અને ત્રણ છોકરાંઓ સાથ ગુલબર્ગા છોડી ગયાં હતાં.

'રોશન મહાલ' છોડતી વેળા તેવણુ, બરજોરજી, માણેક, કુમી, જાલુ, કરી શેહરીયારજંગના ઓરડામાં જરા નામને ખાતર ઉભાં ઉભાં જઇ આવ્યાં હતાં, અને વ્હીલે મ્હોંડે સાહેબજી સલામ કરી આવ્યાં હતાં. શેહરીયારજંગ બાહધુરની ખુબ થોબરામાંજ હતા—એટલે આ છુટાં પડતી વેળાની છેલ્લી ફરજ્યાત કુટુંબી મુલાકાત દરેક બાજુ ને માટે ઘણીજ અણગમતી અકારી થઇ પડી હતી. આ પીડાઓ કહડાતી હતી તેથી નવાબ જરાબી નારાજ કે દલગીર હતા

નહીં–જરા જુકુંઇએ દલગીર હોવાનો દેખાવબી તેવણે કર્યો નહીં !

જામી એ તો જતી વેળા નવાબને મળવાના અખાડાજ કર્યાં–અને ગુપચુપ પોતાનો સામાનબી ગાડીમાં ઠેસવી દઇ સઘળાંઓની સાથેજ 'મહાલ' છોડી ગયો હતો. તે બે ત્રણ દહાડા એક જુદાં હોટેલમાં ઉતરવાનો હતો એમ તેણે મેહરબાઇને તથા સર્વેને જણાવ્યું હતું. પોતીકાં મુરબ્બી બાઇને, નાની જાલુને બરાબર ટ્રેનમાં ગોઠવાઇને સહીસલામત ઉપડી ગયલાં તે નજરો નજર જોવા માગતો હતો, અને–અને–એક બીજાંબી કોઇનો પ્યારો નરમ નાજુક હાથ પોતાના બે હાથોમાં લઇ ધગધગ થતાં જીગરે એક મુંગી ગુડ–બાઇ કરવા ચાહતો હતો ! ત્રેન ઉપડવાનો ઘંટ થતાં સર્વે કોઇને તેણે આંસુભરી આંખ્યો સાથ શેકહેન્ડ કરી હતી. રૂમીનો હાથ સઉથી છેલ્લો જ્યારે જામીએ પોતાના પોંહચામાં પકડયો ત્યારે–આહ !–તેઓ બંનેનાં શરીરમાંથી શું ધ્રુજણી પસાર થઇ ગઇ તેનો આસપાસનાંઓને ખ્યાલ કયાંથી હોય ? તે છોકરીના ગાલોપર જોશબંધ લોહી ધાઇ આવ્યું હતું. તેણીએ પોતાના પાપણ નમાવી દીધાં, અને–બીજી પળે તો ત્રેન ઉપડી ગઇ હતી !

સ્ટેશનપરથી પરભાડો જામી શેહરના પોલીસ કમીશનર મી૦ બખ્તયાર મહમદ મીરઝાંની ઓફીસમાં ગયો હતો. ત્યાં તેણે લગભગ એક કલાક સુધી કમીશનર સાહેબ તથા ફોજદાર સાથે બંધ બારણે ખાનગી ગુફતેગો કરી–તેઓને પોતાની તમામ હકીકતથી વાકેફ કરી–પુરાવામાં પેલો નેકલેસ અને ઓાચરયાં દેખાડી પોતાને ખરચે ત્રણ સંભાળુ ચરજંટ

ટેલીગ્રામો કમીશનર મારફતેજ હેદરાબાદ ખાતે નામદાર પ્રાઇમ મીનીસ્ટર તેમજ પોલીટીકલ રેસીડન્ટ ઉપર અને મુંબાઇ ખાતે ત્યાંની ક્રીમીનલ ઇનવેસ્ટીગેશન ડીપાર્ટમેંટના વડા ઉપર રવાના કરાવ્યા હતા. આ લંબાણ ખાનગી "સ્ટેટ—ટેલીગ્રામો"માં સઘળી જામાસ્પ મોદીની અવ્વલથી આખર સુધીની કાહણી વીસ્તારીને લખી—પોતાની સમક્ષ રજુ થયલા દસ્તાવેજો તથા નેકલેસની હકીકત ઉમેરી—પોલીસ કમીશનર મી૦ મીરઝાંએ નામદાર નીઝામ હુઝુરના નવાબ શેહરીયારજંગ જેવા એક મોટા વગવાળા અમલદાર ઉપર કેવો ગંભીર આરોપ મેલવામાં આવતો હતો તેનું વર્ણન કર્યું હતું. મી૦ મીરઝાંએ હેદરાબાદ ખાતેના વડા વઝીરને અરજ ગુજારી હતી કે આવા માહાભારત રાજદ્વારી ગુનાહના સંબંધમાં તથા આવા એક દરજ્જાવાળા મોટા ઓધેદારના બાબમાં તેણે કેવી રીતે આગળ પગલાં ભરવાં તે બાબે તારથીજ ફરમાનો મોકલવાં; કેમજે ગુલબર્ગાનો પોલીસ કમીશનર પોતે કાંઇબી જોખમદારી પોતાને માથે લેવા ચાહતો નહીં હતો. આવીજ મતલબનો એક લંબાણ ખુલ્લાશાવાર ટેલીગ્રામ મી૦ મીરઝાંએ હેદરાબાદ ખાતેના બ્રીટીશ રેસીડન્ટ સાહેબપર પણ મોકલી પેસ્તનજી દુબાશ—નવાબના મળતા વીશેક સોબતી—માટે હુકમો મંગાવ્યા હતા. પેસી દુબાશ બ્રીટીશ રઇયત હતો એટલે તેને પકડવાને માટે પ્રથમ બ્રીટીશ રેસીડન્ટની પરવાનગીની જરૂર હતી. પોલીસ કમીશનરે તારમાં ઉમેર્યું હતું કે તેણે મી૦ જામાસ્પ મોદી પાસથી પેલાં ઓચરયાંઓ અને નેકલેસ દાવાં પોતાને કબજે લઇ રાખ્યાં હતાં.

* * *

'હેમીલટન હોટેલ'ના બંધ ઓરડામાં ઇઝીચેર પર પડયો પડયો જામી પોતાના મહામેદન લેબાશમાંજ બેહદ ઉશ્કેરણીને મારે હાંફતો હતો. પોલીસ કમીશનરની આપીસમાંથી તે આ હોટેલમાં આવ્યો તેને ભાયગે દશ મીનીટ પસાર થઇ હશે. મી૦ મીરઝાંએ તેના કેસમાં એટલી તો ભારી ઉલટ અને કાળજી બતાવી હતી–તેને પહેલ્લેથી છેલ્લે સુધી ધીરજ સાથ સાંભળી લઇને દરેક મદદ કરવાની એટલી તો અંગત ઇંતેજારી દેખાડી હતી–કે જામીનું પોણું કામ સહેલું થઇ ગયું હતું.

જામીનું મગજ હમણા ઘુમતું હતું–તેની છાતી ઉછલાતી હતી. ગુલબર્ગાની પોલીસ તરફથી રવાના થઇ ચુકેલા તારોનો આવતી કાલ સાંજ સુધીમાં કાંઇ જવાબ તો ફરી વળવોજ જોઇયે–અને પછી–આહ! છુટાપણું, આબરૂ, ખાનદાની હોરમત તેની હકદાર મતા થવાની હતી! તેટલાં દરમ્યાન આ બે ચંડાળો,–શેહરીયારજંગ અને પેસી—છટકાંમાં સલામત હતા. મી૦ મીરઝાંની વાતચીત પરથી તે હવે આ સપાટામાં આવેલાં બે ચલ્યાંઓને પાછાં ઉડી જવા દે એવો જરાબી ભય રાખવાની જરૂર નહીં હતી. આહ–બે દહાડા–બસ બેજ દહાડા વધુ અને–! જામીના હૃદય પર જાણે અધ મણીકા ભારનો હથોડો હમણા ઠોકાતો હતો! તેણે પોતાનો દીલનો જુસ્સો દાબવા માટે જોરમાં હોઠ કરડયો. આહ! થોભ–જીવ જરા થોભ!

જામીનાં તાતી જતા તુરંગોમાં આ ઘડીએ ખતરો પડયો. કોઇ ઓરડાનું બારણું બાહેરથી ખખડાવતું હતું.

કંટાળેલે જીવે તે ઉઠયો–અને બારણું અડધું ઉઘાડી

બાહેર જોયું. ત્યાં હોટેલનો માલેક નાઝીમ મીયાં ઉભેલો હતો.

"શેઠ—કોઇ આરબ આપને મળવા ચાહે છે," તેણે કહયું.

"આરબ ?"

"જી હા—બોલાઉં ?"

"શું માંગેછ ?"

"ખુદા માલુમ, કહેછ કે મી૦ સુલતાનને જરૂરી કામ સર હમણાજ મલવુંછ."

"જાઓ—કેહો કે મારી તબીયત હમણા ઠીક નથી. હમણા મારેથી મળી શકાશે નહીં."

આમ બોલી જામી એ ઠડાક દેતું કે બારણું પાછું બંધ કરી દીધું. હજી તો એક ઉંડો શ્વાસ ખેંચી તે ઇઝી-ચેરમાં પાછો ગોઠવાય તેટલાં જોરમાં કોઇએ બારણું ફરીથી બીજીવાર ગડગડાવ્યું. જામીનો મીઝાઝ હવે ચસકવા માંડયો હતો. દાંત પીસી ને તે ઉઠયો અને બારણું ખોલ્યું.

બારણું ખોલતાંજ જામીના બંને ડોળા અચરતી અને ગુસ્સાથી જાણે નીકળીજ પડયા. ત્યાં નાઝીમ મીયાં ને બદલે આરબ લેબાશમાં તેજ તેજ પેલો મુજી ચશ્મચોર અનવર એ—લકબે પેસી દુબાસ—ખોટું દાહરૂં પેહડીને પોતીકાં કંગાલ હસ્તાં ડાચાં સાથ ઉભેલો હતો ! જામી કાંઇ બોલ્યો નહીં-પણ ઝનુનથી ફાટ ફાટ થતે ડોળે આ બદમાશ ગમ એકકી ટગરે જોયાજ કર્યું.

"બે મીનીટ અંદર આવવાની મને રજા છે—સુલતાન શેઠ ?" તે 'આરબો' (!) નમીને નમનતાઇથી બોલ્યો, "હું નવાબ સાહેબ શેહરીયારજંગ તરફથી કાંઇ ખાનગી અગતની બાબદ તમુને કેહવા આયોછ."

જામીએ લોહીનો એક ગોટ ગળી પોતાના ઉકળી આવતા પીત્તા ને એક મઝબુત કોશેશથી કાબુમાં રાખ્યો. તેના દીલમાં હમણા આ બદકાર પેસીને જોઇને શું થતું હોવું જોઇયે તે વાંચનાર સેહજમાં કલ્પી શકશે. પણ તે ઘડીએ તે નાપેકારની સાથે હીસાબ ચુકવી લેવાની તેને સત્તાજ નહીં હતી.

"નવાબ શેહરીયારજંગ સાથ કોઇબી બાબદનો વ્યહ-વાર રાખવાની હવે મારી મરજી નથી," જામી મ્હોડું ફેરવેલું રાખીને ગંભીર ઘાડા અવાજે દમામથી બંને પાપણો બંધ કરી બોલ્યો, "જાઓ—જઇને એવણને કેહો કે હું એવણનો પેગામ સાંભળવા ના પાડુંછ."

સામો ધણી પોતાની એબીયલ બે આંખ્યો જામીના મ્હોંપર ટાંકી રાખીને એક ચીત્તે તે ચેહરાનું અવલોકન કર્યા કરતો હતો. તેણે અડધું ઉંઘડેલું બારણું એક હાથે કક-ડાવીને પકડી રાખેલું હોવાથી જામી તે બંધ કરવાને અશકત હતો.

"એટલું બધું છે ?" તેણે સેહજ હસીને ધીમા અવાજે ઉત્તર વાળ્યો—"ઓહો ! શેઠજી ને કાંઇ ઘણુંજ ઓછું પડેલું લાગેછ ! મીસ્ટર સુલતાન—મારૂં ગરીબનું કેહવું માનો ! તમે કોણ મોટાં માણસ સામે ડોકું ઉંચકોછ તે જાણોછ કે ? કંઇ હુલરઇ ના કરતા—મારી ગરીબની સલાહ છે—નવાબ તમુને એક ચાંચરની કાની અહીં ચોળી નખાવવાને પુરતા પૈસાવાળા અને પુરતા લાગવગવાળા છે."

ડોકું એકદમ ફેરવેલું રહેવા દઇ—બત્રીસી પીસેલી રાખી—જામી તદન મુંગોજ ઉભેલો હતો. તેને લાગ્યું કે

બીજી અડધીબી મીનીટ આ તુંદ કુત્રાને સાંભળશે તો તેનાથી કાંઇ ઓરતું દોર થઇ જશે. ઘણુંજ આસ્તેથી—બહુજ ધીરેથી ડોકું ફેરવી ધીકકાર અને કમકમાટથી ઠસઠસ થયલી નજરે તેણે આ ઉભેલા ચંડાલ ગમ જોયું—

"બીજું કંઇ કેહવુંછ, મી૦ અનવર એ?"

"બીજું શું કેહું? એટલુંજ કે સીંહના ગુફામાં વસીને સીંહની દાહરી પકડવાના ઇરાદાથી બાઝ આવો. જો જો—મી૦ જામાસજી પીરોશા મોદી—મારો બોલ યાદ કરજો!

બંને કાનની આગળ એકકી પીસ્ટોલ કોઇએ એકકી વેળા જાણે ઓચીંતી ફોડી દીધી હોય તે મીસાલ જામી ઉછળીને ખડો થઇ ગયો અને મ્હોં ફાડીને આ નવાબના ભાકુતી મળત્યા ગમ ટીકયા કર્યું.

"ચીંતા નહીં—એમ અકલાઇ જવાની જરૂર નથી, જામાસજી શેઠ!" પેસીએ ઠ'ડે કલેજે ડાચું ફસકાવેલું રાખીનેજ આગળ પાછું ચલાવ્યું, "મુસલમાની પાઘડી ચેહડી તેથી મોહડાંનો પારસી કલ્લો કાંઇ બદલાઇ જાયછ? નવાબ શેહરીયારજંગ આજે આંઠ દાહડા થયા જાણેછ કે તેવણના બેહનના સેક્રેટરી તે કોઇજ નહીં પણ અમદાવાદની સાબરમતી જેલમાંથી નાહસી આવેલા કેદી જામારપજી મોદીજ છે—તેજ જામારપજી મોદી કે જેવણે અરધી રાતે નવાબ સાહેબની કોઠડીમાં અલ્લકસે દાખલ થઇ ને તેનાં ભોંયરાંમાં ડટાયલો ખજાનો ઉચાપત કરવાની હીંમત ચલાવી છે."

પેસી બોલતો પાછો થોભી ગયો. જામી તરફના કાંઇબી જવાબ કે ખુલાશા માટે તે અત્યંત આતુર હતો-પણ

જામાસ્પજી મોદીનું તો હવે પાપણુંબી ફરકતું નહીં હતું. તેણે હળવે રહીને બે હાથોથી અદબ વાળી ને છાતી કાહડી પેસીની સામું જોયું. પછી તેણે એકજ ઉંડો લાંબો દમ ખેંચ્યો અને અત્યંત ધીમા ધોધારી અવાજે કહયું—

"બીજું કંઇ કેહવુંછ, મી૦ પેસ્તનજી દુબાશ ?"

એક પળ સેહજ પેસી ચોંકયો–પણ તેજ ઘડીએ ખડખડાટ હસી પડયો—

"ઓહો ! એમ છે ? અલ્લાહે બનાઇ જોડી–એક અપંગ દુસરી ખોડી !! હા, આપરે બે જણ તાહરે દોસ્ત છેઇયે ! જામાસજી બા–મારે લાયકનું કંઇ કામ હોય તો 'રોશન મહાલ'માંથી મારો પત્તો મળશે. ડાહયા હોવ તો આજે મેં જે કેહયુંછ તે પર ગંભીર વીચાર કરજો. ખુબ ચેતીને ચાલજો—તમે નાહસી આવેલા એક સરકારી બંધવા છો તે યાદ રાખજો. નવાબની ખાનગી મીલકતમાં પેસીને ચોરી કરવાનો ફોજદારી ગુનાહ તમે કીધોછ તે ધ્યાનમાં રાખજો—"

"બીજું કાંઇ કેહવુંછ ?"

"નહીં—એટલુંજ કેહવુંછ કે હજુબી કંઇ સમજુતીપર આવવા માંગતા હોવ તો નવાબ ને હું સમજાવી શકશ. આપણે ત્રણ જણા સમજી સુજીને ચાલશું તો ત્રણુંને ફાયદો છે. ને નહીં તો પછી જો બીજોજ કંઇ 'દાવ' તમે રમવા માગતા હોવ તો તમારો સેવક અને શેહરીયારજંગ અમારી તઇયારીમાંજ છઇયે."

"બીજું કંઇ કેહવુંછ ?"

"જામાસજી મોદી! તમારી ચુપકીદીના દામ તરીકે તમુને ત્રણ લાખ રૂપીયા રોકડા આપવા આજે નવાબ તઇયાર છે!—બોલો?"

"બીજું કંઇ કેહવું છ?"

"ચાર લાખ!!—પાંચ લાખ!! રોકડા પહેલે આંગ ઉપર! બોલો જામાસજી, તમારી કીમત ખુદાને ખાતર તમારે મોહને બોલો?"

"બીજું કંઇ કેહવું છ?"

"તમે જરાબી અમારી સાથ સમજુતી પર આવવા તઇયાર નથી?"

"બીજું કંઇ કેહવું છ?"

"કંઇજ નહીં—સાહેબજી!"

જામીના ચેહરા તરફ પોતાના ખુની ડોળા પંદરેક સેકંડ કકડાવી રાખીને પેસી દુબાશે એક ભયંકર ચીલ્લા સાથ તેની ગમ જોયું અને પછી પીઠ મરડીને ધડાકા સમેત ત્યાંથી નીકળી ચાલ્યો.

વાંચનાર દોસ્ત! જામી જાણતો હતો કે બે કાળા ભયાનક ઝેરી નાગોને તેણે છેડી મેલેલા હતા!



# પ્રકરણ ૫૮ મું.

—:૦:—

## "વાંકી આંગળી વગર ઘી નીકળવાનું નથી—નવાબ !"

રાતના આઠેક વાગ્યા હશે.

થોડાજ દાહડા ઉપર વાજીગાજી રહેલો "રોશન મહાલ" શોકાતુર શાંતીમાં ઉજડ વેરાન જાણે બની ગયો હતો. જે આલેતોઝાર મકાનમાં ઇલેકત્રીક લાઇટો ઝમકી રહીને આંખ્યો આંજી નાખતી હતી તેજ મકાનનાં ગંધાર જેવા મજલાઓ બીહામણાના કાળાસમાં હવે લપેટાઇને રથીર ચુપચાપ પડી રહયા હતા.

માત્ર એકજ ઓરડામાં કાંઇ બત્તીના ઉજાસ જેવુ હતું. તે ભોંયતળીયે આવેલો નવાબ શેહેરીયારજંગનો પોતાનો ખાનગી બેડરૂમ હતો. તેનું બારણું બંધ હતું—પણ બારીના ઉભેલાં કાચમાંથી નજરે પડતો લાઇટનો પ્રકાશ બાહેર માણસને એટલું તો કહી આપતો કે માંહે નવાબ સાહેબ પોતે હજી જાગતા હોવા જોઇયે.

અંદર ઓરડાની વચ્ચો વચ્ચ એક નાની ગોલ મારબલની ટીપાઇપર બે હાથોમાં માથું ખોસી દઇને ઢગલા પુંજા મીસાલ બેઠેલા તે એકવારના લક્ષાપતી, ચલેજાવ—બલેજાવ નવાબ શેહરીયારજંગ બાહદુર—નીઝામ હુઝુરનાં નામચીન ઓધ્ધેદાર—ગુલબર્ગાના અવ્વલ તાલુકદારનો, વાંચનાર જરા અવતાર તો જો! તેવણના ડાચે ડાચાં બેસી ગયાં છે અને આંખ્યોમાં કાળાં કુડાળાં પડી આવ્યાં છે! તેવણની પાસે

એક ખુરસી પર અતરંગ બેસીને હાથમાં એક ખોટી દાહડી ગોલ ગોલ ફેરવ્યા કરતો આરબ પોશાકવાળો બીજો શખ્સ કોણ છે? તેને એક તડાકે તું ઓળખી શકશે.

"બીલકુલ બસ કંઇ સાંભળવાજ ના કેહછ? કંઇજ ચાન્સ નથી, પેસી?"

"એક દોહરીયાં ભારબી નહીં!"

નવાબે એક હાય મારી—"પેસી! તું ઉખરા જેવો જઇને કંઇ કરી નથી આયો! હેમક—જરા બરાબર શું વાતચીત થઇ તે કેહની તો? મારો જીવ જાયછ ને આવેછ ને એમ શું દાહડમાં લઇને વગોલ્યા કરેછ!"

પેસીએ અનંત તીરસ્કારથી આ "ભાજીના પાણી" બની રહેલા નવાબ ગમ બે ત્રણ સેકંડ જોયું.

"નવાબ! એટલા ઢીલાઢચ તમે કીયે દાહડે ઉતા? તદન ભેંસનું પુછરૂં છેઓ–મારા સાહેબ! આસી બાયલાની કાની ધુજયા કરશો ને મારી સાથ છેરાયા કરશો તેથી તે માણુસ કંઇ પોતાનું સુજયું કરતાં અટકવાનો છે? તમારી આજે આવી હીચકારી રીતભાત જોઇને મને કંપારી છુટેછ!"

અત્યંત મીઝાઝ સાથ પેસી ખુરસી પરથી ઉઠયો અને કચવાયલાં ડાચા સાથ ખુબ મીજાજમાં પોતાની બનાવતી દાહડી જડબાંપર પાછી ગોઠવવા માંડી.

"સબર—સબર! ઉભો રેહ! પેસી મારૂં માથું ઠેકાણે નથી. મને હવે છોરી ના જતો! મને કેહ–ખોદાને ખાતર કેહ–કે આય—પેલો પોતાની ચુપકીદીનું શું દામ માંગેછ?"

"તમારો ને મારો બંનેનો જીવ."

"અરે પણ તાહરે—હવે?"

"હવે ગીયા મહવે ! શેહરીયારજંગ તમે આય એમ એક બુઢી ડોસીની કાની કાંસ્યા કરશો તો આખી રાત પસાર થઇ જશે ને કદાચ——"

"કદાચ ?—"

"સહવારના તમે અને હું પોલીસના ઠાણા પર આપણુને હાથમાં બેડી સાથે બેઠેલા પોતાને જોઇશું. એકેક મીનીટ હવે પસાર થાયછે તે લાખ લાખ રૂપીયાને કીમતની છે !"

"ઓ પેસી ! કંઇબી કર ! મારૂં દીલ બધું ધુજેછ !"

એકાએક ટેબલપર માથું નાખી દઇ-બેઉ હાથોએ મ્હોંડું ઢાંકી નવાબે એક નાનાં બચ્ચાંની માફક ડચકાં ખાવા માંડયાં. પેસી દુબારા બારણાંના કડાંને પકડી અચકી ઉભો અને ફરીને પોતીકા આ ધ્રુજતા હીચકારા હમશરીક તરફ એક છાકટા ખુનીની પેઠે ડોળા કકડાવ્યા.

"શેહરીયારજંગ—તમારી પાસે હમણાં અહીંયા રોકડ નાણું કેટલું છે ?"

"અહીંથી તહીંથી કરી બે ત્રણેક હજાર નીકળે."

પેસીએ ડાચું કુમળાવ્યું.

"તેટલાંથી નહીં વળે. વારૂં કંઇ દર દાગીના ઝવેરાત હોશેની ?"

"હા–તે માંગે તેટલું છે ! મારી હીરાની વીંટીઓ–મારાં હીરાનાં બટનો, હીરા જડીત ઘડીયાલો, પેલી નુરીની થોડીક મોતીની જણસ—"

"બસ–બસ–બસ ! લાવો મને જેટલા રૂપીયા, અશર-

ફીઓ, નોટ અપાય તેટલું આપો ને થોડાક હજાર રૂપીયાની કીમતનું ઝવેરાત આપો. ઉઠો નવાબ–વખત ના ખોવ—"

નવાબ ધરરરર કરતા કે ઉઠી ઉભા થયા.

"પણ તું શું કરવા માંગેછ તે પેહલાં કેહ!" તેવણે હાંફતાં હાંફતાં પુછ્યું.

"શું કરવા માગુંછ? નવાબ—જામાસજી મોદી આજે રાતનાજ આપણા રસ્તામાંથી ખસ્તો થઇ જવો જોઇયે! તમુને કંઇ શુદ્ધી છે કે? જોવ–આજે એ છેક ચારેક વાગે પરવારયો–ને સાંજે તો 'હેમીલટન હોટલ'માં ઉતો. આજે દેખઇતી રીતે એને કાંઇબી આપણી વીરૂધમાં કામ કરવાનો ટાઇમ મલ્યો નથી; પણ કાલે સહવારનાં જો એ જીવતો ઉઠયો તો પેહલી ચીજ એ પારસી શું કરશે? પોતાની સાથની પેલી પુરવારીઓ સાથ પોલીસ આફીસમાં જશે—"

"તાહરે પેલો નેકલેસને ઓચરયાં એની પાસેજ છે! યા ખુદા!!"

"ચોકકસ એની ત્રંકમાં હમણા અનામત છે. તેથીજ એ આજે મારી સાથ વાત કરતાં નાકપર લીંબુ નહી ઠરવા દેતો'તો. તમે મને પૈસા ને જણસ આપોછ કે અમથો વખત ગુમાવોછ?"

"પેસી, તારા બોલવાપર મને ભરૂશો આવેછ. તું જે માગેછ તે આપુંછ—પણ મને પહેલાં બસ સમજાવ."

"નવાબ! આજે મધરાતે હેમીલટન હોટલને આગ લાગવી જોઇશે—આજે રાતેજ, જરાબી શક વગર!—પણ તેને સારૂ નાણું જોઇયે, મબલખ નાણું જોઇયે!"

"આગ!!—"

"હા—આગ !! હોટલની ઇમારતનું એક સોટીયુંબી બાકી નહીં રેહે તેવી જાલમ ભયાનક આગ !!"

નવાબ શેહેરીયારજંગ ડાચું ફાડીને પાંચેક પળ વીચારમાં ચુપ ઉભા.

"વારૂં પછી—આગ લાગવાથી શું"

"આગની ગડબડમા આજે મધરાતે જામાસજી મોદીને તેના મુવેલાં બાપની આગળ નહીં મોકલી દેઉં તો પેસી દુબાશ પોતાના બાપનો દીકરો નહીં ! બસ એ કામ તમે મારી પર છોડો, નવાબ—ને તમે અહી બંદુસ ઓઢીને સુઇ રેહો."

એક મીનીટ બેઉ જણા ખામોશ રહયા. આહ ! તે ચુપકીદીમાંબી ખુનનો વાસ હતો ! નવાબની છાતી ધમ્મણની કાની ઉચકાઇને હેઠી પડતી હતી—તેવણના હાથના આગળાં પાદડાંની મીસાલ ઠરઠરઠર ઉડતાં હતાં.

"નવાબ ! સમજોછ કે ?—હવે આપુને આપણા જીવને માટે લડવાનું છે. હું કેહુછ તે બરાબર સમજી લેઓ; બીજે દહાડે સહવારે જાણે તમુને કોઇએ આગ લાગવાની ખબર આપી—આગમાં તમારી બેહનના સેક્રેટરી બળી મરવાની તમુને દલગીરી ભરી ખબર મળી—તમે મારતી મોટરે હોટલ તરફ દોડી આયા—તમુને નાઝીમ મીયાંએ અલબતે જામાસપ મોદીની લાસ સપુરદ કીધી ! તમુને નહીં આપે તો મેરબઇ જસાવાળાની ગેરહાજરીમાં બીજા કોણને આપે ? તમુને તે લાસ કબજામાં લેવાનો હક છે કેની ?"

"શાબાશ—પેસી !"

"નવાબ ! જામાસપ મોદીને માટે, જોવ, આ રમકડું તૈયાર છે !"

આમ કહી પેસી દુબાશે પોતાના લાંબા આરબ કોટની નીચેથી કમરબંધમાં ખોસેલી એક લાંબી અણીયાળી ધારદાર છરી ખેંચી કાહડી નવાબની ડઘાયલી ચસ્મો સામે ધરી.

"એ પારસીનું લોહીથી ઝઝરતું મુરદું બરાબર લાગ જોઇને આગમાં લઇ જઇને નાખવાનું કામ અમારૂં છે—શરીર એવું તો બળીને રાખ થઇ જશે કે આય મારી કટારીએ કરેલાં કામની ચુગલી કોઇ ખાઇ શકશેજ નહી. કેમ શેહરીયારજંગ, ભખરઇને જોયા શું કરોછ ?"

"હું તારી દયા પર છેઉં.—મને ના પુછ—તુને દરૂસ્ત લાગે તે કર !" નવાબે દબાયલે સાદે જવાબ દીધો,

"સઉથી અગતની વાત તમે પુછતાજ નહીં, નવાબ ! કાલે સહવારના તમે આગની જગાએ આવશો ત્યારે જામાસ્પ મોદીના સરસામાન માટેબી અલબત તમે પુછપરછ કરશો. સુલતાન મીયાંની પેલી ત્રંક માંગી લેઇને 'રોશન મહાલ'માં તમેજ સાથે લઇ આવશો. નાઝીમ મીયાં તે ત્રંક તમુને આપશે—તમારો એ સામાન પરબી હક છે કેની ? એમાં પેલો નખોદનો સામાન છે!! ચાલો, નવાબ—લાવો પેલા રૂપીયા !"

એક શબ્દ વધુ ઓચરવા વગર નવાબે પોતાના રૂમ માહેલી નાની તીજોરી ખોલી અને અંદરથી એક કેશ બોક્ષ જેમાં ખાંડી બંધ નોટો અને સોનાની અશરફીઓ હતી તે તથા એક જુવેલ બોક્ષ જેમાં ભારો ભાર હીરા મોતીનાં દાગીના હતાં તે એમના એમ જોવા વગર પેસી દુબાશ આગળ ધકેલી દીધા !

* * *



## પ્રકરણ ૫૯ મું.

---:o:---

### મોતનું છટકું ?

હેમીલટન હોટલનું કાંઇ કોચરાના સાલનું જુનું પુરાણું ઘડીયાળ રાતના અગ્યાર વાગતાની ખોખરી ટકોરીઓ તુર્તની લગાવી ચુક્યું હતું. એ અગ્યાર ટકોરા પીસ્ટોલના અગ્યાર બારની માફક જઇને જામાસ્પ મોદીની છાતીપર અઠડયા. એક તુચ્છ જીવ વગરનું નાનકડું ઘડીયાળબી તેની હમણા ગોયાં ટકોર કરતું હતું !

જામીએ વાંચવાની કાંઇ તજવીજ કરી જોઇ—વ્યર્થ ! તેણે દીલરૂબા લઇને કાંઇ વજાડવામાં ધક લગાડવા માંડ્યું—ફોકટ ! અંતે જીવસે બેઝાર બની તે એક છલાંગ સમેત ઉઠયો ! તે રાતે તેણે ઉંઘવાની આશાજ છોડી હતી.

હોટલમાં બધુ સુમસામ થઇ ગયું હતું. જામીએ એક ગરમ લાંબો કાળો ઓવરકોટ પોતાના દીલપર ઓળઞ્યો-અને ગળાં આસપાસ એક ઉનની શ્યાલ લપેટી. માથાં પરની કસબી મુસલમાની પાઘડી તેણે પેહડ્વાની જરૂર જોઇ નહીં-ફકત એક મખમલની કાળી ટોપી તેણે પહેડી લીધી.

આસ્તેથી પોતાના ઓરડાનું બારણું ખોલી તે ધીમે પગલે બાહેર પડયો. બારણાને તાળું મારી જવાની કશી અગત્ય હતી નહીં. ઓરડામાં તેની ત્રંક અને બીછાણા સીવાય બીજું કશુંબી એવું નહીં હતું કે જે માટે તેને ચીતા રાખવાની જરૂર હોય. ત્રંક માહેલી પેલી અમુલ્ય ચીજો તો સાંજની તેણે પોલીસ કમીશનર મી૦ મીરઝાંના

હવાલામાં સલામત સોંપી આપેલી હતી-એટલે જામીનો જીવ નચીત હતો.

દાદર ઉતરીને તે બોયતળીયે ચાલમાં આવ્યો. તેની મકસદ કલાક બે કલાક કેઠે ખોલ્લામાં અહીં તહીં ડમકીને જીવ વેરવાની હતી. જેવો જામી ચાલના બારણાંમાંથી બાહેર પડવા જાયેછે કે પછવાડેથી કોઇનો સાદ સાંભળી તે જરા ચમકી ઉભો.

હોટલના માલેક નાઝીમમીયાંનો તે અવાજ હતો.

"કેમ—સુલતાન શેઠ? કયાં ચાલ્યા?"

"જરા કલાક અડધો કલાક બાહેર ફરી આઉંછ. મને ઉંઘ આવતી નથી"

જામી આટલું બોલી ચાલ્યો ગયો. જેવાં તેના પગળાં હોટેલના પોરટીકોમાંથી બાહેર પડયાં કે અંદરનાં દીવાનખાનામાંથી અંગુઠા પર ચાલી આવી ને નાઝીમમીયાંની બાજુમાં આરબ લેબાશમાં સજ થયલો એક આકાર આવી ઉભો.

"એ તો બાહેર ગયો!—હવે?" હોટેલના મુસલમાન માલેકે લગાર ગંગેટાઇને પોતાના સોબતીના કાનમાં કહયું.

પેસી દુબાશના મુખ પર એક ભયાનક હસ્વું પંઠરાયું.

"ઓરણી સારૂં થયું! નાઝીમ—એ બાહેર હોશે તોજ મારો લાગ ફાવશે. ઓરડો તો ઉઘાડોજ રાખી ગીયોછ કેની?"

"હા—ને નહીં તો તાળું ભાંજતાં કેટલો વાર?"

"ઠીક—જા પેલી પેટી પેહલાં વગેસગે કરી નાખ. તું જાણ, હું!"

"એ સારૂં કામ—પણ એ જીવતો પાછો આવે નહી તેનો—"

"તેનો હું જોખમદાર! એને આવતાં હજી કલાકનો વાર છેની?"

"એ તો એમ કેહી ગીયો—પછી તો અલ્લાહ જાણે!"

"તેં તારાં ગોડાઉનમાં બધો મસાલો બરાબર મુકયોછ કેની? જો બચ્ચા, મારી સાથ દગો કીધોછ તો આય છરી હું પેલાને બદલે તુને મારશ—મારી આંખના કસમ ખાઇને કેહુંછ!"

"મરતાં દગો નહી કરૂં. બીહો નહીં–મેં ચોવીસ પુળી ઘાસ તાંહ દાબ્યુંછ ને પેત્રોલના તેમજ કેરોસીનના ભરેલા ચાર ડબ્બા ઉંધાડા પાસેજ મુકયાછ. તમે હવે જ્યારે સીપટી મારો ત્યારે બંદો હાજર છે!"

"ઉભો રેહ! હજુ જરા અડધો કલાકનો વાર છે. સેહજ વધારે નવરૂં થવા દે. તેટલાં હું અહીં પેલો પાછો ફરે તેની ચોકીમાંજ છેઉં. નાઝીમ, મારો શીકાર પહેલાં પોંહતો થાય પછી આગ લાગે તો વધારે સારૂં."

"તમે બસ સીસોડી મારો તાહરે હું મારી કાંડીની પેટી સાથ તઇયાર છેઉં. પાંચ મીનીટમાં આગના ભભુકા જોઇ લેજો! પણ હમણા એ બાહર ગીયો તે તમે જોયો કે?"

"કેમ?"

"તેના માથાંપર એની મુસલમાની પાઘડી નથી—હો! ને દીલમાં લાંબો કાળો ઓવરકોટ છે! ગરદન ઉપર સફેદ શીયાલ વીંટાળી છે—"

"અચ્છું! જા—હુવે તું પાછલી ગમ બેસ. બીજા આડધા કલાકમાં હું તુને તારા કામ માટે હુકમ આપું છું!"

* * *

"રોશન મહાલ"ને ભોંયતળીયે પોતાના સુવાના ઓરડામાં એક નાકેથી બીજે નાકે ફલાંગ ભરતા એક કમનસીબ શખ્સને જો તમે જુવો તો નકકી સમજો કે કોઇ બીચારો ચરોડાનાં "મેડ હાઉસ"માંથી તુર્તનો છુટી આવેલો એકાદ દીવાનો રહીશ હશે! નીચી મુડીએ છાતી પર ડોકુ નાખી દઇ—પીઠ પછવાડે બેઉ હાથ મેળી—નવાબ શેહરીયારજંગ બાહદુર એક સાવ ગાંડા આદમીની પેઠે છેલ્લો દોઢ કલાક થયો પોતાના બેડરૂમની ચારો દીવાલોની પ્રદક્ષીણા કરતા હતા. દર આંટો પુરો થતાં તેવણુની નજર બસ ભીંતે ટાંગેલા ઘડીયાલ પર પડતી—અને દર ત્રણ ત્રણ મીનીટે એક લાંબો ઉંડો દમ ખેંચી તેવણુ પોતાની ધક-ધક-ધક ઉડની માથાની નસો એક હાથે દાબ્યા કરતા.

ઓ! દરેક પળ જે ઉડી જતી હતી તેમાં મોહત યા જીવણુ—બેઇઝતી યા હોરમત—તવંગરી યા પાયમાલીનો સામાન તઇયાર થતો હતો! નવાબ શેહેરીયારજંગને લાગ્યું કે એવીજ અચોક્કસ અધીરાઇ-એવીજ ડરામણી ચીંતાતુર ઇંતેજારી-માં જો તેવણુ બીજો અડધો કલાકબી જાગતા રહયા તો નક્કી તેમનું માથું ફરી જશે! પેલો હયાનતી ખવીસ પોતાનું કામ બરાબર બજાવશે કે દગો દેશે? સમજો કે પેસી જો ચંડાલ જામાસ મોદી સાથ મળી ગયો તો—તો નખોદ! નખોદ!! જગથી હડધુત થઇ, સારી આલમથી થુથુ થઇ એક પાહરીયાં કુત્રાના મ્હોંત સીવાય બીજો કશો અંજામજ નહી! નવાબનું દેમાગ હમણા એક ફુલ સ્ટીમ ચઢેલા બોઇલરના જેટલું ગરમ બની ગયલું હતું.

સવા અગ્યાર થયા!

બસ થઇ ચુકયું! જડખું પીસીને નવાબે ટેબલપર પડેલો ચાવીઓનો ઝુમખો એક તરાપ સમેત ઉચકયો—અને તેમાંથી ધ્રુજતે હાથે એક કુંચી શોધી કાહડીને પોતાની કબાટ ખોલી. ત્યાં બીજાં ફાંડયાંપર એક છ બારની રીવોલવર પડેલી હતી. એક ખુનપર ચઢેલા લુટારાની માફક નવાબે તે પીસ્તોલ પોતાના હાથમાં લીધી. તેજ ફાંડયાં પર એક બાકસમાં થોડીક જીવલેણુ કારત્રેજીસ મુકેલી હતી. પીસ્તોલ ખોલી શેહરીયારજંગે સંભાળથી છ ગોળીઓ તેમાં પોતાને હાથે ભરી.

ચાલ આવી જા—જામાસ મોદી! આવી જાઓ પેસી દુબાશ અને મીયાં નાઝીમ! નવાબ શેહરીયારજંગ જીવ પર આવી ગયા હતા. બસ એ તે એજ! પોતે જાતે જઇને હેમીલટન હોટલ આગલ શું રાહઘાટ બને તે નજરે તપાસવાનો ઠરાવ એકાએક નવાબના માથાંમાં કયારનો પેસી ચુકયો હતો. ત્યાં વગર તેવણ આજની રાત જીવતા રહીને પોતાના ઓરડામાં પસાર કરી શકે એ બીલકુલ બનવા જોગ હતુજ નહી! જોરમાં હોઠ કરડી તેવણે પોતાનો ભુરો લાંબો ઓવરકોટ ખુંટી પરથી કાહાડી દીલ પર ઓળબ્યો. બત્રીસી પીસીને તેવણે જીવ સાથ હરડના કસમ ખાધા કે બસ હવે જીવપર આવીને લડવું. છુપાછુપ જઇને હોટેલમાં બનતો ખુનમાર તમાશો જોવો—જો પેસી અને નાઝીમ સીધેસીધા ઉતરી પોતાની રચેલી બાજી બરાબર રમે અને તેમાં બરાબર ઉતરે તો પછી ચુપચુપ જાણે કશું જાણુતાજ નહીં હોય તેમ પાછા "મહાલ"માં સટકી આવવું—અને નહીં તો!——

કમ્પાઉન્ડના દરવાજા ગમ જોયું! ઓહ!—સબર!!!—અંતે આવ્યો ખરો!!!—

પેસીની છાતીમાંનું હૃદય જાણે અચણુચ ઉછળીને તેનાં મ્હોંડામાં આવી ગયું. એક નાની બુમ તેના મુખમાંથી નીકળી પડતી હતી—પણ હોઠ પર હાથ દાબી દઇ તેણે ખામોશી અખત્યાર કરી દીધી. બીલ્લુ મજેહથી નભરવસ તેના સપાટામાં ચાલ્યો આવતો હતો!! એજ—સાબુત એજ! લાંબો ઓવરકોટ—ગળાં પર વીંટાળેલી સફેદ સ્યાલ—માથાં પર સાદી મખમલની ટોપી!! આવ, બચ્ચા જામાસ મોદી, હવે તું કયાં છટકવાનો છે?

જડબું પીસીને જમણા હાથમાં પેસીએ પોતાની કાતીલ કટારીનો હાથો કચકચાવીને પકડયો અને બીજે હાથે પોતાને ગળે ઓળવેલી સીપટી જોરમાં ફોડી. તેજ પળે તે બગીચાની બાજુમાંની વાડ એક શેકારી કુત્રાની મીસાલ કુદાવી બાહેર પડયો.

બાહેર રસ્તાપર તે વળી પાંચેક પળ થોભયો અને આડીને ઓડે ભરાઇને દરવાજા આગલના તે આકારને ધારી ધારી ને જોવા પડયો. પણ યેહ? એ જામાસપ ત્યાં દરવાજા પર શું ફાંફાં માર્યા કરતો હશે? અંદર દાખલ થવાને બદલે તે કમબખ્ત કોણ જાણે શું સબબસર ત્યાંજ થાંભલાની માફક ચીટકી ઉભો હતો!

પેસીએ એકજ ઉડતી નજર હોટેલના પાછળા ભાગ પર રાખી. તે તરફ ધુમાડાના ગોટા ગોટા નીકળતા હતા અને આગના સોળાઓમાં રાંધણી તો વીંટળાઇ ચુકી હતી!

શાબાશ—નાઝીમે ત્યારે બરાબર રામબાણ પોતાનું પાત્ર ભજવ્યું હતું ! હવે એક મીનીટબી વધું ખોહવાની હતી નહીં.

ઝાડોને ઓઠે ઓઠે ભરાઇ પગનાં આંગળાંઓ પર ચાલતો પેસી દુખાશ જીવ ઉંચો ને ઉંચો રાખી પેલા આકારની પછવાડે દુરથી જઇ ઉભો. તેનો બીચારો ગાફેલ શીકાર ત્યાં દરવાજાપર ઠરીઠામ થઇ રહી—ઓવરકોટના ગજવાંઓમાં બે હાથો ખોસી–અંદર હોટેલ તરફ ચકરમની માફક ભોપ્યા કરતો હતો તે પેસીએ તેની પીઠેથી જોયું. હોટેલ આખું આગમાં વીટલાઇ ચુકયું હતું—છતાં આ ભેજાનો ખીસેલો જામાસ્પ અંદર ઘસી જવાને બદલે ત્યાં ઉલ્લુની માફક ઉભોજ કાં રહયો હશે તે પેસીને સમજ પડયું નહીં. પણ આના કરતાં બીજી સરસ તક કંઇ તેને મલવાની હતી ?

જરાબી ખડખડાટ કે સેહજબી પગલાંનો અવાજ કરવા વગર હાથમાં ઉઘાડી છરી સાથે તે ચંડાળ પોતાના શીકારની પછવાડે અડોઅડ આવી લાગ્યો—અને—

અફ્સોસ !

તે ખુની ખવીસે પોતાની ખાસ્સી એક ફુટ જેટલી લાંબી મરણતોલ છરી ઠેઠ મુઠ સુધી પેલા ઓવરકોટ પેહડેલા શખ્સના બરડાના નીચલા ભાગમાં પોતાના સઘળા જોરથી ચલાવી દીધી.

“ જા—જામાસ મોદી ! હવે જઇને જહાનમમાં અમારી સુગલી ખાજે !” તે મુજી શયતાન કઠોર ધોવારી અવાજે બોલ્યો.

ઓવરકોટ પેહડેલા તે જખમી માણસે એક જબરદસ્ત લપેરો ખાધો અને ગુંગલાયલી બુમ સમેત ભોંયપર પછડાઇ પડી પોતાના ખુની ગમ જોયું.

"દગો !! તેં મને અંતે દગોજ દીધો !! નીચ કુતરા !!——"

"શેહેરીયારજંગ !!"——

પેસી દુબાશના મ્હોંડાંમાંથી એક ચીસ સમેત આ નામ નીકલી પડયું ! તેના હાથમાની છરી ભોંયપર પડી ગઇ. બીજી પળ તે ઘાયલ થયલા પોતાના મુરબ્બી આગલ ધબ કરતો કે ગુઠણપર બેસી ગયો—અને હરણફાડ બનીને તે ઢગલો થઇ પડેલા નવાબનું મોંહડું વાકું વળીને ફાટ ફાટ થતે ડોળે જોવા લાગ્યો.

"હા–હું શેહેરીયારજંગ ! બદમાશ—દોજખી શયતાન ! લે આય તારી દગલબાજીનો સવાદ !—!!—"

ખલાસ !!!

પેસી દુબાશ હજી તો ડોકું ઉચકીને જોઇ શકે તે અગાઉ મરણતોલ જખમી થયલા નવાબે પોતાના ઓવરકોટના ખીસાંમાંથી એક રીવોલવર ખેંચી કાહડી પોતાના બદતાલેના હુમશરીકની છાતીમાં આબાદ નેમ ટાંકીને ફોડી દીધી હતી.

પેસી દુબાશ ચટોપાટ જમીનપર એક મુડદુ થઇને તુટી પડયો ! ખચીત તકદીરે તેને "ઓ !" કરીનેબી બોલવાનો આ દુન્યામાં વખત આપ્યો નહી હતો !

આખું હેમીલટન હોટેલ આગના ભભુકામાં સંપડાયલું હતું. નવાબ શેહરીયારજંગના ભયાનક કારી જખમમાંથી ધોધમાર લોહી વેહયું જતું હતું ! તેવણ એક લાંબો દમ ખેંચી ભોંયપર ફસડાઇ પડયા–તેવણના હાથમાંથી પીસ્તોલ છુટી ને બાજુએ ભોંયપર પડી ગઇ હતી !

* * *

જીવ સટોસટ કેમ બચવા પામ્યો હતો—અને નવાબ તેમજ પેસી દુબાશની ભુંડી કરણીનો તેમને અંતે કેવો બુરો નતીજો મલ્યો હતો—તે સમજી જવા માટે જામાસ્પ મોદીને શું વાર લાગે? લોહીના ખાબોચ્યાંમાં પડેલી આ અભાગણી જોડીને ઓળખતાંજ તે તો પહેલી થોડી મીનીટ ગોથા ફાટીજ ગયો હતો—પણ ઝટવારમાં તેણે પોતાની રાબેતાની સમયસુચકતા વાપરી હજી થોડો થોડો દમ ખેંચતા નવાબ માટે કાંઇ જરૂરી બંદોબસ્ત કરવાનો જુમ્મો પોતાને માથે લીધો.

તુર્ત નવાબનીજ મોટર દોડાવી તેણે એક ચીઠ્ઠી પોલીસ કમીશનર મી૦ મીરઝાંપર લખી તેને આ આફતની જગ્યાએ બોલાવી મંગાવ્યો. પેસી દુબાશના રવાનને મી૦ મીરઝાંએ પોલીસ ચોકીપર મોકલ્યું—અને તેપર આખી રાત પાહરો રાખવાની તાકીદ આપી. નવાબને બેશુદ્ધ હાલતમાં લોહીથી ઝઝરતા તેવણનીજ મોટરમાં નાંખી મી૦ મીરઝાં, જામાસ્પ પોતે તેમજ પોલીસ ફોજદાર 'રોશન મ્હાલ'માં રાને ૧ વાગતે આવી પોહચ્યા હતા.

શેહરીયારજંગના બેડ રૂમમાં તે એકવારનો માલેતોઝાર નવાબ પોતાનો છેલ્લો દમ ખેંચતો—નહીં આ દુન્યામાં કે નહી પેલી દુન્યામાં ડોલા ખાતો—ઘડી પળ હાલતમાં પડેલો હતો. ડા૦ મેન્સફીલ્ડની ખડેખુટ મેહનતથી શેહરીયારજંગ શુધ્ધીમાં તો આવ્યા હતા—પણ ડાકટરે આસપાસનાંઓને બ્હીલે મોહડે ખાત્રી ક્યારની આપી હતી કે તેનો દર્દી આ જેહાનનો ઘણું ઘણું તો માત્ર બીજા અડધાજ કલાકને પરોણો હતો.

મ્હોંતનો જાલમ જમડો ચોગમની શોકાતુર ચુપકીદી વચ્ચે પોતાનાં તે જુલમગાર રાતના બીજાં બીલ્લુપર તરાપ મારી ચાલતી પકડવાને કયારનો તે ઓરડામાં ઘુસી રહેલો હતો. જે ડીડીઓન મોટરકારમાં નવાબ શેહરીયારજંગ પોતાની જાસુસી મકસદ માટે હેમીલટન હોટેલ તર્ફ ધસ્યા ગયા હતા તેજ મોટર તેવણનાં લગભગ જીવ વગરનાં ખોખાંને 'રોશન મહાલ'માં અરધી રાતે પાછી ઉપાડી લાવી હતી.

હેમીલટન હોટલ તો સીલીંગથી જમીન સુધી બળીને ભસ્મ થઇ ચુકયું હતું. ચોમેરના અકળાટ ગભરાટ અને ધકકાધકી વચ્ચે હોટેલનો માલેક મીયાં નાઝીમ કયાં ગેબ થઇ ગયો હતો તે કોઇ જાણતું નહીં હતું—કોઇ અટકળીગી શકતું નહીં હતું. હીણભાગ્ય પેસી દુબાશનું શરીર પોલીસે પોતાના સ્વાધીનમાં રાખી તુરતવેળા રાતના પોલીસ ચાવડી પર લઇ જઇ મેલ્યું હતું.

નવાબ શેહરીયારજંગને જયારે હોટેલના એક યુરોપીયન ઉતારૂએ પહેલ વહેલા કમ્પાઉન્ડના દરવાજા પર લોહીના ખાબોચીયાંમાં ઉંધે મસ્કતે પડેલા જોયા ત્યારે તેઓ બેહોશ થઇ ગયલા હતા. પછી તેમને માટેની દોડનું પુછવું શું? હોટલમાં લાગેલી આગના હોહોકર છતાંબી નવાબ સાહેબના આ થયલાં ખુન—અને ખુનીના આયંદે થયલા ફેજની-વાત અડધી રાતે વટીક એક કલાકમાં આખાં ગુલબર્ગામાં પસરી રહી. આ આફતકારક બનાવ બન્યાને ભાયગે ૨૦ મીનીટ પસાર થઇ નહીં હશે કે જામી પોતેબી હોટેલ ભણી પાછો ફર્યો હતો. શું ગમખાર સીતમ વીતવા પામ્યો હતો-પોતે ગેબી ફરેસ્તાઓની મદદ વડે ચોકકસ મ્હોતના ડાચાંમાંથી

બીમારના પગ આગળ અદબ વાળીને જામાસ્પ મોદી ગંભીર મ્હોડે ચુપ ઉભો રહી પોતાને પાયમાલ કરનાર આ નવાબનો મરતી વખતનો ચેહરો એક ચીતે તપાસ્યા કરતો હતો. અરે—જો દૌરંગી દુન્યાના ઇનસાફે આ શેહરીયાર-જંગનાં કરતુકોની શીક્ષા નહી કરી તો અંતે કુદરત—મહાન, અણદીઠ, અદભુત કુદરતે–તે કરી બતાવી ! જેબી કાંઇ બન્યું તેબી એક રીતે ઠીકજ થયું હતું. નવાબની જાહેર રીતે નાલેશી થતે—તેમને જાહેર અદાલત મારફત નામોશી પોંહચતે–તેમ કરતાં ભલાં મેહરબાઇજીનું દીલ દુખાતે—તે કરતાં આ સેવટ સામટી રીતે જોતાં ઠીકજ હતું !

નવાબ હવે હોશમાં આવ્યા હતા. પોતાનું આવી બન્યું તે તો તેવણ કયારના પામી જઇ ચુકયા હતા. તેવણનો દબાઇ ગયલો નબળો સાદ ઓરડાની જબરદસ્ત ચુપકીદી વચ્ચે નીકળ્યો.

“ખલાસ થયું ! હો ચુકા ! જામાસજી મોદી—મને માફ કરજો ! ખુદાએ મને સજા કીધીછ. તમે—તમે—ઓહ—કાગળ લાવો ! હું મરતી વખત એકરાર કરવા—ઓહ—”

પલકવારમાં મી૦ મીરઝાં એક કાગળ અને કલમ લઇ નવાબના દીલપર વાંકો વળયો.—

“નવાબ તમારૂં કનફેશન કરવું હોય તો બોલો, હું લખી લેઉંછ. હું પોલીસ કમીશનર મીરઝાં છેઉં. ડા૦ મેન્સફીલ્ડ અહી ઉભાછ.”

શેહરીયારજંગે એક અતી ઉંડો શ્વાસ ખેંચ્યો—

“જામાસજી મોદીનું મેંજ નખોદ વાલ્યું. એના બાવાની પેહડીસાંથી આચરીયાંઓ મેં પેસ્તનજી દુબાશની

મદદ સાથ તફરગે કીધા ને નેકલેસ ઉચાપટ કીધો. મેં વર્ષો સુધી એ ચીજો મારી કોટડીમાં ભોંયરાંમાં છુપાવી રાખ્યાં'તાં—પણ આખરે તકદીરનો મને માર પડયોછ ! હું ધારૂંછ—જામાસજી મોદીના કબજામાં એ મારી ગુનેહગારીના પુરાવાઓ હમણા છે. તે મેલવવાને જામાસજીનું ખુન કરવા મેં પેસીને સોંપ્યું. અંનવર બેના છુંપા પોશાકવાલો આરબ પેસીજ છે.—આહ !—તેણે મારૂ ખુન કીધું. મેં તેને મારી પીસ્ટોલથી ઠાર માર્યોછ. હવે હું મરૂંછ. હુઝુરના પગ આગલ મારી મરતી વખતની મારી મુકજો—મારાં બેહનને ભાઇને કહેજો મને માફ કરે ! સલામ સઉને—ઓહ !"

સમાપ્ત ! શેહરીયારજંગની જીંદગીનો ચેરાગ બુજાઇ ગયો. કર ને જો ! ઓ વાંચનાર, કર ને જો અહીંનું અહીંજ છે !

## પ્રકરણ ૬૦ મું.

—:o:—

### ગઇ ગુજરીપર પહેલો છેકો.

વેક, અરે ટ્રેન વેક ! સેકંડો અને મીનીટો પોતાના આંગળાંપર ગણતી એક અકેલી ઇંતેજાર પ્યારી માતા અને ચીખુટાં પડેલાં તેણીનાં એકપુરાં બચ્ચાં વચ્ચેનો છેટો કુદી જો-બસ ઉડી જા-ઓ ફુંફાડાં મારતાં એનજીન ! અને જામીને એકવાર પાછો તેની વાહલી માની ગોદમાં મુકી આપ. આહ—રેહમ અને રાસ્તીના તું મહાન પીતા ! અંતે મુસીબતોના હેબતનાક ડાચાંસાંથી તેં જામીને ઉગાર્યો-બધી મુશકીલ આસાન કીધી—મુસીબત ખલાસ થઇ.—હવે ?

હવે મોહબત—મોહબત !! જી. આઇ. પી. રેલ્વેનું ઘાટ એનજીન ઇગતપુરી અને કસારા વચ્ચેના થલ ઘાટપર પોતાનો માર્ગ કાંપતાં જે જબરદસ્ત ઘોંઘાટ કરતું તે જામાસ્પ મોદીને મનથી ખચીત એક મીઠાં મ્યુઝીક સમાન હતું. ફરસ્ટ કલાસના એક આખા ડબ્બામાં જામી સદંતર એકલો હતો. પોચી ગાદીના ટકીયાપર માથું ટેકવી બંધ પાપણો સાથ તે લાંબો થઇને સ્થીર, શાંત, સુખી જીવે ત્યાં પડેલો હતો. તેના હોઠપર સંતોષનું એ માલુમ ગુપ્ત હસવું પંઠરાયલું હતું. તેના હેંડસમ ગોરા મુખડાપર પ્રેમ અને પ્રીતીનો મીઠ્ઠો પડછાયો હતો. કહે વાંચનાર–કોણ તેના જીગરમાં હાલ ઉભાતું હશે ? મહા હેતવાળી માયાળુજ મા તું ! અને——

અને તું મહા પ્રીતવાળી ગુણવતી કુમી તું ! આ બે વાહલા જીવોનો ખ્યાલ કરતાં જામીથી હસાઇ હસાઇ જવાતું હતું. માથેની આફત બધી દફે થઇ–વખત વીટી ગયું–કુટુંબની ગુમાયલી ઇઝત પાછી મળી—મરહુમ પીતાનું રૂહ પેલી જહાનમાં ખુશનુદ થયું ! બદકારો તેમની ફેજે પોંહચ્યા–દુ:ખી માતાને આપેલું વચન પાર પડયું ! મુરબ્બી બાઇજી મેહરબાઇની લાગણીને જરાબી છંછેરાવા દીધા વગર કુદરતે બધું કેવું સમાધાન સેવટ લાવી આપ્યું ! રે પરવર–તારી ગુપ્ત લાકડીને ખરેજ અવાજ નથી !

* * *

ઓ તે સુખી મેળાપ ! આય વાંચનાર, મા દીકરાની તે છાતી પીગળાવનારી મુલાકાત વખતે તારૂં કે મારૂં શું કામ છે ?

પોતાની અત્યાર સુધી વીખુટી પડેલી ગરીબ ડોસીબાઇ માયને ગળે વળગીને કોટી કરતાં જામીથી ગડ–ગડ–ગડ રડાઇજ જવાયું !

"માય–મારાં માયજી !–બસ હવે બધું ખલાસ થયું !–હવે બધુ વાદલ વીખેરઇ ગીયું !–મારાં ગરીબ માયજી ! હું હવે તમુને કુબ્ગી કુબ્બી છોરી નહી જવશ——"

બસ ! જામી વધારે શબ્દો ઓચરી શકયો નહીં. બીચારાં ડોસીબાઇ ! તેવણ શું બોલે ? પોતાના એક પુરા હીરા સમાન દીકરાને પાંસાંમાં પકડી રાખી, તેના ખભાંપર માથું નાખી, અત્યાર તુલીક ગમ અને ચીંતાથી કચડાઇ ગયલી તે બુઝોર્ગ માતા હરખને મારે ઝાર ઝાર રડી !

* * *

રાતનો આંઠેક વાગતાનો અમલ હશે.

"હરવાયાઓએ ધરતી માથે ઉપારીને હવે શું સુખ જોયું ?" ડોસીબાઇ દલગીર અવાજે બોલ્યાં, "ખાલી આપુને આટલાં વરસ પાયમાલ કીધાં અને બીચારા બેહસ્તી પીરોશાહને જીવથી ઉખેરી નાખ્યા ! જા જામી–એ તો ખદાયે ઘી પુરયું—બધા ધરા વેરઇ ગીયા—નહી તો તું દુસ્મેનબી એ લોકને હાથે—"

"બસ હવે માયજી, જે બનવાનું ઉતુ તે બની ગીયું. હવે આપરે બધી ગેઇ ગુજરી ભુલીજ જઇશું."

"હારે દીકરા—હું કાંહ એ સુઇ બરી ગેઇ જુની પુરાણી વાત તાજી કરવા માંગુછ જે ? વરી એ શેહરીયાર-જંગના બેહુને બીચારાંએ તાહરે વાસ્તે શું થોરૂં કીધુંછ કે હું મારા મનમાં કંઇબી રાખી સુકું ? મને જે દુઃખ લાગેછ

તે બીજા કોઇને ખાતર નહીં પણ બીચારી મારી આલાંને ખાતર મારો ઘણોજ જીવ બરેછ."

ખાતાં ખાતાં અચકી જઇ જામી ચમકીને અચબુચ ખડો બેઠો. તેના સોવામણા મ્હોંડાંપર કાંઇ અજબ આતુરતાનો ગંભીર છાપ ફરી વળ્યો હતો.

"આલાંમાય!—આલાંમાસી! માયજી—કાંય? તેવણનું શું થયું?"

ડોસીબાઇએ થોડીક પળ નીચી ડોકે પોતાની ખાણાની રકાબી ગમ ગમગીન ચેહરે જોયા કર્યું—પછી તેવણે એક ઉંડો નીસાસો નાખ્યો.

"મારી આલુ! બીચારીનું નખોદ વરી ગીયું! મારૂં કેહયું બસ માન્યુંજ નહીં—ને ઉપરવારી થઇને ઉઘારી આંખો સાથ એ એક અંધારા ગંધાતા ગારમાં જઇને પરી! મારી ગરીબ ગાય જેવી એકપુરી બેહન ઉતી તેનેબી એ મરી ગીયા હેરમન દેવે મારી પાસથી ખુંચવી લીધી ને તેનો કચરઘાણ કાંહડી નાખ્યો!"

ડોસીબાઇએ એક રૂમાલ વડે પોતાનું મ્હોડું ઘાંકયું અને ખરે મને ડચકાં ખાવા માંડયાં. જામી ઉઠીને પોતાની દુઃખી થતી માની પાસે ગયો અને તેવણનું માથું પોતાનાં પાસાંમાં દાબ્યું.

'વરી આંખ પાણી કરોછ, માયજી? તમે મને શું વચન આપ્યુંછ? મને કેહો, આલાંમાસીનું શું થયું? એવણ હમણા કાંહાં છે? બધા ગરબર ઘોટાલમાં તેવણની તો મેં ખબર રાખીજ નથી."

ડોસીબાઇએ પોતાની ભીણી આંખ્યો સારીના છેડા વડે લુછી.

"માય બોલોની? આલાં માસી કેમ છે? સારીકાની તો છે કેની?"

"હમણાં કાંહ છે—ને કેમ છે તે હું શું જાણું, દીકરા? તારી માસીનું આજે ચાર વરસ થયાં મ્હોનું કોણે જોયું છ?"

"એમ શું બોલોછ, માયજી!!"

"સાચ્ચું કેહુંછ, દીકરા. મારાં બુધ્ધાં ગુલાં ફુઇ સાથ આલી રેહતી'તી તે તું જાણેછ કેની?"

"હા—પછી?"

"આજે ચારેક વરસપર ગુલાં ફુઇ ગુજરયાં કે આલુ બે તન મહીના મારી સાથ રેહી—ને પછી એ અભાગણીને શું ઉંધું સુજ પરયું તે બસ એક દાહરો મને ટેકયા કાવ્યા વગર ઘેરમાંથી જતી રેહી! શું તુંને કેહું, જામી! બીજે દાહરે મને એ નસીબની ફુટેલી છોકરીએ કાગજ લખ્યું કે તેતો પેલાં મુવા આપરા કુટુંબના મદઇ મુવા ખવીસની સાથ હરૂસે ગુપચુપ દાણા પારી ગયેલી!—"

"આપરા કુટુંબના મુદઇ સાથ!—એટલે?"

"હા! પેલા પેસી દુબાશ સાથ! એ મુવા દોજખી કુતરાનું નામ મારી પાસે ના પાછું દેવાર!!"

"પેસી દુબાશ સાથ! માય!—માયજી!! એ શું બોલોછ?"

"તાહરે શું ખોટું કહુંછ, દીકરા મારા? મારો જીવ આજે ચચ્ચાર વરસ થયાં કેમ કગણયોછ તે તું શું જાણે? એ હરવઇ

ગેઇ મુઇ આંધરીજ થઇ ગેઇ! પછી પરણીને કેમ પસતઇછ ને મને કેવાં કેવાં કગરીને કાગજ લખ્યાંછ તે—અરે હું તુને શું કેહું! પેલો મુવો નેહસ્ત નાપાક દારૂ પીઈને રોજ આલાંને મારફાર કરતો'તો. પણ મેં તો એ છોકરીના નામ પર છેકોજ મારયો'તો. એના કાગજો બસ વાંચીને ફારી નાખ્યાં કીધાં ને જવાબ એકનોબી પાછો લખ્યોજ નહીં. મેં એનું મહોનુંબી પાછું નહી જોવાના સોગંદ લીધેલા. એો—જામી—તે બધું યાદ કરતાં આજે મારો જીવ———"

ડોસીબઇ વધુ બોલી શકયાં નહીં. વળી પાછો આંખે રૂમાલ દાબી તેવણ ધસાધસ રડવા પડયાં.

"લે ચાલો—રડો ના, માય, ખોદાય સઉનું સારૂં કરશે.—માયજી, મારી ગમ જોવની તો!"

જબરીથી ડોસીબઇનો હાથ તેવણની આંખ્યોપરથી ખસેડી જામીએ તેવણની ભીણી ચશ્મો લુછી નાખી અને બહુ વાહલથી તેવણને પટાવી દીલાસો દીધો.

"માય—મને કબુલાત આપો, કે બસ હવે ગેઇ ગુજરી તમે બધી ભુલી જશો ને આલાંમાસીને માફ કરશો."

"મારા દીકરા, તું જે કેહશી તે હું કરશ."

"શાબાશ—માયજી! ખોદાય તમુને હવે સુખ દેખારશે. હું હમણા જાઉંછ માય—ને આલાંમાસીને પાતાલમાંથી શોધીને અહીં લઇ આઉછ———"

"ઓવાય? પણ હમણાજ!—"

"હા માયજી—હમણાજ! ને અહીજ આપરે તાંહજ! એ કમનસીબ મારાં માસી ને સારૂં મારો જીવ બરીને ખાક થઇ જાયછ! જો કદાચ હોશે તો એક બીજોબી જણ મારી સાથ અહીં આવશે—"

"બીજો કોણ ?"

"સરનાર પેસી દુબાશનો છોકરો—દાદી !"

"જામી !"

"બસ માયજી ! તમારેથી હવે એક બોલ બોલાશે નહી. હવે આગળા બનાવો પર તદન છેકો મારવાનું તમે વચન આપ્યુંછ. એ દાદી મેહરબાઇજી જસાવાળાની દીકરીનો દીકરો છે—તે તમે ભુલતાં ના. હું જાઉંછ માય—દાદીનું મુંબઇનું એડરેસ મને ખબર છે. ઠાકોરદ્વાર તરફ કેથે રેહેછ. હુ કલાકેમાં પાછો એ લોકને લઇને આઉંછ. જો સુઇ ના જતાં ! ને બેઉ જણ અહી આવે તાહરે તે લોકને ઘણો મજેનો આવકાર આપજો—સમજયાં કે ?—નહીંતો હું તમારી સાથ વાત નહીં કરશ જો !"

"વારૂં, દીકરા—તારી ખુશી એમ છે તો એમ ! જા—સધાવ ! પણ વેહલો આવજે."

જામીએ પોતાની મોગલકેપ પાછી માથે લટકાવી અને ખુશાલીથી છલછલ થતે જીગરે બાહેર પડયો.

---

## પ્રકરણ ૬૧ મું.

—:o:—

## એક મહીનાનો ખાંચો.

બોલ બોલતાંમાં એક આખો મહીનો વચમાં ગબડી ગયો તે જરા જણાયો પણ નહીં ! શેહરીયારજંગ અને પેરતનજી દુબાશના માસીસા વીતી જઇને ત્રણ દહાડાબી ઉપર થઇ ગયા હતા. માથેનું તમામ વાદલ એ અરસામાં વીખરેઇ

જઇ હવે સમાધાની અને શાંતીનો નવો સફો શરૂ થઇ ચુકયો હતો. જામીનાં માયજી ડોસીબઇ એ પોતાના જીગરમાંથી સર્વે દગદગો કાહડી નાખી મોટાં દીલે પોતીકી કમનસીબ નાની વીધવા બેહન આલાંમાયની તકસીર માફ કરી હતી અને અસલની પેઠે ખરાં વાહલથી પાછી તેણીને પોતાના પનાહ તળે લીધી હતી. દાદી અને તેની રડાયલી સાવકી માતા એ ઠાકોરદ્વાર પરનું પોતાનું કંગાલ ઘરબાર કાહડી નાખ્યું હતું અને તેઓ બેઉ જણાં આજે છેલ્લા વાસેક દહાડા થયા જામી અને ડોસીબઇની સાથેજ રહેતાં હતાં.

દાદી—એકવારનો અભાગ્યો અવળી બુદ્ધીનો જવાન દાદી—કાંઇ અજબ રીતે હવે ફેરવાઇ ગયલો હતો તે ખરાં જીગરથી હવે પોતાની આગળી ખરાબ ચાલ માટે મનમાં પસ્તાવો કરતો હતો—અને જામાસ્પને પોતાના એક વડા ભાઇ તરીકે ચાહી તેને દરેક રીતનું માન આપતો હતો. તેણે જામીનીજ સુચના પરથી એક લંબાણ માફી—પત્ર પોતાના મમઇજીપર લખી પોતાના ગુનાહોની તોજેશ કરી હતી—અને જો 'મમલાંજી'નો હુકમ મળેતો જામાસજી ભાઇ સાથ અમદાવાદ આવી તેવણને પગે પડવાની પોતાની ઇંતેજારી દરશાવી હતી.

આણી મેર મેહરબઇજીના જામીપર, ડોસીબાઇપર તેમજ દાદીપર કાગળોપર કાગળો આવતાં હતાં. ખરી લાગણી અને ખરાં વાહાલથી તેવણ જામીને અને તેના માતાજીને તથા આલાંમાયને અમદાવાદ બોલાવ બોલાવ કરતાં હતાં. દાદીનેબી તેવણે ખુબ ખખડવીને પડના પડ ભરી શીખામણો દીધી હતી—અને તેની બધી આગળી બદચાલ દરગુજર કરી તેનામાં થઇ ગયલા

અને મરતાન ધન તેવણની સફેદ દાઢી ખેંચે છે ત્યારે તેવણ આવાં સરસ ભુલકાંઓનાં એક "મોટા પપા" તરીકે પોતાની મગરૂરી છુપાવી શકતા નથી !

પેલી નામચીન 'તુરી" અને તેણીની પ્રખ્યાત માય અમીનાનું શું થયું ? અરે, મરવા દેવોની એ બે જણાને તેઓને મ્હોતે ! તુરજેહાન મડમતો કોઇ મુસલમાન સાથ પાછા નેકા પાડી ગયાં છે !! અને અમીના—કોણ જાણે ક્યાં ગેબ થઇ ગયાં છે તે કોઇ જાણતું નથી—કોઈ જાણવાની દરકારબી કરતુ નથી.

સાહેબજી !

18425




